# ખાંસીને પછાડનાર ચેમ્પિયન




**ગ્લાયકોડિન** વર્ષોથી લાખો લોકોની ખાંસી પર સંપૂર્ણ કાબૂ મેળવવામાં બીજા ખાંસીના ઇલાજો કરતા વધુ અસરકારક અને જોરદાર પૂરવાર થયું છે. □ ગ્લાયકોડિન મગજ, ગળું, છાતી અને ફેફસાં એમ ખાંસીના ચારે મોરચા પર હૂમલો કરી ખાંસીને મારી હઠાવે છે.

• ત્વરીત અસરકારક • મધુર સ્વાદવાળું • કફકસરયુક્ત

**ગ્લાયકોડિન** —ભારતભરમાં ખાંસીનો સૌથી વધુ લોકપ્રિય અને વિશ્વસનીય ઇલાજ.

everest/617/ACW_ak

"Everyone has his superstitions, One of mine has always been when I started to go any where or to do anything; never to turn back or to stop until the thing intended was accomPlished."

— Ulysses S. Grant



With Best Compliments

# Naranji Peraj Transport Co.

Fleet owners,
Transport Contractor
&
Govt. Contractor

Head office
67, Chakla Street : Bombay-400003
Phone : 321074, 329555

: Ahmedabad office :
Inside Prem Darwaja
Near Parsi chawl : Kalupur
Ahmedabad-380001

Phone : 37436
37638
38154

Gram : KINGVIJAY

# જુનાગઢ જિલ્લા સહકારી સંઘ

ચિતાખાના ચોક, જુનાગઢ

સ્થાપના :- ૧૪-૩-'૫૮ રજી. નં. :- ૨૪૯૧૮ ઓડીટ વર્ગ :- 'અ'

**"સહકારી શિક્ષણ, તાલીમ, પ્રચાર અને પ્રકાશનનું કામ કરતી જિલ્લાની એક માત્ર સમવાય સંસ્થા"**

: સંઘની પ્રવૃત્તિ :

૧ – સહકારી મંડળીઓના સામાન્ય સભ્યો, ભાવી સભ્યો, વ્યવસ્થાપકો તથા મંત્રી-મેનેજરોને તાલીમ આપવી.

૨ – સાહિત્ય વેચાણ, મંડળીઓને મુંઝવતા પ્રશ્નો, નવી મંડળીઓની રચના અંગે માર્ગ દર્શન આપવું.

**જિલ્લા સંઘની શિક્ષણ યોજના તથા પ્રચાર યોજનામાં સહકાર આપો.**
**સંઘનું સભ્યપદ ધારણ કરી સંઘની યોજનાઓનો લાભ મેળવો...**

| રણછોડભાઇ પટેલ | સુળજીભાઈ પટેલ | મોતીભાઈ જોષી |
|---|---|---|
| માનદ મંત્રી | ઉપપ્રમુખ | પ્રમુખ. |

# ગ્રાહકો તથા એજન્ટોએ નોંધ લેવા વિનંતી

* દિવાળી અંકની બચત હશે ત્યાં સુધી જ ઓકટોબર–નવેમ્બરના નવા ગ્રાહકો સ્વીકારાશે.
* કોઈપણ અંકનું વી. પી. કરવામાં નહિ આવે. લવાજમનું મનીઓર્ડર મળ્યે જ અંક મોકલાશે. દિવાળી અંક સલામતરીતે મેળવવા ઈચ્છનારે રજીસ્ટર્ડ ખર્ચના અઢી રૂપિયા વધારે મોકલવા. સાદી ટપાલમાં દિવાળી અંક ન મળે તો કાર્યાલયની જવાબદારી નહિ રહે.
* 'ખાંભી ને પાળિયા' અંકની છૂટક કિંમત રજીસ્ટર્ડ ખર્ચ સહિત દસ રૂપિયા થાય છે. દસ રૂપિયાનું મની-ઓર્ડર મોકલવાથી જ અંક મોકલાશે વી. પી. નહિ કરાય.
* ડિસેમ્બર અંક રાબેતા મુજબ બહાર પડશે.

ઊર્મિનવરચનાના લવાજમના દર

વાર્ષિક : દેશમાં રૂપિયા ૧૫ : વાર્ષિક: પરદેશમાં રૂપિયા ૩૦

**'ઊર્મિનવરચના' કાર્યાલય : ૧૩, જાગનાથ પ્લોટ**

**રાજકોટ : ૩૬૦ ૦૦૧**

---

# નાના મોટા સુંદર ઘાટ...
# દરેક ગ્લાસ અજોડ, આકર્ષક!

## —સુડોળ સુપાત્ર, ચમકતા યેરા ગ્લાસ



કાચઉદ્યોગને ક્ષેત્રે ઍલેમ્બિકનું નામ ભારતમાં આગળ પડતું છે. એમણે બનાવેલા ખામી વિનાના, મજબૂત, સ્ફટિક જેવા સ્વચ્છ અને ચમકતા કાચના ગ્લાસઓ હૉટેલ, રેસ્ટોરાં, હૉસ્પીટલ જેવી ઘણી મોટીમોટી સંસ્થાઓમાં બહોળા પ્રમાણમાં ઉપયોગ થાય છે. વળી ઘરની ગૃહિણી પણ એની પસંદગી ઍલેમ્બિકના યેરા ગ્લાસ પર ઉતારે છે કારણ કે લાંબે ગાળે એ સસ્તા પડે છે. યેરા ગ્લાસ રોજિંદા વપરાશ માટે મજબૂત, ટકાઉ હોવા સાથે, એના આકર્ષક ઘાટ, સુંદર રંગને લીધે કોઈપણ સમયે તમારા ઘરની શોભા બની રહે છે. યેરા ગ્લાસ—વપરાશના ગ્લાસ છે!

- યેરા ગ્લાસ તમને ગમે એવા આકર્ષક ઘાટ અને પાકા રંગોની વિવિધ સુંદર ડિઝાઈનોમાં પણ મળે છે.
- યેરા ગ્લાસ એની આગવી નિર્માણક્રિયાને લીધે વધુ મજબૂત અને ટકાઉ હોય છે.
- યેરા ગ્લાસની બનાવટ, ઍલેમ્બિકની સતત, કડક ચકાસણીને લીધે ખામી વિનાની હોય છે.
- યેરા ગ્લાસને વિશિષ્ટ પ્રક્રિયામાંથી પસાર કરવામાં આવતા હોવાથી એની કિનાર સહેજ પણ ખરબચડી હોતી નથી.




યેરા કાચના વાસણ
—બધાને મનપસંદ, આધુનિક વાસણ!

નિર્માતા:
ઍલેમ્બિક ગ્લાસ ઇન્ડસ્ટ્રિઝ લિમિટેડ,
વડોદરા ૩

ભારતનો સૌથી મોટો સંપૂર્ણ ઓટોમેટીક પ્લાન્ટ

Bensons 3242 D-Guj

ઊર્મિનવરચના: દીપોત્સવી વિશેષાંક : ખાંભી અને પાળિયા
તંત્રીઓ : ઈશ્વરલાલ મો. દવે : જયમલ્લ પરમાર
વર્ષ : ૪૬ : ઓક્ટોબર–નવેમ્બર, ૧૯૭૫ : અંક ૭–૮ : સળંગ અંક ૫૪૭–૪૮

# 'પાળિયાના અભ્યાસ માટેની સંદર્ભ-સૂચિ

[ડૉ. પ્રવીણભાઇ પરીખ પાસેથી મળેલી આ યાદી કદાચ અધુરી હશે, છતાં અભ્યાસીને જરૂર ઉપયોગી થશે. સં.]


આચાર્ય ગિરજાશંકર વલ્લભજી : ગુજરાતના ઐતિહાસિક લેખો, ગ્રં. ૧ (૧૯૩૩), ગ્રં. ૨ (૧૯૩૫) ગ્રં. ૩ (૧૯૪૨).

આચાર્ય નવીનચંદ્ર : "સૌરાષ્ટ્રના પાળિયા અને તેનું સાંસ્કૃતિક મહત્ત્વ", પથિક, મે-જૂન, ૧૯૭૧.

ઓઝા, વજેશંકર ગૌરીશંકર : ભાવનગર પ્રાચીન શોધ સંગ્રહ, ૧૮૮૭

જોશી એલ. ડી. : (અમારો કચ્છ પ્રવાસ); પથિક, સપ્ટેમ્બર અને ઓકટોબર અંકો, ૧૯૬૬.

પરમાર ખોડીદાસ : સૌરાષ્ટ્રના પાળિયા, ખાંભી વગેરે અને 'તેનાં શિલ્પ-પ્રતીકો" ગુજરાત, દીપોત્સવી અંક, વિ. સં. ૨૦૨૩.

પરમાર જયમલ્લ : આપણી લોકસંસ્કૃતિ, ૧૯૫૭

પંડયા અમૃત વસંત : વલ્લભવિદ્યાનગર સંશોધન પત્રિકા, વર્ષ ૧, અંક-૨ ૧૯૫૩-૫૮..

ફોર્બસ એ. કે. : રાસમાળા, ગ્રંથ-૧ (૧૯૨૨) (અનુ. રણછોડલાલ ઉદયરામ) ગ્રંથ-૨ (૧૯૨૭)

ભટ્ટી, નાગજીભાઇ : "અમારો કચ્છ પ્રવાસ" (પ્રવાસ-૨) પથિક, ૧૯૬૮ (જાન્યુઆરી થી જૂનના અંકો); (પ્રવાસ-૩) પથિક, ૧૯૬૯ (જાન્યુઆરી થી) ૧૯૭૦ (સપ્ટેમ્બર, સુધી). : "પાળિયા બોલે છે," પથિક, જાન્યુઆરી, ૧૦૭૧. : "સ્મૃતિચિહ્નો અને કચ્છના ખાંભી-પાળિયાનું સર્વેક્ષણ : એક અભ્યાસ" ઊર્મિ-નવરચના, જુલાઈ, ઓગસ્ટ અને સપ્ટેમ્બર, ૧૯૭૫. રાઠોડ, રામસિંહજી : કચ્છનું સંસ્કૃતિદર્શન, ૧૯૫૯ વકીલ, લાલજી નાનજી : કચ્છનો કુરુક્ષેત્ર ઝારો. વોરા, મણિભાઈ : "પાળિયા" કુમાર, ડિસેંબર, ૧૯૭૦

શાસ્ત્રી, કે. કા. : "કચ્છના પ્રાચીનતમ પાળિયા" અસાં-જો કચ્છ, ૧૯૭૩. ,, ,, : "નગીચાણાના પાળિયા", અનુશીલન, ૧૯૪૮ ,, ,, : "સૌરાષ્ટ્ર કચ્છમાંના પાળિયા" ગુજરાત, દીપોત્સવી અંક, વિ. સં. ૨૦૨૬.

શાસ્ત્રી હરિપ્રસાદ : ભારતીયઅભિલેખવિદ્યા, ૧૯૭૩

શાહ પ્રિયબાળા અને : પરીખ પ્રવીણચંદ્ર : 'ઘૂમલીના પાળિયા લેખો,' 'વાક્', માર્ચ, ૧૯૭૨

શાહ ચંદ્રકાન્ત ફૂલચંદ અને : શાહ પુરુષોત્તમ (સંપાદક) ચરોતર સર્વસંગ્રહ ભાગ-૧-૨ (૧૯૫૪)

महेता उषाकान्त और सुरेश : 'बबूल के पिले फूल और पालिया', धर्मयुग, २३, अगस्त.

A Collection Prakrit ond sanskrit Inscriptions (Bhavnager)

Bulletin of the Museum and picture Gallery Vol. XX (Baroda)

**Diskalkar, D. R.** : Inscriptions of Kathiawar 1944.

**Khakher D. P.** : Report on the Architectural and Arhaeological Remains in the Province of Katchh 1879.

**Tod, James** : Travels in westeran India, (1839)


• સ્થાનિક રાજવંશોને લગતા ઈતિહાસ-ગ્રંથોમાં અને લોકસાહિત્યના ગ્રંથોમાં પણ આ વિષયને લગતી પ્રસંગોપાત્ત માહિતી હોય છે.

*

(મૃત્યુસ્મારકો સમજવામાં ઉપયોગી થાય તેવાં કેટલાંક અંગ્રેજી પુસ્તકોની નામવલી શ્રી અરવિંદ આચાર્યે નીચે મુજબ મોકલી છે – સં.)


(1) Fergueson : Rude stone Monuments.

(2) E.T. Dalton : Rude stone monuments in Chatia–Nagpur

(3) Sarat Chandra Roy : The Mundas and their Community

(4) S.C. Roy : Oraon Religion and their Customs

(5) P.R.T. Gudon : The Kharis

(6) J.W. Breeks : An Account of Primitive Tribes and Monuments in the Nilgiris.

(7) Ancient India : Vo 2–5 Archaeological Survey of India

(8) Sundar : The Early Chamber Tombs of South India

(9) V. Ball : Stone monuments in the District of Singhbhum.: Indian Antiquaty; Vol.–I

(10) R.B. Branfall : Old slab Stones–Monuments in Madras & Mysore: Indian Antiquaty, Vol.–I

(11) ... ... ... Men in India–(Periodical OLd series Ranchi–Bihar).

(12) Benoy Ghosh : Paschim Banger Sanskriti

(13) Shyamalkant Chakravarti : SATI Epigraphy in Bengal Journal of Varendra Research Museum–University of Rajashali, Bangla desh, *1973*

(14) Dr. Koopar : Tribal Art in Dangs

(15) Elwin : Trible art in Cental India

(16) Haku Shah : Vetra Ne Khambha

(17) Dr. Goetz : Study of Western India Memorial Stones Oriential Art–London

(18) Raghvan : India in Gylones History, Source and Culture

(19) Bishop Cardvell : Demonolutry in South India Census of *India; 1894.*

(20) Dr. Purushottam Singh : Burial Practices in Ancient India

# હે પિતૃઓ ! અમારી પ્રજા તથા વીરોનું રક્ષણ કરજો.

ઇન્દ્રલાલ મો. દવે : જયમલ્લ પરમાર

સુકાળ પછી ત્રણ ત્રણ વરસના દુકાળ અને એવા દુકાળ પછી પાછો સુકાળ અને સુકાળ માથે વિનાશક ઝંઝાવાત એવું નિયતિનું ચક્ર ચાલ્યા જ કરે છે. આ બધા વચ્ચે માનવી અથડાતો-કૂટાતો, પડતો આખડતો છતાં ફરી ફરીને ઊભો થઈ આગળ વધતાં પોતાની ગતિ શુભ તરફ ઉર્ધ્વગામી રાખવા પ્રયત્નશીલ રહ્યા કરે છે. એટલા માટે આપણે હંમેશાં બધી દિશાઓથી પ્રકૃતિનાં બધાં બળો પાસેથી કલ્યાણને જ પ્રાર્થીએ છીએ. જીવનની જેમ મૃત્યુને પણ આપણે મંગલકારી જ માન્યું છે. લોકસાહિત્યમાં પણ એ જ ભાવના ઊતરી છે:

રણ રિયાં ગમ રોય, રોને રણ છાંડે ગિયાં;
મુએ જ મંગળ હોય, રણ મચિયાં રાખાશનાં.

ધર્મક્ષેત્રે જે મૃત્યુ પામ્યા એને રડવાનું ન હોય કારણ કે એ મૃત્યુ તો મંગલકારી છે. પણ જે રણ છોડી જાય-પલાયન થઈ જાય એને જ રડવાનું હોય.

ખાંભી અને પાળિયા એ વ્યાપક અર્થમાં મૃત્યુનાં સ્મારકો છે. પણ નવા વરસની શુભેચ્છાઓ-મંગલ કામના પૂરી પાડે એ ભાવના સૂત્ર ઉપરનો દુહો પૂરું નહોતો પાડતો.

એવામાં શ્રી. નરોત્તમ પલાણનો 'પાળિયાની વિભાવના'નો લેખ આવ્યો. એની શરૂઆત જ એમણે મૃત્યુનાં સ્મારકોના ભાવના-સૂક્તથી કરેલી. ખાંભી અને પાળિયાની સૃષ્ટિ દ્વારા-મૃતકો દ્વારા પણ મંગલ થવાની ભાવના એ ઋગ્વેદ મંડળ ૧૦ના સૂક્ત ૧૮-મામાંથી મળે છે. આર્યો પણ એક અદ્ભુત પ્રજા છે:

परं मृत्या अनु परेही पन्थां
यस्ते स्व इतरो देवयानात्
चक्षुष्मते शृण्वते तं ववीमि
मा नः प्रजा रीरिषो मोत वीरान् ॥

હે મૃત્યુ! દેવયાનથી ભિન્ન એવા પિતૃયાન દ્વારા (તું) લઈ જજે. આંખ તથા કાન વિના પણ જોઈ શકનાર અને સાંભળી શકનાર તને મૃતકને-પિતૃને અમે પ્રાર્થના કરીએ છીએ કે અમારી પ્રજા તથા અમારા વીરોને નષ્ટ કરજે મા. અર્થાત હે મૃતક-પિતૃ ! અમારી પ્રજા તથા વીરોનું રક્ષણ કરજે.

આ નૂતનવર્ષે લખોમખ ખાંભી અને પાળિયાના આપણા મહાન મૃતકો-પિતૃઓને આપણે સૌ સહ-પ્રાર્થના કરીએ કે અમારી પ્રજા તથા અમારા વીરોને પ્રેરણા પાજો. સાથોસાથ આપણી પ્રજા અને એમાંના આપણા વીરોને પણ પ્રાર્થીએ કે નવા વરસે આપણા સૌ થકી એકબીજાનું અનિષ્ટ ન થતાં ઈષ્ટ જ સધાઓ. એક બીજાને તોડવા કરતાં જોડવા તરફ જ આગળ વધાય.

આપણા આ પિતૃઓના ખાંભી અને પાળિયાના વિષય ઉપર અંક પ્રગટ કરવાની ભાવના વર્ષોથી મનમાં ભારી રાખેલી. એક તો એની અથાહ ભોં ભરવાની અને બીજા એના અસાધારણ ખર્ચને પહોંચી વળવાનું. એથી મન પાછું પડયા કરતું.

પણ ભીતરમાં ભારી રાખેલું તેણે પ્રગટ થયે જ છૂટકો કર્યો. પણ આ બધું શકય બન્યું એના સહાયકો અડીખમ સ્તંભ બનીને ઊભા રહ્યા અને અભ્યાસીઓ, વિદ્વાનો, ઈતિહાસ અને પુરાતત્ત્વના સંશોધનના પરિવ્રાજકો તથા ગમે તે ભોગે પણ તસ્વીરો મેળવી આપનારા સ્વજનોના પ્રેમ અને લાગણીભર્યા પુરૂષાર્થને પરિણામે.

જેમના પ્રેમ અને પુરૂષાર્થથી તન મન અને ધનથી આ અંક તૈયાર થયો છે એમને જ આ અંકનું શ્રેય જાય છે. એવા પરમ સંતોષ સાથે વધુ આનંદ અમે એટલા માટે અનુભવીએ છીએ કે દર વર્ષે લોકસાહિત્યના એક એક અંગને ચરિતાર્થ કરતા અંકો ગ્રાહકો, વાચકો અને સાહિત્ય-રસિકોના કરકમળ સુધી પહોંચાડવાની પરંપરાને આ વર્ષે પણ જાળવી શકાઈ છે. સુરૂપ મુદ્રિકા અને તેના કર્મચારીગણે એને સુરૂચિપૂર્ણ અને સાદ્યંત રીતે પાર પાડયું એ માટે એમનો અંતરનો આભાર માનીએ છીએ. એ સૌ પણ આ અંકના સર્જનના સહભાગી છે.

એમની એક એક તસ્વીર ગુજરાતના ઈતિહાસના એક એક તબક્કાની ચાવીસ્વરૂપ છે. તળ ગુજરાત પૂરતા તો એમના ઉપરના સંપૂર્ણ વિશ્વાસથી જ અમે આગળ વધેલા. ડૉ. ગૌદાનીએ જ ગુજરાતના અસંશોધિત ખાંભી-પાળિયાઓનું દર્શન એમની વિશિષ્ટ તસ્વીરો દ્વારા આ અંકમાં કરાવ્યું છે.

પોરબંદર પુરાતત્ત્વ મંડળ એટલે પુરાતત્ત્વ, ઈતિહાસ અને લોકસંસ્કૃતિનો ત્રિવેણી સંગમ. એમની પાસે ન હોય એ બીજે ભાગ્યે જ હોય એવો સૌરાષ્ટ્રનો સર્વાંગી ભંડાર. મંડળના પ્રમુખ શ્રી. મણિભાઈ એટલે ભાવના, પુરૂષાર્થ અને પ્રેરણાનો મહાસ્રોત. ૭૫ વટાવી ગયે ય હજી ડુંગરા ઊથામવાના-પર્યટનોના હલુંબા હાલતા હોય. હોડે ચડે તો પાછા પડે નહિ અને પડે તો કટકા થઈને પડે તેવા શ્રી. નરોત્તમ પલાણ જેવા એમને શિષ્ય મળી રહ્યા.

આ અંકમાં આખર સુધી શ્રી. નરોત્તમ પલાણે વીણી વીણીને ખાંભી પાળિયાની સામગ્રી મોકલ્યા કરી છે. સાફ સુથરી કરીને, સમારીને-સંમાર્જન કરીને અને તે પણ જ્યાંથી જે કોઈ મિત્ર પાસેથી મળેલ હોય તેને જ તેનું શ્રેય આપતા જઈને. અંત સુધી એમણે ચિંતા કરી છે. સૌરાષ્ટ્રની ઐતિહાસિક તસ્વીરોનો આધાર જ પુરાતત્ત્વ મંડળ હતું. હતી તેટલી એમણે કાઢી આપી. બાકીની કેટલીક માટે શ્રી. મણિભાઈ યુવાન મિત્રો સંગાથે પ્રવાસે નીકળ્યા. જરૂરી તસ્વીરો ત્યાંથી પાડતા જઈને મોકલતા રહ્યા. એક એક કરતાં ચાળીસેક તસ્વીરો મોકલી. અને વરસાદને કારણે માછરડાનો પ્રવાસ ન ખેડી શકતાં મૂળુ માણેકની ખાંભી ને હેવર્ટ-લેટૂઇશની કબરોની તસ્વીરો રહી જવા પામી. એ સાથે ઉજળીની પણ.

આમ તો એમની જે ભાવના ને પુરૂષાર્થને, અભ્યાસ અને અનુભવને સાકાર કરવા તેઓ ઈચ્છે છે તેના સાધનરૂપે જ 'ઊર્મિનવરચના' આ કામ આપી રહેલ હોય ત્યાં એમના દિલમાં પણ આવા અંકોનું પ્રકાશન અપાર ઉમંગ અને આનંદની ભરતીઓ ચડાવી રહેલ છે, પછી કોણ કોનો આભાર માને? પુરાતત્ત્વ મંડળ એટલે સર્વશ્રી મણિભાઈ, નરોત્તમ પલાણ, ગોસ્વામી મોહનપુરી, દેવજીભાઈ વાજા, ગરચર, દેવેન્દ્ર જોષી, શ્રી. રાજેન્દ્ર રાયજાદા, પ્રા. મહેશ પંચોળી, જયંતી મકવાણાને શ્રી. બાલુભાઈ (પ્રભાસપાટણ)નો સમાવેશ આ અંકના સર્જનમાં થાય છે. :શ્રી. ખોડિયાર પણ ખરા.

રંગ દેવા જોઇએ શ્રી. કાનજીભાઈ બારોટને કે જેની જીવંત જિજ્ઞાસા, અભ્યાસની લાગણીભરી મનોવૃત્તિ અને નવું નવું જાણવા જોવાનો અદમ્ય ઉમંગી ઉદ્યમ એ જૂનવાણી લાગતા આલા દરજ્જાના વાર્તાકથકમાં સાંગોપાંગ ભર્યા છે.

એથી જ ભર ઉનાળે ધોમ ધખતા દિવસોમાં તેઓ ખાંભી-પાળિયાના પ્રવાસે નીકળ્યા. ક્યાંક ટ્રક-ખટારામાં, ક્યાંક બસમાં ને ક્યાંક પગપાળા. આટકોટથી માંડીને ઉના-દેલવાડા સુધીની ભોં ભમી વળ્યા. વળી કાનજીભાઈ હોય ત્યાં ભેગો ડાયરો તો હોય જ. માંગડાવાળાના ડુંગર ઉપરથી માંગડાની, આટકોટની સીમમાંથી લાખા ફુલાણીની, ઉના-આમોદરની સડકેથી કુંવરબાઈની દેરીની ને દેલવાડાથી કુંવારી માતાની એવી કૈંક તસ્વીરો આ અંકને શોભાવે છે તે કાનજીભાઈના પ્રેમભર્યા પારશ્રમને આભારી છે,

ચોમાસું માથે આવી ગયું. અને આવું ચોમાસું હમણાં આવેલું નહિ. ચોટીલાની ડુંગરમાળથી ભીમોરા અને રેશમિયાની ભેડાધારથી ચોબારી થઈ મૂળીગામે જોમબાઈમાની ખાંભી સુધીના આઈ કુંવરના, આઈ વેજીના, મા જોમબાઈમાના, ઓઢા ખાચરના, ચોબારીના કાઠીઓના અને ભેડાધારના પદાતિના પાળીઆના ફોટા પાંચાળની વાદળઢંક ધરતી માથેથી મેળવવા દોહ્યલા હતા. પાછળ જ પડી ગયેલા સાયલાના ડૉ. કે. જે. પઢિયારની અને ધજાળાના શ્રી. સવસીભાઈ મકવાણાની. કોકના કેમેરા, કોકનાં વાહન, ચોમાસાના ડુંગરા ચડવા ને ઊતરવા, વળી ધાબડમાંથી ફોટા પાડીને મોકલવા. એ આપ્તજનોને કેટલાક ધન્યવાદ દઉં? એમના પ્રેમનો જ આ બધો પરિહાર છે. ધન્યવાદ એમને.

એવું જ બન્યું બાબરીઆવાડમાં આવેલ ચિત્રાસર ગામે રહેલ ઉગાવાળાના પાળિયા ને કુવા દેરીવાળા તળાવની તસ્વીરોનું. દરિયાકાંઠાનાં ગામ. વરસાદથી જમીન રેચક બની જાય. વાહન હાલે નહિ. રંગ દઉં સજણ શ્રી સુરગભાઈ વરૂને કે ટાણું કટાણું જોયા વગર કોઈકની જીપ ને કોઈક કેમેરાવાળા

મિત્રને મેળવીને ઉગાવાળાના પાળિયાનો અને કૂતાદેરીવાળા તળાવનો ફોટો અઢી મહિને પણ રૂબરૂ આવીને પહોંચાડયે રહ્યા.

એવી જ વિપત પડાવી ઉનાના અમારા પરમ સ્નેહી શ્રી. ચંદ્રશંકર જાનીને. ખોડીદરમાં રા નવઘણ માટે મરનાર ઉગા ઓદલની ખાંભી, પણ ગામ એવું કે વરસાદથી વાહન પહોંચે નહિ. વરસાદ અટકે તો ફોટા પડાવાયને ? પાછળ જ પડી ગયો. ચંદુભાઈ કહે કે "ભરોસો રાખો, તમને ફોટા મોકલ્યે જ છૂટકો કરીશ"ને ખરેખર ટાણાસર મોકલી આપ્યા એ બદલ એમનો કેટલો આભાર માનુ ?

નાની સાણથલીથી સરધારપુર પાંચ માઇલને અંતરે, પણ વરસાદ ત્યાંના આયર શહીદોની ખાંભીઓના ફોટા પાડવા ન દે. એવું જ કાંઠી જેતપુરમાંથી 'ચાંપરાજવાળા ને જોગડા ઢોલીના ફોટા પડાવવા એ આભ જમીન એક કરવા જેવું થઈ પડયું. છેવટ ડોસલમારૂ વગેરેની ખાંભિયું ને જેતપુરની બન્ને ખાંભીના ફોટા પડાવવાનો જોગ દ. શ્રી. પુંજાવાળા હોય તો જ બાઝે. ભર ઉનાળે ને અણુથક વરસાદ વચ્ચે બધાયનાં આમ લોહી પીધાં છે.

વૈદ્ય એ. એચ. ગનિયાની ને પાછા મોટા ભાઈ ગઢડાવાળા એવું એક ગુડઝ ટ્રેઈન જેટલું લાંબું નામ ધરાવનાર અમારા લાડણઘેલા મોટાભાઈ ને તો ખપેડે જ ચડાવ્યો કર્યા છે. કયાં ગઢડાની અમૂલા વાદણ, કયાં ગઢાળીના અરજણજી ગોહિલ ને એમના ભાણેજ, કયાં ગઢડા–લાખણકા જીવાખાચર ને મેમણ સરૂ ડોસાની ખાંભી, કયાં ઘોઘામાં મોખડાજી ને કયાં વરતેજના મામદશા પીર ! અમારે મોટાભાઈ ગામતરે નીકળે એટલે ગામ આખું ગામતરે હાલે એવો ઠઠારો. એમના હાથમાં હોકાને બદલે પરથમ કેમેરો પકડાવ્યો. પણ સુખે દુઃખે આભલા જેવા ફોટા ઊતારી ઊતારીને મોકલતા રહ્યા. ભલે ઊગા ભાણ, ભાણ તુંહાળા ભામણા.

પકડયા નાનાભાઈ સમા કરશન પઢિયારને. વાટ જોઈ જોઈને ગયા તોય એમનેવરસાદ નડયા. કયાંક બસને બદલે ટેકસી કરીને રસ્તા ઓળંગ્યા. બે ગાઉ હાલીને મૈયાની ૮૪ ખાંભી માટે કનરાને ડુંગરે ચડાવ્યા. ફોટા પડાવરાવ્યા. પછી રાત તો પાસેના ગામડે જ રોકાવાં પડે. ડાયરો ભેગો, સખી દખી થતા પછી મોણિયે ગયા ને આઇ નાગબાઈ ને હરિજન દંપતિના ફોટા પાડી ત્રણ દીએ ઘેર પોગાડયા. એમણે એકઠી કરેલી કનરાની વાતું તો હજી બાકી જ છે.

વઢવાણ ભાઈ અરવિંદ આચાર્યને માંદગીની પથારીએથી પદોડયા. વરસાદ ફોટા લેવા દયે નહિ ને હું રીડિયારમણ કરૂં. એ મૂંગે મોઢે સહન કરતા જઈને રાણકદેવીના, માધાવાવના, કૂવાના કેરના અને બંગાળના પાળિયાના ફોટા નાદુરસ્ત તબિયતે મોકલવા માટે એ ભદ્રિક ને વિનયશીલ મિત્રનો ગમે તેટલો આભાર માનું તોય ઋણભાર ઓછો થાય તેમ નથી.

કયાં જાતી ઠેઠ વિકટર બંદરે પડેલી એક સીમ્સ સાહેબની કબરનો ફોટો મગાવ્યો ડુંગર ગામના આદરણીય બુઝર્ગ આદમી શ્રી. કલ્યાણજીભાઈ પાસેથી. ડુંગરથી વિકટર પાંચ છ માઈલ થાય. દરિયા કાંઠો ને વરસાદના દિવસો. માનું છું કે બધી મથામણ એમના ભાઈ રમણિકભાઈને આભારી હશે. એક એક ફોટા માટે સૌના માથે આવી આવી વીતાડી છે. આ એક અંક માટે આમ અનેક મિત્રો–મુરબ્બીઓ કામે લાગેલા. સૌને ખાંભી–પાળિયા બનાવ્યા છે.

એ જ રીતે રા નથવાણીઆના ફોટા માટે ડૉ. શ્રી મગનભાઇ ગોંડલિયાનો, મેરાદાદા માટે રામ રાતડીઆનો, રેખાંકનો માટે પ્રા. શ્રી. નાગજીભાઈ ભટ્ટિ, શ્રી. દેવજીભાઈ વાજા, શ્રી. ગરચર અને શ્રી. દેવેન્દ્ર જોષીનો પણ આ તકે આભાર માની લઉં. ગુજરાત વિદ્યાપીઠથી શ્રી. હકુશાહે 'નેત્રા અને ખાંભા' નું પોતાનું સુંદર પુસ્તક મોકલી આપ્યું. એમાંથી બે ચિત્રો એમના સૌજન્યથી જ લીધાં છે. એમનોય આભાર માની લઉં. એ સાંકળ શ્રી. નટુભાઈ રાવળ જેવા પ્રેમાળ મિત્રને આભારી છે. અને મદ્રાસથી બિહારના વનવાસી આયરોના પશુઓના દેવનું ચિત્ર–પુસ્તક 'Vertical man' મોકલવા માટે સાહિત્ય જગતના ઊંડા અભ્યાસ–રસિક શ્રી. દ્વારકાદાસ પરીખનો આભાર ન માનીએ તો અધુરૂં જ રહી જાય.

આમ એક એક ફોટો મેળવતાં કેટકેટલી પરેશાની, કેટકેટલા દિવસ અને કેટકેટલું ખર્ચ થયું હશે તેની કલ્પના સહેજે આવી શકશે. આટલા બધા ફોટા, આટલા બધા દિવસોની મહેનત અને પ્રવાસ

પર્યટનના અંદાજ વગરના એ ખર્ચને પહોંચી વળવાનું અમારૂં તો ગજું જ કયાંથી હોય ? ખર્ચ આપવાનો જ્યાં અમે થોડો પણ વિવેક કર્યો ત્યાં એટલા જ પ્રેમ અને વિવેકપૂર્વક એ પાછો વાળવાના એ સૌના સૌજન્યનું મૂલ્ય પ્રેમ અને ઋણાનુબંધ સિવાય બીજું એકેય ન હોઈ શકે, આ અંક એ સૌના પ્રેમ અને પરિશ્રમથી અંકિત થયેલ છે.

સમજદાર સૂજાણ, નર અવસર ચૂકે નહિ;
અવસરનાં ઓસાણ, રહે ઘણા દિન રાજિયા.

ખાંભી ને પાળિયા જેમ લોકસંસ્કૃતિનાં પ્રતિકો છે તેમ ઈતિહાસના પણ અંકોડા છે. આમ જોઈએ તો ભારતીય સંસ્કૃતિથી ભિન્ન એવી કોઈ સંસ્કૃતિ જ નથી, પણ ભૌગોલિક કારણો ને સામાજિક પરિસ્થિતિથી વિવિધ પ્રજાસમૂહોમાં સંસ્કૃતિનાં વિવિધ પાસાં ઘડાતાં હોય છે. એકતાની જ એ બધી વિવિધતા છે. ગુજરાતની ધરતીનાં સૌભાગ્ય છે કે એ સંસ્કૃતિ અને ઈતિહાસના વિવેકશીલ વિદ્વાનો અને આદરણીય અભ્યાસીઓ તે પકડતી જ રહે છે. બધી સરિતાઓનાં પવિત્ર જળથી પ્રયાગ ઊભું થાય છે તેમ બધી દિશાઓના શુભ અને સુંદર વિચારોથી જ્ઞાનનો પ્રકાશ પ્રગટે છે : आ नो भद्राः क्रतवो यन्तु विश्वतः 'ઊર્મિનવરચના'નાં પણ એ ભાગ્ય છે કે એને બધી દિશાઓથી શુભ અને સુંદર મળ્યા કરે છે.

ગુજરાતના શ્રદ્ધેય વિદ્વાનો સર્વશ્રી હરિશંકર શાસ્ત્રી (પ્રભાસપાટણ), શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી અને શ્રી કેશવરામ કા. શાસ્ત્રી (અમદાવાદ)ના જ્ઞાનરાશિ અને ચિંતનપૂર્ણ લેખો વડે આ અંકને આશીર્વાદ મળ્યા છે. શ્રી શંભુપ્રસાદ દેસાઈની કવિતા પ્રસાદી મળી છે. નવી પેઢીના ડૉ. શ્રી પ્રવીણભાઈ પરીખ, શ્રી છોટુભાઈ અત્રિ, આચાર્ય શ્રી સુરેશભાઈ દવે, ડૉ. શ્રી નાગજીભાઈ ભટ્ટિ, શ્રી અરવિંદ આચાર્ય અને દ. શ્રી મેરામવાળાનો લાગણીભર્યો સહકાર મળ્યો છે.

બુઝર્ગ ને આદરણીય લોકસાહિત્યિકોમાં શ્રી દુલેરાય કારાણી, શ્રી કેસરદાન બારહઠ, શ્રી પિંગળશીભાઈ ગઢવીના આશીર્વચનો લેખ કે કાવ્યરૂપે મળ્યા છે. શ્રી મૂળુભાઈ પાલિયાએ એમની લાક્ષણિક શૈલીએ લોકજીવનના ઇતિહાસનો અસ્ખલિત પ્રવાહ વહેડાવ્યો છે. હરસુરભાઈ ગઢવીએ ખાંભી પાળિયાના વિવિધ અંગો વિષેના લેખોનો ઢગલો કરી દીધેલો, પણ વિસ્તારભયથી સમાવેશ નથી કરી શકાયો. એ મુદ્દામાંથી ઘણાખરાનો એક યા બીજા લેખમાં સમાવેશ થઈ જાય છે. ધન્યવાદ ઘટે છે એમના અભ્યાસ–ઉમંગને.

સાહિત્યપ્રિય શ્રી શંભુદાનજીના ચોપડા ઈતિહાસના આધાર સ્તંભ બને તેવા છે. એમનો લાગણીભર્યો સહકાર મળ્યા જ કરે છે. ત્યારે શ્રી અમરદાસજીએ એમની રસિક ને વેગભરી સંસ્કારદૃષ્ટિમાં અનેક પાળિયાઓને આવરી લીધા છે. ત્યારે દ. શ્રી પુંજાવાળા, ડૉ. શ્રી મગનભાઈ ગોંડલીઆ ને શ્રી બાપલભાઈ ગઢવીની ખમીવંતી વાતો; નાનાભાઈ બારોટ, ભાયાનાગ બારોટ, રામ રાતડીઆ અને ખોડાભાઈ વીસાભાઈ પ્રજાપતિ વગેરેને તો કેમ જ વીસરી શકાય?

સામાન્યરીતે પાળિયાને ત્રણ ભાગ હોય છે તેમ આ અંકને પણ ત્રણ ભાગ છે; વિષ્ણુ ભાગ, શિવભાગ ને બ્રહ્મભાગ. એમાં રેખાંકનો ને તસ્વીરોનો એક; લેખો, વાર્તા, ચર્ચા ને કવિતાનો બીજો ને બાકી રહ્યો તે અંકને પોષણ પૂરૂં પાડનાર વિષ્ણુભાગ ત્રીજો. ૨૭૫ પાનાંનો દળદાર અંક ને ૧૭૫ ચિત્રોનો પૂંજ જોઈને એના ગંજાવર ખર્ચનો અંદાજ હરકોઈને આવી શકશે. પણ જ્યાં શ્રદ્ધા રાખી ત્યાં ફળી એમ કહીએ તો લગીરે અતિશયોક્તિ નહિ કહેવાય.

ખાંભી અને પાળિયાના આ અંકનો ચગો ઊભો કરનારા ૬૦ થી ૬૫ જેટલાં મુબારક નામો તો આ અંકની જાહેરખબરોમાં જ સમાયેલાં છે. માત્ર સારા કામમાં સદ્‌ભાવથી પ્રેરાઈને જ એમણે જાહેરખબરોરૂપે ઉત્સાહ પૂરો પાડયો છે: એ સૌનો આભાર માન્યા વગર તો કેમ જ ચાલે ? પણ એ જાહેરખબરો આપવા માટે પ્રોત્સાહિત કરનારા શુભનામોમાંથી ડૉ. શ્રી મગનભાઈ ગોંડલિયા (બગસરા), ડૉ. શ્રી ઉમેદસિંહ રાણા (થાનગઢ) શ્રી મોતીભાઈ જોષી (વેરાવળ) ને શ્રી છબીલભાઇ શાહ તથા શ્રી પ્રવીણભાઈ શાહે (મુંબઈ) તથા કુટુંબના જ સભ્યો ને સ્વજનોને આ તકે યાદ ન કરીએ તો કૃતઘ્ની ગણાઈએ. જેમનાં નામ નથી આપ્યાં એ સૌ સહિતે હૈયાધરી ન આપી હોત તો ખર્ચનો આવડો મોટો બોજ ઊપાડવો અમારા માટે અશકય બની ઊઠત, નવા વરસે એ સૌને ઈશ્વર સારા કાર્ય માટે અખૂટ શકિત આપ્યા કરે અને ઈશ્વર સૌનું ભલું કરે એ જ અમારા અંતરની ભાવના છે.

# ખાંભી ને પાળિયા અભ્યાસના ક્ષેત્રમાં

જયમલ્લ પરમાર

ખાંભી ને પાળિયા સૌ પ્રથમ વીરમૃત્યુના સ્મારક તરીકે નજરે ચડયા મારા ખ્યાલ મુજબ કચ્છ ને કાઠિયાવાડની પ્રથમ સરવે કરનાર કેપ્ટન જેમ્સ મેકમર્ડોને સને ૧૮૧૩–૧૬માં પ્રથમ ઓખા મંડળ ને કાઠિયાવાડમાં અને ત્યારબાદ કચ્છમાં. પણ મારધાડના એ યુગમાં એ સાહસિક અભ્યાસી યુવાન અફસર કોલેરામાં ઝડપાઈને વીજળી કારકિર્દી સાથે અંજારમાં અકાળ મૃત્યુ પામ્યો.

એ કાળના ઘણાખરા અંગ્રેજ અફસરો જ્યાં જતા ત્યાં ભૂતળનો, ધરતીનો અને પ્રકૃતિનો અભ્યાસ કરતા જતા, નોંધતા જતા ને આગળ વધતા જતા. એ પછી કર્નલ ટોડે ૧૮૨૩થી પશ્ચિમ ભારતના પોતાના પ્રવાસના અહેવાલમાં પાળિયા નોંધવા શરૂ કરેલા. ૧૮૫૬ પછી ફાર્બસ સાહેબે, ૧૮૭૪-૭૫માં શિલ્પ–સ્થાપત્યના અભ્યાસ દરમિયાન જેમ્સ બર્જેસે, ને ૧૮૭૯માં દલપતરામ પ્રાણજીવન ખખ્ખરે કચ્છમાં એવી નોંધ કરી છે. પણ પાળિયાની અભ્યાસપૂર્વકની નોંધ ૧૮૮૭માં શ્રી. વજેશંકર ગૌરીશંકર ઓઝાએ કરેલી, જે 'ભાવનગર શોધ પત્રિકા'માં સંઘરાઈ છે. ૧૯૦૫–૬–૭ના રાજકોટ મ્યુઝિયમના વોલ્યુમ બોલે છે કે શ્રી. વલભજી હરિદત્ત આચાર્યે શિલાલેખો ને પાળિયાઓની નોંધ આપેલ છે. પાળિયાઓનો વિશેષ અભ્યાસ 'ભાવનગર શોધ પત્રિકા' અને વોટસન મ્યુઝિયમના વોલ્યુમ ઉપર આગળ વધ્યો છે.

### ઐતિહાસિક મહત્ત્વ

આ દરમિયાન હ્યુજીસ થોમસ, કેમ્પબેલ, બાર્ટન, વોટસન, કઝીન્સ ને ફોર્બસ જેવા ઘણા અંગ્રેજી અફસરો આ ધરતીના એક એક અવશેષ ને એકએક પાણામાં રસ લેતા થઈ ગયેલા. એમનું બધું સાહિત્ય ઊથલાવીએ તો એમાંથી ઠીક ઠીક નોંધ મળી આવવા સંભવ છે. મ્યુઝિયમો ઊભાં થયાં ને રાજકોટ તથા ભૂજના મ્યુઝિયમોમાં પાળિયા સંઘરાતા થયા તે એ અંગ્રેજ અફસરોને જ આભારી છે.

૧૯૪૦માં અમે સાપ્તાહિક 'ફૂલછાબ'ની સંશોધનની લેખમાળામાં લોકસંસ્કારના પ્રતિક તરીકે ખાંભી–પાળિયાની નોંધો આપેલી. ૧૯૪૪માં શ્રી. ડી. આર. ડીસ્કળકરે પાળિયાનું ઐતિહાસિક મૂલ્ય સમજાય તેવી નોંધો આપી. ૧૯૬૦માં લોકજીવનના એક પ્રોજેક્ટના ભાગરૂપ દેરી–પાળિયાનું સાહિત્ય ભારત સરકારને મેં મોકલાવેલું ને ૧૯૬૧માં રાજકોટ રેડિયો સ્ટેશન ઉપરથી મેં એનો વાર્તાલાપ આપેલો. વિવિધ પ્રદેશોના સર્વસંગ્રહોમાં પાળિયાની નોંધો આવતી થયેલી ને ૧૯૫૦ પછી તેને વધારે મહત્ત્વ મળતું ગયું, આમ છતા ખાંભી–પાળિયાના અભ્યાસનો એક પણ ગ્રંથ ગુજરાતમાં હજી સુધી બહાર પાડી શકાયો નથી. આદિવાસીઓ કે પછાત જાતિઓના અભ્યાસના ભાગરૂપ એનાં મૃત્યુનાં સ્મારકોની નોંધો અને તસવીરો ગ્રંથરૂપે જરૂર પ્રગટ થતી રહી છે.

### વીરપૂજાનાં પ્રતીકો

ગુજરાત બહારના પ્રદેશોમાં ખાસ કરીને કર્ણાટક, તામીલનાડુ ને બંગાળ–બિહારમાં પણ વીરપૂજાનાં સ્મારકો કરતાં મૃત્યુનાં સ્મારકો ઉપર વિશેષ સંશોધન થયું છે. તેમાં ય આદિવાસીઓના જીવન અંગેનું વિશેષ. મોટે ભાગે 'અણઘડ પાણાનાં મૃત્યુ સ્મારકો' અથવા તો આદિવાસીઓએ પોતાના દેવની લાકડા કે પત્થરની કોરેલી પ્રતિમાઓ ખોડેલી હોય છે તેવા સંશોધનનું કામ વિશેષ થયેલું છે. ગુજરાતમાં 'ખાંભી અને પાળિયા'જે એક વિશિષ્ટ અર્થમાં લેવાય છે તેવા અર્થમાં રાજસ્થાન અને ગુજરાતમાં જ વિશેષ કામ થયું છે. કારણ કે પાળિયાની વીરપૂજાની સંસ્કૃતિનો વિકાસ રાજસ્થાન અને ગુજરાતમાં વિશેષ થયેલો જણાય છે.

ગુજરાતમાં મૃત્યુનાં સ્મારકો એક આદિવાસીઓમાં મૂકાય છે ને બીજાં કાઠી દરબારોમાં ખાંભી મૂકાતી. જો કે કાઠી દરબારોના રિવાજ પાછળ મૃતાત્મા વીરગતિને પામેલ છે એવો જ હેતુ રહેલ હશે. કારણ

કે કાઠીઓ તો લડાયક કોમ એટલે ઘણુખરૂ તો ધીંગાણે વીરગતિ જ પામતા હોય. સમાધિ, પગલાં, ઓટા કે કબરો જે સાધક શૂર હોય તેની પણ થાય, જે સિદ્ધ થઈ ગયેલ હોય તેની પણ થાય અને મોતે મરી ગયેલ હોય તેની પણ થાય. એથી આજે જેમ બધા ખાંભી-પાળિયા વીરગતિને પામેલના ન કહેવાય તેમ બધી સમાધિ, પગલાં, ઓટા ને કબરો ખાંભી-પાળિયામાં ન લેખાય. ગુજરાતમાં ખાંભી-પાળિયાનું નામ લ્યે એટલે 'ધરમને ધીંગાણે ખપી ગયેલ' એમ જ સમજાય. ખાંભી ને પાળિયા એટલે મૃત્યુનાં સ્મારકોમાં વીરપૂજાની પ્રતિમા., એમ સૂરાપૂરા, સૂરધન વગેરેના ચોકકસ અર્થ જ થાય.

## ખાંભી-પાળિયાની લોકમાન્યતા

લોકજીવનમાં પાળિયા સિવાયના અભિલેખોનો ખ્યાલ બહુ ઓછાને હોય છે. સામાન્યરીતે પાળિયા એટલે એક શૂરાનો અને બીજો સતીનો એમ બે જ પાળિયાને ઓળખે છે. પછી શૂરામાં શૂરાપૂરા, સૂરધન વગેરેનો સમાવેશ થઈ જાય અને સ્ત્રીઓના પાળિયામાં સતીઓનો સમાવેશ થઇ જાય. અવગતીઆનો પ્રકાર જુદો માને અને એક ખેતરપાળનો પાળિયો જુદો માને.

લોકજીવનમાં પાળિયાને મૃત્યુના સ્મારક તરીકે નહિ પણ વીરપૂજા તરીકે અપનાવાયો છે. એમાં પિતૃતર્પણ અને ભય એ બન્ને ભાવ સમાયેલા છે. સતીઓનું પણ એમ જ. જાડા ખ્યાલ મુજબ દેરી-છતરડીમાં પાળિયા હોય તેની પાળિયામાં જ ગણતરી કરે છે પણ પગલાં, સમાધ, ઓટા વગેરે પૂજ્ય વડીલ કે વ્યક્તિ અથવા પૂજનીય સાધુ સંતો કે ભકતો પ્રત્યેના આદર-ભક્તિથી જુદા સ્વરૂપે પૂજાય છે.

આ બધા ખાંભી ને પાળિયાનું વિધિસરનું કોઈ શાસ્ત્ર હતું નહિ, છે નહિ. જે કાંઈ તિથિ, વિધ, નિવેદ નક્કી થાય છે તે એક લોકાચાર છે. એમાં જે કાંઈ શાસ્ત્ર જોડી દેવામાં આવ્યું હોય તે માત્ર ભૂવાને નહિ ને બ્રાહ્મણને પૂછવા જાય એમાંથી ઊભું થયેલ છે, અથવા જોડી દેવાયું છે. આદિવાસીઓમાં આવી તિથિ, વિધિ, નિવેદ વગેરે એના બડવા કે ભૂવા જ નક્કી કરે છે.

## નામ રૂપ જૂજવાં

એવા લોકજીવનના પાળિયા પંથભેદે અને બોલીભેદે જુદા જુદા નામે ગુજરાતમાં ઓળખાય છે. ખાંભી, ખાંભો, ખૂંટો, ખૂંટી, પાળિયા, પાવરિયા, પાવલિયા, પારીઆ, ચગા, છગા, શગા, નગલિયા (નાગના), ચગલિયા (ચગનું બહુવચન) ઠેસ્ય, લાંઠય, ફળાં, ફંડેલાં, સર, પોરસો, ઝુઝાર વગેરે વગેરે. આ શબ્દો અંગે ઓગસ્ટ માસના અંકથી ચર્ચા ચાલી આવે છે. આ અંકમાં ચિત્રો સાથે અભ્યાસી લેખકોએ એની ચર્ચા કરેલી છે. પણ એમાંથી તળપદા અર્થોને લાગે છે એની જ અહિં વાત કરીએ.

ખાંભી-ખાંભાના અર્થ ખૂબ સ્પષ્ટ છે. સ્કંભ સ્તંભ ઉપરથી આવેલો આ શબ્દ ખંભ-ખાંભા ને ખંભા સુધી પહોંચેલ છે. પણ બધા જ શબ્દોનાં મૂળ સંસ્કૃતમાં હોય છે એમ માનવાની પણ કાંઇ જરૂર નથી. પ્રાકૃતમાં પણ હોય અને પરભાષામાં પણ હોય. ખૂંટો શબ્દ કોઈ પણ જમીનના પ્રકારની સીમા-મર્યાદા બતાવે છે.

## પાલક અને રક્ષક

પાળિયા શબ્દની ચર્ચા ઓગસ્ટથી' આ અંક સુધી ખૂબ થઈ છે. એમાં મુખ્યત્વે 'પાળ' પાલકના-રક્ષકના અર્થમાં લેવાયેલ છે. એટલે કે પાળનાર-રક્ષણ કરનાર તે પાળિયો. તળપદી ભાષામાં પાળવું અને રક્ષણ કરવું તે બન્ને ભિન્ન અર્થમાં વપરાય છે. ખવરાવે પીવરાવે ને મોટાં કરે તેને પાળીને મોટાં કર્યાં એમ કહે છે. એવાં પ્રાણીઓને પણ પાળેલાં પ્રાણી કહેવાય છે. જ્યારે રક્ષક એટલે જેણે કોઈ કપરા સંજોગો વચ્ચે રક્ષણ કર્યું હોય તે. સિપાહીને રક્ષક કહેવામાં આવે છે. અંગની રક્ષા કરે તે અંગરક્ષક નગરની રક્ષા કરે તે નગરરક્ષક અને દેશની રક્ષા કરે તે દેશરક્ષક. સામાન્ય અર્થમાં રાજાને પાલક ગણાય, જ્યારે સૈનિક પાલક ન ગણાય પણ રક્ષક ગણાય.

જો કે ગામની રક્ષા માટે નદીના પાણીને ખાળવા ને ખેતરમાં ઢોર ન ગરી જાય તેને માટે બાંધેલ

હોય તેને પાળો, પાળ અથવા નાની હોય તો પાળી કહેવામાં આવે છે. ત્યાં એ રક્ષણના અર્થમાં વપરાયેલ છે. પણ મૂળભૂત પ્રશ્ન બીજો ઊઠે છે. કોઈ ગામ ઉપર કટક આવે એને પણ લોકજીવનમાં 'પાળ' કહે છે. એમ કહેવાય છે કે ગામ ઉપર 'પાળ' ચડી આવ્યું. ત્યાં 'પાળ' રક્ષકના નહિ પણ આક્રમકના અર્થમાં વપરાય છે.

## પાળો, પાળ ને પાળિયો

હવે ગામ ઉપર ચડી આવનાર 'પાળ'ને અને 'પાળિયા'ને નિકટનો સંબંધ હોય તેમ બને. એવો અર્થ બેસારાય કે 'પાળ'ની સામે ઝૂઝીને મરનાર તે 'પાળિયો', તો પછી 'પાળ' શબ્દનું મૂળ શોધવાનું બાકી જ રહે છે. એક અર્થ કરી શકાય. આગળના વખતમાં ઘોડે ચડીને આવનારા જેમ હતા તેમ ઘોડાનો વપરાશ બહુ શક્ય ન હોય ત્યાં પદાતિ એટલે પગપાળા પણ કટક લઈ આવતા. પદાતિનું સૈન્ય જ મુખ્યત્વે હતું. એ ઘોડા કે વાહન વગરના તે પગપાળાને લોકબોલીમાં પાળા પણ કહે છે. સ્વામીનારાયણના સાધુઓ પગપાળા આવતા એમને 'પાળા' કહેવાય છે. આમ પાળાનું ટોળું તે 'પાળ' કહેવાયું હોય એવો સંભવ વધારે છે. બાકી ગામ ઉપર ચડી આવે તે પણ 'પાળ' અને ગામનું રક્ષણ કરનાર તે પણ 'પાળ' એવા એક જ શબ્દના બે વિરોધી અર્થ ન લઈ શકાય. પળવું એટલે જ ચાલવું.

## નગલીઆ ને ચગલીઆ

પાળિયાનું લાડકું નામ પાવલિયો થયો હોય, પાવલિયાનું પાવરીઓ થયું હોય. અથવા પાળિઆનું પારીઆ થઈ પાવરીઓ થયો હોય. પાળીઆમાંથી 'ળ' નો ર થઈને પારીઓ થયું હોય. એ બધા તો એક જ શબ્દના પર્યાયો છે. ઝાડેજી વિસ્તારોમાં 'ળ' ને બદલે 'લ' અથવા 'ર' બોલાય છે.

નાગ ઉપરથી નાગલીઆ અને નગલીઆ થયું છે. કારણકે નાગની ખાંભી કોતરેલી હોય છે. એના ઉપરથી નાગની પૂજા વખતે રૂના પારા જેવો આકાર કરતા જઈને બે પારા વચ્ચે કંકુવાળી આંગળીથી વણી લેવાતા જાય છે એને પણ નાગલીઆ કહેવાય છે. ચગલીઆ એ ચગાનું બહુવચન છે. માનાર્થે પણ ચગલીઆ કહેવાય છે.

ચગા, છગા, શગા એ શબ્દ શગ ઉપરથી આવ્યો જણાય છે. શગ એટલે ઢગલો. શગ એ શીંગ–શૃંગ ઉપરથી થયો હોય એમ લાગે છે. ચગાનો હેતુ ટોચ ઊભી કરવાનો જ છે. ખેતીમાં આ શબ્દ વપરાય છે. એમ કહે છે કે "ઢેફાંનો ચગો કર." મોટે ભાગે કોઈના સ્મરણાર્થે અથવા તો દેરી કરવા માટે જે રાહદારી નીકળે તે એક પાણો મૂકતો જાય. એવા પાણાના કે ઢેફાંના ઢગને શગ–છગ કે ચગ–ચગો કહે છે. જેમકે 'શગ ચડાવવી'. 'ચગો માંડ'ને 'શગ ચડાવ' એમ કહેવાય છે. દીવાની પણ શગ કહેવાય છે.

## ઠેશ અને લાટ

'ઠેશ' અથવા 'ઠેસ્ય' એટલે તો 'પત્થરની ઠોકર' ચાલતાં બેધ્યાનપણે લાગે તે. આવા કોઈ પથ્થરને 'ઠેશ' અથવા 'ઠેસ્ય' કહેવાઈ હશે. હવે એવા નાનકડા ખડબૂખડ પત્થરને ચગો પણ કહે છે ને ઠેસ્ય પણ કહે છે. પણ વધુ પ્રચલિત એની ધાર્મિકતા પણ છે. દા.ત. હનુમાનના દર્શને જવું હોય તો 'હનુમાનની ઠેસ્યે' જવું છે એમ કહેવાય છે. અથવા 'હનુમાનની ઠેસ્યે ગયો' તો એમ કહેવાય છે. આમ ઠેસ્ય એટલે બહુ મોટો નહિ, બહુ નાનો નહિ એવો ખડબૂખડીઓ પત્થર થઈ શકે. જો કે હનુમાનનો પત્થર તો નાનાથી મોટા ખાંભા સુધીનો હોય છે. પણ મોટો પાણો કે ખાંભો ન મળે તો નાનકડા પત્થરને સિંદોર ચડાવીને હનુમાનજી અથવા એવા કોઈ દેવ 'ખેતરપાળ વગેરે બેસાડાતા હોય છે. આમ ઓડ ચોડ એવાં મોટાં છીપરાંને ઠેસ્ય કહે છે.

લાંઠ્ય, લાઠ્ય, લાટ, લાટ્ય વગેરે શબ્દ ગામડાંઓમાં અતિ પ્રચલિત છે. લાંબું મોટું લાકડું, પત્થર કે લોઢું એને લાટ કહેવામાં આવે છે. લાઠ્ય એટલે યષ્ટિ – લાકડી. લાટ લાંબી શિલાને અને લોઢાની લાંબી જાડી પટ્ટીને કહે છે. ઘાણીની કોસને લાટ કહે છે. ગાડાની, રેંટિયાની કે એવાં દેશીયંત્રને લાટ કહેવાય છે. વધારાપણું દેખાડવું હોય તો કહે છે કે 'લાટ પડયું છે'.

## ફળાં અને પોરસો

ફળાં મોટેભાગે માતાજીનાં–દેવલાંનાં હોય. બહુધા ચાંદીનાં. ફડેલાં ભૂવાનાં હોય. મોટે ભાગે લાકડાનાં. શિકોતરાં નાળિયેરને લાલ લીલે લૂગડે વીંટીને ગોખલામાં મૂકાય જો વહુઆરૂ મરીને નડતર આવતી હોયતો. અને દેવી તરીકે ચાંદીનાં ફળાં કે નાળિયેરરૂપે મઢમાં પણ મૂકાય.

સર શબ્દ 'શિર' ઉપરથી આવ્યો લાગે છે. જેનું શિર પડે એની સર મંડાય–મુકાય–ખોડાય. મોટેભાગે 'સર માંડવી' કહે છે. ખરી રીતે માથાનો પાળિયો હોય ત્યાં સર મંડાય છે ને કબંધ–ધડ પડ્યું હોય ત્યાં પાળિયા મૂકાય. દા.ત. લોકબોલીમાં એમ કહેવાય છે ફલાણાને માતાજી, હનુમાનજી કે પીર 'સર'માં આવ્યા.

પોરસો શબ્દ પુરસા ઉપરથી અને પુરસો પુરૂષ ઉપરથી પણ આવ્યો હોય. જે પુરૂષનું સોનાનું પૂતળું હોય અને માથું અકબંધ રાખી એના હાથ પગ કપાય તો એ ફરી પાછા સોનાના થઈ જાય એને 'પુરસા'–'પોરસો' કહેતા. પાળિયો પૂજતાં સુવર્ણ–સંસ્કાર પ્રાપ્ત થાય એવી કોઈ ભાવનાથી પાળિયાને 'પુરસો' કે 'પોરસો કહેતા હોય. અથવા 'પોરસ'-શબ્દમાં પોરસાવું એટલેકે જે પુરૂષમાં ભાવની ઉત્કટતા કે ઉત્તેજના આવે તેને પોરસાવું કહે છે. 'પોરસ' ચડયો એટલે એક પ્રકારનું શૂરાતન ચડયું. આવો 'પોરસ' ચડતા જે કામ આવ્યો તેને 'પોરસો' કહેવાયો હોય. પોરસો એટલે શૂરાતનથી પોરસાયેલો. એના મૂળમાં પ્રસવું શબ્દ હોય. ગાય દોવાવા તૈયાર થાય એને 'પારહો' મૂકયો કહેવાય છે

## ખાંભી ને પાળિયાનો અર્થભેદ

ઝુઝાર અથવા 'ઝુંઝાર' શબ્દ 'જોધાર' શબ્દનો જ પર્યાય હોય. અથવા 'ઝૂઝનાર' એવા અર્થમાં વપરાયા હોય. પાળિયા માટે 'ઝુઝાર' કે ઝુંઝાર શબ્દ કચ્છ ને રાજસ્થાનમાં અથવા રાજસ્થાનની સીમાના ગુજરાતમાં વિશેષ વપરાય છે. સૌરાષ્ટ્રમાં જોધારના અર્થમાં વપરાય છે.

હવે ઠેશ, લાંઠય, ખૂંટા, ખાંભો, ચગો એ બધા મોટે ભાગે અણઘડ અથવા ઠેશ અણઘડ, લાંઠય પ્રમાણમાં પાતળી પણ મોટી કે ઓડચોડ છીપર જેવી, ખૂંટો કે ખાંભો ગોળ કે ચોરસ જેવો લાંબો એ અર્થમાં લેવાય. જ્યારે ખાંભી એના થોડા સંસ્કૃત અર્થમાં લેવાઈ છે.

હવે એક પ્રશ્ન એ ચર્ચાય છે કે ખાંભી ને પાળિયામાં શું ભેદ ? ખાંભી કોતરેલી હોય ને પાળિયો વણકોતરેલો હોય એમ કેટલાક કહે છે. જ્યારે કેટલાક કહે છે કે ખાંભી કોતરાવી શરૂ થઈ ત્યારથી એ પાળિયો કહેવાવા લાગ્યો. ખાંભી અને પાળિયા વચ્ચે આવા પ્રગટ ભેદ પાડી શકીએ એવાં પ્રમાણ આપણને હજુ સુધી પ્રાપ્ત નથી થયાં. જુદે જુદે સ્થળે જુદી જુદી માન્યતા છે. એને કોઈ શાસ્ત્રાધાર નથી. પણ ખાંભી ને પાળિયો બન્ને એક બીજાના અર્થમાં વપરાય છે.

## એક બીજાના પર્યાયરૂપ

લોકબોલીમાં એક ઉક્તિ કહેવાય છે જ્યારે સામસામા ઝગડે છે અથવા ધમકી આપે છે ત્યારે કે: 'ખાંભી ખોડાઈ જશે !' એટલે કે જેને ધમકી મળતી હોય છે તેની. પણ એ કોરાયેલી હોવાનું અહિં અભિપ્રેત નથી. આજસુધીના અભ્યાસ ઉપરથી એમ લાગે છે કે સ્મારકરૂપે મૂકાતા પાણા કે ઢેફાંના ઢગલા પછી ચગો, ઠેશ, લાંઠય, ખાંભો કે ખાંભી એમ અનુક્રમ આવ્યો હોય. એ પછી પાળિયા કહેવાવા શરૂ થયા હોય. અને ફળાં કે ફડેલાં પત્થરને બદલે લાકડાનાં મૂકાતાં હશે તેને કહેવાતાં હશે. આ ચાલ આદિવાસીઓમાં વિશેષ છે. વિશેષ શક્તિપૂજાનો એ શબ્દ છે.

વીરગતિને પામનાર 'પાળિયો' કહેવાતો થયો તે પહેલાં એની ખાંભી મૂકાતી હશે. ખાંભી કોરાવાની શરૂ થઈ અને પાળિયો પણ કોરાઈને મૂકાતો થયા, એમ બન્ને કોરાયેલા અને વણકોરાયેલા ખાંભી–પાળિયા તરીકે કહેવાતા રહ્યા. જુદા જુદા ભાગમાં જુદા જુદા અર્થો લેવાય છે તે સાચી વાત છે. નક્કર પુરાવાના અભાવે આવા નિરાકરણ તરફ આવી શકીએ.

## શૂરોપૂરો ને સૂરધન

સૂરધન અને શૂરાપૂરા વિષે પણ કાંઇક આવું જ છે.

પોતાના કુળમાં કોઈ શૂર થયો હોય તેને શૂરોપૂરો કહે છે ને અવગતે જઈને નડતો હોય તેને સૂરધન કહે છે. તો કોઇ મરીને અવગતે જઈ નડનારાને શૂરોપૂરો પણ કહે છે તે શૂર થઇ જનારને સૂરધન કહે છે. જુદા જુદા પ્રદેશમાં આના જુદા જુદા અર્થ લેવાય છે. શૂરોપૂરો શબ્દ જેમ ચોક્કસ અર્થ બતાવે છે તેમ 'સૂરધન' શબ્દને 'શૌર્યધન' કહેવામાં આવે છે. બીજો અર્થ ઘટાવાય ત્યારે ખરો. પણ ઘણે ઠેકાણે નડનારાને સૂરધન કહે છે. એમ હોઈ શકે કે વીરગતિ પામનાર પૂર્વજ ગતે જાય અને ન નડે તે શૂરોપૂરો અને વીરગતિ ખરી પણ અવગતે જઈને નડે તે સૂરધન. જો કે પ્રદેશભેદે બન્ને શબ્દો જુદા જુદા અર્થમાં લેવાય છે. છતાં સૂરધનનો અર્થ બેસાડવો પડે તેમ છે.

## સતી પ્રાચીન ને મધ્યયુગની

'સતી' શબ્દ મોટુ અન્વેષણ માગી લે છે.

આજ સુધીમાં એના ઉપર ઘણા લેખો ને ગ્રંથ લખાયા છે. વૈજ્ઞાનિક દૃષ્ટિથી અને ધાર્મિક ભાવે પણ એના અર્થો થયા છે ને વિવરણ થતુ આવે છે. અહીં આપણે પાળિયાની મર્યાદામાં એ શબ્દને વિચારવો રહે છે. છતાં એના વ્યાપક ભાવને પડતો મૂકીને નહિ.

સતી શબ્દ ક્યારથી શરૂ થયો તે તો આપણને એના ઊંડા અભ્યાસીઓ કહેશે. પાર્વતીજી દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં પડતું મેલીને બળીને ભસ્મ થયાં એટલે સતી કહેવાયાં કે એમના સત્યપાલનને કારણે ?

આપણાં શાસ્ત્રોમાં પતિની પાછળ બળીને ભસ્મ થવું એટલો જ સતીત્વનો અર્થ નથી લેવાયો. તેમ માત્ર પતિની આજ્ઞાનું જ પાલન કર્યા કરવામાં પણ નથી લેવાયો. પણ જીવનમાં સત્ય–સાધનાની સત્યપાલનની દૃષ્ટિએ સતીનો અર્થ લેવાયો છે. એ જ અર્થમાં પુરૂષને 'સતીઓ' કહેવામાં આવે છે.

દા. ત. "સતીઆ સત નવ છોડીએ,
સત છોડે પત જાય."

સતી અનસુયા, સતી અરૂંધતી, સતી સાવિત્રી, અહલ્યા, અંજની વગેરે સતીઓની હારમાળામાં પછી સતીસીતા પણ આવ્યાં. વાલ્મીકિ રામાયણ પ્રમાણે એમની મૂલવણી થઈ શકે. અને એ જ રામાયણમાં રાવણ મૃત્યુ પામતાં વિભીષણ સાથે પરણનાર મંદોદરીને સતી કહેવાયેલ છે. ત્યારબાદ એકથી વધુ દેવોના પુત્રો પામેલ સતી કુંતા અને આખલા પછી ધૃતરાષ્ટ્રને પરણનાર સતી ગાંધારી સતી કહેવાયાં. પાંચ પાંડવને પરણનાર સતી દ્રૌપદી આવ્યાં. પુરાણોમાં આવી વિવિધ ભાવે સતીઓ તરીકે સંબોધાતી હારમાળા ચાલી આવે છે. પણ એ પતિ પાછળ બળી મરવાના અર્થમાં નહિ. તોળલ પણ સતી કહેવાયેલ છે.

## સતી શબ્દનો અર્થપલટો !

પતિની પાછળ બળી મરનારને સતી કહેવાતી હતી એવું તાત્પર્ય આમાંથી મળતું નથી. કોઈ કાળે સતી તરીકેની પ્રતિષ્ઠા પામનાર પતિની ચિતામાં ચઢીને ભસ્મીભૂત થયેલ હશે ત્યારથી એવું કહેવાતું હોય કે પતિની ચિતામાં ચડીને બળી મરનાર તે સતી જ હોય. પછી તો સ્વેચ્છાને બદલે અનિચ્છાએ પણ સતી બનાવવામાં આવતી એવો એક યુગ પસાર થઈ ગયો. એને પરિણામે લોર્ડ બેન્ટિકને સતીની પ્રથા ઉપર પ્રતિબંધ મૂકવો પડેલો.

એટલે કે પતિની ચિતા ઉપર પરાણે–અનિચ્છાએ કે સ્વેચ્છાએ ચડવું પડે કે ચડી જાય એ અર્થમા વેદકાલીન કે પૌરાણિક સતીઓને સતી કહેવામાં નહોતી આવતી. પણ મધ્યયુગથી આજસુધી પતિની ચિતાએ ચડી જાય કે અન્ય રીતે પ્રાણ છોડી દે તેને સતી કહેવામાં આવે છે.

## માતાભાવે સતી

અત્યારસુધીમાં મળતા પ્રમાણો પ્રમાણે સં. ૧૬૦૨માં કચ્છમાં બાઈ પાલી દેવરીઆ ગામે સતી થઈ અને જેનો પાળિયો મંડાયો છે. એવો 'સતી' શબ્દનો પાળિયામાં પહેલ વહેલો ઉલ્લેખ મળે છે. આથી પણ ઘણા વહેલા ઉલ્લેખો થયા હોવાનું જરૂર મળી આવે.

મધ્યયુગથી સતીનો અર્થ પતિ પાછળ મરનાર તરીકે જ બહુજન સમાજમાં લેવાયો છે. જ્યારે પાળિયાનો અભ્યાસ તો એમ કહે છે કે સેંકડો સતીઓ

માતાભાવે એટલે કે પુત્ર પાછળ પણ સતી થયેલ છે. કચ્છના રાવ લખપતજીનાં મા મલુકબા માતાભાવે સતી થયેલાં. મૂળીમાં લખધીરજી અને મુંજાજીનાં મા જેમબાઈ પુત્ર પાછળ માતાભાવે સતી થયેલાં. ઑગસ્ટ અંકથી ઓક્ટોબર સુધીના 'ઊર્મિ'ના અંકોમાં જ એના ઘણા દાખલા નોંધેલા છે. જેમ કચ્છમાં તેમ સૌરાષ્ટ્રમાં પણ.

## વિવિધ ભાવે સતી ને સતા

પુત્ર પાછળનો ઠીક પણ પુત્રી પાછળ પણ મા સતી થયેલ છે. કચ્છ–ભોજાઈમાં સં. ૧૭૭૨માં મણસીની ભારજા જીવી ભત્રીજા કરમશી પાછળ સતી થયેલ. એ જ કચ્છ–ભોજાઈમાં સં. ૧૬૮૮ના બાઈ કામલેએ પોતાના પોત્રા ઉમળશી ઉપર સત લીધેલો. એથીએ આગળ સં. ૧૬૦૦ની સાલમાં એ જ ગામમાં બાઇ હાંસીએ પોત્રા શાહ જાગા મણશી પાછળ સતી થયેલ. સંવત ૧૭૪૭માં મેસરી વાણિયા મઢીઆ પાછળ એની ભોજાઈ સતી થયેલ. સં. ૧૭૯૪ માં દીકરા પાછળ દશા ઓસવાળ કોમના એક પિતાએ સાગવન લીધો. (સતો થયો). સં. ૧૭૨૭માં મોટા રતડીઆનો ચારણ વાલા ભોજા પોતાની પત્ની વેણુ પાછળ સતો થયો. માધવજી કાપડી પોતાના ગુરૂ રણમલ બાવાને બદલે ચિતા ઉપર ચડીને સતો થયો. આવી સેંકડો સતીઓ અને સતાઓ થયા છે. આમ 'સતી' અને 'સતા' મધ્યયુગના ચોક્કસ અર્થમાં પણ વ્યાપકરૂપમાં મળી આવે છે.

## સદેહે સાગવન

આ કોઈ વ્યકિતગત દષ્ટાંતો નથી પણ સેંકડો માંહિના થોડાં જ દષ્ટાંતો આપ્યાં છે. એમાં ભાઈ પાછળ બહેન સતી થયાના પણ ઘણા બધા દાખલા પાળિયે કંડારેલા અને ચોપડે નોંધાયેલા મળી આવે છે. ટૂંકમાં સામાન્ય માન્યતા પ્રમાણેનો સતી થવાનો આખો દષ્ટિકોણ બદલાઈ જાય છે. આમ સંવત ૧૬૦૦ થી માંડીને સં. ૧૮૮૪ સુધીના આ પ્રકારની 'સતી'ઓ અને 'સતા' થયાના અસંખ્ય દાખલા મળી આવે છે.

ત્યારે સ્વધર્મ કે સત્વરક્ષા માટે ત્રાગા કરીને મરનારા પુરુષના સેંકડો પાળિયા મળી આવે છે. જેમાં પુરૂષ વીર પણ ગણાય છે, સતો પણ ગણાય છે ને સ્રીઓ સતી તરીકે પૂજાય છે. એ જ રીતે કચ્છના જાડેજા રાસંગજી નારાયણ સરોવરે સદેહે સતવાતમાં સાગવન લીધો સંવત્ ૧૭૨૬ માં એનો પાળિયો પણ પૂજાય છે. એટલે કે જળસમાધિ લીધી.

## પશુ પાછળ સતી

પશુપ્રીતિ અને પશુ ઉપરના જુલમ અને પશુને આસરો આપવાના કારણે પણ અનેક સ્રીઓ સતી થઇ છે. પોરબંદરના ઘેડ વિસ્તારનું મીતિ ગામ, ચારણ કુંવારકાઓએ એક રોઝડું પાળેલું. આ રોઝડું માધવપુરના ઠાકોરના બગીચાની નાગરવેલ ચરીને છટકી જતું, ઠાકોરે રોઝને એકદી ઠેઠ મીતિ જઈને ચારણકન્યાઓના ઘેરા વચ્ચે માર્યું ને ૨૨ ચારણ કન્યા સતી થઇ. એ ચારણકન્યાઓ ચારણોની દેવીઓરૂપે 'મીતિના માઢન્યુ બાવીશી આઈયું' કહેવાય છે.

એવો જ કોઈક કિસ્સો ભાદર કાંઠે ધાંધણેશ્વરમાં બન્યો હોવાનું સ્વ. કાનજીભાઈ નીલાએ 'ઊ. નવ.'માં નોંધેલ છે. જેમાં ૧૪૦ ચારણ આઇયું સતી થયેલ. શીતળાના કાલાવડ પાસેના સતીઆ ગામની ૧૪૭ ચારણ આઈયું સતી થયેલ. બરડામાં રોઝી માતાનો આવા જ કારણોસર સતી થયેલ એનો થડો છે. ઠેર ઠેર આવા એકસરખા થડા અને એક સરખી વાતો વધુ સંશોધન માગે છે. પણ એ બધા કિસ્સા/પ્રાણી પ્રત્યેના કરૂણાભાવથી થયેલસતીઓના છે.

## સહગમન કે સતી ?

એક કાળે રાજાઓ ગમે તે કારણે મરતા તોપણ એની પાછળ એની સારી ને નરસી રાણીઓ, રખાતો ને દાસ દાસીઓ પણ મરતા કે પછી બળી મરવું પડતું. રાજા મરી જાય એની પાછળ એની દાસીઓ ચૂડીકર્મ તો હજી રાજાશાહી ગઈ ત્યાં સુધી કરતી અને સુંવાળું તો લગભગ આખું ગામ સાગમટે ઊતરાવતું. દિવસો કે મહિનાઓનો શોક પાળવો પડતો.

આ રાજાઓના મૃત્યુ પાછળ બળી મરનારી સ્રીઓની સંખ્યા એકથી માંડીને સેંકડો સુધીની રહેતી. પીરામીડોમાં તો તે ખજાને સાથે દાટવાંમાં

આવતાં. ભારતમાં દહન કરવામાં આવતાં. આટલા માટે જ કદાચ પંદરમી કે સોળમી સદી સુધી પતિ પાછળ બળી મરનારને સતી ન કહેતાં સહગમન કર્યું એવું પાળિયામાં અને વહીવંચાઓના ચોપડામાં લખાતું. 'સતી' શબ્દ પતિ પાછળ બળી મરવા સ્ત્રીઓને શૂર ચડાવવા કે મહત્તા આપીને પતિની ચેહ ઉપર ચડાવી દેવામાંથી ઉપયોગમાં આવેલો એમ પણ કહેવાય છે. નહિતો એકથી વધુ સ્ત્રીઓ, રખાતો, સારી કે માઠી ચાલની રાણીઓ વગેરે બળી મરીને સતી કેમ કહેવાય ? પુરુષો માટે પણ જળસમાધિ લેતાં કે બળી મરતાં સહગમન કર્યું એવો શબ્દપ્રયોગ થયો છે. સહગમનમાંથી 'સાગવન' શબ્દ થઈ ગયો ને તે પછી 'સતી' કે 'સતો' શબ્દ વપરાતો થયો હોય.

## અસરગતિના પાળિયા

જો કે અવગતે ગયેલ સ્ત્રી–પુરુષના ચગા કે ખાંભી–પાળિયા આજે પણ પૂજાતા હોય છે. જ્યાં સુધી સમાજજીવનમાં ભય, લાલચ, વહેમ અને અંધશ્રદ્ધા રહેશે ત્યાં સુધી એનો કોઈ ઈલાજ પણ નથી. એ માત્ર લોકજીવનનું જ નહિ પણ સમગ્ર માનવજીવનનું પાસું છે. એના વિષે વિવિધ વિચારસરણીઓ પ્રવર્તે છે. અહિં તો આપણે એને ખાંભી પાળિયાના એક ભાગરૂપે જ જોઈએ છીએ. એવો એક પાળિયો બારોટને ચોપડે મંડાણો છે કે સં. ૧૭૫૮ માં સોની માંડણ સૂત હરઘોળ ભૂત થયા તેનો પાળીઓ મંડાયો છે. (કચ્છ) આવાં તો અનેક દૃષ્ટાંતો મળે છે. હા પાડો કે ના પાડો પણ અસરગતિએ જનાર દેદા અને ભાદાને નામે અસરગતિમાંથી એવાઓને મુક્તિ અપાવવાની ભાવનાથી હજી દેદા ને ભાદા કૂટાય છે. એ એક લોકસંસ્કાર બની ગયો છે. પ્રેતકથાઓ બધી એમાંથી જ સર્જાઈ છે. એ વળી એક નવી જ સૃષ્ટિ છે.

## એક વ્યક્તિના એકથી વધુ પાળિયા

એક પ્રશ્ન એ છે કે વીરગતિએ અગરતો અન્ય રીતે મૃત્યુ પામનારના પાળિયા એકથી વધુ ઠેકાણે અથવા જ્યાં મૃત્યુ પામેલ હોય છે તેને બદલે અન્ય સ્થળેથી મળે છે તે છે. આમાં વીરગતિ પામનારનું જ્યાં માથું પડયું કહેવાય છે ત્યાં માથું પૂજાય છે ને ધડ જ્યાં પડયું હોય ત્યાં ધડનો પાળિયો મંડાય છે. પણ સંજોગવશાત્, માથું કે ધડ જ્યાં પડયાં હોય ત્યાં પાળિયા ન માંડી શકાયા હોય તો એના કુળનાં માણસો પોતે જ્યાં રહેતા હોય ત્યાં એના પાળિયાની પ્રતિષ્ઠા કરે છે. દુશ્મનને ગામ અગરતો જેના ઉપર કટક લઈ ગયા હોય ત્યાં કામ આવી ગયેલ હોય તો ત્યાં પાળિયો માંડે. બને ત્યાંસુધી મૃત્યુની જગ્યાએ જ મંડાય. પણ ત્યાં ન મંડાય તેથી બીજે સ્થળે પણ ન મંડાય એવું આમાં નથી. એમાં જીવ અવગતે ન જાય એ પ્રશ્ન છે.

માંગડાવાળાની ખાંભી કે ચગા ત્રણ ઠેકાણે છે. ભાણવડ ભૂતવડ પાસે, સરસ્વતીને કિનારે અને ધાંતરવડનગર મનાય છે તે જગ્યાના માંગડાવાળા ડુંગર ઉપર. આઈઓના – માતાજીના થડા તો ઠેકઠેકાણે પૂજાય છે. પણ લાખા ફૂલાણી વિષે એમ કહેવાય છે કે તે કચ્છના કેરાકોટ કામ આવ્યો છે. જ્યારે બીજી માન્યતા મુજબ આટકોટ પાસેની સીમમાં લડાઇમાં મરાયાનું કહેવાય છે ને ખાંભી–પાળિયા તો તેના ત્યાં જ પૂજાય છે.

## જન હૃદયમાં જીવંત

આમાં એક વાત બહુ સ્પષ્ટ છે કે લોકજીવનમાં જે વીર કે સતીની પ્રતિષ્ઠા થાય તે વીર કે સતીના પાળિયા એમણે પોતાના ગામને પાદર અચૂક માંડીને પૂજ્યા છે. ખરા પાળિયા જ એ. કારણ કે જ્યાં પૂજાય છે ત્યાં જ એનું વીરત્વ કે સતીત્વ પ્રતિષ્ઠા પામે છે. એ લોકાદરમાં જ એનો ઇતિહાસ બીજરૂપે પણ જીવંત રહે છે. એનું સ્થાન જનહૃદયમાં સ્થાપિત થઈ ગયું, પછી ઘટના સ્થળે એનો પાળિયો હોય કે ન હોય. ઘટના સ્થળે પાળિયો હોય ને લોકોથી અણપ્રીછયો જ રહ્યો હોય તો તે ઈતિહાસ માટેનો એક અવશેષ જરૂર બની રહે પણ એમાં કોઈ પ્રેરકબળ હોતું નથી. પણ જે પાળિયો કયાંક સાગર–પહાડમાં હોય અને એનું સ્થાન જનહૃદયમાં જીવંત હોય તો લોકોની ઊર્મિઓમાં વર્ષો વીતવા છતાં એ સંવેદન જગાડતો રહે છે.

## પાળિયા કયારે મંડાય ?

પાળિયા ઘટના બની કે તરત જ મંડાઈ નથી

જતા. થોડો સમય પસાર થયા બાદ એ ક્રિયા બને છે. પણ ઘણી વાર બહુ વર્ષો બાદ પણ એની પ્રતિષ્ઠા થાય છે. મૂઆ ભેગા ચગા મંડાય, પાળિયા ન પણ મંડાય. ભૂચર મોરીનું યુદ્ધ સં. ૧૬૬૮માં થયેલું. ત્યારે એ યુદ્ધમાં કામ આવી ગયેલ નાથાજી સૂત રાસોજીનો પાળિયો જામનગરના મોડા ગામમાં મંડાણો રેઠ સં. ૧૭૯૭માં. કચ્છના મહારાવ દેશળજી સં. ૧૭૮૯માં સ્વર્ગે થયા પણ એના પાળિયાની પ્રતિષ્ઠા સં. ૧૯૧૮માં થઈ. શંભુદાનજીનો ચોપડો એની સાખ પૂરે છે.

પાળિયો ન માંડ્યો હોય ને અવગતે ગયેલો સ્વપ્નામાં આવે ને પાળિયો માંડવાનું કહે ત્યારે પણ મંડાય છે. કેટલાક તો કમોતે કે મોતે મરી જાય તોય પાળીઆ માંડતા હોય છે. કાઠીમાં મૃત્યુ પામનાર પુરૂષના દરેકના પાળિયા મંડાતા. ભ્રમણશીલ જાતિઓ મરી ગએલ આડો ન આવે એ માટે પાળિયા માંડતી હોય છે. દા. ત. વેડવાં વાઘરી વગેરે.

## ખેતરપાળ ને લોકાચાર

ખેતરપાળ એના મૂળમાં તો ક્ષેત્રપાલ એટલે કે ખેતરના રક્ષકના અર્થમાં હશે. સર્પ ધરતીમાં રહેલા ધનની રક્ષા કરે છે એમ કહેવાય છે. હકીકતમાં ખેતરમાં થતા ઉંદરડાથી પાકને બચાવવાનું સૌથી મોટું કામ સર્પ એવાં જીવજંતું ખાઈને બજાવે છે. આમ ક્ષેત્રપાલરૂપે સર્પની પૂજા થાય છે. શૂર ને વીર મરીને પણ સર્પરૂપે રક્ષા કરે છે એવી લોકમાન્યતા ચાલી આવે છે. એટલે જ્યારે વારંવાર સર્પ નીકળે ત્યારે એને પિતૃ ગણવામાં આવે છે, એનાં પૂજા-નિવેદ કરાય છે ને રક્ષા કરવાની પ્રાર્થના પગે લાગીને થાય છે.

ક્ષેત્રપાલરૂપે કોઈ ખરેખર રક્ષકને આગળના વખતમાં મૂકાતો હશે ને એ ખેતરનું રક્ષણ કરતાં કરતાં ખપ આવ્યો હશે ને એ કારણે પણ એનો પાળિયો મંડાયો હોય અને એ પહેલાં ખેતરના દેવ તરીકે ને પછી ગામના દેવ તરીકે પૂજાતો હોય.

લોકમાન્યતાઓ પણ અજબ જેવી હોય છે. ઘણી કન્યાઓ કાળી-કૂબડી કે કોઈ ન પરણે તેવી હોય એને આ ખેતરપાળ સાથે પરણાવવામાં આવે છે. જેથી બીજે અવતારે એ કન્યા કુંવારી ન રહે. એથી આવી કન્યાઓને પરણનાર-ઉદ્ધાર કરનારને 'ખેતરપાળ' કહી એની હાંસી ઊડાવવામાં આવે છે. કુબજા કાળી ને કૃષ્ણ ભગવાને એનો ઉદ્ધાર કર્યો એ માટે કવિ પાલરવે કૃષ્ણને 'ખેતરપાલ' કહીને એનો ઉપાલંભ કર્યો છે કે:

**કાળીને પરણે કમળ, વરવા ટૂંકા વાળ,**
**તું ખરો ખેતરપાળ, સાચું ભણું છું સામળા !**

## કથા એક-પાળિયા અનેક

એક મૂંઝવણભર્યો પ્રશ્ન એ છે કે એકની એક કથા એકથી વધુ પાળિયા માટે કહેવાતી હોય છે. જેમકે કચ્છના છસરાનો લાખણશી. એનું ઘટના સ્થળ સૌરાષ્ટ્રમાં જ ચારેક ઠેકાણે બતાવાય છે. અને જુદી જુદી જાતિઓનો બતાવાય છે. રોઝ માટે મરી જનાર ચારણ કન્યાઓની એવી જ એકથી વધુ વાત આપણે આગળ કરી ગયા. કન્યા ભાત દેવા જાય, એરૂ આડો ઊતરે ને વેશવાળ થયું એવો ભાવિ પતિ કે અજાણ્યો જુવાન એ એરૂને મારે ને એરૂ એ જુવાનને જ કરડે. એની પાછળ બાઈ સતી થાય એવા હજી સુધી ચાર પાળિયા મળી આવ્યા છે. દરેક પાળિયા સાથે તો એક જ ઘટના ન જ જોડાયેલી હોય ! ત્યારે સાચી વાત શોધવાનું ઊભું જ રહે છે. ખાંભી પાળિયામાં અને લોકકથાઓમાં આવું પણ ઘણું ચાલે છે.

એક પાળિયામાં 'સૂરજની સાખે' એવો પાળિયો માંડયાનો ઉલ્લેખ છે, સૂરજ-ચંદ્રનાં પ્રતીકો એ કારણે તો પાળિયામાં નહિ મૂકાતાં હોય ?

## અસવારનો મુખવટો

પાળિયામાં ઘોડા ને અસવારના મુખવટા બન્ને બાજુ હોય છે. ગોહિલવાડ ને ઝાલાવાડમાં ડાબી તરફનો મુખવટો વધારે મળી આવે છે. ગોહિલકુળના રજપૂત સતીનો હાથ પણ ચોસલા ગામે ડાબો અપાયો છે. પાળિયામાં પગપાળા વસ્ત્રાયા હોય તેવું અમુક કાળમાં બન્યું છે પણ ૧૨ મી સદી પહેલાંના ઘણા પાળિયા-રાજાસુદ્ધાંના પગપાળા મળી આવે છે. મૃત્યુનાં સ્મારકોમાં મુસ્લિમો સિવાયની નાની અને મોટી કબરો વિશેષ સંશોધન માગે છે, આવી કબરો ઓખામંડળમાં, કચ્છમાં અને હાલાર વગેરે સ્થળે જોવા મળે છે. સમાત કરતાં એના ઘાટ જુદા હોય છે.

# સૌરાષ્ટ્રના પાળિયા-ખાંભી

## અને તેનાં

# શિલ્પ-પ્રતીકો

લેખક અને આલેખક : ખોડીદાસ ભા. પરમાર

● ગામના ગત સમયના મોંઘા રૂપ-અરૂપના પડછાયા પાડતા, ગામના પાધરે ઊભેલા પાળિયા, ખાંભી વગેરે વિષેનો અભ્યાસલેખ ●



ટીંબો : પ્રાગ્‌કાળે–વેદકાળે મૃત સ્મારક



ચૈત્ય વૃક્ષ અને ઓટો : ઈ.સ. પૂર્વે ૩જી સદી

સૌરાષ્ટ્રની ખમીરવંતી ભૂમિને માથે ખેહણાં તો જોરુંકાં નરનારનાં જ છે. આખું સૌરાષ્ટ્ર ફરો, મલક આખો ફરી વળો, તો ઠેર ઠેર ધરમની ધોળુડી ધજા, પીરાણાનો લીલુડો નેજવો, અને ગગનચૂંબી મંદિરોની માથે દરેક ધરમના દેવના ચિહ્નવાળી વાયે ફરકતી ધજાયું ફરફરતી હશે. દરેક ધરમના ધામ માથે જાતરાળુના થરેથર ઊભરાતા હશે ને પંડયને પાવન કરીને, ઈશ્વરસ્મરણ કરતા સૌ પાછા ફરતા હશે.

આવા એ રૂડા ને દિહત દેશની ચપટી ધૂળ માટેય માનવી અહીં મરી પરવાર્યાં છે. જે સૌરાષ્ટ્ર-ની ભૂમિ, જેની આથમણી ધરાને સીમાડે ઘૂઘવતો મહાસાગર ઊછળી ને આ ભૂમિના પગ પખાળે છે, તેવા આ સૌરાષ્ટ્રના દરિયાકાંઠાના ગામડાંની કોરપગ-થારને કાંઠેથી તે ગામેગામને સીમાડે ને શેઢે, પાદરે ને ટીંબે, ગંઢની રાંગે ને ત્રણ ગામને તરભેટે, ખળખ-ળિયા નેરાને કાંઠે કે ઊંચી ધારોડીની માથે, જ્યાં જુઓ ત્યાં શૂરવીરોની સિંદૂરરંગી ખાંભીઓ ખોડેલી હશે. આ ખાંભીઓ પાળિયા એ તો સૌરાષ્ટ્રના હાડખળુકા માનવીના પ્રેમ, શૌર્ય, ટેક અને તોકની ભવ્ય કથાઓ કહી જાય છે. કોઈ ગામને ખાતર, કોઈ અબળાને ખાતર, તો કોઈ ધર્મને માટે, અરે, એક નાના એવા તેતર પંખીડાના કાજે પણ વટને ખાતર, આવો એક એક માણુમોતી જેવો જોરાવર આદમી ત્યાં મરાણો છે. ને જે મરીને પણ જીવી ગયો છે તેવા શૂરાના ને દેવલાંના પાળિયા ને ખાંભીઓ ઠેર ઠેર પૂજાય છે. તે સૌના શૌર્યના આ બધા દિહત પ્રતીકો ઊભા છે. જેને હજી આજેય પણ તેના કુળના કુટુંબી

ઓ ભાવભરી અંજલિ આપે છે, કુલવધૂઓ ત્યાંથી નીકળે તો પણ લાજનો ઘૂમટો તાણીને તેની અદબ રાખે છે, અને કુટુંબી-પુરુષ પાઘડીનો આંટો છોડી, તેને ગળામાં વીંટીને આ પાળિયા, ખાંભીઓને જુવારે છે.



ફેરી એ સૌરાષ્ટ્રની આથમણી ધરાને માથે, પરસાતના પોરમાં જ્યારે સૂરજનારાયણ કિરણું કાઢે છે, ત્યારે એ સોનવરણાં કિરણોમાં ગામને પાદરે, ટીંબાને માથે ચાની છાતી કાઢીને ઊભેલા પાળિયા હસી ઊઠે છે, સિંદૂર ચોપડયાને ખાંભીએ મઢયા, આ દેશના શૂરબંકાઓ ગયા યુગની બજુકાઈની ઝાંખી કરાવે છે. ને સાંજને ટાણે જ્યારે સૂરજ માંરાજ મેર બેસે છે ત્યારે આથમતા પડછાયાને સાંજની રુંઝયૂંઝયું વેળાએ આ વીરનરોની ખાંભીઓના

ઈ.સ. પૂર્વે પહેલી સદી સ્મારક યષ્ટિ : શ્રીલંકા

પડછાયા લાંબા વિરાટ બનતા જાય છે ને મોતને મૂઠીમાં રાખી ફરનાર શૂરવીરોની યાદી તાજી કરે છે અને સંધ્યાટાણે જ માનવી અતીતનું સ્મરણ વાગોળે છે ને? અને તે જ સમયે ગામમાં ઠાકરદ્વારાની ઝાલર રણઝણી ઊઠે છે, માનવીનું મન ભટકતું ભટકતું ભૂતકાળમાંથી વર્તમાનને સીમાડે, પાદરમાંથી જીવંત-જાગતા ગામમાં પહોંચી જાય છે. પણ ગામના ગત સમયના મોંઘા માનવીના રૂપ-અરૂપના પડછાયા તો ત્યાં ગામને પાદરે જ ઊભા છે, પાળિયા ને ખાંભીરૂપે!



અશોકકાલીન આજ્ઞાપત્ર : સ્મારક
ઈ.સ. પૂર્વે ત્રીજી સદી

પાળિયા ને ખાંભીઓ મૃતના સ્મારક તે શું માત્ર મધ્યકાલીન યુગના જ બલિદાનના પ્રતીક છે? કે તેની પ્રથાના સગડ આઘેરા ભૂતકાળ ભણી જાય છે? આ ખાંભી-પાળિયાના સ્મારક છે શું? તેની પ્રથા ભારતમાં ક્યારે શરૂ થઈ, આ જો ઝીણી નજરે જોઈએ ને અનુમાન કરીએ તો, આ પાળિયા, ખાંભી સ્મારકનો રિવાજ તો સંસ્કારસીંચી સદીઓ વીંધીને છેક વેદકાળના સીમાડે, મૃત માનવીની રાખ-ફૂલ ઉપર ઊભી કરાયેલ દેરડીઓ, સ્તૂપ સુધી જાય છે. ઋગ્વેદમાં આની થોડીઘણી ઝાંખી તો થાય છે. મૃત્યુ પામેલા માનવીના માથે તેના કુટુંબીઓ માટીથી આવી સ્મૃતિઓ રચતા. અનુમાનાય છે કે તેનો આકાર ચૈત્ય-દેરાં જેવો જ હશે તે પાછલા કાળમાં મળતા ચૈત્યસ્તૂપના ઘાટ-આકાર પરથી કલ્પી શકાય છે, કારણ કે પરંપરા ભારતમાં નાશ પામતી નથી, તેથી જ કહી શકાય છે કે મૃત માનવીની ઉપર નાનો ચૈત્ય-કે સ્તૂપ તેના સ્મરણચિહ્ન તરીકે તે કાળમાં

બાંધતા. આ પ્રથા પછીના કાળમાં પણ પરંપરાગત ચાલી આવી છે. જેનું રૂપ ઈ. સ. પૂર્વેની ૨ જી અને ૩ જી સદીઓના સ્તૂપોમાં આપણને જોવા મળે છે. દા. ત. સાંચી, ભારહૂત વગેરે.

ભારતીય વેદિક દર્શનોમાં સુવર્ણપીત્ત અગ્નિ પ્રકાશનું પ્રતીક છે. તે સૂર્યરૂપે સવારે પ્રાચિમાંથી શતશત્ કિરણો સાથે તમસભરી પૃથ્વી ઉપર આવે છે અને પૃથ્વીમાં તેજોમય સૂર્ય બની પ્રકાશે છે. લોકોને તેજ, જ્ઞાન આપનાર તે સૂર્યદેવ છે. તેને તે કાળમાં સૂર્ય-અગ્નિને લોકો વેદી બનાવીને તે દ્વારા લોકો



સ્મારક યષ્ટિ-સ્તંભ : બુદ્ધ ગયા
ઇ.સ. પૂર્વે ૧લી સદી

પૂજતા. લોકો વેદીમાં બલિ હોમીને આ દ્વારા અગ્નિને પૂજતા આમ અગ્નિના બલિ માટેની વેદી-પૂજા સ્થાન, તે ભારતવર્ષમાં આ રીતે પ્રથમ થયું અને પછી તો વેદી બ્રહ્મનું પ્રતીક બની રહી. આ બલિ-વેદીને ગ્રંથમાં "ચૈત્ય" કહે છે, અને પછી આ ચૈત્યમાંથી ઈશ્વરનું મંદિર, યક્ષનું મંદિર, પવિત્ર વૃક્ષનો ઓટો, મૃત ઉપરના સ્મારક વગેરે આવ્યા. આ રીતે મૃત શરીર પરના સ્મારક કે ઓળખસ્થાન તે વેદી-ચૈત્યના રૂપમાંથી ઉદ્ભવ્યા તેમ જ માની શકાય. ત્યાર પછીના કાળમાં ધીમે ધીમે વેદીની લાક્ષણિકતાને મંદિર નિર્માણ, અથવા કોઈ પણ સ્થાપત્યમાં આવરી લીધું ને પછી વિશાળ રીતે ધાર્મિક, પૂજનીય કે સ્મારક સંસ્કારનું રૂપ આપી દીધું. આમ મૃત માનવીનું સ્મારક પણ ચૈત્યમાંથી થયું છે.

પૌરાણિક કાળમાં પણ આવો રિવાજ હતો તે ભિન્ન ભિન્ન બાબતોમાં અવનવી રીતે જણાઈ આવે છે. રામાયણમાં જીવંત વડીલ બંધુના સ્મરણનુંપ્રતીક લાકડાંની ચાખડીઓ સ્થાપી ભરત પૂજે છે. તો અશ્વમેધ યજ્ઞમાં રામચંદ્ર સીતાના પ્રતીક તરીકે દર્ભની સીતા બનાવડાવીને તેને પાસે બેસાડે છે. જ્યારે મહાભારતમાં એકલવ્ય દ્રોણ ગુરુની માટી કે પથ્થરની ખાંભી બનાવીને તેને પૂજે છે. વળી મહાભારતના યુદ્ધમાં બભ્રુવાહનના ડોકાને પણ પૂજવાનું વરદાન મળે છે.



ધર્મચક્ર સ્તંભ-યષ્ટિ
બીજી સદી: સાતવાહન

આમ મૃત કે જીવંતના સ્મારક તે ખાંભી જ ને? વળી મહાભારતકાળમાં તો ભારતમાં પરદેશીઓ પણ આવ્યા છે. મયદાનવ વાસ્તુમાં ખૂબ જ પારંગત હતો, તે અસુર હતો, તેણે સુંદર ભવન-



પાદચિહ્ન : સાંચી
ઇ.સ. પૂર્વે ૧લી સદી

નિર્માણ પણ કર્યું હતું, આમ આ કાળમાં ભારતીય શિલ્પસ્થાપત્યમાં થોડીક પણ પરદેશી અસર શરૂ થઈ ગઈ હશે જ.

પૌરાણિક કાળથી માંડીને ઈ. સ. પૂર્વેની સદીઓમાં પણ મૃતમાણુસને બાળ્યા કે દફનાવ્યા પછી તેના મોભા પ્રમાણે તેના ઉપર કોઈ ચૈત્ય કે સ્તૂપ બનાવવામાં આવતો જ. પણ શરૂઆતમાં આ બધું કાચી માટી, પથ્થર કે લાકડાનું જ થતું. તેથી તે બહુ ઝાઝો સમય ન ટકી શકતું, પણ થોડા વર્ષોમાં નાશ પામી જતું છતાં મૌર્યકાલીન સમયના તેમ જ તે પછીના બુદ્ધના આવા સ્તૂપો આજે હજી પણ ઊભા છે. જેના પરથી સ્મરણ–સ્તૂપના રિવાજ, આકાર વગેરેનો આપણને થોડો ખ્યાલ મળે છે.



સ્મારક સ્તૂપ : સાંચી
ઈ. સ. પૂર્વે ૧લી સદી



સ્મારક સ્તૂપ: બ્રહ્મદેશ : આઠથી નવમી સદી

બુદ્ધ સમયની આસપાસ તેમ જ તે પહેલાં પણ આ રિવાજ ચાલુ જ હતો. ત્યારે તે જમાનામાં લાકડાંનો પણ ચાલ હતો. મૃત માણુસના સ્મારક તરીકે લાકડાનો અમુક આકારનો સ્તંભ ખોદી તેના ઉપર થોડો કંડાર પણ થતો હશે. જેની રીત "Law-Relief" ની હતી. તેમાં શું કંડારાતું તે કોઈ નમૂના મળ્યા નથી, તેથી કહી શકાતું નથી, પણ ગુજરાતના આદિવાસીઓની આવા જ પ્રકારની લાકડાંની ખાંભીઓ અત્યારે જોવા મળે છે. જો કે તે બહુ જૂની તો નથી જ પણ પરંપરાનો તેના પરથી ખ્યાલ લઈ શકાય. ભારતીય પરંપરાની સાંકળના અંકોડા એકબીજા સાથે ચોક્કસ જોડાયેલા છે જ. અનુગામી મોટા ભાગે પરોગામીને અનુસરતો હોય જ



સ્તૂપ: ધામનાર
આઠથી નવમી સદી



ખંભ-પ્રતિમા: બુદ્ધગયા: ૯થી ૧૦મી સદી

છે. તેથી મૂળ રૂઢિગત ચાલતી પ્રણાલિકા ચાલુ રહે છે. વચ્ચે નવો વળાંક મળ્યા છતાં ય મૂળ વસ્તુના ગુણો ને તે રીત તો મોટે ભાગે જળવાઈ જ રહે છે. દા. ત. વેદકાલીન સમયના મૃત્યુ પામેલના સ્મૃતિ-સ્તૂપ કે સ્તંભો નાશ પામી ગયા છે, પણ તે પછીના કાળમાં પણ થોડાઘણા ફેરફાર સાથે તે તેવા જ ઘાટ ને રૂપમાં બંધાતા રહ્યા છે. બુદ્ધ સમયની આસ-પાસ પણ આવા ચૈત્ય-સ્તૂપ ઠેર ઠેર હતા, તેનો આકર પણ તેના અનુગામી સ્તૂપો-ચૈત્યો જેવા જ હશે, તેવું અનુમાન જરૂર કરી શકાય છે. રાજા, પ્રધાન કે મહાન



ગોવર્ધન: પાલ્લુ-રાજસ્થાન: ૧૦થી ૧૧મી સદી

ધર્મોપદેશક વગેરેના સ્તૂપ કદાચ મોટા હશે, જ્યારે સામાન્ય પ્રજાના સ્તૂપ નાના અને લાકડાંના હશે. તે સમયમાં લાકડું જ વિશેષ વપરાતું તેથી જ તો. પછી મૌર્યકાલ અશોકના વખતમાં શિલ્પ પથ્થરમાં કંડારાવું શરૂ થયું અને શુંગકાલમાં સાંચીના સ્તૂપ લાકડાં ઉપરથી કંડાર શૈલીની રીતે પથ્થરમાં કંડા-રાઈને બની ગયો. સાંચીના તોરણના અમુક દરવાજામાંના શિલ્પની સપાટ પાટડીઓમાં શિલ્પી-ઓ તે લાકડામાં કોતરતા હોય તેવું લાગે છે. છતાં તે પથ્થર ઉપર જ કોત-રેલું છે. ભારહુત, સાંચી વગેરેના શિલ્પ-માં બુદ્ધના પ્રતીક તરીકે સ્તંભ કે સ્તૂપને લોકો પૂજે છે. આ રીતે મૃત માણસ ઉપર ચણાયેલ સ્મરણ સ્તંભસ્તૂપ વગેરે પૂજનીય છે, તેવો ખ્યાલ ત્યારના લોકોને છે. તેવી જ રીતે લોકો જે



સને ૧૧૭૨

દાતા-સ્મારક ખંભ: મોરખાના-રાજસ્થાન



દેવળી: નુલ્લા-રાજસ્થાન: સને ૧૪૪૭

પાળિયા-ખાંભી મૃતના પ્રતીક છે તેને પૂજે છે. ઈ. સ.



પૂર્વના સ્તૂપ–ચૈત્યનો ઉપરનો બાહ્યાકાર પીપળાના પાન જેવો, ઘોડાની નાળ જેવો, અર્ધગોળ વગેરે પ્રકારનો છે જ્યારે મધ્યકાલીન વખતના મૃતના સ્મરણ પાળિયા–ખાંભી વગેરેનાં મથાળે આવો જ આકાર હોય છે. તેથી માનવાને કારણ મળે છે કે પાળિયા–ખાંભી તે જૂના વખતના સ્તૂપના જ રૂપ છે. કાળ પ્રમાણે નામ અને કદ, તેમ

કીર્તિ–સ્તંભ: કોદામસર–રાજસ્થાન સને ૧૪૫૯

જ અંદરના કોતરકામ પ્રતીકમાં થોડો ફેર પડયો છે.

શુંગકાળમાં થયેલા નાટકકાર ભાસે તો "પ્રતિમા નાટક" નામનું એક નાટક સંસ્કૃતમાં રચ્યું છે, જેમાં મૃતરાજા દશરથ તેમ જ તેના વડવાની પ્રતિમા–ખાંભીઓની વાત કહી છે. આ પ્રતિમા માણસના મૃત્યુ પછી જ મૂકાય છે. તે જમાનામાં તેને અમુક રાજાની તે "પ્રતિમા" એમ કહેવાતું હશે. (અત્યારે પણ બાવલા મૂકવાની પ્રથા છે જ ને!) શુંગકાલના પુરોગામી કાળમાં પણ આવી પ્રતિમાઓ ખાંભીઓ મૂકાતી તેનો દાખલો મોજૂદ છે. ઈ. સ. પૂર્વની ૩ સદીની આસપાસની આવી એક પ્રતિમા મળી આવી છે. તે પરખમમાંથી મળી છે, તેને કોઈ "યક્ષ" કહે છે તો કોઈ "રાજા અજાતશત્રુ" ની પ્રતિમા તરીકે ગણાવે છે. આ પ્રતિમા જોતાં લાગે છે કે તે કાળમાં માત્ર Relief કે Bas Relief નહિ પણ સમગ્ર મનુષ્ય જેવી પ્રતિમાઓ કંડારીને તેનું સ્થાપન કરતા હશે.

ઈ. સ. ની સદીઓમાં પણ આ રિવાજ તો ચાલુ જ હતો. ત્યાં સુધીમાં તો ભારતમાં યવન, અસુર, નાગ વગેરે જાતિના લોકોએ ભારતીય જુદા જુદા ધર્મો અપનાવી લીધા હતા. તેઓમાં પણ પાળિયા–ખાંભીનો સ્મરણ તરીકેનો રિવાજ ચાલુ હશે તેમ જોવા મળે છે. દા. ત. કુશાન રાજા કનિષ્કની ખંડિત ખાંભી–મૂર્તિ આજે પણ મોજૂદ છે. અહીં શિલ્પકામમાં પરદેશી શિલ્પની અસર દેખાય છે. વળી ઈ. સ. ની પ્રથમ સદીની આસપાસની "ગાંધાર શૈલી"માં આ દેખાય જ છે ને ? ગાંધાર શૈલીમાં તેમ જ ગુપ્તકાળમાં શિલ્પકળા જુદો જ સ્વાંગ ધરે છે. શિલ્પસ્થાપત્યમાં વિવિધતા સાથે લગભગ સંપૂર્ણપણું આવી જાય છે. આ શૈલીમાં



પાળિયો: કોદામસર–રાજસ્થાન: સને ૧૪૮૫

મૃત માણસોની પ્રતિમાઓ ખાંભીઓ ઘડાઈ છે ને તેમાંની ઘણી તો દેવ થઈને પૂજાવા લાગી છે.

ઈ. સ. ની છઠી સદીમાં બાણે હર્ષચરિત્રમાં લખ્યું છે. રાણી યશોમતિ તેના પતિ પાછળ સતી

થાય છે ત્યારે હાથમાં એક પતાકા (ધ્વજ) હોય છે, જેમાં તેનો પતિ ઘોડા ઉપર બેઠો છે તેવું પ્રતીક છે. મધ્યકાલીન તેમ જ અદ્યતન પાળિયા–ખાંભીમાં પાછળથી આ પ્રતીક "મૃતના પાળિયાના પ્રતીક" તરીકે રૂઢ થઈ ગયું છે. જો કે ઈ. સ. પૂર્વની



સને ૧૫૩૯–૭૧
દેવળી : રાવ કલ્યાણમલ–દેવીકુંડ : રાજસ્થાન



કબંધ : વત્સરાજ–વાછરો સોલંકી : મહુવા
૧૪ કે ૧૫મી સદી

સદીમાં સાંચીના તોરણ ઉપર કંડારેલાં અવા ઘોડેસ્વારનાં શિલ્પ તો છે જ, પણ મૃતસ્મારક પાળિયાના પ્રતીક તરીકે આ છઠ્ઠી સદીની આસપાસ જોવા મળે છે. (જુઓ "हर्षचरित एक अध्ययन," श्री वासुदेवशरण अग्रवाल) સાતમી, આઠમી સદીમાં આ પ્રથા ધીમે ધીમે સર્વત્ર પ્રસરી ગઈ. ત્યાર પછીના મધ્યકાલીન સમયમાં તો સામાન્ય શૂરવીરોના પાળિયા અને રાજા–મહારાજાઓની છત્રીઓ વગેરે સ્મરણ તરીકે પાછળથી ઊભા થવા લાગ્યા. જેને ખુલ્લું મંદિર જ કહી શકાય, જેમાં મૃત રાજવીની ખાંભી કંડારતા. તેમાં તેના જીવનનો વૃત્તાંત ખોતરાતો, સાથે તેની જેટલી રાણીઓ સતી થઈ હોય તેને પણ બે હાથ જોડીને રાજાના ઘોડા પાસે ઊભેલી કોતરતા.

ભારતમાં મુસ્લિમ પાદશાહના વખતમાં આ પ્રથા વધારે વેગવતી બની. હિંદુ–મુસ્લિમના યુદ્ધોમાં કંઈ કેટલાં યે લોકો મરાયા, તેની પાછળ અસંખ્ય સ્ત્રીઓ સતી થઈ. પછી મૃત્યુ પામેલા વીરના અને સતીના પાળિયાને ખાંભીઓ ઠેર ઠેર ખોડાણા. જૂનામાં જૂનો ઈ. સ. ની આઠમી



સતીની ખાંભી : કતપર

સદીનો પાળિયો સિંધમાં છે. જ્યારે ૧૪મી થી ૧૫મી સદીના પાળિયાથી ગયા વરસે બેસાડેલી ખાંભી સૌરાષ્ટ્રમાં જોવા મળશે.

ભારતીય શિલ્પ તેમ જ સ્થાપત્ય બંનેની ઢબે સૌરાષ્ટ્રની ખાંભીઓ પાળિયા વગેરેમાં કંડારશિલ્પ જોવા મળે છે. પાળિયા અને ખાંભીનો સમગ્ર બાહ્યાકાર એ સમગ્ર સ્થાપત્યનું પ્રતીક છે. જ્યારે તેની વચ્ચેના ભાગમાં કોતરેલું તક્ષણકામ, તેની પદ્ધતિ, આકૃતિ તે શિલ્પકામનો પ્રકાર છે. સૌરાષ્ટ્રના પાળિયા ખાંભીમાં ઈ. સ. પૂર્વની ૧લી, ૨જી સદીના શિલ્પશૈલીની રીતનો ભાસ થાય છે. તો ખાંભી–પાળિયાના આકારમાં જૂના સ્તૂપ–ચૈત્ય વગેરે સ્થાપત્યનો અણુસાર છે. આમ પાળિયા–ખાંભીમાં શુદ્ધ ભારતીય પરંપરાની જ ઝાંખી થાય છે. આમ છતાં તેના ઉપર પરદેશી થોડીઘણી અસર તો છે જ. તેમાં યવન, તેમ જ મુસ્લિમ સંસ્કૃતિની થોડી ઘણી અસર થઈ જ છે.

સૌરાષ્ટ્રના પાળિયા વધારે તો લોકશૈલીના શિલ્પના જ છે. તેથી કહેવું હોય તો કહી શકાય કે ભારતીય પત્થરશિલાના શિલ્પની અરૂઆતનો તબક્કો હતો તેના કરતાં જરાં અપભ્રંશ આકારમાં સૌરાષ્ટ્રના પાળિયા ઘડાયા છે, તે તબક્કાની રીત–શૈલી અહીં હજી એમને એમ આટલી સદીઓ થયા છતાં જળવાઈ રહી છે. હજી આજે પણ ખાંભી–પાળિયાના ઘડનારા ગામડાંના લોકકલાકારો સ્થાનિક સલાટો છે. સૌરાષ્ટ્રના મોટા ભાગના પાળિયા ગ્રામસલાટોએ ઘડયા હોવાથી તેનો બાહ્યાકાર, પ્રતીકો અને છીછરા તક્ષણની ઘડવાની રીતમાં કશો ય ફેર પડતો નથી. બધું ય રૂઢિગત, શાસ્ત્ર પ્રમાણે કર્યું હોય છે. ગ્રામસલાટ હોવાથી તેમાં વિગતો ઘણી અધૂરી રહી જાય છે. આકાર વધારે પ્રાકૃત બને છે, છતાં એક જાતની સળંગ પરંપરા તેમાં અચૂક જળવાઇ રહે છે, તે છે આકાર અને પ્રતીકો.

સૌરાષ્ટ્રના ગામો, શહેરો, સંગ્રહસ્થાનો વગેરેમાં જે પાળિયા, ખાંભીઓ વગેરે અત્યારે મોજૂદ છે તેમાં તેની જુદી જુદી ચારથી પાંચ કક્ષાઓ થઈ શકે. આ વિભાગો પાળિયાના કોતરકામ પ્રમાણે ન પાડતાં તેની જુદી જુદી કક્ષા પ્રમાણે જેમ કે તેના દેવત્વ, વીરત્વ તેમજ સ્મૃતિસ્થાપન વગેરે પ્રમાણે પાડતાં આ પ્રમાણે થાય છે:–

(૧) શૂરાપૂરા. મેદાનશૂરા કાઠીઓ એ સૂર્ય-ઉપાસક જાતિના છે. કાઠી લોકો સૌરાષ્ટ્રમાં આવીને વસેલા છે. તે લોકો એટલા તો બળવાન હતા કે તેના આવ્યા પછી સૌરાષ્ટ્રનું નામ જ કાઠિયાવાડ પડી ગયું. મૂળ તો આ લોકો કોઈ પરદેશી પ્રજા છે, તે સિથિયન હશે કે ગ્રીક તેની વિદ્વાનોએ ચર્ચા કરી જ છે. આ કાઠીની દેહયષ્ટિ તેની રણજોધાર ઘોડીઓ



શૂરાપૂરાનો પાળિયો

અને આ ઘોડી ને ઘોડેસ્વાર બે ય રણશૂરા હોય છે. સૌરાષ્ટ્રમાં ઠરીને ઠામ થયા પછી તેઓએ સંપૂર્ણ રીતે દેશી લોકોનો રીતરિવાજ અપનાવી લીધો છે. ગામ, દેશ, અબળા અને ટેકને ખાતર તે સામી છાતીએ લડતા મરાયા છે. ત્યારે તેના મૃત્યુ પછી તે જ્યાં લડતા કામ આવેલા હોય ત્યાં અથવા મૃત્યુ પામેલાનો આત્મા જ્યાં ફરમાવે ત્યાં, પોતાના ગામને પાદર કે દુશ્મનોના ગામને પાદર તેનો પાળિયો ખોદાય છે. શૂરવીરતાપૂર્વક લડનાર દરેક રણજોદ્ધો પૂરો શૂરવીર છે જ. આથી કાઠી લોકો પોતાના વડવાઓની તેમ જ બીજા જણની ખાંભી–પાળિયાને "શૂરાપૂરા" નામ આપે છે. તે ખાંભી કે પાળિયાને શૂરાપૂરા જ કહે છે. જે રણમાં મરાયા છે તે બધી ય વાતે પૂરા શૂરવીર હતા, તેઓ પૂરા નીમધારી, ટેકરખા ને બહાદુર હતા તે અહીં પૂરા

થયા છે. જે રણમાં ખપ્યા છે, તે શૂરા બની ગયા છે, તેની યાદ આ શૂરાપૂરાના પાળિયા આપે છે. આ શૂરાપૂરાના કાઠી ગલઢેરા ની ખાંભી–પાળિયાની વચ્ચે-ઘોડેસ્વારના પ્રતીક સાથે હોકો લઈને નીચે ચાલતો વાળંદ, વળી હાડમાં હડેડીને પાનો ચડાવનાર અમલ-ની ખરલ પણ કોતરેલી હોય છે. કાઠીના શૂરાપૂરા આ પ્રતીકોથી પણ ખાસ જુદા તરી આવે છે. આવા પાળિયા, ગઢડા, જસદણ તેમજ કાઠીની વસ્તીવાળા ગામોમાં જોવા મળે છે.

(૨) પાળિયા. સૌરાષ્ટ્રભરમાં ઘણી બધી જાતના લોકો વસે છે. તેમાં ઘણા શૂરવીર જાતિના પરદેશીઓ પણ આ દેશમાં આવી ત્યાંનો રીતરિવાજ અને ધર્મ સ્વીકારીને સૌરાષ્ટ્રી બની ગયા છે. પણ પછી તો જ્યારે જ્યારે લાગ મળે ત્યારે બળ પ્રમાણે તેઓએ માથું ઊંચક્યું છે. મધ્યકાળમાં તો ભારતભરમાં અવ્યવસ્થા હતી. તે કાળમાં સૌરાષ્ટ્રમાં ઘણા નાના નાના રાજ્યો ઠકરાતો હતી. તેમાં રાજપૂત, મુસલમાન, કાઠી, મેર, ખસિયાકોળી વગેરે જાતિના લોકો નાની મોટી ઠકરાતો ભોગવતા હતા. એ જમાનામાં "મારે તેની તલવાર અને જીતે તેનું રાજ" એવો ન્યાય હતો; તેથી દરેક બળવાન માણસ થોડાં ઝાઝાં માણ-સો ભેગા કરીને આસપાસનું ગામ કે મુલક કબજે કરવા કે લૂંટવાનો પ્રયત્ન કર્યા જ કરતો. તો રાજા-ઓ અને ઠાકોરો પણ ઘણી વાર નાની મોટી લડાઈ લડીને કોઈનો મુલક પણ લઈ લેતા. બળુકા કાંટિયા-વરણના માણસો પણ ટોળી જમાવીને કસદાર ગામડાં લૂંટવાનો પ્રયત્ન કર્યા જ કરતા. તે જમાનો જ એવો હતો, તલવાર સાથે તલવાર અથડાતી, ગામ, ટેક અને નાકને ખાતર પણ માણસ ફનાફાતિયા થઈ જતો, પણ નાક અને ટેક ખોતો નહોતો. સૌરાષ્ટ્રનું પ્રખ્યાત ભૂચરમોરીનું યુદ્ધ એ એક આશરા-ધર્મની ટેકનું જ યુદ્ધ હતું ને?

જૂના વખતમાં ગામ ઉપર નાના પાળ ચડી આવતા. આ પાળનો એક નાયક રહેતો, તે ૪૦ થી ૫૦ માણસોની ટોળી રચીને હરકોઈ ગામ જીતવા, ભાંગવા કે લૂંટવા ચડી જતો. તે કાં તો કોઈ નાની ઠકરાતનો ઠાકોર હોય અથવા કાંટિયાવરણનો બળુકો ને છાતીકઢો આદમી જ હોય. આમ તે પાળ નક્કી કરેલા ગામ ઉપર ત્રાટકી પડતું. ત્યારે જે ગામમાં તે પાળ ત્રાટકતું તે ગામના લોકો પાળના માણસોથી બીને નાસી ન જતાં, જે હાથપડ્યું હથિયાર આવ્યું તે ઝાલીને સામી છાતીએ ગામનું રક્ષણ કરવા, પાળ સામે લડવા ગામને પાદર જતા. તેમાં પાઘડીના આંટા લઈ જાણનાર સૌ જુવાન, વૃદ્ધ અને ઘણીવાર તો સાંબેલા લઈને ગામની સ્ત્રીઓ પણ ગામના રક્ષણ માટે ઊભી રહેતી. લગભગ પાદરમાં જ પાળ સામે સૌ ગામેડું જબ્બર સામનો કરીને લડતું, કાં પાળના આદમીઓને મારીને ગામેડું ભગાડી મૂકતું અથવા ગામના સૌ શૂરવીરોના પડયા પછી જ પાળના લોકો ગામમાં જઈ શકતા અને પછી જ ગામનો કબજો લેતા કે લૂંટ ચલાવી પાળવાળા ચાલ્યા જતા. આમ પાળની સામે ગામના લોકો લડતાં ખપી જતા ત્યાં પાદરમાં પાછળથી તેના કુટુંબીઓ સૌના માણસોનો, તેની શૂરવીરતાની યાદી રૂપે પાળિયો ઊભો કરતા ને તેના વંશજો જ માત્ર આ પાળિયાને પૂજતા. વળી પાળ સાથે આવેલા માણસો પણ ત્યાં ગામના પાદ–રમાં મરાતા, તેના કુટુંબીઓ પણ ધીંગાણું થયું હોય તે ગામે આવીને પાળમાં આવેલો પણ લડતા મરેલા તેના માણસોનો પાળિયો તે ગામના પાદરમાં ખોડી જતા.

આમ પાળિયા બંને પક્ષોના ખોડાતા. પાળ સાથે ગામ જીતવા, ભાંગવા કે લૂંટવા આવેલા માણસો, તે ગામના લોકોની સાથે લડતાં મરાયા તેથી તે પણ શૂરવીર તો ખરાને? તેથી "પાળમાં" મરાયો માટે તેનો પણ પાળિયો સર્જાયો. તો વળી पालक એટલે રક્ષનાર. આ पालक > पालअ અને पालिअ તે "પાળિયો." આમ કદાચ આ શબ્દ થયો હશે. ગામ-લોકો પોતાના ગામનું પાલન કરતાં મરી ગયા હોઈ, તેઓએ પોતાના મૃત્યુ સુધી ગામનું રક્ષણ કર્યું ને આમ રક્ષણ કરતાં મર્યા હોવાથી રક્ષણ કરનાર, પાલન કરનારના અર્થમાં પ્રયોજાઈ ગયો, તેથી તેના અર્થમાં

"પાળિયો" શબ્દ વપરાય છે.

(૩) ઠેશ:– સૌરાષ્ટ્રનાં ગામેગામના પાદરમાં જુદ્ધ ખેલાણાં જ છે. તેમાં કૈંક શૂરવીરો કામ આવી ગયા છે. તેના સર્વના પાળિયા ગામને તે તે પાદર



શૂરવીરોની સ્મૃતિરૂપે અણઘડ પથ્થરની 'ઠેશ'

હારબંધ ખોડાણા છે. તેમાં ઘડેલા અને કંડારેલા પાળિયાની સાથોસાથ ઘણાંક તો ઘડયા વગરના એમને એમ અણઘડ પથ્થર ઊભા કરીને માથે સિંદૂર ચોપડેલા છે. આવી જાતના જે પાળિયા હોય છે તેને "ઠેશ" કહે છે.

તે જમાનામાં લડાઈઓ માત્ર રાજ્ય કે પ્રાંતમાં જ નહોતી થતી. એ જમાનો જ એવો હતો કે ભડવીર નર ખડિયામાં ખાંપણ લઈને જ ફરતો, જ્યાં અન્યાય દેખ્યો ત્યાં મારતો કે મરાતો. વળી લડવૈયાઓ લશ્કર સાથે લડાઈ લડવા માટે પોતાના ગામ કે દેશથી આઘેરા પણ નીકળી જતા અને પરધર્મીઓ કે દેશના જ કોઈ રાજા સામે મેદાનમાં લડતા લડતા ત્યાં જ ખપી જતા. તેનો દેશ, ઘરબાર તો ખૂબ જ આઘા હતા. તેથી તે મરનારનો પાળિયો તેના કુટુંબીઓ ત્યાં લડાઈના મેદાનમાં ન બેસાડતા પણ મરનારની ભૂવા દ્વારા રજા મેળવીને તેનો પાળિયો પોતાના ગામને પાદર જ ઘડાવી કંડારાવીને ખોડતા. પણ તે રણુંજોદ્ધો જ્યાં અનેક જખ્મોથી ઘવાયેલો, જેનું શરીર જખ્મથી ચારણી જેવું થઈ ગયું હતું ને તે પછી ભાન ન રહેતા ધબ્બ દઈને જ્યાં હમેશને માટે ઢળી પડયો, ભૂમિશયન કર્યું ત્યાં તેના પડયાની સ્મૃતિ પણ તેના કુટુંબીઓ રાખે છે. તે સ્થળે ગમે તેવો પણ ઉપરથી અણિયાળો અણઘડ પથ્થર ત્યાં ગોઠવીને તેની ઉપર સિંદૂર ચોપડી દે છે. આ થયું મૃત્યુ પામનારનું તે જ્યાં મેદાનમાં પડયો તેનું સ્મૃતિસ્થળ, અને ત્યાં જ તેના નામનો પથ્થર ઊભો કર્યો તે પેલા મરનારના નામની "ઠેશ."

"ઠેશ" બેસાડવાનું કારણ વ્યવહારિક પણ છે. ઘણા લોકો પોતાની અતિસામાન્ય સ્થિતિને કારણે પાળિયો કે ખાંભી ન કંડારાવી શકે તે પણ "ઠેશ" બેસાડે છે. પણ આવું તો જવલ્લે જ બને છે. માથે દેવું કરીને ય લોકો ખાંભી તો કંડારાવે જ છે. તો બીજું કારણ તે ગામથી ખૂબ જ દૂર મર્યો હોવાથી તેના કુટુંબીઓ દર વર્ષે તેને નાળિયેર વધેરવા કે નૈવેદ્ય ઝારવા જઈ શકતા નથી, તેથી પણ માત્ર ત્યાં સ્મૃતિરૂપે પથ્થરની "ઠેશ" બેસાડીને મરનારની મૃત્યુભૂમિની યાદી રાખે છે. માત્ર લગ્ન પછી વરઘોડિયા કે કુટુંબના પ્રથમ પુત્રના જન્મ પછી ત્યાં પગે લાગવા જવું પડે છે. બાકી તો દર વરસના નૈવેદ્ય તેના ગામને પાદર જે ઘડેલો પાળિયો ખોડયો હોય તેને જ ઝારે છે.

(૪) ખાંભી:– ખાંભીનો અર્થ ગામલોકો ઘડેલી ને કોતરેલી શિલાપાટ, થંભ અને અમુક રીતે કોતરેલી મૂર્તિઓ એવો કરે છે. લગભગ દેવસ્થાનની મૂર્તિ સિવાયની દરેક જાતની કોતરેલી શિલાપાટ કે થાંભલો, ખૂટો વગેરેને તેઓ ખાંભી જ કહે છે. પછી ભલે માત્ર તે શિલાલેખ હોય કે દાનપત્ર કે આજ્ઞાપત્ર હોય તેને ખાંભી જ કહે છે. આ ખાંભી શબ્દ મૂળ સંસ્કૃત સ્થંભ > ખંભ પરથી "ખાંભી" આમ થઈ ગયો હશે તેમ લાગે છે અને આ ખાંભીના



દાનપત્રની ખાંભી

જાતની ખાંભીઓ વાવ, મંદિર કે કોઈ ગામને ટાંડે ખોડેલી જોવા મળે છે. તેને "ગદ્ધા ગાળ" કહે છે. જૂના વખતમાં લોકો તેમ જ રાજવીઓ વાવ, મંદિર વગેરે બંધાવતા તે માટે પરગામથી સલાટોને તેડાવતા. તેઓ પ્રેમથી બાંધકામ, શિલ્પકામ કરતા, તેમાં જો બંધાવનાર માલિક તે સલાટોને પૂરા પૈસા કે સારું ખાવાનું ન આપે અને બીજી રીતે કનડગત કરે તો તે સલાટો અધૂરા કામે કે કામ પૂરું થયે આવી રીતે શિલાઓમાં ગંદી ગાળો કંડારીને રાતોરાત તે સ્થળે ખોડીને ભાગી જતા. આ ગાળો બંધાવનાર માલિકને દેતા જે શાશ્વત ટકી રહેતી. તેવી ગાળોની ખાંભીમાં લખાણ પણ લખતા. આવી ગાળોની ખાંભીઓ ઘોઘા, બોખલી વાવ વગેરે સ્થળે છે. તો વળી કોઈ કોઈ ખાંભીઓમાં પશુ-પશુનું મૈથુન વગેરે કંડારેલું હોય છે. આવી જાતની ખાંભીને "લાંછન" કહે છે. ઘણા લોકો વાવ, મંદિર હવેલી વગેરે સુંદર મજાના બનાવડાવે છે. તે સુંદર મજાના હોવાથી કોઈ મંત્રતંત્ર જાણનારની મેલી નજર તેની ઉપર પડે તેથી મંદિર, હવેલી કે વાવનો દાળોવાટો થઈ જાય છે. તેથી તે સ્થાપત્યમાં અમુક સ્થળે આવી ખરાબ શિલ્પવાળી લાંછનરૂપ એકાદી ખાંભી બાજુમાં ખોડી દે છે. જેમ રૂપાળા બાળકના ગાલે મેશનું ટપકું કરવાથી તેને કોઈની નજર ન લાગે તેમ આ ખાંભીઓ પણ મેશના ટપકાની અહીં ગરજ સારે છે. શિલ્પમાં પણ તે મેશની ટીલીરૂપ જ છે. (આવી કૂતરાની જોડીની ખાંભી ગાંધીસ્મૃતિ સંગ્રહાલય ભાવનગરમાં છે.) ધર્મ કે મંત્રતંત્રના નામે ઘણી વાર માનસિક રીતે સડેલા કે અતૃપ્ત વાસનાવાળાનો આ સીધો ઉભરો જ છે. તુલસીદાસજી તેની વિનયપત્રિકામાં લખે છે કે તે કાળમાં ભાટ લોકોને રાજામહારાજા ઈચ્છિત દાન ન આપતા તેનાં પ્રતીક પૂતળાં બનાવીને તેને ગાળો દેતા, ગામ વચ્ચે ટાંગતા વગેરે કરતા. "પુતલા બાંધના" હજીય હિંદીમાં કહેવત તરીકે ટંકાય જ છે ને?

કોઈ સ્થળે પાતળી શિલાઓ ઊભી કરેલી હોય છે. તે ચપટ તેમ જ ગોળાકાર પણ હોય છે, તેની ઉપર માત્ર લખાણ ને મથાળે થોડો કંડાર હોય છે. તે કોઈના ફૂલ દાટયાં હોય તેની પર ઊભી કરવામાં આવી હોય છે. આવી જાતના સ્તંભને

ખારવાના સૂરધનની ખાંભી

સૌરાષ્ટ્રમાં "લાંઠય" કહે છે. મૂળ સંસ્કૃત શબ્દ યષ્ટિ= લાકડી પરથી આ થયું લાગે છે. ભૂતકાળની લાઠીની શૂળીને પણ લોકો "લાઠીની લાંઠય" કહે છે. આવી લાંઠય ભાગ્યે જ જોવા મળે છે. પાંચ તલાવડામાં આવી એક લાંઠય આજે પણ છે.

(૫) સૂરધન :– બધા જ ક્ષત્રિયો કે બીજા વર્ણના લોકો કાંઈ લડાઈમાં જ ખપી જઈને શૂરવીરતાભર્યા મૃત્યુને વરતા નથી અને હવે તો એવી હાથોહાથની લડાઈ જ કયાં છે? જમાનો જ બદલાયો છે. છતાં ખાંભીઓ તો હજુય નવનવી ગામડાંમાં ખોડાયેલી દેખાશે, આ બધી ખાંભીઓને

સૂરધનની ખાંભી

"સૂરધન" કહે છે. આ ખાંભીઓ અકસ્માત, આપઘાત,

ખૂન કે અકુદરતી રીતે માણસ મરે છે તેની છે. માણસ આ રીતે મરે છે તેથી પ્રેતયોનિમાં જાય છે. તેનો જીવ ભડકે બળે છે, તે વલખાં મારે છે, કારણ કે અકુદરતી મૃત્યુ થવાથી તેની વાસનાઓ રહી ગઈ હોય છે અને તેથી તેની અસદ્દગતિ થઈ હોય છે, તે માટે તે પાછળ રહેલા કુટુંબીઓમાંથી કોઈને કનડે છે. કુટુંબીઓ ભૂવા પાસે દાણા જોવડાવે છે, ભૂવો દાણાના વાસા વધાવા (એકી, બેકીની ગણતરી) જોઈને અનુમાન કરીને કહે છે કે તમને તમારો પૂર્વજ, જે કમોતે મર્યો છે તે નડે છે. પછી પૂર્વજના નામે ડાકલાં માંડી, માંડલું બેસાડે છે, તેમાં ભૂવો ધૂણે છે, ત્યારે ઘરના કે કુટુંબના કોઈ આદમીની સરમાં તે પૂર્વજ આવે છે, ને પોતાને બેસવું છે તેમ કહે છે. પછી વદાડ પ્રમાણે મરનારની ખાંભી ઘડાવી તેને દેવ સમેતે છે. (સૂરધન તરીકે બેસાડે છે.) આ રીતે હવે સૂરધન બેસાડે છે. ઉચ્ચ વર્ણમાં પણ આમ સૂરધન

સમાધિ ઉપરની ખાંભી

પૂજાય છે. વળી બાવામાં કોઈ મરે ત્યારે તેની સમાધિ ઉપર ખાંભી કોઈક ખોડે છે, તેમાં પલાંઠી મારીને તે સમાધિ ચડાવીને બેઠેલો હોય તેવું પ્રતીકચિત્ર કંડારે છે. આવી સમાધિની ખાંભી આખલોળમાં છેલ્લા દસકાની જોવા મળે છે.

સૌરાષ્ટ્રના લોકોમાં નાગપૂજાનો મહિમા ખૂબ જ છે. શ્રાવણ પાંચમનો દિવસ નાગપાંચમ કહેવાય છે. ઘરદીઠ એક એક વ્યક્તિ તે દિવસે ટાઢું ખાઈને નાગપાંચમ કરે છે. પાણિયારે નાગનું જોડું ચીતરી તેની પૂજા કરે છે, આવી નાગદાદાની માનતા મનાય છે. જ્યારે મોટા ભાગના સૌરાષ્ટ્રના લોકો નાગને પૂર્વજ રૂપે પણ માને છે. ઘરમાં અડવાડિયું સાપ દેખાય, સ્વપ્નમાં સાપ દેખાય તો તેઓ માને છે કે પૂર્વજ નડે છે, જે સાપ રૂપે દેખાય છે. વળી કોઈ લોભી ધન દાટીને મરે તો તે અચૂક કાળો નાગ થાય છે, ને તેની માથે ભોરીંગ થઈને બેસે છે, શ્રાવણ વદ ૧૪ અને અમાસના દીવસે પુરુષો અને સ્ત્રીઓ આ પૂર્વજને જવતલ અને લીલી ધ્રો સાથે એઠાં પાણી રેડીને ટાઢા કરે છે. આમ નાગ શું ખરેખર સૌરાષ્ટ્રી લોકોના પૂર્વજ હશે ? વિદ્વાનોએ વિચારવા જેવું છે. વળી પતિ જીવતો હોય ને સ્ત્રી કમોતે કે અકસ્માત મરે તો ઘણી જ્ઞાતિમાં તેની ખાંભી ખોડાય છે. તેને “શિકોતર” ની ખાંભી કહે છે.

સૌરાષ્ટ્રની સો જ્ઞાતિના લોકોને પોતપોતાની કુળદેવીઓ હોય છે તે દેવીનો કુટુંબદીઠ એક ભૂવો હોય છે. તેને માતાનો “પોઠિયો” કહે છે. તે પોઠિયો મરે ત્યારે તેને સમેતીને માતાના મઢમાં બેસાડાય છે. તેની પણ ચૈત્ય-સ્તૂપ આકારની ખાંભી બનાવાય છે, તે માત્ર ચાંદીની જ બનાવવામાં આવે છે. તેમાં કશું ય પ્રતીક નથી હોતું, તેને “ફૂડેલું” કહે છે.

મૃત ભૂવાના ફૂડેલાં

આમ એક ભૂવાનું ફૂડેલું માતાના મઢમાં સો વર્ષ સુધી રખાય છે. પછી તે ફૂડેલાને દરિયો કે કૂવામાં પધરાવી દેવાય છે.

આ રીતે સૌરાષ્ટ્રના પાળિયા-ખાંભી વગેરેમાં ઘણી વિવિધતા છે. પણ મોટા ભાગનાનો બાહ્ય-

ખૂન કે અકુદરતી રીતે માણસ મરે છે તેની છે. માણસ આ રીતે મરે છે તેથી પ્રેતયોનિમાં જાય છે. તેનો જીવ ભડકે બળે છે, તે વલખાં મારે છે, કારણ કે અકુદરતી મૃત્યુ થવાથી તેની વાસનાઓ રહી ગઈ હોય છે અને તેથી તેની અસદ્દગતિ થઈ હોય છે, તે માટે તે પાછળ રહેલા કુટુંબીઓમાંથી કોઈને કનડે છે. કુટુંબીઓ ભૂવા પાસે દાણા જોવડાવે છે, ભૂવો દાણાના વાસા વધાવા (એકી, બેકીની ગણતરી) જોઈને અનુમાન કરીને કહે છે કે તમને તમારો પૂર્વજ, જે કમોતે મર્યો છે તે નડે છે. પછી પૂર્વજના નામે ડાકલાં માંડી, માંડલું બેસાડે છે, તેમાં ભૂવો ધૂણે છે, ત્યારે ઘરના કે કુટુંબના કોઈ આદમીની સરમાં તે પૂર્વજ આવે છે, ને પોતાને બેસવું છે તેમ કહે છે. પછી વદાડ પ્રમાણે મરનારની ખાંભી ઘડાવી તેને દેવ સમેતે છે. (સૂરધન તરીકે બેસાડે છે.) આ રીતે હવે સૂરધન બેસાડું છે. ઉચ્ચ વર્ણમાં પણ આમ સૂરધન પૂજાય છે. વળી બાવામાં કોઈ મરે ત્યારે તેની સમાધિ ઉપર ખાંભી કોઈક ખોડે છે, તેમાં પલાંઠી મારીને તે સમાધિ ચડાવીને બેઠેલો હોય તેવું પ્રતીકચિત્ર કંડારે છે. આવી સમાધિની ખાંભી આખલોળમાં છેલ્લા દસકાની જોવા મળે છે.



સમાધિ ઉપરની ખાંભી

સૌરાષ્ટ્રના લોકોમાં નાગપૂજાનો મહિમા ખૂબ જ છે. શ્રાવણ પાંચમનો દિવસ નાગપાંચમ કહેવાય છે. ઘરદીઠ એક એક વ્યક્તિ તે દિવસે ટાઢું ખાઈને નાગપાંચમ કરે છે. પાણિયારે નાગનું જોડું ચીતરી તેની પૂજા કરે છે, આવી નાગદાદાની માનતા મનાય છે. જ્યારે મોટા ભાગના સૌરાષ્ટ્રના લોકો નાગને પૂર્વજ રૂપે પણ માને છે. "ઘરમાં અડવાડિયું" સાપ દેખાય, સ્વપ્નમાં સાપ દેખાય તો તેઓ માને છે કે પૂર્વજ નડે છે, જે સાપ રૂપે દેખાય છે. વળી કોઈ લોભી ધન દાટીને મરે તો તે અચૂક કાળો નાગ થાય છે, ને તેની માથે ભોરીંગ થઈને બેસે છે, શ્રાવણ વદ ૧૪ અને અમાસના દીવસે પુરુષો અને સ્ત્રીઓ આ પૂર્વજને જવતલ અને લીલી ધ્રો સાથે બેઠાં પાણી રેડીને ટાઢા કરે છે. આમ નાગ શું ખરેખર સૌરાષ્ટ્રી લોકોના પૂર્વજ હશે ? વિદ્વાનોએ વિચારવા જેવું છે. વળી પતિ જીવતો હોય ને સ્ત્રી કમોતે કે અકસ્માત મરે તો ઘણી જ્ઞાતિમાં તેની ખાંભી ખોડાય છે. તેને "શિકોતર" ની ખાંભી કહે છે.

સૌરાષ્ટ્રની સૌ જ્ઞાતિના લોકોને પોતપોતાની કુળદેવીઓ હોય છે તે દેવીનો કુટુંબદીઠ એક ભૂવો હોય છે. તેને માતાનો "પોઠિયો" કહે છે. તે પોઠિયો મરે ત્યારે તેને સમેતીને માતાના મઢમાં બેસાડાય છે. તેની પણ ચૈત્ય-સ્તૂપ આકારની ખાંભી બનાવાય છે, તે માત્ર ચાંદીની જ બનાવવામાં આવે છે. તેમાં કશું ય પ્રતીક નથી હોતું, તેને "ફૂલેલું" કહે છે.



મૃત ભૂવાના ફૂલેલાં

આમ એક ભૂવાનું ફૂલેલું માતાના મઢમાં સો વર્ષ સુધી રખાય છે. પછી તે ફૂલેલાને દરિયો કે કૂવામાં પધરાવી દેવાય છે.

આ રીતે સૌરાષ્ટ્રના પાળિયા-ખાંભી વગેરેમાં ઘણી વિવિધતા છે. પણ મોટા ભાગનાનો બાહ્ય-

આકાર, ઘડતર, ઉપરના કંડાર અને પ્રતીકો તે લગભગ અમુક ચોક્કસ પ્રકારના જ છે. ચાલી આવતી રૂઢિ પ્રમાણે તેના કંડાર આકાર "Motif" નો ચીલો રૂઢિગત રીતે ચાલુ જ છે. ખાસ પરંપરા પ્રમાણે જ તેની રચના થાય છે. વળી આ સર્વ ગ્રામ–સલાટોએ જ મુખ્યત્વે ઘડયું હોવાથી લોકશૈલીની અસર તેના ઉપર પ્રબળ દેખાઈ આવે છે. ગામડાંના બધા જ સલાટો પાવરધા નથી હોતા, કોઈ શીખાઉ ને અણઘડ હોય છે, તેણે ઘડેલા પાળિયા–ખાંભીઓ ઘણાં જ અપભ્રંશ અને પ્રમાણ વગરના તેમ જ ઓછી વિગતવાળા હોય છે. તે વધારે ગ્રામીણ દેખાય છે. તો હાથ બેસી ગયેલા સલાટે ઘડેલાં દર્શનીય પણ હોય છે. આ બધા જ કંડાર–કામની રીત છીછરૂં તક્ષણ (Law Relief) ની છે. તેના શોભન, પ્રતીકો, સમગ્ર પાળિયા ખાંભીનો આકાર અને રચના–માંડણીનું ઘડતર કામ બધું ય ચીલા– ચાલુ જ થાય છે. તેથી અનેક કારીગરોએ જુદે જુદે સ્થળે આ બધું ય કંડાર્યું હોવા છતાં અનેકતામાં આકાર–માંડણીને પ્રતીકોની એકતા બધે જ લગભગ સરખી જ લાગે છે.

ખાંભી–પાળિયામાં વપરાતો પથ્થર રેતીઓ અથવા જ્યાં જે જાતનો પથ્થર મળી શકે તેવો વપરાય છે. તે મૃત્યુ પામેલાનાં સ્મારક હોવાથી તેનો ઉપરનો તેમ જ બાહ્યાકાર ચૈત્ય, સ્તૂપ, ઘૂમટ, શિખર આકાર કે શંકુ જેવો તેમ જ સપાટ પણ હોય છે. તેમાં કોતરેલા પ્રતીકો જે તે પ્રકારની ખાંભી પાળિયામાં લગભગ મળતા આવતા હોય છે. ઘણામાં જ્ઞાતિભેદ પ્રમાણે પણ પ્રતીકો કંડારાય છે. દા. ત. ગરાસિયા, રજપૂત, કાઠી, આયર, ભરવાડ, કોળી, કણબી વગેરે ક્ષત્રિયો ને કાટિયા-વરણમાં પાળિયા–ખાંભી કે સૂરધન ઉપર ચૈત્યાકાર કે બીજા આકારના ગોળાકાર નીચે હમેશાં ચાંદા–સૂરજના પ્રતીકો હોય જ છે. તેનો અર્થ જ્યાં સુધી સૂર્યચંદ્ર તપે છે ત્યાં સુધી આ વીરોની કીર્તિ અમર રહેશે, અથવા ચાંદા સૂરજની સાક્ષીએ આ દેવતા સ્થપાયા છે. પણ ચાંદા–સૂરજ એ "यावच्चंद्रदिवाकरौ" નું પ્રતીક છે. સતીના પાળીયા અને દાનપત્રમાં પણ આ જ પ્રતીક સાક્ષીરૂપે, અમરપટારૂપે કંડારાય છે.



બે વીરોનો પાળિયો

સૂર્યચંદ્રના પ્રતીકની નીચે, વચલા મધ્ય ભાગમાં જે યોદ્ધો શહીદ થયો હોય કે જેની ખાંભી કંડારેલી હોય તેનું પ્રતીક છીછરાં તક્ષણથી કંડારેલું. જો તે યોદ્ધો ક્ષત્રિય કે કાટિયાવરણનો હોય તો તેનું પ્રતીક ઘોડેસ્વારનુ હોય છે. જમણા હાથમાં ભાલું કે તલવાર, ડાબા હાથમાં ઢાલ અને સામુ આખું મોઢું. પાળિયામાં કોઈ દિવસ Profile (એકચક્ષુ) મોઢું નથી કંડારાતું, કારણ કે એમ થાય તો દેવત્વ પંડિત થાય છે. દેવત્વ પામેલા પુરુષને જો એક આંખવાળો કંડારે તો તે મૂર્તિની ખોટ, કે લાંછનરૂપ લાગે છે. દેવને તો બે જ આંખો હોવી જોઈએ. જૈન લઘુચિત્રોમાં પણ આ જ પ્રણાલિકાથી બે આંખો મૂકાય છે ને? પાત્રને માથે મુકુટ કે પાઘડી, શરીરે અંગરખું કે પાઘડી, શરીરે અંગરખું કે કેડિયું અને નીચે સૂરવાલ ઉપર ભેટ બાંધેલી અને કેડે તલવાર કે જમૈયો, બરછી. આ પુરૂષનો પોશાક. પછી તેનું વાહન ઘોડો આખો કંડારેલો હોય છે, તેનું મોઢું મોટા ભાગે 'Profile' જ હોય છે. આ રીતે તે પ્રચલિત પાળિયાનું પ્રતીક કંડારેલુ હોય છે. કોઈક

પાળિયામાં તે સાથે આખેટનું પશુ સિંહ વાઘ કે સૂવર હોય છે. કોઈ સાથે સતીના પંજો પણ હોય છે. તે પછીના નીચેના ખાલી ભાગમાં તે યોદ્ધાનું નામ, ગામ, તિથિ, સવંત અને કોઈમાં તેની મૃત્યુ-કથા ટૂંકમાં લખેલી હોય છે મોટા ભાગના પાળિયા, ખાંભીની રચના ને પ્રકાર આવો જ હોય છે.

કાઠિયાવરણમાં રબારીના પાળિયા-ખાંભીમાં ઘોડાને બદલે તેને સાંઢિયા ઉપર બેસાડેલો હોય છે. તો દરજી, હજામ, સુથાર, મોચી, ભંગી વગેરે વસવાયાના પાળિયામાં તેને નીચે પાયદળ લડતા કોતરવામાં આવે છે. તેને હાથમાં ઢાલ તલવાર લઈને રણ વચ્ચે ઝૂઝતો હોય તે રીતે કંડારે છે. તેનું કારણ વસવાયાને ઘોડે ન બેસાય એ જ માત્ર છે. જ્યારે કોઈ રાજવી કે મુત્સદ્દી મહાજન



વસવાયાનો પાળિયો

દિવાનના પાળિયા ઉપર તેને રથમાં બેસીને લડતા કંડારેલા જોવા મળે છે. મોખડાજી, વત્સરાજ વગેરેના કબંધના પાળિયા કંડારાયા છે. વાળુકડની શૂરવીર કણબણે છાશ વલોતા છ લૂંટારાને માર્યા હતા, તેથી તેના પાળિયામાં તેને



રથારૂઢ રાજાનો પાળિયો

છાશ વલોવતી કંડારેલ છે. ત્યારે સતીની ખાંભી અને પાળિયા ઉપર સૂર્યચંદ્રને વચ્ચે કાટખૂણા જેવા આશીર્વાદ મુદ્રાવાળા હાથનું પ્રતીક હોય છે. કોઈ બ્રાહ્મણ, ચારણ કે બારોટની સ્ત્રી માટે માત્ર હાથનો પંજો પણ હોય છે ને કાળીની શિકોતરની ખાંભી માથે બંને હાથ કોઈવાર કંડારેલા હોય છે. ઘણી ખાંભીઓમાં ગાય-વાછરું, ખારવો, જે દરિયાઈ લડાઈમાં કે અકસ્માતથી મર્યા હોય તો વહાણ સાથે પણ કંડારેલી હોય છે. માતાજીની ખાંભીમાં ત્રિશૂળ જ હોય છે, તેમાં સૂર્યચંદ્રનાં પ્રતીક હોતાં નથી.

આવી સર્વ પ્રકારની ખાંભી-પાળિયાઓ સૌરાષ્ટ્રમાં ઠેર ઠેર જોવા મળે છે. મોટા ભાગે તેનો આકાર શિલાપાટ રૂપે લંબચોરસ હોય છે. તે સવા ગણી પ્રમાણે માપીને ઘડાય છે. દર શ્રાવણી અમાસે કે આસો વદ ચૌદસ કે બેસતા વર્ષે પાળિયા સતીને ઘી સિંદૂર ચોપડીને ચોખા, નાળિયેર વગેરે ઝારે છે. ને તેના કુટુંબી સૌ પગે લાગે છે.



રબારીનો પાળિયો

ખાંભી અને પાળિયાના આચાકાર તેમ જ છીછરા તક્ષણની રીત ઘણી જૂની શૈલીની છે. ભારતીય શિલ્પકળાના ભારહૂત, સાંચી વગેરેની શિલાપટોમાં આવી શૈલીનું કોતરકામ થયું છે. વળી ઘોડેસ્વારના પ્રતીકો પણ તેમાં સારી રીતે થયા છે. પણ પાળિયાને ખાંભીના ઘોડેસ્વારના પ્રતીકો તો મધ્યકાળમાં જ રૂઢ થયા છે. છઠ્ઠી સદીથી શરૂ કરી લગભગ ૧૨મી સદીમાં તો તે અત્યારે મળતા ઘોડેસ્વારના પ્રતીકનું ચોક્કસ રૂપ ધારણ કરી લે છે. અને પછીના કાળમાં તો લોકો તેમ જ સલાટોએ એ પ્રતીક ઉપર જ

પોતાની મહોર મારી દીધી છે. પાળિયા ખાંભી, સૂરધન વગેરે માટે રૂઢિ પરંપરાનો આ આકાર પ્રતીક બની ગયો. વળી ૧૭મી–૧૮મી સદીના સલાટી શૈલીના સૌરાષ્ટ્રના ચિત્રોમાં પણ આ આકાર દ્રષ્ટિ-ગોચર થાય છે. જેવા કે "ભૂચર મોરીનું યુદ્ધ" જામનગર. વળી "ચીત્તળ અને ટાણાની લડાઈ" શિહોરનો દરબારગઢ વગેરે, તેમ જ કાઠીશૈલી, લોકશૈલી, કટાવકામ વગેરેમાં ઘોડે ચડયો શૂરવીર, તેની બેસણી ને તેના હથિયાર જાણે કે પાળિયા જેવા જ ભાસે છે.

આ પાળિયા–ખાંભી વગેરે દ્વારા સૌરાષ્ટ્રનું જોમ મૂર્તિમંત થાય છે. તેના ભૂતકાળની ઝાંખીનો રંગ સિંદૂરીઓ છે; જે તેના વીરોના પાળિયા ઉપર જ ચોપડેલો છે. આજેય એ કોઈ કોડભરી રમણીનો નર, કેસરિયા વાઘા સજીને ગામેગામને પાદર અતીતની આલબેલ દેતો ઊભો છે.

---


સંદર્ભ :–

(૧) भारतकी संस्कृति और कला. श्री राधाकमल मुकर्जी.

(૨) भारतीयचित्रकला. श्री वाचस्पति गैरुला.

(૩) ગુજરાતના પાળિયાનું વૈવિધ્ય. પ્રો. શ્રી ચંદ્રમૌલી મ. મજમુદાર (લોકગુર્જરી : અંક ચોથો)




## વંદન હજો એ વીરને

(એક ત્રણ ગામને ત્રિભેટે ઊભેલા પાવળિયા જોઈને)

કોણ વીરોનાં શિરો અહિંઆ અંતરિયાળ કપાણું<br>
કોના કારણ મરદાઈનાં પાણી અહિં મપાણું !<br>
વન વગડાની વસમી વાટે<br>
વટ રાખવા શિરની સાટે<br>
કોણે કર્યાં ધીંગાણાં ? કોણ વીરોનાં શિરો અહિંયા–

બ્રાહ્મણનું ખીડકું બાળ્યું કે<br>
વચન દીધેલું નવ પાળ્યું કે<br>
લૂંટયાં જાતાં આણાં–? કોણ વીરોનાં શિરો અહિંયા–

ગામ તણું ગૌધન વાળ્યું કે<br>
ધૂન મોલીનું ઢીમ ઢાળ્યું કે<br>
ભાંગ્યાં ઠાકરનાં ઠેકાણાં ? કોણ વીરોનાં શિરો અહિંયા–

હરણ થતું બાનું ભાળ્યું કે<br>
મરણ સેજનું મરી ટાળ્યું કે<br>
ભાંગ્યાં ભેરૂના મહેણાં – કોણ વીરોનાં શિરો અહિંયા–<br>
જેનાં શોણિત પરના કાજે આ ભૂમિમાં સીંચાણા<br>
વંદન એ વીરોને જેનાં અમરનામ પાવળીયા ઉપર 'પરવશ' ભલે લખાણાં

**શંભુપ્રસાદ હ. દેસાઈ**<br>
(પરવશ)

# ખાંભી-પાળિયા અને એના અભિલેખ

ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી

માણસનું મૃત્યુ થતાં એના સ્વજન એના શબનો વિધિસર નિકાલ કરે છે ને અચેતન દેહથી ભિન્ન એવું એમાં કોઈ ચેતન તત્ત્વ હતું તે દેહ-માંથી બહાર નીકળી હસ્તી ધરાવે છે ને અંત્યેષ્ટિ ક્રિયા દ્વારા તૃપ્તિ અનુભવે છે એવું માને છે. વિદેહ વ્યક્તિના ગુણોની યશોગાથા ગાવામાં આવે છે ને ક્યારેક એનામાં અલૌકિક શક્તિઓ આરોપાય છે. મૃત પૂર્વજો અધિક આદરભાવ પામે છે ને પિતૃઓ દેવોની જેમ પૂજાય છે. અગ્નિસંસ્કાર પામેલ માનાર્હ વ્યક્તિઓના સ્મરણાર્થે તુલસીક્યારો, સમાધિ કે શિવા-લય જેવું કંઈ સ્મારક કરવામાં આવે છે. સમય જતાં એ સ્મારક કઈ વિદેહ વ્યક્તિનું છે તે વિસારે ન પડે તે માટે કેટલીક વાર તેમાં તેને લગતો લેખ કોતર-વામાં આવે છે. આવા લેખ મોટે ભાગે શિલા કે ધાતુ જેવા ટકાઉ પદાર્થ પર કોતરવામાં આવે છે, જેથી એ લાંબા કાળ લગી ટકી રહે. સમય જતાં એ અભિલેખો તે વ્યક્તિના કુલ કે ગામ માટે જ નહિ, તેના ઈતિહાસ માટે મહત્ત્વનાં સાધન બની રહે છે.

ભગવાન બુદ્ધ પરિનિર્વાણ પામ્યા ત્યારે તેમના દેહનાં પવિત્ર અસ્થિઓને પાત્રમાં પધરાવી તેના પર સ્તૂપ ચણવામાં આવ્યા. એમના પવિત્ર દેહાવશેષો માટે જુદી જુદી જાતિઓ વચ્ચે સંઘર્ષ થયો ને એને આઠ જાતિઓને વહેંચી આપવામાં આવ્યા એ સમયે એ દરેક અસ્થિપાત્ર પર તેને લગતો લેખ કોતરવામાં આવ્યો હશે કે કેમ તે જાણવા મળ્યું નથી. પરંતુ મૌર્ય રાજા અશોકે ભગવાન બુદ્ધના એ પવિત્રાવશેષોનું વધુ વ્યાપક વિભાજન કર્યું ત્યારે કેટલાંક પાત્રો પર લેખ કોતરાયા લાગે છે. આવો એક લેખ નેપાલની સરહદ પાસે ઉ. પ્ર. ના બસ્તી જિલ્લાના ઈશાન છેડે આવેલા પિપ્રાવા નામે ગામમાં આવેલા સ્તૂપમાંના અસ્થિપાત્ર પર કોતરાયો છે. એમાં એ દેહાવશેષ ભગવાન શાક્ય બુદ્ધના હોવાનું અને એને અમુક વ્યક્તિઓએ પધરાવ્યા હોવાનું નોંધવામાં આવ્યું છે. આ લેખ પ્રાકૃત ભાષામાં છે ને એની લિપિનો મરોડ મોડામાં મોડો ઈ. પૂ. ત્રીજી સદીનો છે.[૧] અશોક મૌર્યના સમયમાં ભગવાન બુદ્ધના પવિત્ર દેહાવશેષ શ્રીલંકામાં ય પધરાવાયા હતા. મહાવીર સ્વામીના દેહાવશેષોને લગતો બડલી અભિલેખ વીર-નિર્વાણ સવંત ૮૪ નો હોય[૨] તો એ આથી ય પ્રાચીન ગણાય. આમ મૃત મહાનુભાવના અસ્થિપાત્ર પર લેખ કોતરવાની પ્રથાની પ્રાચીનતા ઈ. પૂ. પાંચમી સદી સુધી ચીંધી શકાય.

એ અગાઉ વેદકાલીન સંસ્કૃતિમાં તેમજ હડપ્પીય સંસ્કૃતિમાં પણ વીરતાથી સંગ્રામ ખેલાતા. ઋગ્વેદનાં સૂક્તોમાં વીર પુત્રો માટે દેવોને પ્રાર્થના કરવામાં આવી છે. અથર્વવેદમાં સતી પ્રથાની પુરાતન વિધિની નિશાની રહી લાગે છે. આ પ્રથાનું સ્પષ્ટ દષ્ટાંત પહેલવહેલું મહાભારતમાં દેખા દે છે. આ ઉલ્લેખ ઈ. પૂ. ૩ જી સદીમાં થયો લાગે છે. સિંકદર-ના મૃત્યુ પછીના નજીકના સમયમાં ભારતના ક્ષત્રિયો-માં આ પ્રથા પ્રચલિત હોવાના સમકાલીન ઉલ્લેખ નોંધાયા છે. કવિ ભાસનાં નાટકોમાં, કાલિદાસના 'કુમારસંભવ' માં અને શૂદ્રકના 'મૃચ્છકટિક' માં પણ સતીપ્રથાનો નિર્દેશ આવે છે. પરંતુ ભારતમાં વીરગતિ પામેલા યોદ્ધાઓ તથા પતિ પાછળ અગ્નિ-પ્રવેશ કરી મરણ પામતી સતીઓને લગતા એટલા પ્રાચીન અભિલેખ ભાગ્યે જ મળે છે.

આમ છતાં ગુજરાતમાં ઈસ્વી બીજી સદીના યષ્ટિલેખ મળ્યા છે, કચ્છ જિલ્લાના પચ્છમ–ખાવડા-

૧. ઈન્ડિયન એન્ટીક્વરી, પૃ. ૩૬, પૃ. ૧૧૭ થી.

૨. ગૌ. હી. ઓઝા, ભારતીય પ્રાચીન લિપિમાલા, પૃ. ૨–૩

માં આવેલા અંધૌ ગામમાંથી છ યષ્ટિલેખ મળેલા, તેમાંના ચાર લેખ શક વર્ષ પર (ઇ.સ. ૧૩૦) ના છે. આ પ્રાકૃત લેખોમાં એની શિલાઓને 'લષ્ટિ' કહી છે. સંસ્કૃતમાં એને 'યષ્ટિ' કહે છે, લષ્ટિને ગુજરાતીમાં 'લાટ' કહે છે.[3] લાટ એટલે સ્તંભ જેવી લાંબી સાંકડી શિલા. પરંતુ આ પૈકી ત્રણ શિલાઓ ઊભી નહિ પણ આડી અવસ્થામાં હોય તે રીતે તેના પર ત્રણચાર લાંબી પંક્તિઓ કોતરવામાં આવી છે. ચારે ય લેખ રાજા ચાષ્ટન અને એના પૌત્ર રાજા રુદ્રદામાના રાજ્યકાલના છે. ત્રણ યષ્ટિ સિંહિલના પુત્ર મદને ઊભી કરાવી હતી–એક, પોતાની બહેન જ્યેષ્ઠવીરા માટે; બીજી, પોતાના ભાઈ ઋષભદેવ માટે; અને ત્રીજી, પોતાની પત્ની શ્રામણેરી યશોદત્તા માટે. મદન ઔપશતિ ગોત્રનો હતો. ચોથી લાટ એ ગોત્રના અન્ય ઋષભદેવ માટે એના પિતા શ્રામણેર ત્રેષ્ટદત્તે ઊભી કરાવી હતી. આ યષ્ટિઓ દેખીતી રીતે વિદેહ સ્વજનોની યાદગીરી માટે કરાવેલી છે. પરંતુ તે વ્યક્તિઓની કે તેઓના મૃત્યુની કોઈ વિશિષ્ટતા લેખોમાં જણાવી નથી. આથી આ યષ્ટિ-લેખો મૃત્યુ પામેલા સ્વજનોની યાદગીરીના લાગે છે, કોઈ યોદ્ધાઓના કે સતીના મૃત્યુની યાદગીરીના લાગતા નથી. એમાં યશોદત્તા શ્રામણેરી હતી અર્થાત્ (પ્રાયઃ બૌદ્ધ) શ્રમણી તરીકેની કાચી દીક્ષા લીધેલી સ્ત્રી હતી. એની યષ્ટિ એના (સાંસારિક અવસ્થાના) પતિએ કરાવી હોઈ એ સતી થઈ હોવાનો લેશમાત્ર સંભવ નથી. ઋષભદેવના પિતા ત્રેષ્ટદત્ત શ્રામણેર હતા ને છતાં તેમણે પોતાના (સાંસારિક અવસ્થાના) પુત્રની યાદગીરીમાં લાટ ઊભી કરાવી હતી ! આમ આ યષ્ટિલેખો સ્વજનોને લગતા સ્મારક લેખો ગણાય, પરંતુ રુઢ અર્થમાં પાળિયાલેખો ગણાય નહિ. થોડાં વર્ષ પર અંધૌમાંથી શક વર્ષ ૧૧ (ઈ.સ.૮૯–૯૦)નો એક યષ્ટિલેખ મળ્યો છે, રાજા ચાષ્ટનના રાજ્યકાલનો એ લેખ પણ આ પ્રકારનો છે, વર્ષ પર પછીના આવા શિલાલેખોમાં કેટલાક આડી શિલા પર ને કેટલાક ઊભી શિલા પર કોતરેલા છે. એ પૈકી એક શિલાલેખ અહીં ખાસ નોંધપાત્ર છે. એ લેખ ઓખામંડલમાંના મૂલવાસર ગામમાંથી તળાવના કાંઠા પરથી મળેલો ને હાલ એને દ્વારકાના સાર્વજનિક ગ્રંથાલયમાં રાખેલો છે. લેખ આડી શિલા પર ચાર પંક્તિમાં કોતરાયો છે. એ પ્રાકૃત ભાષાની અસરવાળી સંસ્કૃત ભાષામાં છે અગાઉ એનું વર્ષ ૨૩૨ વાંચવામાં આવેલું,[1] પરંતુ સુધારેલા પાઠ અનુસાર એ વર્ષ (શક) ૧૨૨ (ઈ. સ. ૨૦૦) છે. લેખ આ પ્રમાણે છે:–[2]

१. राज्ञो महाक्षत्रपस सामिरुद्रसेनस्य
२. वर्षे १२२ वैशाख बहुलपंचम्यां
३. इयं शिलालष्टि [उत्थापिता] वाणिजकस्य पुत्रेण
४. प्रतिजीवितं दत्तं स्वमित्रे हि निजस्य

(૧. રાજા મહાક્ષત્રપ સ્વામી રુદ્રસેનના
૨. વર્ષ ૧૨૨ વૈશાખ કૃષ્ણ પંચમીએ
૩. આ શિલાયષ્ટિ ઊભી કરાવી. વાણિજકના પુત્રે
૪. પ્રતિ–જીવિત દીધું પોતાના સ્વમિત્ર માટે.)

આ લેખ પાળિયા–લેખ કહી શકાય તેવો છે, કેમકે એમાં જે વીર પુરુષે પોતાના મિત્ર માટે પોતાના જીવનનું બલિદાન દીધું તે યાદગાર ઉમદા ઘટના નોંધવામાં આવી છે. આ લેખમાં જણાવેલો રાજા મહાક્ષત્રપ સ્વામી રુદ્રસેન તે રાજા મહાક્ષત્રપ રુદ્રદામા ૧ લાના પુત્ર રાજા મહાક્ષત્રપ રુદ્રસિંહ ૧ લાનો પુત્ર રાજા મહાક્ષત્રપ રુદ્રસેન ૧લો છે. ગઢા (જિ. રાજકોટ)ના શિલાલેખમાં આ સર્વ રાજાઓ માટે 'રાજા'

૩. 'લાઠી' શબ્દનું મૂળ પણ 'લષ્ટિ'–'લટ્ઠિ' છે.

૧. ભાવનગર કલેકશન ઓફ પ્રાકૃત એન્ડ સંસ્કૃત ઈન્સ્ક્રિપ્શન્સ પૃ. ૨૩; ગિ. વ. આચાર્ય, ગુજરાતના ઐતિહાસિક લેખો, ભાગ ૧, લેખ ૧૧.

૨. એ. એસ. ગદ્રે, ઈમ્પોર્ટન્ટ ઇન્સ્ક્રિપ્શન્સ ફ્રોમ ધ બરોડા સ્ટેટ, પૃ. ૧–૪.

'મહાક્ષત્રપ' ઉપરાંત 'ભદ્રમુખ' અને 'સ્વામી' બિરુદ આપવામાં આવ્યાં છે' મૂલવાસરના આ શિલાલેખને ગુજરાતનો સહુથી પ્રાચીન ઉપલબ્ધ પાળિયાલેખ ગણી શકાય. આ લેખ ઈ. સ. ૨૦૦ જેટલા પ્રાચીન સમયનો છે.

ક્ષત્રપકાલ પછી (ઈ. સ. ૪૦૦–૪૭૦) મૈત્રક-કાલ (ઈ. સ. ૪૭૦–૭૮૮) અને અનુ-મૈત્રક કાલ (ઈ. સ. ૭૮૮–૯૪૨)ના આવા કોઈ સ્મારકલેખ પ્રાપ્ત થયા નથી.

આ સર્વ કાલ દરમ્યાન ગુજરાતમાં સંગ્રામ તો ખેલાતા હતા ને એમાં અનેક સૈનિકો વીરગતિ ય પામતા હતા. પરંતુ રાજ્ય–રાજ્ય વચ્ચેના સંગ્રામોમાં વીરગતિ પામતા યોદ્ધાઓને લાગતા સ્મારક–લેખ ભાગ્યે જ કોતરવામાં આવતા. મધ્ય પ્રદેશના સાગર જિલ્લાના એરણ નામે ગામમાં એક શિલાસ્તંભ પર કોતરેલો લેખ અનેક રીતે મહત્ત્વનો છે. આ લેખ સંસ્કૃત પદ્યમાં ચાર શ્લોકોમાં રચાયો છે ને સ્તંભ પર સાત (પંક્તિઓમાં કોતરાયો છે. એ ગુપ્ત સંવતના વર્ષ ૧૯૧ (ઈ. સ. ૫૧૦)નો છે. એમાં જણાવ્યું છે કે રાજા માધવનો પુત્ર ગોપરાજ (ગુપ્ત સમ્રાટ) ભાનુગુપ્તની સાથે મિત્રભાવે તેની પાછળ આવ્યો ને ભારે યુદ્ધ કરી સ્વર્ગે ગયો. યુદ્ધ કરતાં જે સૈનિક મૃત્યુ પામે છે તે સ્વર્ગલોક પામે છે, તેને લેવા દેવોનું વિમાન આવે છે ને ત્યાં તેનું સ્વાગત કરવા હાથમાં પુષ્પહાર લઈ અપ્સરાઓ ઊભી હોય છે. એવી માન્યતા પ્રચલિત હતી ને આથી આવી સદ્‌ગતિ 'વીરગતિ' કહેવાતી. એરણ (એરકિણ)માં આ યુદ્ધ પ્રાયઃ હૂણો સામે ખેલાયું હતું. એ યુદ્ધમાં અનેક યોદ્ધા વીરગતિ પામ્યા હશે, પરંતુ એમાં ગુપ્ત સમ્રાટના પક્ષમાં આ સામંત રાજા મહત્ત્વનું સ્થાન ધરાવતો લાગે છે.

એરણના આ લેખમાં એક બીજી હકીકત પણ આપવામાં આવી છે. ગોપરાજની પ્રિય અનુરક્ત ભાર્યા અગ્નિરાશિ (ચિતા)માં એને વળગી એની પાછળ ગઈ. અહીં એ સતી સ્ત્રીના નામકુલાદિની વિગતો આપી નથી, પરંતુ અગ્નિપ્રવેશ કરી પતિની પાછળ અનુમરણ અંગીકાર કરતી પત્નીના મૃત્યુને લગતો આ સહુથી પ્રાચીન ઉપલબ્ધ અભિલિખિત ઉલ્લેખ છે.

આમ એરણનો આ સ્તંભલેખ[1] વીર–સ્મારક તેમજ સતી–સ્મારક એ બંને રીતે મહત્ત્વનો છે.

ગુપ્તકાલ દરમ્યાન પત્નીના અનુ–મરણ પ્રચલિત હોવાના કંઈક ઉલ્લેખ આવે છે. પરંતુ હજી આ પ્રથા સર્વમાન્ય અને સર્વોત્તમ મનાતી ન હોતી. બાણભટ્ટે લખેલા 'હર્ષચરિત' માં આ પ્રથાની પરાકાષ્ઠાનું દૃષ્ટાંત નોંધાયું છે. હર્ષના પિતા રાજા પ્રભાકરવર્ધન મરણ પથારીએ હતા (ઈ.સ. ૬૦૬) ત્યારે રાણી યશોમતી અ–વિધવા અવસ્થામાં મૃત્યુ પામવા પતિની હયાતિ દરમ્યાન અગ્નિપ્રવેશ કરી મૃત્યુને ભેટી. આવું મરણ અનુમરણ કે સહમરણ નહિ, પણ પ્રાગ–મરણ કહેવાય.

'હર્ષચરિત' માં હર્ષની બહેન રાજ્યશ્રી અગ્નિપ્રવેશ કરવા તૈયાર થઈ તેનું ય આબેહૂબ વર્ણન આવે છે, પરંતુ એ પતિની પાછળ અનુ–મરણ પામવા નહિ, પરંતુ સર્વ સ્વજનોનો આધાર જતાં સર્વથા આવી પડેલું દારુણ દુઃખ સહન ન થતાં અગ્નિપ્રવેશ કરવા માગતી હતી ને હર્ષ આવી પહોંચતાં એણે એમ કરવાનો વિચાર માંડી વાળ્યો.

બાણભટ્ટે 'કાદંબરી' માં અનુમરણની અનિષ્ટતા દર્શાવી છે. ચંદ્રાપીડના મુખે એ કહે છે કે અનુમરણ બિલકુલ નિરર્થક છે, એમાં પોતાની શોકવેદનામાંથી છૂટવાનો સ્વાર્થ જ છે, એનાથી કોઈનું ભલું થતું નથી.[2]

પરંતુ સાતમી સદીના અંત પછી સતી–પ્રથાનો મહિમા દૃઢ થતો ગયો. કલ્હણ–કૃત 'રાજ-

---

૧. ફ્લીટ, કોર્પસ ઈન્સ્ક્રિપ્શનમ ઈન્ડિકેરમ, ગ્રં. ૩, નં. ૩૮.

૨. વા. શ. અગ્રવાલ, કાદમ્બરી (એક સાંસ્કૃતિક અધ્યયન), પૃ. ૧૯૨

તરંગિણી'માં રાજકુલમાં અનુમરણનાં અનેક દૃષ્ટાંત મળે છે. રાજા ઉચ્ચલની રાણી જયમતી જેવી શીલ-હીન રાણીઓ પણ પતિ પાછળ સતી થતી ! કલશ ઉત્કર્ષ જેવા રાજાઓ પાછળ રાણીઓ ઉપરાંત રખાતો પણ સતી થઈ હતી ! ક્યારેક માતાઓ અને બહેનો જેવી સગી સ્ત્રીઓ ય અનુમરણ અંગીકાર કરતી. ક્વચિત્ અમાત્યો અને અનુચરો જેવા પુરુષો પણ સ્વામી પાછળ મરણને ભેટતા. રાજા સુસ્સલની પાછળ એની વહાલસોયી બિલાડીએ પણ ચિતામાં પ્રવેશ કરેલો !

આ પ્રથા રાજપૂતોમાં ઈ.સ. ૧૦૦૦ પછી વધતી ગઈ ને એની થોડી અસર અન્ય જ્ઞાતિઓમાં પણ પ્રસરી. એ પહેલાં રાજસ્થાન જેવા પ્રદેશમાં ય સતી થવાના જૂજ દાખલા અભિલેખોમાં નોંધાયા છે. જ્યારે ઈ. સ. ૧૨૦૦ અને ૧૬૦૦ની વચ્ચેના ગાળામાં ત્યાં સતી થયાના વીસેક દાખલા નોંધાયા છે. એમાંના ઘણાખરા રાજકુલો અથવા રાજપૂતકુલોને લગતા છે. મધ્ય પ્રદેશમાં ઈ. સ. ૧૫૦૦–૧૮૦૦ દરમ્યાન વણકર, વાળંદ અને કડિયા વર્ગની અનેક સ્ત્રીઓ વિધવા થતાં સતી થતી એવા સાગર જિલ્લામાં પાળિયા–લેખ મળ્યા છે. કર્ણાટકના અભિલેખોમાં ઈ. સ. ૧૦૦૦–૧૪૦૦ દરમ્યાન માત્ર ૧૧, પણ ઈ. સ. ૧૪૦૦–૧૬૦૦ દરમ્યાન ૪૧ સ્ત્રીઓ સતી થયાના લેખ મળ્યા છે. સત્તરમી–અઢારમી સદી દરમ્યાન સતી થયાના પાળિયા–લેખ સેંકડોની સંખ્યામાં મળે છે.

સતીના પાળિયા કરતાં વીરગતિ પામેલાઓના પાળિયા ઘણા હોય છે. ગુજરાતમાં આવા સંખ્યાબંધ પાળિયા છે. પ્રતિમા–લેખોની જેમ પાળિયા–લેખોની સંખ્યા પણ હજારોની હોઈ, એ સર્વ લેખોનો સંગ્રહ પ્રકાશિત કરવામાં આવે, તો એનો દળદાર ગ્રંથ થાય. આ લેખો મુખ્યત્વે વિ સં. ની ચૌદમી સદી (ઈસ્વી. તેરમી સદી) થી શરૂ થાય છે.[૧] સહુથી વધુ પાળિયા વિ. સં ની ૧૫મી થી ૧૯મી સદીના અર્થાત્ બસોથી છસો વર્ષ પરના મળે છે. સાંપ્રત કાલમાં નવા પાળિયા જવલ્લે ઉમેરાતા હોઈ, ગુજરાતભરના ગામેગામના પાળિયા–લેખોનો સંગ્રહ તૈયાર કરી પ્રકાશિત કરવામાં આવે તો કેવું સારું ! પરંતુ આ કાર્ય કોઈ એકલદોકલ વ્યક્તિનું નથી. ગુજરાત રાજ્યના પુરાતત્ત્વ ખાતા તરફથી જિલ્લાવાર ગામેગામના પાળિયાઓનું સર્વેક્ષણ કરાવવામાં આવે ને પાળિયા પરનાં પ્રતીકો તથા તેના પરના લેખની નોંધ કરાવવામાં આવે, તો આ કામ જલદી પાર પડે. સૌરાષ્ટ્ર અને કચ્છ જેવી શૂરવીરોની ભૂમિમાં તો લગભગ દરેક ગામમાં પાદરે કે તેના તળાવની પાળે થોડાક કે ઝાઝા પાળિયા હોય છે જ[૨]. તળ–ગુજરાતમાં ય અનેક ગામોમાં પાળિયા નજરે પડે છે.[૩]

ગુજરાતમાં પાળિયા માટે 'પાળિયા' ઉપરાંત ખાંભી, છતરડી, શૂરાપૂરા, સૂરધન, પાળિયાદેવ જેવા કેટલા બધા શબ્દ પ્રચલિત છે ! એ શબ્દોનાં મૂળ અને એના ચોક્કસ અર્થ વિશે ભાષાકીય અન્વેષણ–અનુશીલન થવું ઘટે. પાળિયા પરનાં પ્રતીકોમાં સૂર્ય ચંદ્ર તો અમરકીર્તિના દ્યોતક છે, તે ઉપરાંત દેખા દેતાં અન્ય પ્રતીકોનું તાત્પર્ય વિચારવું ઘટે. વીર યોદ્ધાને લગતા પાળિયામાં મોટે ભાગે અશ્વારૂઢ યોદ્ધાની આકૃતિ કંડારી હોય છે. તેની વેશભૂષા તથા તેનાં આયુધોનો પણ વિગતવાર અભ્યાસ થવો ઘટે. સતીના પાળિયામાં મોટે ભાગે સૌભાગ્યવતી સ્ત્રીનો હાથ દર્શાવવામાં આવે છે. કચ્છના કેટલાક પાળિયાઓમાં પતિનું આડું શબ બે હાથમાં ધારણ કરી

---

૧ 'ભાવનગર પ્રાચીનશોધ સંગ્રહ'ના પરિશિષ્ટમાં બેટના એક પાળિયાનું વર્ષ વિ. સં. ૧૧૦૨ જણાવ્યું છે (પૃ ૫૨) પણ ખરી રીતે એ વિ. સં. ૧૭૦૨ છે. (ઈ. કા, લેખ ૧૩૭). ત્યારે ૧ અને ૭ના મરોડ થોડા સરખા હતા.

૨. શ્રી. વજેશંકર ઓઝા અને શ્રી. દ. બા ડિસકળકર સૌરાષ્ટ્રના અભિલેખોના તથા શ્રી. દ. પા. ખખ્ખર અને ડૉ. ના. કે. ભટ્ટીએ કચ્છના અભિલેખોના સંગ્રહ કર્યા છે.

૩. મુંબઈ ઈલાકાના પુરાતન અવશેષોના રિપોર્ટમાં તથા વલ્લભ વિદ્યાનગરના સંશોધનપત્રિકા નં. ૨ માં કેટલાક લેખ નોંધાયા છે.

ઊભેલી સ્ત્રીની આખી આકૃતિ પણ નજરે પડે છે. પ્રાયઃ એ પતિના શબ સાથે ચિતામાં 'સહગમન' કરતી સતીની દ્યોતક હશે. યુદ્ધ બીજે ક્યાંક થયું હોય ને તેના સમાચાર 'મળતાં પતિના શબ વિના ને પ્રાયઃ એના અગ્નિસંસ્કાર બાદ સતી થનાર સ્ત્રીનું મરણ સ્પષ્ટતઃ 'અનુમરણ' કહેવાય. પતિની સાથે કે પાછળ અગ્નિપ્રવેશ કરી મૃત્યુ પામનાર સ્ત્રી પતિની સાથે સ્વર્ગલોક પામે છે એવું મનાતુ. મિસર જેવા કેટલાક દેશોમાં તો પુરાતન કાળમાં રાજાનું મૃત્યુ થતાં તેની પાછળ તેની રાણીઓ, અધિકારીઓ, દાસદાસીઓ, વાહનો ઈત્યાદિ સહુ અનુમરણને ભેટતાં ને તે સહુને સાથે દફનાવવામાં આવતાં. અહીં મારવાડના રાજા અજિતસિંહ ૧૭૨૪ માં મૃત્યુ પામ્યા ત્યારે તેમની પાછળ ૬૪ સ્ત્રીઓ સતી થયેલી, બુંદીના રાજા બુધસિંહ મૃત્યુ પામ્યા ત્યારે ૮૪ સ્ત્રીઓ સતી થઈ હતી. મદુરાના નાયક-વંશનો એક રાજા ૧૬૧૧ માં મૃત્યુ પામ્યો ત્યારે ૪૦૦ અને બીજો રાજા ૧૬૨૦ માં મૃત્યુ પામ્યો ત્યારે ૭૦૦ જેટલી સ્ત્રીઓ સતી થયેલી!

આપણી અર્વાચીન ભાષાઓમાં 'સતી' શબ્દ આ અર્થમાં ક્યારથી પ્રચલિત થયો હશે? પ્રાચીન અભિલેખોમાં તો એ શબ્દ દેખા દેતો નથી. ઘણાખરા પાળિયા પાદરમાં ખુલ્લામાં ઊભા કરાતા હોઈ, એના પર આબોહવાની અસર થયા કરે છે, તેથી એના પર કોતરેલા લેખના અક્ષર સમય જતાં ઘણે અંશે ઘસાઈ ગયા હોય છે. કેટલાક પાળિયાના લેખવાળા ભાગનો નીચેનો ભાગ ઘણી વાર જમીનમાં દટાયેલો હોય છે, તેથી પણ પૂરો લેખ મેળવવામાં મુશ્કેલી પડે છે. છતાં જૂના પાળિયા–લેખોને વધુ ઘસારો લાગે તે પહેલાં તમામ ઉપલબ્ધ લેખો જેટલા ઊકલે તેટલા ઉકેલીને ઉતારી દેવા જોઈએ ને પછી એનો સંગ્રહ પ્રકાશિત કરવો જોઈએ.

આ શિલાલેખોનો અભ્યાસ કરતાં તે તે સમયની ભાષા તથા લિપિના સ્વરૂપનો, તે તે સમયના રાજાનો તથા તેના રાજ્યકાલનો, તે તે સમયની કાલ-ગણના પદ્ધતિનો, કેટલાંક ગામોનાં નામોનો, કેટલીક જાતિઓ તથા જ્ઞાતિઓનો, તે તે સમયનાં કેટલાંક સ્ત્રીપુરુષોમાં નામોનો, સંગ્રામો તથા તેનાં વિવિધ કારણોનો તેમજ વીરગતિ તથા સહગમનનાં દૃષ્ટાંતો તથા તેને લગતી ધાર્મિક માન્યતાઓનો પરિચય થાય છે. કેટલીક ઘટનાઓ પાછળના વૃતાંત લોકકથા-ઓમાં વિગતવાર જળવાયા હોય છે.

અહીં ગુજરાતના જે કેટલાક પાળિયા–લેખો મુંબઈ ઈલાકો, ભાવનગર રાજ્ય, વૉટસન મ્યુઝિયમ, રાજકોટ, શ્રી. ડિસકળકર, શ્રી. અમૃત વસંત પંડ્યા વગેરેના અભિલેખસંગ્રહોમાં ગ્રંથસ્થ થયા છે તેમાંથી કેટલીક નોંધપાત્ર બાબતોની સમીક્ષા કરીએ.

૧. કેટલાક પાળિયાઓ પરથી મહત્ત્વના ઐતિહાસિક સંગ્રામો વિશે માહિતી મળે છે, જેમકે (૧) સોમનાથ પાટણના વિ. સં. ૧૩૫૫ના પાળિયા પરથી સોમનાથ પર અલાઉદ્દીન ખલજીના સરદાર ઉલુઘખાનની ચડાઈનો પુરાવો તથા ચોક્કસ સમય મળે છે. ને ઉલુઘખાનની ચડાઈ ગુજરાત પર વિ. સં. ના કાર્તિકાદિ વર્ષ ૧૩૫૫ (અને ચૈત્રાદિ વર્ષ ૧૩૫૬) માં થઈ હોવાનું નિશ્ચિત થાય છે-[2] (૨) કારવણના વિ. સં. ૧૩૫૮ ના પાળિયા પરથી[3] કોઈ વિધર્મીએ લકુલીશની મૂર્તિનો હાથ તોડી નાખ્યાનું જાણવા મળે છે. (૩) રાણાવાવના વિ. સં. ૧૪૪૦ ના લેખમાં[4] જણાવ્યું છે જે રાણા લાખાના પુત્ર રાણા રાહુલે તુર્કને માથું નમાવવાની ફરજ પાડી હતી. (૪) સોમનાથ પાટણપર છેલ્લા વાજા રાજા બ્રહ્મદાસના સમયમાં વિ. સં. ૧૪૬૨ (ઈ. સ. ૧૪૦૨) માં ગુજરાતની મુસ્લિમ ફોજે ચડાઈ કરી ત્યારે રાજાના પક્ષે વહોરા મહમદનો પુત્ર વહોરા ફરીદ લડતાં મરાયો હતો. એની યાદગારીના પાળિ–

---

૧. ઈ. કા. લેખ નં. ૧૭

૨. ર. ગં. શાસ્ત્રી, ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ, પૃ. ૨૩૯, ટી. ૩

૩. વલ્લભવિદ્યાનગર સંશોધનપત્રિકા, પૃ. ૧, ઓર લે. ૯

૪. ઇ. કા. લેખ નં. ૪૩

યાનો લેખ સંસ્કૃતમાં છે ને એનો આરંભ 'બિસ્મિલ્લાહ રહમાન રહીમ' થી થાય છે.[1] (૫) ગુજરાતના સુલતાન અહમદશાહ ૧ લાની ફોજે ચૂડાસમા રાજા મેલિગના સમયમાં વિ. સં. ૧૪૬૯ (ઈ. સ.૧૪૧૩) માં વંથળી પર ચડાઈ કરી ત્યારે તેમાં રાજાના પક્ષે લઢતાં જે સૈનિકો વીરગતિ પામેલા તેમાના પાંચના પાળિયા ત્યાં છે.[2] એમાંના એક લેખમાં જણાવ્યું છે કે ત્યારે અઢાર રાજપુત્રો સાથે બાલવૃદ્ધ સહિત ત્યાંના પૌરજનો સહીસલામત રીતે જૂનાગઢ ચાલ્યા ગયા હતા. (૬) ઓખામંડળના છેક ઉત્તર ભાગમાં આવેલા આરંભડા મામમાં સં. ૧૬૨૪ (ઈ. સ. ૧૫૬૮) ના આઠ પાળિયાઓ પર જુદા જુદા સૈનિકોનાં મૃત્યુ નોંધાવાં છે. પાળિયા પર કોતરેલી વહાણોની આકૃતિઓ પરથી આ ઘટના નૌકાયુદ્ધની હોવાનું સ્પષ્ટ થાય છે.[3] એ સમયે ગુજરાતમાં છેલ્લા સુલતાન મુઝફ્ફરશાહ ૩ જા નું અને હાલારમાં જામ વિભાજીનું રાજ્ય ચાલતું હતું. (૭) સુલતાન મુઝફ્ફર શાહને આપેલા શરણુ માટે જામ સતાજીના અને અકબરે મોકલેલા સરદારના સૈન્ય વચ્ચે ધ્રોળ પાસે ભુચર મોરીના મેદાનમાં જે ભયંકર સંગ્રામ ખેલાયેલા તેમાં જામનગરના પાટવી કુંવર અજાજી વીરગતિ પામેલા, તેનો ઉલ્લેખ ત્યાંના વિ. સં ૧૬૪૭ (ઈ. સ. ૧૫૯૧) ના પાળિયા પરના લેખમાં થયો છે.[4] (૮) સત્તરમી સદીમાં કાઠીઓની સત્તા પ્રબળ બનતી હતી. બીલેશ્વરના વિ. સં. ૧૬૮૮ (ઈ, સ. ૧૬૩૨)ના પાળિયા પર એક કાણુલી સાથે લઢતાં એક કાઠીનું મરણુ થયાનું નોંધાયું છે.[5] (૯) સં. ૧૮૫૬ માં શંખોદ્ધાર બેટમાં અંગ્રેજો સાથેના યુદ્ધમાં ત્યાંના કેટલાક સૈનિકો વીરગતિ– પામ્યા હતા.[1]

૨. આ પાળિયાઓ પરના લેખોમાં અનેક જુદી જુદી જાતિઓ તથા જ્ઞાતિઓના ઉલ્લેખ આવે છે. જેમકે વાજા, ચાવડા, આહીર, પરમાર, ચૂડાસમા, જાડેજા, સોલંકી, કોળી, યાદવ, બારડ, ચૌહાણુ, કાઠી, ખવાસ, ભાટિયા, સૂત્રધાર, વહોરા, વગેરે. દક્ષિણુ ગુજરાતની કેટલીક ખાંભીઓ પર વસાવો (ગામનો મુખી કે રખોપિયો) મૃત્યુ પામ્યાના લેખ કોતરાયા છે.[2]

૩. આ લેખોમાં લગભગ ૧૦૦ જેટલા લેખ વીરગતિ પામેલ યોદ્ધાઓને લગતા છે ને લગભગ ૨૦ જેટલા લેખ સતી થયેલ સ્ત્રીઓને લગતા છે. સતીના પાળિયાઓ વિ. સં. ૧૩૭૯ થી ૧૮૬૯ સુધીના છે. એમાં કયારેક ચૂડાસમા, વાજા અને ચાવડા જેવી જ્ઞાતિઓનો ઉલ્લેખ આવે છે. અમદાવાદના સં. ૧૬૭૨ ના પાળિયામાં રૂપચંદ નામે પુરુષની ત્રણુ પત્નીઓ સતી થયાનું જણાવ્યું છે.[3] ભુજના એક પાળિયા પરના લેખમાં[4] એક ભાટિયાણી બાઈ માતા ભાવે સતી થયાનો નિર્દેશ છે.

૪. મૃત્યુ–સ્મારક લેખોમાં કયારેક રાજાઓ વગેરેના કુદરતી મૃત્યુની યાદગીરી નોંધાઈ હોય છે, જેમકે ભુજના રાજાઓના મૃત્યુને લગતા ૧૫ લેખોમાં, જેમાં રાવ ખેંગાર ૧ લા (મૃત્યુ ઈ.સ. ૧૫૮૫) થી માંડીને રાવ પ્રાગમલજી બીજા(મૃત્યુ ઈ.સ. ૧૮૬૧) સુધીના રાજાઓના મૃત્યુના દિવસ જણાવવામાં આવ્યા છે. કયારેક કોઈ સાધુ સંન્યાસીના દેહોત્સર્ગના લેખ મળે છે, જેમ કે દ્વારકામાં શ્રી શંકરાચાર્ય શ્રી

---

૧. એજન, લેખ નં. ૬૨
૨. એજન, લેખ નં. ૬૪
૩. એન્યુઅલ રિપોર્ટ ઑફ ધ વૉટસન મ્યુઝિયમ ઑફ ઍન્ટિકિવટિઝ, રાજકોટ ફૉર ધ ઈયર ૧૯–૨૧–૨૨, પૃ. ૨૬
૪. ઈ. કા., લેખ નં. ૧૦૫
૫. એજન, લેખ નં. ૧૩૦

---

૧. ઉપર પા. ટી. ૧માં જણાવેલ રિપોર્ટ, પૃ. ૨૭
૨. વલ્લભ વિદ્યાનગર સંશોધન પત્રિકા, વર્ષ ૧, અંક ૨ લેખ નં. ૧૭, ૧૮, ૨૫.
૩. ર. ભી. જોટ, ગુજરાતનું પાટનગર; અમદાવાદ– પૃ. ૬૬૮
૪. ઉપર પા. ટી.[1]માં જણાવેલ રિપોર્ટ, પૃ. ૩૬

હયગ્રીવાનંદ સરસ્વતી વિ. સ. ૧૮૭૫ માં કૈલાસ-વાસી થયાનો લેખ.[૧]

કારવણના વિ. સં. ૧૩૫૮ના લેખમાં લકુલીશની મૂર્તિનો હાથ તોડી નંખાતાં પુણ્યરાશિ નામે મહંતે સ્વવધ કર્યો હતો.[૨] ખંભાળિયાના વિ.-સં. ૧૭૪૯ના લેખમાં ગુગલી જ્ઞાતિના શ્રી. શંકર-જોશીએ શિવ ઉપર કમળપૂજા કર્યાનો ઉલ્લેખ છે.[૩]

બાકીના બધા પાળિયા-લેખ સંગ્રામમાં થયેલા મૃત્યુને લગતા છે. એમાં કયારેક અમુક રાજાના કારણે તેના પક્ષમાં યુદ્ધ કરતાં કોઈ મૃત્યુ પામ્યા છે. પરંતુ ઘણા કિસ્સાઓમાં લેખના નાયકનું મૃત્યુ કોઇ વધુ ઉમદા હેતુ માટે યુદ્ધ કરતાં થયું હોય છે, જેમ કે ગામની રક્ષા અર્થે, ગામની ગાયો પકડતાં તેની વહારે, બ્રાહ્મણોની રક્ષા અર્થે અને સ્રી બાળકો વગેરેના રક્ષણ માટે.

પાળિયાના સહુથી વધુ અધિકારી આ પ્રકારના વીરો છે. તેઓ સ્વર્ગલોક પામે છે એવો ઉલ્લેખ અનેક પાળિયાલેખોમાં કરેલો છે.[૪] ચોરવાડના સં. ૧૪૫૭ના લેખમાં તો પ્રસ્તુત વીરને સુરાંગનાઓ વરી એવો નિર્દેશ છે.[૫] કયારેક વિષ્ણુ-ચરણ કે હરિચરણમાં વાસ પામ્યાની રજૂઆત કરી છે.[૬] સતી થતી સ્રીઓ પતિની સાથે સ્વર્ગ પામે છે એવું પણ જણાવાતું.[૭] આ સર્વ ઉલ્લેખો સંગ્રામ મરણ તથા સહગમનની ફલપ્રાપ્તિને લગતી પ્રચલિત ધાર્મિક માન્યતાઓ સૂચવે છે.

૧. વોટસન મ્યુઝિયમ રાજકોટનો ૧૯૨૧-૨૨ નો ઍન્યુઅલ રિપોર્ટ, પૃ. ૨૨

૨. વ. વિ. સં. પત્રિકા, વર્ષ ૧, અંક ૨, લેખ નં. ૯

૩. ઈ. કા., લેખ નં ૧૫૧

૪. દા. ત., ઈ.કા, લેખ નં. ૭૨ માં.

૫. એજન. લેખ નં. ૫૨

૬. એજન, લેખ નં. ૭૧ અને ૧૫૩.

૭. એજન, લેખ નં. ૧૧૬, ૧૨૦

૫. કેટલીક વાર કોઈ યાદગાર વ્યક્તિના મૃત્યુ બાદ તેની સ્મૃતિ અર્થે દેરી કે દેરું કરાવવામાં આવતું; ને તેમાં તેને લગતી નોંધ કોતરાવવામાં આવતી.[૧] એમાં કેટલીક દેરીઓ સતી થયેલી સ્રીઓને લગતી છે. એમાં કોની દેરી કોણે કરાવી તેની વિગત હોય છે.

૬. પાળિયા પરના લેખો શરૂઆતમાં સંસ્કૃતમાં લખાતા. સમય જતાં એ ગુજરાતીમાં લખાતા થયા. આ લેખો પરથી ગુજરાતીભાષાનું તે સમયનું સ્વરૂપ જાણવા મળે છે. વીરગતિને લગતા લેખોમાં સામાન્ય રીતે 'સંગ્રામે મૃતઃ' કે 'મૃતઃ' શબ્દ પ્રયોજાતા. આગળ જતાં ગુજરાતીમાં 'સંગ્રામે કામ આવ્યા', 'મામલે કામ આવ્યા', '-ને કામ આવ્યા,' 'કામ આવ્યા', 'સ્વરગી થયા', 'ધારાતીર્થ[૨] મરાયા,' 'સ્વર્ગે ગયા', 'હરિચરણ પામ્યા', 'દેવાતન[૩] પામ્યા', 'દેવીતણ પામ્યા, 'દેવગત થયા,' 'મરાણા',-'નું મરણ થયું.' 'શરીર પાડયું' વગેરે શબ્દ પ્રયોજાયા છે. સંગ્રામ માટે '-ની સાથે મામલો થાતાં' એવો પ્રયોગ થતો. કયારેક 'જાગરો થીઓ' એવો શબ્દપ્રયોગ પણ મળે છે.[૪]

પતિના શબ સાથે અગ્નિપ્રવેશ કરતી સ્રી માટે 'સહગમનં મૃતં', 'સહગમન કીધું', 'સાગમન કીધું'. 'સાગવન કીધું' વગેરે શબ્દ આવે છે. 'સતી થીઆં' જેવો પ્રયોગ તો વિ. સં. ની ૧૭થી ૧૯ મી સદીમાં દેખા દે છે.[૫]

૧. ભાવનગર પ્રાચીન શોધસંગ્રહ, પરિશિષ્ટ, લેખ-નં. ૩૫, ૧૨૬, ૧૮૬; ઈ. કા. લેખ નં. ૮૭, ૧૨૪, ૧૨૯, ૧૫૬, ૧૬૪; ૧૬૫, ૧૭૦, ૧૭૧.

૨. ખડ્ગધારારૂપી તીર્થમાં મરાયા, અર્થાત્ સંગ્રામ ખેલતાં ખડ્ગના પ્રહાર વડે માર્યા ગયા.

૩. દેવત્વ

૪. ઈ. કા., લેખ નં. ૧૩૦, ૧૫૮

૫. ભાવનગર પ્રાચીન શોધસંગ્રહ, પરિશિષ્ટ, લેખ નં. ૬૫; વોટસન મ્યુઝિયમ. રાજકોટનો ૧૯૨૧-૨૨ નો ઍન્યુઅલરિપોર્ટ, પૃ. ૩૬

દક્ષિણ ગુજરાતના ખાંભી–લેખોમાં 'ખાંભુ ઘડાવ્યું' એવો પ્રયોગ સં. ૧૪૧૯, ૧૪૭૬, ૧૫૧૪ અને ૧૫૭૧ ના લેખોમાં થયો છે. 'પાલીઓ' (પાળિયો) શબ્દ વિ. સં. ની ૧૭ મી સદીના આરંભમાં[૬] ને પ્રાયઃ ૧૬ મી સદી દરમ્યાન[૭] પણ પ્રયોજાયો છે. ૧૮ મી સદીમાં '– નો પાળિયો છે,' '– નો પાળિયો ચોડયો છે,' '– નો પાળિયો ઊભો કીધો છે' વગેરે પ્રયોગ આવે છે.[૮]

'ખાંભ', 'ખાંભી', 'ખાંભુ', ને 'ખાંભો, શબ્દ તો સ્પષ્ટતઃ સ્કંભ' પરથી વ્યુત્પન્ન થયા છે, પરંતુ 'પાળિયો' શબ્દનું મૂળ હજી અકળ કે અનિશ્ચિત રહ્યું છે. એના મૂળમાં પ્રાયઃ મુખ્ય શબ્દ 'પાલિ' છેને 'પાલી' અર્થો પૈકી પાળી, સીમા, હરોળ અને ચિહ્ન–એ અર્થો આ સંદર્ભમાં લક્ષમાં લેવા ગણાય,

દક્ષિણ ભારતમાં પાળિયાને માટે 'વીરકળ' (કે 'વીરક્કળ' ને 'વીરગળ') શબ્દ પ્રયોજાય છે, તેમાં 'વીર' શબ્દ વીરગતિ પામનાર યોદ્ધાનો દ્યોતક છે. દખ્ખણના રાષ્ટ્રકૂટો તથા યાદવો અને કોંકણના શિલાહારોના સમયના તેમજ ખાસ કરીને કોલ્હાપુરના ના શિલાહારો તથા કલ્યાણીના ચાલુકયોના આવા અનેક વીરકળ–લેખો ત્યાં મળે છે. ગુજરાતના પાળિયાલેખોની જેમ એ મોટે ભાગે સાદા અને ટૂંકા હોય છે. છતાં કોલ્હાપુર તથા કર્ણાટકના કેટલાક વીરકલ–લેખો લાંબી પદ્યબદ્ધ પ્રશસ્તિરૂપે રચાયા છે. ગુજરાતમાં આવા લેખ કવચિત મળે છે.[૯]

આ લેખોમાં મિતિ વિગતે આપવામાં આવે છે. સંવત વિક્રમો વપરાય છે; સાથે સાથે કેટલીકવાર શક વર્ષ પણ આપવામાં આવે છે. કયારેક અયન, ઋતુ, સંવત્સર, નક્ષત્ર, યોગ વગેરે પણ અપાય છે.

આમ ખાંભી કે પાળિયા પરના લેખોમાંથી ઘણા પ્રકારની ઉપયોગી માહિતી મળે છે. ગુજરાત–ભરમાં, ખાસ કરીને સૌરાષ્ટ્ર અને કચ્છમાં, સંખ્યાબંધ પાળિયા આવેલા છે. પૂર્વજોના પાળિયાઓની તેઓના વંશજો પૂજા પણ કરે છે, પરંતુ ઈતિહાસના સાધન તરીકે પાળિયા એ આપણો રાષ્ટ્રનો એક મહામૂલો સાંસ્કૃતિક વારસો છે.

ગામના પાદરે તળાવની પાળે ખુલ્લામાં ઊભા કરાયેલા પાળિયાઓને છાપરાવાળા સાર્વજનિક મકાનમાં ખસેડીને અથવા એને મૂળસ્થાને રાખી એના પર છત્રી કે છાપરું બાંધીને આ ઐતિહાસિક સ્મારક લેખોને સુરક્ષિત રાખવામાં આવે ને એના પર કોતરેલા શિલાલેખોના સંગ્રહ તૈયાર કરી તેને પ્રકાશિત કરવામાં આવે, તો જ આપણી આ ઐતિહાસિક સંપત્તિનું જતન થશે,

૬. ઈ. કા. લેખ નં. ૧૦૦ (સં. ૧૬૦૯)

૭. ભાવનગર પ્રાચીન શોધ સંગ્રહ, પરિશિષ્ટ, લેખ નં. ૬૬ (સં. ૧૫૧૦)

૮. ઈ. કા, લેખ નં. ૧૬૭, ૧૬૯, ૧૭૦

૯. દા. ત, ઈ. કા. લેખ નં. ૫૨ (ચોરવાડનો સં. ૧૪૫૦ નો લેખ)

"Truth is not a Thing of to-day or tomorrow. Beauty heroism, and spirituality do not change like fashion, being the reflection of an unchanging Spirit. These dreams, antiquities, traditions, once actual living and historical, have passed from the World of sense into the World of memory and thought; and time it seems to me, has not taken away from their power, nor made them more remote from simpathy; but has rather purified them by removing them from the earth to haven. from things which eye can see and ear can here, they have become what the heart ponder over, and are so much nearer, more suitable for literary use, than the day they were begotten.

A. E. (From 'Nationality)

# પાળિયા : ગૂંચના ઉકેલણહાર

અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રી, 'વિદ્યાવાચસ્પતિ'

ઈતિહાસને એના પ્રામાણિક સ્વરૂપમાં મેળવવાનાં જે સાધન કામ લાગે છે તેમાં પુરાતત્ત્વીય અવશેષો પછી બીજું મહત્ત્વનું સાધન હોય તો એ ઉત્કીર્ણ લેખ–સામગ્રી છે. લિપિમાં અંકિત થયેલી સામગ્રી જરૂર ઉપયોગની છે, પરંતુ એ તે તે સમયના ઈતિહાસની જેમ સમકાલીન હોય તેમ નજીકના કે લાંબા સમયની પણ હોય. એના સમયના પ્રમાણમાં એની પ્રામાણિકતાનો આધાર રહે છે. આમાં ઉત્કીર્ણ લેખ–સામગ્રી એ સિક્કા હોઈ શકે, શિલાલેખો હોઈ શકે કે તામ્રલેખો પણ હોઈ શકે. આવી ઉત્કીર્ણ સામગ્રી પ્રસંગને જેટલી વધુ નજીક તેટલી એની પ્રામાણિકતા વિશેષ. સિક્કા–શિલાલેખો – તામ્રલેખો પણ બનાવટી નીકળી આવે છે અને ઈતિહાસની કડીઓને એ શિથિલ પણ કરી નાખે છે. શિલાલેખોમાં માત્ર પાળિયા એક એવું સાધન છે કે મરણ પામેલાના નજીકના જ સમયમાં ઉત્કીર્ણ થયે ખોડવામાં આવ્યા હોય છે. સ્મશાનમાં, ગામને પાદરે આવેલા તળાવને કાંઠે, ગામના ઝાંપાની નજીક ગોંદરાની કિનારીએ, કેટલીકવાર ગામના ચોરાની નજીક, તો કેટલીકવાર જ્યાં નિધન થયું હોય તેવા સ્થળે–રણભૂમિના પ્રદેશમાં, એ ખપી ગયેલા શૂરવીરના અવસાનના કારણ સાથે ઉટ્ટંકિત થઈને પૂર્વાભિમુખે ખોડવામાં આવ્યા હોય છે.

જેમાં એક પણ વર્ણ ટાંકવામાં ન આવ્યો હોય તેવી શૂરાપૂરાની ખાંભીઓ તો અનેક સ્થળે જોવા મળે છે. એવા અવસાન પામેલાના વંશજો એની માહિતી જાળવી રાખે છે અને ત્યાં વારપરબે કે નિયતતિથિએ નૈવેદ્ય કરવાં વગેરે કરે છે. સમય પસાર થતાં પછી દંતકથાના સ્વરૂપમાં એવા પુરુષ માટે ભાતભાતની વાતો વહેતી થાય છે અને સમયના પ્રવાહ સાથે એવી દંતકથાઓ લુપ્ત પણ થઈ જાય છે. પાળિયાની પાછળ પણ આવું બને છે અને એવા પુરુષની સ્મૃતિ પછી ભુલાઈ પણ જાય છે, પરંતુ જ્યારે કોઈ સંશોધકની દૃષ્ટિએ એવો પાળિયો કે પાળિયા નજરે ચડે છે ત્યારે એમાં ઈતિહાસની સાથે સંબંધ ધરાવતી વિગત તારવવાનો પ્રયત્ન કરી તત્કાલીન ઈતિહાસને વધુ સત્ય તરફ લઈ જવા પ્રયત્ન કરે છે. એમાંનો એકાદો ઐતિહાસિક નિર્દેશ ઘણીયે વાર કોઈ ખૂટતી કડી સાધવામાં ભારે મહત્ત્વનો પણ ફાળો આપી દે છે. એ હકીકત છે કે માત્ર દંતકથાઓમાં વહેતી વાતો કે વંશપરંપરાથી ચોપડા ધરાવનારા, પણ પછી ચોપડામાં ટાંકેલી વિગતો તરફ બેદરકારી ધરાવતા થતાં વાતોમાંથી વતેસર કરવાના શોખીન આપણા વહીવંચાઓની વાતોમાં ઘણીયે વાર ઈતિહાસ હાથ તાળી દઈને છટકી જતો હોય છે. પાળિયા આમાં ઘણીયે વાર ઉપયોગી નીવડે છે.

પાળિયા માત્ર આ દેશની દેન છે કે અન્ય દેશોમાં પણ એ અસ્તિત્વ ધરાવે છે એ સંશોધનનો વિષય છે. જ્યાં અગ્નિદાહ કરવામાં નથી આવતો તેવા દેશોમાં અને સ્થળોમાં કરવામાં આવતી કબરો ઉપર તકતી ચોડવાનો રિવાજ ઘણા પ્રાચીન સમયથી પ્રચલિત છે; એ પણ ઈતિહાસની સામગ્રી પૂરી પાડે છે એમાં શંકા નથી.

પાળિયાઓનો રિવાજ પશ્ચિમ ભારતમાં સવિશેષ જાણીતો છે. પશ્ચિમ મારવાડમાં ઉટ્ટંકિત સુંદર ખાંભીઓ મારા જેસલમેરના પ્રવાસમાં જોવામાં આવી છે. સૌરાષ્ટ્ર અને કચ્છના પ્રવાસોમાં તો આવા સેંકડો પાળિયા જોવાનો લાભ મળ્યો છે. આશ્ચર્યની વાત છે કે જૂનામાં જૂના પાળિયા પણ કચ્છ અને સૌરાષ્ટ્રમાંથી મળ્યા છે અને એ છેક ક્ષત્રપકાલ જેટલા જૂના, જેમાં આ પ્રકારના ખોડેલા ઉત્કીર્ણ પથ્થરને યષ્ટિ (લાટય) કહેવામાં આવેલ છે.

આ શિલાયષ્ટિઓ, પછી, સૈકાઓ સુધી જોવામાં આવતી નથી. જૂનો આવી યષ્ટિ ઓ પછીનો પાળિયો બાલાસર (કચ્છ) નો સં. ૧૧૨૧ (ઈ. સ. ૧૦૬૪–૬૫) નો જાણવામાં આવ્યો છે (જુઓ ઊર્મિનવરચના–સળંગ અંક ૫૪૫: ઑગસ્ટ, ૧૯૭૫, પૃ. ૨૫૬; ભાઈશ્રી ડૉ. નાગજી ભટ્ટિ).

આ પાળિયાના નિર્દેશ સાથે નોંધાયેલ બે પાળિયાઓમાં એક સં. ૧૨૬૮ (ઇ. સ. ૧૨૧૧–૧૨) નો ક્ષેત્રપાળ તરીકે જાણીતો કચ્છ – વાગડના ગેડી–ગામનો, બીજો સં. ૧૨૭૭ (ઈ.સ. ૧૨૨૦–૨૧) નો ત્યાં જ ગેડીના સ્મશાનમાંનો એક સાંચોરા બ્રાહ્મણે કરેલા આત્મઘાતની વાત જણાવતો છે.

સૌરાષ્ટ્રમાં, ખાસ કરી પશ્ચિમ સૌરાષ્ટ્રમાં આવેલી, જેઠવાઓની અને એ પૂર્વે સૈંધવો પોતાને જયદ્રથવંશીય કહેવડાવનારા રાજવંશ–ની રાજધાની ઘૂમલી (=ભૂમલી, સં. भूताम्बिलिका, भूताम्बिली, ક્વચિત્ भूमिलिका જેવાં સંસ્કૃતિકરણ પામેલી, વધુ સ્વાભાવિક રીતે શક્ય भौमपद्रिका–પ્રા. भूम-अल्लिआ, भूमल्लिआ) ની રામપોળના, પશ્ચિમ બાજુની દીવાલે આવેલા, દરવાજાની બહાર ખોડાયેલા સંખ્યાબંધ પાળિયા જાણવામાં આવ્યા છે, જેમાંના સાત જેટલા સં. ૧૩૧૮ ના ફાગણ સુદિ પૂનમ ને મંગળવાર (તા. ૭–૩–૧૨૬૨) નો દિવસ ધરાવે છે. 'ઘૂમલીના પાળિયા લેખો' સૌ. યુનિ.નું સામયિક 'વાક્', માર્ચ, ૧૯૭૨; ડૉ. પ્રિયબાળા શાહ અને ડૉ. પ્રવીણ પરીખ, પૃ. ૧૦૯–૧૧૦).

નોંધવા જેવું છે કે સ્વ. કર્નલ ટૉડ પશ્ચિમ ભારતમાં ફરતા ફરતા ઘૂમલીમાં આવેલા ત્યારે રામ-પોળ (દરવાજા) બહાર આવેલા અનેકસંખ્ય પાળિયા-ઓમાં (૧) સં. ૧૧૧૨ કાર્તિક માસની ૧૩ ભૃગુ-વારનો, (૨) સં. ૧૧૧૨ પોષ માસની ૭નો, (૩) સં. ૧૧૧૮ ફાગણ સુદિ ૧૫ સોમવારનો, (૪) સં. ૧૧૧૯ કાર્તિક માસની ૬ નો, અને (૫) સંવતનો ભાગ ખવાઈ ગયેલો તેવો એવા પાંચ પાળિયા જોયેલા (એજન, પૃ. ૧૦૬). આજે આ પાળિયા નષ્ટ થઈ ગયા છે. આમ આ પાળિયા બાલાસર (કચ્છ)ના સં. ૧૧૨૧ ના પાળિયા કરતાં પણ જૂના છે.

ઘૂમલીના સં. ૧૩૧૮ના સાત પાળિયાઓ (એજન નં. ૪૦ નો, પૃ. ૧૧૦ અને દ. બા. ડિસકળકરના 'ઈન્સ્ક્રિપ્શન્સ ઑફ કાઠિયાવાડ, નં. ૧૧માંનો પહેલો પૃ. ૬૯૨) મળ્યો છે તે પ્રમાણે, એ સમયે પશ્ચિમ સૌરાષ્ટ્ર ઉપર, સ્થાનિક શાસકો ખંડિયા હોય તે રીતે મહામંડલેશ્વર સામંતનો અધિકાર હતો. માંગરોળ (સોરઠ) તાલુકાના ગામ લાડોદરામાં મળેલા સં. ૧૩૨૩ના માઘ સુદિ ૪ને મંગળવાર (તા. ૧૨–૧–૧૨૬૬)ના પાળિયામાં સૌરાષ્ટ્ર મંડલમાં એવા 'પાલ્હ' નામના અધિકારીનો નિર્દેશ થયેલો છે, તો સં. ૧૩૩૪ના અશ્વિન સુદિ ૧૪ (ને રવિવાર ?) (તા. ૧૨–૯–૧૨૭૭)ના, પોરબંદરની ખારવાવાડમાં આવેલા પદ્મિની માતાના મંદિરમાંના શિલાલેખમાં 'ઠ. પાલ્હ' અને 'ઠ. સામંતસીહ'નો ઉલ્લેખ થયેલો છે. (દ. બા. ડિસકળકર, ઉપર્યુક્ત, નં. ૧૩ અને ૧૪). આ અધિકારીઓ અર્જુનદેવ વાઘેલાના, ગામ ભરાણામાંથી મળેલા સં. ૧૩૨[૭]ના લેખમાં એ રીતે નિર્દેશાયા છે.

સં. ૧૩૧૮ (ઈ. સ. ૧૨૬૨)ના કોઈપ્રબળ વિગ્રહમાં મરાયેલા રાજપૂત યોદ્ધાઓના આ પાળિયા 'ઘૂમલીના ધમસાણ'માં સિંધના જામ બામણિયોજીની ચડાઈ વખતે વીરગતિ પામેલા હોવાનું કહેવામાં આવ્યું છે. સં. ૧૩૧૭ (ઈ. સ. ૧૨૬૧)માં; ભૂટાંગ પ્રમાણે આવી ચડાઈ થયેલી સ્વીકારાઈ છે. (ડૉ. પ્રિયબાળા શાહ અને ડૉ. પ્રવીણ પરીખ, ઉપર્યુક્ત, પૃ. ૧૦૯) આ સમયે સાર્વભૌમ સત્તા તરીકે વાઘેલા છે. એમની સર્વસત્તાધીશતા નીચે, બહારના આક્રમણ પ્રસંગે આ સ્થાનિક બળવા જેવા કાર્યના અનુસંધાનમાં આ પુરુષો ખપી ગયા સમઝાય છે.

વારુ, આવી સામંતદશામાં ઘૂમલીનો કયો રાણો હતો ? એક અભિપ્રાય છે કે એ વખતે ઘૂમલીમાં સીયો રાણો (હકીકતે સિંહ–પ્રા. સીહ) અર્થાત્ વંશા-વળીનો વિજયસિંહ) (ડૉ. શાહ અને પરીખ, ઉપર્યુક્ત પૃ. ૧૦૯). જેઠવાઓની પ્રાપ્ય વંશાવળીમાં વિજય-

સિંહને સં. ૧૨૭૬ (ઈ. સ. ૧૨૨૦) થી કહ્યો છે, પરંતુ વીસાવાડામાંના અને આજક ગામના અનુક્રમે સં. ૧૨૬૨ ન. માઘ સુદિ ૧૦ અને શુક્રવાર તા. (૨૦–૧–૧૨૦૬) ના અને સં. ૧૨૬૨ના ફાગણુ વદિ ૧૪ ને શુક્રવારના (૪૯ દિવસના આંતરાવાળા) લેખોમાં રાણા તરીકે 'સીહ' 'સિંહ' નિર્દેશાયો છે એટલે એને સં. ૧૩૧૮ (ઈ. સ. ૧૨૬૨) સુધી લઈ જઈ શકાય એમ નથી. એના પછી એનો પુત્ર ભોજરાજ ૧લો સં. ૧૩૦૧ (ઈ. સં. ૧૨૪૫) માં અને એનો પુત્ર રામદેવ સં. ૧૩૨૬ (ઈ. સ. ૧૨૭૦) માં સત્તા ઉપર આવે છે અને તેથી સં. ૧૩૧૮ (ઈ. સ. ૧૨૬૨) માં ભોજરાજ ૧લાનું આધિપત્ય છે, જેના ઉપર મહામંડલેશ્વર સામંતસિંહની સત્તા જોવા મળે છે. (સિંધના ઉન્નડ અને બામણિયોજીના સમય વિશે પાકોનિશ્ચય હજી આફણે ત્યાં થયો જાણુ-વામાં આવ્યો નથી. એ સંશોધનનો વિષય છે.)

મિયાણીના નીલકંઠ મહાદેવના દક્ષિણ બાજુના થાંભલા ઉપરના, સં. ૧૨૯૦ના કાર્તિક વદિ ૨ ને ગુરુવાર(તા૯–૧૧–૧૨૩૪)ના ખંડિત લેખમાં 'શ્રીમણિ-પુર'માં કોઈનું 'વિજય રાજ્ય' છે એ સમયે महारा... देवप्रतिपत्तौ મંડપ કરાવ્યાનું નોંધાયું છે (દ.બા. ડિસકળકર ઉપર્યુક્ત, નં. ૬, પૃ. ૬૮૮). લેખમાં ઉપરના શબ્દોમાં જે ત્રણુ જેટલા વર્ણ ખૂટે છે તેમાં શકયતા महाराण ની છે, તો પછી ખૂટતા બે વર્ણ જો मोज હોય તો मोजदेव અને राम હોય તો रामदेव આવી શકે. વંશાવળીમાં રામદેવ તો સં. ૧૩૨૬ (ઈ. સ ૧૨૭૦-માં અને એની પહેલાં ભોજરાજ સં. ૧૩૦૧ (ઇ. સ. ૧૨૪૫) માં સત્તા ઉપર આવ્યો હોય છે. એટલે કાંતો મિયાણીમાં महाराण કે महाराज એવો કોઈ અન્ય-દેવ સામંત હતો એમ કહેવું પડે (જે પણુ હજી સંશોધનનો વિષય છે).

વંશાવળીમાં રામદેવ ૧લા પછી રાણોજી રજાને સં. ૧૩૪૭) (ઈ.સ. ૧૨૯૧) માં સત્તા ઉપર આવેલો કહેવાયો છે. પણુ ઘૂમલી નજીકનાં સોનકંસારીનાં કહેવાતાં દહેરાંઓના સમૂહમાંના, સં. ૧૩૪૮ના ફાગણુ વદિ ,૧૧ને સોમવાર (તા. ૨૦–૨–૧૨૯૧) ના પાળિયામાં તો राणक श्री माण-राज्ये કહેલું છે; આનાથી એક વાત ઊપસી આવે છે કે આ ભાણુ (૪ થો) સં. ૧૩૪૮ (ઈ. સ. ૧૨૯૧) માં સત્તા ઉપર હોઈ રાણોજી ઈ. સ. ૧૨૯૧ સુધીમાં ગુજરી ગયો છે.

ઉત્કીર્ણ લેખોમાં પાળિયા કેવી રીતે મહત્ત્વની ગૂંચો ઉકેલી આપે છે એ બતાવવાનો જ આ અહીં અલ્પ પ્રયત્ન છે. ઈતિહાસ સંશોધનમાં તદ્દન સ્પષ્ટ વિધાનો પ્રાપ્ત ન થતાં હોય ત્યાં ત્યાં આવાં ભિન્ન ભિન્ન સાધન જેમ જેમ મળતાં જાય તેમ તેમ ગૂંચો ઊકલતી આવે. એને કારણે આજે મારા તરફથી એક હકીકત બતા-વવાનો પ્રયત્ન થયો હોય તેને આવતી કાલની નવી મળેલી સામગ્રીના અભ્યાસ થી મારા હાથથી જ ખોટી કહેવાનો વખત આવે. સંશોધન એ સત્ય તરફ જવાની યા સત્ય શોધી કાઢવાની પ્રવૃત્તિ છે. મારા કે અન્યાન્ય વિદ્વાન સંશોધકોના નવી નવી પ્રાપ્ત થતી આવતી સામગ્રીના અભ્યાસને આધારે એક વાત સત્ય જેવી લાગતી હોય તે જ જૂની તેમ નવી સામ-ગ્રીના અભ્યાસને આધારે મારે હાથે કે અન્યને હાથે તૂટી જાય તો એમાં સાચા સંશોધકને કદી શોક થવાનો નહિ કે એ નાસીપાસ થવાનો નહિ, એની ઉત્સાહપૂર્ણ કૃચ ચાલુ જ રહેવાની.*

---

* સ્વાતંત્ર્ય-દિન, તા. ૧૫–૮–૭૫ : જૂનાગઢ

---

વીતી ગયેલા યુગ સુધીની માનવજાતના તમામ રસો, આવેશો, ઊર્મિઓ, ઉદ્યમો અને અનુભવો ધરતીમાં સૂતેલા કે ખોડાયેલા સંસ્કૃતિના પ્રતીકોમાં પડયા છે. પ્રજાજીવનમાં જ્યારે જ્યારે સંસ્કાર–શૂન્યતા વ્યાપે છે ત્યારે ત્યારે એ અતીતને ઢંઢોળે છે. એમાંથી ખોવાયેલા જીવનતત્ત્વની ભાળ મેળવે છે. એ તત્ત્વ પાછું આણવા મથે છે. જીવન તત્ત્વની શોધમાંથી પ્રાણુની પિછાન મળે અને એમાંથી વિકાસની તમન્ના જાગે. ગૌરવભંગ પ્રજાઓમાં અતીત તો આત્મ–ગૌરવ પેદા કરે છે. અતીતના ઉકેલ આપણામાં સાહ-સની પ્રેરણા જગાડે છે ને સ્ફુરણાનાં રોમાંચ પેદા કરે છે.

જ. પે.

# ગોહિલ વીર હમીરજીના પાળિયાનો લેખ

હરિશંકર પ્રભાશંકર શાસ્ત્રી

સૌરાષ્ટ્રના ઈતિહાસમાં ગોહિલવંશ સૂર્યવંશી છે કે ચંદ્રવંશી છે એ બાબતમાં ઘણી ચર્ચા થઈ ગઈ છે. સ્વ. રાયબહાદુર મહામહોપાધ્યાય પંડિત ગૌરિશંકર હીરાચંદ ઓઝાએ "ઉદયપુર રાજ્યકા ઈતિહાસ," પ્રથમ સંસ્કરણમાં પૃ. ૮૮, ૧૨૮ થી ૧૩૦, ૧૫૮માં સપ્રમાણ સિદ્ધ કર્યું છે કે ગોહિલ-વંશ સૂર્યવંશી છે. શ્રી જેઠાલાલ હરજીવન મહેતાએ પણ "ગુજરાતી" સાપ્તાહિક પત્રના તા. ૧૫ મી ઓકટોબર સને ૧૯૨૨ ના દિપોત્સવી અંકમાં "ગોહિલવંશ સૂર્યવંશી છે" શીર્ષક લેખમાં ઘણાં પ્રમાણો આપીને સ્પષ્ટ સિદ્ધ કર્યું છે કે ગોહિલવંશ સૂર્યવંશી છે. સ્વ. શ્રી માનશંકર પીતાંબરદાસ મહેતાએ "મેવાડના ગુહિલો" અથવા ગુહિલોત્પત્તિ મીમાંસા નામનું પુસ્તક લખ્યું છે અને તેમાં ગોહિલ-વંશ સૂર્યવંશ છે એમ જણાવ્યું છે.

ચૌલુક્ય રાજા સિદ્ધરાજ જયસિંહના સમયમાં સૌરાષ્ટ્રમાં આવેલા માંગરોળમાં ગોહિલો આવ્યા હતા, ત્યારપછી ભાવનગર, પાલીતાણા, લાઠી, વળા કે વલભીપુરના રાજવીઓના મૂળ પુરૂષ સેજકજી ગોહિલ વિ. સ. ૧૩૦૬ (ઈ. સ. ૧૨૫૦) માં સૌરાષ્ટ્રમાં આવ્યા હતા એવી માન્યતા પ્રવર્તે છે. જસદણ પાસે કાળુપીરના સ્થંભ પરના વિ. સં ૧૨૯૨ (ઈ. સ. ૧૨૩૬) ના લેખમાં સહજિગપુરના નામનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.[૧] આ સહજિગપુર એ સેજક-પુરનું સંસ્કૃતિકરણ પામેલું રૂપાંતર છે. એટલે સેજકજી ગોહિલે વિ. સં. ૧૨૯૨ (ઈ. સ. ૧૨૩૬) પહેલાં સૌરાષ્ટ્રમાં આવીને સેજકપુર વસાવ્યું હતું એમ જણાય છે. શિયાળબેટમાંથી વિ. સં. ૧૩૦૦ (ઈ. સ. ૧૨૪૪) નો લેખ પ્રાપ્ત થયો છે તેમાં જણાવ્યું છે કે સહજિગપુરના પલીવાળ જ્ઞાતિના શેઠે મલ્લીનાથની પ્રતિષ્ઠા કરી[૨]. પ્રસ્તુત લેખમાં જણાવેલું સહજિગપુર પણ ઉપર જણાવેલા જસદણ પાસેના કાળુપીરના સ્થંભના લેખમાં જણાવવામાં આવ્યું છે તે સેજકપુર છે. એ લેખમાં જેની પ્રતિષ્ઠા કરવામાં આવી છે તે દેવ જૈનોના તીર્થંકર મલ્લીનાથ હોવાનું સ્પષ્ટ થાય છે. શિયાળબેટમાંથી પ્રાપ્ત થયેલો આ લેખ પણ વિ. સં. ૧૨૯૨ (ઈ. સ. ૧૨૩૬) પહેલાં સેજકજી ગોહિલ સૌરાષ્ટ્રમાં આવ્યાની હકીકતનું સમર્થન કરે છે.

માંગરોળના ગોહિલોના મૂળ પુરૂષ ગોહિલ સાહારનો પુત્ર સહજિગ છે અને તેના જ્યેષ્ઠ પુત્ર મૂલુકના પુત્રનું નામ રાણ ગોહિલ હતું. ભાવનગર ઈત્યાદિ રાજ્યોના ગોહિલ રાજવીઓનો મૂળ પુરૂષ સેજકજી છે અને તેના પિતાનું નામ ઝાંઝરશી હોવાનું જણાવવામાં આવ્યું છે, સેજકજીના એક પુત્રનું નામ રાણજી હતું. આ રીતે ઉપર જણાવેલા ગોહિલોના બન્ને વંશોમાં નામોનું સામ્ય હોવાથી પંડિત શ્રી ગૌરીશંકર ઓઝાએ આ બંન્ને કુળોના ગોહિલોને એક જ કુળના માની લીધા છે જે હકીક્ત યોગ્ય નથી.

ગોહિલવંશમાં કેટલાક પરાક્રમી, શૂરવીર, દાનવીર, ધર્મનું રક્ષણ કરનાર તથા ધર્મ માટે પ્રાણાર્પણ કરનાર અને પ્રજાનું સારી રીતે પાલન કરનાર રાજાઓ થઈ ગયા છે. અર્થિલા–લાઠીના ગોહિલ રાજા ભીમજીના સહુથી નાના પુત્ર હમીરજી હતા. આ હમીરજી ગોહિલને તેની ભાભીએ મેણું માર્યું હતું જેથી હમીરજી સોમનાથના સંરક્ષણ માટે તાત્કાલિક ચાલી નીકળ્યા હતા. શિહોરની પાસે આવેલા સરોડના ડુંગર પાસે તેનો મિત્ર વેગડો ભીલ રહેતો હતો તેને ત્યાં ગયા. બન્ને વચ્ચે સોમનાથના સંરક્ષણ અંગે વાતચીત થઈ અને સોમનાથ પહોંચી જવાનું નક્કી થયું. હમીરજીએ કહ્યું કે હું કુંવારો છું તેથી વેગડા ભીલે તેને પોતાની કન્યા પરણાવી અને હમીરજી ત્યાં એક રાત

૧ જુઓ : "ભાવનગર પ્રાચીન શોધ સંગ્રહ"માં શિલાલેખોનું સૂચિપત્ર પૃ. ૪૭

૨ એજ, પૃ. ૪૯

રોકાઈને બીજે દિવસે વેગડા ભીલની સાથે પ્રભાસ–પાટણ આવવા માટે રવાના થયા હતા. તેઓ પ્રભાસ પાટણ પહોંચ્યા અને સોમનાથના મંદિર ઉપર આક્રમણ કરવા માટે આવેલા અમદાવાદના બાદશાહ મહમદ બેગડાના લશ્કર સાથે યુદ્ધ કરીને હમીરજી ગોહિલ અને વેગડો ભીલ વીરગતિ પામ્યા હતા.

સોમનાથના આ ધર્મયુદ્ધમાં હમીરજી ગોહિલ તથા વેગડો ભીલ મૃત્યુ પામ્યા પછી એ બન્ને વીરોના પાળિયાઓની પ્રતિષ્ઠા પ્રભાસપાટણમાં કરવામાં આવી હતી. સોમનાથના મંદિરથી પૂર્વમાં હનુમાનજીની દહેરી પાસે બીજી એક દહેરી છે તેમાં હમીરજી-ગોહિલનો પાળિયો છે. નાનો ઝાંપો અથવા ત્રિવેણી દરવાજાની બહાર ગામના ગોવાંદરામાં આવેલી ભાટિયાની ધર્મશાળાના પ્રવેશદ્વારની સામે સહેજ દૂર વેગડા-ભીલના પાળિયાવાળી દહેરી હતી જે છેલ્લા ૩૦–૪૦ વર્ષોમાં સર્વથા નષ્ટ થઈ ગઈ છે અને આજે એનું નામ નિશાન પણ રહેવા પામ્યું નથી.

હમીરજી ગોહિલના પાળિયામાં બાલબોધ લિપિનો લેખ કોતરવામાં આવ્યો હતો, પરંતુ ક્ષારવાળી હવા લાગવાના કારણે એ લેખના અક્ષરો ઘસાઈ જવા પામ્યા છે. પ્રાય: ઈ.સ. ૧૯૩૭ ના વર્ષમાં મારા મુ. મિત્ર શ્રી કેશવરામ શાસ્ત્રીએ અને મેં એ લેખના જે છુટક અક્ષરો બચ્યા હતા તેને ઉકેલવાનો પ્રયત્ન કર્યો હતો. સંવત ૧૩૪૨ અને हमीरजी એટલા જ અક્ષરો અમે વાંચી શકયા હતા. અમે એ સમયે એમ માની લીધું હતું કે હમીરજી ગોહિલ વિ. સં. ૧૩૪૨ માં થઈ ગયા હતા. ઇતિહાસ ગ્રંથોમાં હમીરજી ગોહિલ કયારે થઈ ગયા એ વિષયમાં જુદાં જુદાં મંતવ્યો વાંચવામાં આવ્યાં હતાં જેની નોંધ કરી હતી.

હમીરજી ગોહિલ કયારે થયા ?

(૧) શ્રી ભગવાનલાલ સંપતરામ છત્રપતિ કૃત " સૌરાષ્ટ્ર દેશનો ઈતિહાસ ", ભાગ ૧ લા; નાં પૃ.–૧૭૩ માં જણાવ્યું છે કે" હમીરજી ગોહિલ વેગડા ભીલની સાથે ફિરોજશાહ બાદશાહના લશ્કરની સામે સોમનાથના રક્ષણમાં ગયો અને ત્યાંહાં મરણ પામ્યો."

(૨) શ્રી ઝવેરચંદ મેઘાણી કૃત " સૌરાષ્ટ્રની રસધાર", ભાગ ૧ લો, નાં પૃ. ૧૯૩ ની ફૂટનોટ નાં. ૧ માં જણાવ્યું છે કે " ફોર્બસ કૃત રાસમાળામાં લખ્યું છે કે હમીરજી મહમદ બેગડાની ચડાઇ વખતે થઈ ગયા. કેટલાક ચારણો પણ એ જ મતના છે,

ફૂટનોટ નાં. ૨ માં જણાવ્યુ છે કે " કલાપી કૃત " હમીર કાવ્ય " માં કલાપી એવા નિર્ણય પર આવ્યા છે કે હમીરજી મહમદ ગિઝનીની ચડાઈ વખતે ૧૦૨૪ માં હતા".

ફૂટનોટ નાં. ૩માં જણાવ્યુ છે કે ગોહિલ વીર હમીરજીના લેખક એમ માને છે અને કાઠિયાવાડ સર્વ સંગ્રહમાં પણ એમ લખ્યું છે કે ૧૩૯૮ની અંદર અમદાવાદના સુબા મુઝફ્ફરખાનની ચડાઈ વખતે કામ આવ્યા.

શ્રી ઝવેરચંદ મેઘાણીએ ઉપરોક્ત વાર્તાના પ્રારંભમાં લખ્યું છે કે ઈ. સ. ૧૫૦૦ની આસપાસ મુસલમાનોની સેના લઈને બાદશાહ મહમ્મદશાહ બેગડો સોમનાથ પાટણનું શિવાલય તોડવા ચડી આવ્યો ત્યારે લાઠીના રાજા ભીમજી ગોહિલના એક પરાક્રમી પુત્ર હમીરજી ગોહિલે સોમનાથ જઈને શંકરને પોતાનું મસ્તક ચડાવી શત્રુઓ સામે લડવાની પ્રતિજ્ઞા કરી અને છેવટે એ પ્રતિજ્ઞા પૂરી કરી.

શ્રી ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરાએ "ગુજરાતી" સાપ્તાહિક પત્રના તા. ૧૯ મી ઓકટોબર સને ૧૯૩૦ના અંકમાં "હમીર લાઠીગો" શીર્ષક એક વાર્તા લખી છે તેમાં હમીરજી ગોહિલ મોગલ બાદશાહ આલમગીરના સમયમાં થઈ ગયા એવું વિધાન કર્યું છે.

આ ઉપરાંત શ્રી ચુનીલાલ :વર્ધમાન શાહ કૃત "સોમનાથનું શિવલિંગ" નામની નવલકથામાં તથા શ્રી ગો. દ્વા. રાયચુરા કૃત "સોમનાથની સખાતે" નામની નવલકથામાં હમીરજી ગોહિલના સમય વિષે જુદાં–જુદાં વિધાનો કરવામાં આવ્યાં છે.

આપણે ઉપર જોઈ ગયા કે હમીરજી ગોહિલ કયા સમયમાં થઇ ગયા એના વિષે ઈતિહાસકારો અને

વિદ્વાનો નિશ્ચય કરી શકયા નથી. પરંતુ મંડલીક કાવ્યમાં હમીરજી ગોહિલના કુટુંબ વિષે જે ઉલ્લેખો કરવામાં આવ્યા છે તેના પરથી પાછળના ઈતિહાસકારોએ હમીરજી ગોહિલ છેલ્લા રા' મંડળિકના સમયમાં થઈ ગયા હતા અને અમદાવાદના બાદશાહ મહમદ બેગડા સામે સોમનાથના યુદ્ધમાં પ્રાણાર્પણ કરીને સ્વર્ગવાસી થયા હતા એમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. અને એ જ સાચી હકીકત છે. હમીરજીના પાળિયાના લેખની જે વિગત આગળ આપવામાં આવી છે તેમાં પણ મુસલમાન બાદશાહ મહમદનું જ નામ છે. પરંતુ હમીરજીના પાળિયાના લેખમાં વિ. સં. ૧૩૪૨નું વર્ષ આપ્યું છે એમ કેમ બન્યું હશે? તેનો વિચાર કરીએ.

હમીરજી ગોહિલના પાળિયાના લેખમાં અમે સંવત ૧૩૪૨નું વર્ષ વાચ્યું હતું એ વાત ઉપર કહેવાઈ ગઈ છે. આ હકીકતને સમર્થન આપે તેવા બે દસ્તાવેજી પુરાવા મારા સંગ્રહમાં છે તેમાંથી હમીરજી ગોહિલ અને વેગડા ભીલ વિષેની હકીકતો આ નીચે રજૂ કરું છું:–

(૧) ઈન્દોરનાં પ્રાતઃસ્મરણીય ગં. સ્વ. અહલ્યાબાઈ હોલ્કરે સોમનાથનું નવું મંદિર બંધાવવા માટે કારભારી શ્રી કૃષ્ણાજી બાજીને પ્રભાસપાટણ મોકલ્યા હતા. મંદિરનું બાંધકામ ચાલુ થયું ત્યારે સોમનાથના પૂજારી સાથે એમને કાંઈ વાંધો પડયો હશે જેથી સોમનાથના પૂજારી શ્રી હરિભાઈ મીઠારામે અહલ્યાબાઈ હોલ્કરને એક પત્ર લખીને સરકારના કાસદ સાથે મોકલ્યો હતો. આ પત્રનો પ્રત્યુત્તર તા. ૨૦ જમાદીઅલ શને ૧૮૦૧ ચૈતર વીદ ૮ના પત્રથી લખાવ્યો હતો. આ મૂળ પત્ર હું પ્રાપ્ત કરી શકયો નથી. પરંતુ એ સમયની આસપાસમાં કોઈ અજ્ઞાત લેખકે ગુજરાતી લિપિમાં એ પત્રની નકલ કરી છે. એ પત્રની નકલ પૂરી કર્યા પછી એ જ લેખકે એ પત્રની નીચે હમીરજી ગોહિલ વિષે જે હકીકત જણાવી છે તે આ નીચે પ્રમાણે છે:–

"આદકુલ ગોહેલ શ્રી હમીરજી લાઠીવાલા શ્રી લાઠીથી માહારાજ શ્રી સોમનાથજીની સખાતે આવી ગજનવી બાછા સામા આથડી ગુજરા તેની સાલ શ. ૧૩૪૨ ના અસાડ સુદ ૩ તીને ભેરો તેહેનો શશરો જાતનો કોલી વેગડો ભીલ પણ ગુજરો છે તેની નીસાણી પાનલીઆમાં તથા પાદરમાં છે."

ઉપર જણાવેલી આ હકીકતથી અમે હમીરજીના પાળિયાના લેખમાં સંવત ૧૩૪૨ની વાચના કરી હતી તેને પુષ્ટિ મળે છે.

હવે આવો જ બીજો દસ્તાવેજી પુરાવો જોઈએ.

પ્રભાસપાટણના વિદ્વાન અને પુરાણી ભટ પ્રાણજીવન રામદત્ત જે પ્રભાસપાટણના ઈતિહાસના પણ જાણકાર હતા તેમની પાસેથી કોઈ સાહેબે પ્રભાસપાટણની હકીકત માગી હતી જેથી તેનો એક લાંબો જવાબ તેમણે લખી મોકલ્યો હતો. આ પત્રની પ્રભાસપાટણમાં કેટલીક નકલો કરવામાં આવી હશે. તેમાંથી બે નકલો મારા સંગ્રહમાં છે. એ પત્રમાં આ જવાબ સાહેબના પત્રનો અને આ જુબાની ભટ પ્રાણજીવન રામદત્તની છે એવું લખાણ કર્યું છે એ ઉપરથી એમ માનવાનું મન થાય છે કે જ્યારે કર્નલ વૉટસન સાહેબે કાઠિયાવાડ સર્વસંગ્રહ લખવાનું શરૂ કર્યું હશે ત્યારે તેમણે વિગતો પ્રાપ્ત કરવા માટે આવી રીતે પત્રો દ્વારા કાઠિયાવાડની ઐતિહાસિક હકીકતો પ્રાપ્ત કરી હશે. ભટ પ્રાણજીવનના પિતા શ્રી રામદત્ત ભટ પણ વિદ્વાન, પુરાણી અને ઈતિહાસના જાણકાર હતા. કર્નલ ટોડ સાહેબને પ્રભાસપાટણના શિલાલેખો ઉકેલવામાં એમણે ઘણી મદદ કરી હતી. એટલે ઉપરોકત અનુમાન કર્યું છે. એ પત્રમાં હમીરજી ગોહિલ અને વેગડા ભીલ વિષે જે હકીકત આપી છે તે નીચે આપી છે:–

"મોજે લાઠીના ધણી ગોહેલ શ્રી ૫ હમીરજી લાઠીયો ૦ાા તથા વેગડો ભીલ જાતનો કોલી ૦ાા હમીરજીની સખાતે તેનો જ સસરો તે જણ ૨ આવી સોમનાથજી સંગાતે મુસલમાન ગીજનીના બાદશાહ સુલતાન મહમદ સામા લડાઈ કરી મુવા ૦ાા શ્રી સોમનાથજીના દેવલથી ઉગમણી હમીરજી ૦ાા ને

વેગડો ભીલ ॥ગામની બહાર ગોવાંદરે ભંગ થયા છે. સંવત ૧૩૪૨ ની સાલમાં"॥

ઉપર જણાવેલા દસ્તાવેજમાં મુસલમાન બાદશાહનું નામ ગઝનવી જણાવ્યું છે તે હકીકત સાચી નથી. બાદશાહનું નામ મહમદ હોવાથી તેને ગઝનવી માની લીધો હોય તો નવાઈ નહિ.

વોરા જટાશંકર હરજીવન કૃત "રાજકાલ નિર્ણય" નામનાં પુસ્તકમાં ભાવનગર અને લાઠીના ગોહિલોની વંશાવળી આપી છે તેમાં હમીરજી ગોહિલ વિ. સં. ૧૫૩૦ માં થયાનું અને તેણે મહમદ બેગડા સાથે લડાઈ કરી હતી એવી નોંધ કરી છે.

હમીરજી ગોહિલ વિ. સં. ૧૩૪૨ માં સોમનાથની સખાતે આવ્યા અને લડાઈ કરીને મૃત્યુ પામ્યાનું જે વર્ષ તેના પાળિયાના લેખમાં કોતરવામાં આવ્યું છે તે સાચું નથી. કારણ કે વિ. સં. ૧૩૪૨-માં પ્રભાસપાટણ ઉપર કોઈ મુસ્લિમ આક્રમણ આવ્યાની નોંધ ઈતિહાસમાં થયેલ નથી. એટલું જ નહિ પણ વિ. સં. ૧૩૪૨ નું વર્ષ તો એવું છે કે એ વર્ષમાં સોમનાથના પાશુપતાચાર્ય ગંડ શ્રી ત્રિપુરાંતક સોમનાથના મંદિરની આસપાસમાં બૃહસ્પતીશ્વર, ઉમેશ્વર, માલ્હણેશ્વર, ત્રિપુરાંતકેશ્વર અને રમેશ્વર નામનાં પાંચ શિવાલયો તથા એ શિવાલયોના અંતરાલમાં ગોરક્ષ, ભૈરવ, હનુમાનજી, સિદ્ધિવિનાયક અને સરસ્વતીનાં બીજાં પાંચ મંદિરો મળીને એકંદરે દશ મંદિરો તથા સુંદર સ્તંભોવાળા તોરણનું બાંધકામ કરાવી રહ્યા હતા અને વિ. સં. ૧૩૪૩ (ઈ. સ.–૧૨૮૭) માં એ શિવાલયોમાં પાંચશિવલિંગોની પ્રતિષ્ઠાનો મહોત્સવ કરવામાં આવ્યો હતો. પ્રતિષ્ઠા મહોત્સવ પહેલાં મંદિરોનું બાંધકામ ચાલુ હોય એમ સ્વીકારવું રહ્યું. એટલે વિ. સં. ૧૩૪૨ નું વર્ષ ઉપરોક્ત મંદિરો પૈકીનાં મંદિરોનાં બાંધકામનું વર્ષ છે એમ માનવું જોઈએ. તો પછી હમીરજીના પાળિયાના લેખમાં વિ. સં. ૧૩૪૨ નું વર્ષ કેમ લખવામાં આવ્યું હશે તેનો વિચાર કરવો જોઈએ.

વિ. સં. ૧૩૫૫ (ઈ. સ. ૧૨૯૯) માં પ્રભાસપાટણ ઉપર ઉલુઘખાને આક્રમણ કર્યું હતું અને ત્યાર પછી પણ પ્રભાસ પાટણમાં થયેલાં મંડન અને ખંડનનો ઈતિહાસ આ સ્થળે આલેખવાની આવશ્યકતા નથી. મહમદ બેગડાએ કરેલા આક્રમણમાં હમીરજી ગોહિલ અને વેગડો ભીલ પ્રાણાર્પણ કરીને વીરગતિ પામ્યા હતા. ત્યાર પછી પણ પ્રભાસ પાટણ ઉપર આક્રમણો થતાં રહ્યાં અને ભાંગફોડની પ્રવૃત્તિ એટલી હદે પહોંચી કે સોમનાથના મંદિરની આસપાસમાં ઓછામાં ઓછાં વીસેક જેટલાં મંદિરો હતાં તેનું નામનિશાન રહ્યું નથી. માત્ર સિદ્ધિ વિનાયકનું મંદિર અને બીજું પાર્વતીનું મંદિર કહેવાય છે તે બે મંદિરોના અવશેષો રહ્યા હતા. અનેક શિલાલેખો અને પાળિયાઓ પણ ખંડિત કરવામાં આવ્યા હતા એટલે હમીરજી ગોહિલનો પાળિયો પણ વિધ્વંસ લીલાનાં તાંડવોમાંથી બચી જાય એ સંભવિત વાત નથી. એટલે હમીરજી ગોહિલનો પાળિયો ખંડિત થયા પછી ફરીથી જ્યારે એની પ્રતિષ્ઠા કરવામાં આવી હશે ત્યારે નવેસરથી હમીરજી ગોહિલનો પાળિયો કરાવીને તે સમયે તેના પરે જે લેખ કોતરાવ્યો હશે તેમાં એ પાળિયો કરાવનારે વિ. સં. ૧૩૪૨ નું વર્ષ કોતરાવ્યું હોય તો તેમાં આશ્ચર્ય પામવાનું કાંઈ કારણ નથી. આ વાત એક હકીકત છે. આ દુરાગ્રહ કે હઠાગ્રહની વાત નથી. હમીરજી ગોહિલ મહમદ બેગડા સાથેના યુદ્ધમાં મૃત્યુ પામ્યા એ હકીકત સાચી હોય તો હમીરજીના પાળિયાના લેખમાં વિ. સં ૧૩૪૨ નું વર્ષ લખ્યું છે તે આપમેળે જ ખોટું સાબીત થાય છે. તેમ છતાં આ હકીકત ઉપર સંશોધન કરીને વિશેષ પ્રકાશ પાડવા માટે ગુજરાત અને સૌરાષ્ટ્રના વિદ્વાનોને વિજ્ઞપ્તિ કરીને વિરમું છું.

---

શંકર તણે શરીર, સાથે મલેછાં તણા;
પડિયા હાથ હમીર; ભોંય તાહળા ભીમાઉત !
રડવડિયે રડિયાં, પાટણ પારવતી તણાં;
કાંકણ કમળ પછે, ભોંય તાહળા ભીમાઉત !

# ચરોતરના પાળિયા

રાજેન્દ્રસિંહ જાડેજા

શૌર્યના પ્રતીક સમા પાળિયાઓ ચરોતર પ્રદેશમાં પણ ઠેર ઠેર મળી આવે છે. અલબત્ત, સૌરાષ્ટ્રમાં લગભગ નાના મોટા દરેક ગામને પાદર જ્વલંત ભૂતકાળની વાતો કહેતા પાળિયા ઊભા હોય છે એવું અહીં નથી. છતાં અહીં પણ સમગ્ર પ્રદેશમાં (ખેડા જિલ્લામાં) ઘણા પાળિયા મળી આવે છે. જોકે તેમાંના મોટા ભાગના વિસ્મૃતિની ગર્તામા ધકેલાઈ ગયા છે. એમના દીદાર, એમની ઉપરનું લખાણ અને એમના અસ્તિત્વનો ઈતિહાસ—એ સૌ કાળના ઝપાટે ઘસાઈ ઘસાઈને ક્ષીણ થઈ ગયેલા માલુમ પડે છે. એમાંના સંખ્યાબંધ પાળિયા તો ગામ લૂંટવા ચડી આવેલી ધાડને પાછી વાળવા જતાં સંખ્યાબળમાં વધુકા એવા શત્રુઓ સાથેની ઝપાઝપીમાં બેનમુન બાહુબળ દર્શા-દર્શાવીને મોતને વહાલું કરી જનાર શૂરવીરોના અપૂજ પાળિયા છે, થોડાઘણા સૂરધનના, ક્ષત્રિયોના, રબારીઓના પાળિયા પણ છે અને એવી જ રીતે સતીઓના પાળિયા તથા દેરીઓ પણ મળી આવે છે.

તેમાંથી આણંદ તાલુકાના ભીલેશ્વર ગામની ભાગોળે સતીમાતાનું સ્થાનક બનાવેલું છે તેનો ઇતિહાસ મળી આવે છે. ત્યાંથી થોડે જ દૂર આવેલા તરણોલ ગામના વિદ્વાન પંડિત શ્રી સુરભટ્ટ અને એમના પત્ની સાકરબા દેવોને પણ ઈર્ષા આવે એવું દાંપત્ય-જીવન ગુજારતાં હતાં. સુરભટ્ટ ભારે પુણ્યશાળી જીવ હતા. એક વખત એવું બન્યું કે સુરભટ્ટને જાતરા કરવાની ઈચ્છા થઈ. સંજોગો એવા ઊભા થયા કે પગપાળા કાશીની જાતરા કરી શકાય એવો સંઘ મળી ગયો. એટલે સુરભટ્ટનું હૈયુ હાથ નં રહ્યું અને એ પણ ચાલીને કાશીની જાતરા કરવા નીકળી પડયા.

વાહન વ્યવહારની જૂજ સગવડના એ જમાનામાં સંદેશા સમાચાર પણ નસીબજોગે કોઈ સહયાત્રીઓ સાથે મોકલી શકાતા. એટલે આ બાજુ તરણોલમાં ઘેર રહેલા સાકરબા ઈશ્વરમાં ચિત્ત પરોવીને પતિની યાત્રા હેમખેમ પૂરી થાય અને તેઓ હેમખેમ પાછા ઘેર આવી પહોંચે એની રાહ જોતાં દિવસો પસાર કરતાં હતાં. એવામાં અચાનક ખબર આવ્યા કે સુરભટ્ટે તો કાશીમાં જ દેહ છોડીને સ્વર્ગ-પ્રયાણ આદરી દીધું છે. સમાચાર સાંભળીને સાકરબાને તો જાણે વીજળી પડી ! એમનું મન એ વાત માનવા તૈયાર જ નહોતું, પણ ગામના ખેપિયાએ જઈને તપાસ કરતાં હકીકત સાચી નીકળી, અને સુરભટ્ટનું અંગરખુ તથા ટોપી તેની સાબીતી તરીકે લાવવામાં આવ્યા. એ જોયા પછી એક પળનું પણ જીવન લંબાય-એ સાકરબાને અસહ્ય હતું. એમને સત ચડયું, અને ભીલેશ્વર ગામની ભાગોળે ખડકેલી ચિત્તામાં પ્રવેશી,-સાકરબા સતી થયાં. એ જ સ્થળે એમનો પાળિયો અને દહેરીનું સ્થાનક બનાવવામાં આવ્યું તે આજે પણ મોજુદ છે.

આ પ્રકારના સતીના સ્થાનકોમાં ઠાસરા તાલુકાના મહી ઈટાડી ગામે સોલંકી શિવજી સિંગાજીનાં દીકરી સતી થયેલા તેની દહેરી, પેટલાદ તાલુકાના ધર્મજ ગામના આદ્ય પુરુષ શ્રી રતનદાસ સુરદાસનાં પત્ની એમના પતિ પાછળ સતી થયા એમનું સ્થાનક અને બોરસદ તાલૂકાના કાવીઠા, દહેવાણ, દેદરડા, રાસ અને વાલવોડ ગામોમાં સતીઓના પાળિયા—સ્થાનકો મળી આવે છે. ખંભાત તાલુકાના ફિણાવ ગામે પણ સતીનો પાળિયો ઊભો છે. અને આણંદ તાલુકાના ઉમરેઠ ગામમાં તો ૧૪ સતી—ઓનાં કથાનક જોવા મળે છે.

o o o

શુરવીરોના પાળિયાઓ છે: તેમાં ખાસ જાણીતા અને તરત ધ્યાન ખેંચાય એવા પાળિયા નડિયાદ તાલુકાના મહિસા ગામની

બજારમાં ઊભા છે. લોકો એમને 'બારોટના પાળિયા' તરીકે જાણે છે. એમની પાછળની દંતકથા એવી છે કે જૂના સમયમાં ગામના ગરાસિયા કુટુમ્બો ખૂબ માથાભારે હતાં, અને દરેક બાબતમાં ધાર્યું કરતા. ગામમાં વસતા બીજા લોકોની સગવડ પર આથી ભારે કાપ પડતો. વારંવાર અપમાનિત થવું પડતું પણ સિંહને કોણ કહેવા જાય કે તારું મોઢું ગંધાય છે ? એ ન્યાયે સૌ જીવ કોચવીને મૂંગા મોઢે સહન કરતા હતા. એ સમયના રિવાજ પ્રમાણે કપડાં સીવવા માટે બારોટે દરજી બેસાડયો.

હવે એમના કામમાં વિઘ્ન નાખવા માટે હોય કે ગમે તેમ પણ ગામના કોઈ ગરાસિયા ભાઈએ બારોટનું કામ પૂરું ના થવા દીધું. દરજી અને ઘરવાળા સૌની વિનંતીને ઠોકરે મારીને, પરાણે દરજીને ઊઠાડીને પોતાને ત્યાં સીવવા માટે લઇ ગયા. આ અપમાન બારોટને કડવું ઝેર જેવું લાગ્યું. નાની નાની અનેક બાબતોમાં કડવા ઘૂંટડા ગળે ઊતારનાર બારોટને આ સ્થિતિ અસહ્ય થઇ પડી, અને કંઇક છેવટનો ઉપાય કરવો જ પડે એવું લાગ્યું, પણ સબળા ગરાસિયાઓ સામે એમનાથી કાંઈ થઈ શકે એમ નહોતું......એટલે પછી અન્યાયનો પ્રતિકાર કરવાની સનાતન રીત એમણે પણ અપનાવી....... હાથમાં કટારી લઇને ગરાસિયાના ઘર સામે ગયા, ત્રાગું કર્યું, અને પોતાના જ હાથે કપાઇ મર્યા ! એમની પાછળ એમનાં પત્નીએ પણ હાથે જ કટારી ખાઈને દેહ છોડયો !!

આ બનાવથી ગરાસિયાઓની આંખ ઊઘડી. એમણે જ બારોટની ખાંભીઓ ખોડાવી, અને એ કુટુમ્બોમાં વાર-તહેવારે કે પ્રસંગટાણે ખાંભીની પૂજા કરવાનો રિવાજ થયો. આજે પણ એ ત્રાગાની યાદ અપાવતા પાળિયા મહિસાની બજારમાં ઊભા છે.

o o o

નડિયાદ તાલુકાના જ નદગામ પાસે ઊભેલા પાળિયા હકીકતમાં ત્યાંથી પાંચેક માઈલ દૂર આવેલા સુરાસામળ ગામના બે પરાક્રમી ભાઈઓના છે. એ ગામનું નામ પણ એ બન્ને વીરનરની યાદગીરી સમું છે. સુરા અને સામળ નામના એ બન્ને ભાઈઓ કાઠી છાતીના અને બાહુબળમાં પચાસને પછાડે એવા જોરૂકા હતા. એ સમયમાં ધાડ પાડીને ગામ લૂંટવાની બીના અસામાન્ય નહોતી. પણ આ બન્ને ભાઈઓની ધાકને લીધે ગામ નીરાંતજીવે ઊંઘ લઈ શકતું હતું.

એવામાં એક વાર અચાનક રીડિયા ઊઠયા. હો હા અને ધમાલમાં ગામ ભંગાય છે એવી રાડ પડી. સુરા અને સામળને તો જાણે માથામાં ઘા વાગ્યો તરત સાબદા થઇને બન્ને પહોંચી ગયા. લુંટારૂઓ સમજી ગયા કે પગમાં જોર હોય તો ભાગવામાં મજા છે, પણ પાછળ પડેલા સુરા-સામળ એને છોડે એવા નહોતા. છેવટ સીમમાં ઝપાઝપી થઈ. લુંટારૂઓ પણ જીવ ઉપર આવીને લડયા. એમાં એક પછી એક બન્ને ભાઈ કામ આવી ગયા.

આજે પણ એમના પાળિયા સુરાસામળ અને નદગામ વચ્ચેની સીમમાં ઊભા છે અને સુરાસામળ ગામે તો એમના નામને જ અમર કરી દીધાં છે ! એ જ તાલુકાના પીપલગ અને પીપળાતા ગામના પાળિયા વીશે માહિતી મળતી નથી. નવા ગામમાં ગ્રામ રક્ષાર્થે મરાયેલા પરાક્રમી પુરુષનો પાળિયો સૂરધન તરીકે પૂજાય છે. ચુણેલ ગામે પણ રબારીના સૂરધનનો પાળિયો ઊભો છે. અને અરજનપર કોટ ગામે "બાલપીર"નો પાળિયો મળી આવે છે. ઉત્તર-સંડા ગામમાં મસીદવાળા દરવાજાની બહાર હરિજન-વાસ બાજુએ ખોદકામ થતાં દટાયેલો પાળિયો નીકળ્યો છે, તેમાં પણ ઘોડેસવાર અને હાથમાં ઢાલ તલવાર જણાઇ આવે છે. તેથી ધાડ વાળનાર શૂર-વીરનો પાળિયો હશે એવું અનુમાન થઈ શકે છે.

o o o

આણંદ તાલુકામાં, લોખંડી પુરૂષનું બિરૂદ પામેલા સરદારશ્રીની જન્મભૂમિ કરમસદના બે પટેલ ભાઈઓના પાળિયા એમની કીર્તિગાથા દોહરાવી રહ્યા છે. કહેવાય છે કે કરમસદમાં પટેલોના વસવાટ મૂળ પુરૂષ શ્રી મહિજી પટેલ હતા. ગામના જે ગરાસિયાઓ

માથાભારે ગણાતા એમને મહિજી પટેલ આંખમાં કણાની જેમ ખૂંચતા, અને વારંવાર ટંટાફીસાદ થતા રહેતા. એમની તકરાર અંગે ગાયકવાડના સમયમાં પેટલાદ કોર્ટમાં કામ ચાલતું હતું. મહિજી પટેલ અને એમના ૭ દીકરાઓ કોઈ વાતે પાછા પડે એમ નહોતા....

એવામાં એક વાર કોર્ટના કામે એમના ચાર દીકરાને પેટલાદ જવાનું થયું. એક દીવસમાં કામ પૂરું ન થતાં ચારમાંથી બે દીકરાએ પેટલાદમાં રાત રોકાઈને બીજા દીવસે જવાનું ઠરાવ્યું અને બીજા બે કરમસદ જવા નીકળ્યા. ઘણા સમયથી ખારે ભરાયેલા ગરાસિયાઓએ આ તકનો લાભ લીધો, અને સંદેશર ગામની ભાગોળે એ બન્ને ઉપર હૂમલો કર્યો. એ મારામારીમાં સહેજ પણ ગભરાયા વીના અડીખમ રહીને લડેલા બન્ને ભાઈઓના દેહ ત્યાં જ પડ્યા.... આજે પણ સંદેશર ગામની ભાગોળે એ બે ભાઈઓના પાળિયા ખંડિત હાલતમાં જોવા મળે છે.

આણંદ તાલુકાના જ ઉમરેઠ, ખાંભોળજ, ઝાલા બોરડી, ભરોડા, વહેરાખડી અને શીલી ગામે પાળિયા જોવા મળે છે, પરંતુ વાચના થઈ શકતી ન હોવાના કારણે તેમજ કંઈ વિગતો ન મળતી હોવના કારણે શૂરવીરોના પાળિયા હોવાનું અનુમાન કરવામાં આવે છે. તે ઉપરાંત થોડા વિશિષ્ટ પાળિયાઓની પણ નોંધ લેવી ઘટે છે. ખેડવા ગામથી સારસા જવાના રસ્તા પર એક પાળિયો આવેલો છે. તેને સૌ અહપાળ (અશ્વપાળ)ના પાળિયા તરીકે ઓળખે છે, રાસનોલ ગામની ઊગમણી ભાગોળે ભૂતિયા વડ પાસે ઉભેલો પાળિયો 'ક્ષત્રીદાદાનો પાળિયો' તરીકે ઓળખાય છે. વળી સુંદલપુરા ગામે નારણદાદાનો પાળિયો મળી આવે છે.

આણંદ તાલુકાના સુરધનના પાળિયાઓમાં લીંગડા ગામના પાદરમાં એક પગી જાતના બારૈયાઓનો અને બીજો કોટવાળ જાતના બારૈયાઓનો પાળિયો ગણાય છે. તેમજ સામરખા ગામે પણ બે પાળિયા આવેલા છે. તેમાંથી એક ગઢવીના સૂરધન અને બીજો રબારીના સૂરધનનો પાળિયો છે.

સુંદણગામે ભાથીજી મહારાજના ચોતરે ઉભેલા બે પાળિયા તથા હાડગુડ ગામે જૂનો કૂવો ગળાવતાં મળી આવેલા પાળિયા પરની કંઈ વિગતો મળી શકતી નથી.

o o o

ખંભાત તાલુકાના ગામડાઓમાં સંખ્યાબંધ પાળિયા મળી આવ્યા છે. તેમાં કલમસર ગામની ભાગોળે ઉભેલા પાળિયાની વીગતો મળી આવે છે. ઈ. સ. ૧૭૩૫માં જ્યારે સીમની મોજણી થતી હતી ત્યારે કલમસર અને વટાદરા ગામની સીમ નક્કી કરવા અંગે વિરોધાભાસી રજૂઆતો થઈ. બન્ને ગામના આગેવાનો માટે એ પ્રતિષ્ઠાનો પ્રશ્ન બની ગયો...

સમજાવટથી શાંત રીતે પ્રશ્ન પતે એવું રહ્યું નહીં. બેય પક્ષ પોતાની વાતમાં મક્કમ રહેવા માગતા હતા. એમાંથી બોલાબોલી અને તકરાર થઈ પડી. ઝનુને ચડેલા લોકોએ રમખાણ મચાવ્યું, એમાં કલમસર ગામના બે આગેવાનો જાદવ રાયા (ભૂલાભાઈ), અને કાલૂમિંયા નજુમિંયાના દેહ ત્યાં જ પડ્યા. પાછળથી સરકારી દરમ્યાનગીરી થતાં એમના પક્ષે ન્યાય હોવાની ખાતરી થઈ. પરિણામે રાયાભૂલાના વારસોને પાંત્રીસ વીઘા જમીન સરકાર તરફથી બક્ષીસ આપવામાં આવી. આજે પણ ન્યાયની માગણીમાં મક્કમ રહી જાન કુરબાન કરનાર એ વીર પુરુષોની ખાંભી એમના શૌર્યની સાક્ષી પૂરે છે.

એ જ તાલુકાના ગૂડેલ ગામે આવેલા પાળિયાની હકિકત સાથે એ ગામના નામનો ઈતિહાસ પણ સંકળાયેલો મનાય છે. આ પ્રદેશમાં પહેલાં કાઠિયાવાડમાંથી કાઠી લોકો ચડી આવતા. ગામ ભાંગતા ને લોકોને લૂંટતા, ઢોર હાંકી જતા, એમનો ત્રાસ સતત ચાલુ રહેતાં એક વાર ગામના રજપુતોએ એકઠા થઈને સામનો કરવાનું ઠરાવ્યું.

પછીની ધાડમાં લૂંટારૂઓના દાંત ખાટા થઈ ગયા. લૂંટની મજા માણવાને બદલે રીતસરની લડાઈનો

સામનો કરવાનો આવ્યો. એ મારામારીમાં ગામના ચાર–પાંચ રજપૂતો પણ કપાઈ મૂઆ. તે સ્થળે એમના પાળિયાનું સ્થાપન કરવા ઉપરાંત ત્યાં શંકરનું દહેરું પણ બનાવવામાં આવ્યું છે. આ પરાક્રમમાં જે લોકો કપાઈ ગયા, "ગૂડાઈ ગયા" એ પરથી જ ગામનું નામ "ગૂડેલ" પડી ગયું એમ કહેવાય છે.

આ વિસ્તારમાં ધાડના પ્રસંગો વારંવાર બનતા હોવાની નિશાની જેવા પાળિયા તાલુકાના અનેક ગામોમાં મળી આવે છે. તેના ઈંદરણજ અને મહિયારી ગામની સીમાને ત્રીભેટે થોડા પાળિયા, કસ્બારા ગામે ચૌદ, ચાંગડામાં એકવીસ, તામસામાં દસ, નભોઈમાં સાત, પાંદડ ગામે નવ, મોટા કલોદરા ગામે દસ, વડગામમાં ચૌદ, વટાદરા ગામે પાંચ, વરસડામાં દસ, વાલંદપૂરાંમાં આઠ અને વૈણુજ ગામે પાંચ પાળિયા ઊભા છે. તે ઉપરાંત દુગારી અને ગલિયાણા ગામની સીમમાં પણ પાળિયા છે. નંદેલી ગામની ભાગોળે ધાડમાં મરાયેલા ભગવાનસિંહ રાઠોડ અને માનસિંહ ઝાંપડાના પાળિયા વાંચી શકાય એવી હાલતમાં મળી આવે છે.

o o o

ઠાસરા તાલુકાનું વસો ગામ પ્રાચીનતાની તેમજ અર્વાચીનતાની દૃષ્ટિએ ચરોતરમાં મહત્ત્વનું ગણાય છે. એ વસો ગામના પાળિયાની વિગત જાણવા જેવી છે.

એ પાળિયો છે પરમાર સોમાભાઈ દીપાભાઈના નામનો. હકીકત એમ બનેલી કે એકવાર વસો ગામની સીમમાં ક્યાંકથી વાઘ ચડી આવ્યો. મહીના કોતરો અહીંથી બહુ દૂર નથી, અને એ જમાનામાં મહીના કોતરોમાં વન્ય પ્રાણીઓ પુષ્કળ પ્રમાણમાં વસતાં...એમાંથી એક વાઘ વસો ગામની સીમમાં ચડી આવ્યો. પરમાર સોમાભાઈનું તો ખેડૂતનું જીવન. ચોવીસ કલાક સીમમાં ગાળવાના એટલે છાતીમાં બીક રાખ્યે તો પોસાય નહીં. ઉપરાંત શરીરબળ પણ ગજબનું એટલે એમણે તો રોજીંદા જીવનક્રમ પ્રમાણે ખેતરનું કામ ચાલુ રાખ્યું,

વાઘને એમ કે આ તો ઠીક આકડે મધ મળે છે, એટલે ત્રાટક્યો બરાબર લાગ જોઈને. હવે આ બાજુ સોમાભાઈ પાસે કાંઈ હથિયાર ન મળે! પણ ખૂલ્લા હાથે વાઘ જેવા વાઘને સાથે બથોડાં લીધેલાં એ પરાક્રમની યાદમાં ખોડેલો પાળિયો વસોમાં મળી આવે છે.

એ જ તાલુકાના આગરવા અને કોતરિયા ગામે ગ્રામરક્ષાર્થે મરાયેલા શૂરવીરોના પાળિયા મળે છે. રાણિયા ગામે ગમસંગ અને બાલાસંગનો પાળિયો અને સૈયાંત ગામે હઠીસીંગનો પાળિયો છે. બીજા શૂરવીરોના પાળિયામાં ગામ પીપળવાડામાં ચાર, પોરડામાં બે, માસરામાં પાંચ, બાંધરપુરામાં ચાર, અને કોસમ, શાહપુર અને હરખોલ ગામે એક એક પાળિયા ઊભા છે. વાડદ અને ઉપલેટ ગામે પણ અસ્પષ્ટ લખાણવાળા પાળિયા છે. એ જ તાલુકાના સરનાલ ગામે "હરસદ ભવાની" ના નામનો એક પાળિયો પણ મળી આવે છે.

o o o

ચરોતર પ્રદેશના બાકીના તાલુકાઓમાં જૂજ સંખ્યામાં પાળિયા જોવા મળે છે. તેમાંથી બોરસદ તાલુકાના આસોદ, કહાનવાડી, ખડોલ, ગંભીરા, નીસરાયા બોલાદ અને ભેટાસી ગામે પાળિયા મળે છે. ઝારોડા ગામની ભાગોળે ઉભેલા પાળિયા પરનું લખાણ ઊકલતું નથી, પણ સશસ્ત્ર માણસના શરીર પર ઘાનાં નિશાન સ્પષ્ટ દેખાય છે. દંતકથા એવી છે કે કોઈ સ્ત્રીની આબરૂની રક્ષા કરતાં કપાઈ ગયો છતાં એ સ્ત્રીને ઘર સુધી પહોંચાડીને દેહ છોડેલો. એ જ કાના સંખ્યાડ ગામે "સાદાભાઈનો પાળિયો" તરીકે ઓળખાતો પાળિયો ઊભો છે. વિગતો મળી શકી નથી.

માતર તાલુકાના ખરેંટી, દલોલી, હાડેવા, અને રાણાસર ગામે પાળિયા ઊભા છે, ધાડને પાછી વાળતાં મરાયેલા પરાક્રમીઓના પાળિયા હોવાનું મનાય છે. વારસંગ ગામના પાદરમાં ઉભેલો પાળિયો સ્પષ્ટ છે. બહારવટિયા સામે લડતાં મૃત્યુ પામેલા શ્રી લાખુભાઈની

સ્મૃતિમાં એ પાળિયો ઊભો કરાયો છે. એ જ તાલુકાના શેત્રા અને હેરંજ ગામે સરખનના પાળિયા છે.

પેટલાદ તાલુકાના દંતાલી ગામે ધાડ વાળતાં મરાયેલા બારૈયા ભૂલાભાઈ દાદાભાઈનો પાળિયો ઊભો છે. દેવા ગામે વાંટામાં બે પાળિયા ઊભા છે, તેનું લખાણ વંચાતું નથી, પણ કાઠિયાવાડના ભરવાડો એને માને છે એવું જાણવા મળે છે. ધર્મજ ગામમાં પણ દવાખાનાના કમ્પાઉંડમાં શૂરવીરનો પાળિયો છે. એ જ તાલુકાના નાર ગામે (૧) ખોડિયાર તલાવડીએ, (૨) મલાવ તળાવને પશ્ચિમ કીનારે અને (૩) હાઈસ્કૂલ આગળ અસ્પષ્ટ લખાણવાળા પાળિયા ઊભા છે. તેમાંથી ત્રીજા પાળિયા પર 'સંવત ૧૭૬૧ જેઠ શુદ ૭ મંગળવાર' એવું વંચાય છે. પોરડા ગામે પણ વાંચી ન શકાય એવા લખાણવાળો પાળિયો મળી આવે છે.

તે સિવાય મહેમદાવાદ તાલુકાના રોહીસા ગામની ભાગોળે પનાજી પરમારનો અને સાંખેજ ગામના સીમાડે મામા હીરા રબારીના પાળિયા ધાડપાડુઓનો સામનો કરતાં મરાયેલા શૂરવીર તરીકેની એમની કીર્તિ ગાથા ગાઈ રહ્યા છે, અને વાડાશીનોર તાલુકાના માત્ર વડદલા ગામમાં ત્રણ પાળિયા વિગતો વિનાના મળી આવે છે.

o o o

આમાંના ઘણા પાળિયા અનુભવી આંખને વાંચવા સહેલા પડે એવા પણ ખરા, વળી પૂરી ખંતથી તપાસ કરતાં ઘણાની વિગતો, ઈતિહાસ વગેરે પણ મળી આવવા સંભવ છે. દુર્ભાગ્યે અહીંના શિક્ષિત-સમાજમાં આ ખોવાઈ રહેલા વારસા તરફનું ઉપેક્ષાનું વલણ એટલું થીજી ગયું છે કે તેને હટાવવું સહેલ નથી. તેમ છતાંયે જો આ દીશામાં પ્રયત્ન કરવામાં આવે તો ક્ષેત્ર ઘણું વિશાળ છે.

*

## બડુ મા'રાજ ને એના બડકમદાર

શ્રાવણ વદ ચૌદશનો ગોપનાથનો મેળો. રાજુલા, મહુવા અને તળાજા તાલુકાના સેંકડો ગામોના હજારો માણસો હલકી ઊઠેલાં, ગોપનાથ રાસ–રાસડાથી ગોરંભે ને ગામડાં બધાં ઉજ્જડ ભાસે. મહુવાના તરેડ ગામમાં અંધ ને આજાર સિવાય એક માત્ર ભરજુવાન બડુ મા'રાજ શિવાલયે શંકરની મહાપૂજામાં બેઠા છે. ગામનો ઢોલી સુદ્ધાં હીંચના હીલોળા લેવા ગોપનાથ પહોંચી ગયેલ.

આવી રૂડી તક જોઈને ગારિયાધાર પંથકના સંધીઓએ ગોવાળોને બબ્બે ડાંગું ઝીંકીને તરેડ ગામના ધણને વાળ્યું. ગોવાળો રીડિયા કરતા ગામમાં આવ્યા પણ કોણ સાંભળે ? બડુ મા'રાજના મોટાભાઈનાં વહુ મોતીબાઈએ શિવાલયે આવી બડુ મા'રાજને જાણ કરી. બડુ મા'રાજનો આત્મા બ્રાહ્મણનો પણ પ્રકૃતિ ક્ષત્રિયની. ગાયું વાળ્યાની વાત સાંભળતાં રોમરાઈ અવળી થઈ ઊઠી. તાબડતોબ ઘેર આવી માનાસાઈ તરવાર લઈને ઘોડે પલાણ માંડયાં. આગળ એમનો કૂતરો અને પાછળ ચૌદ ચૌદ વરસની બે કુંવારકા. બડુ મા'રાજની બેન પારવતી અને એની બેનપણી આયરની દીકરી દૂધીબાઈ. અંબાજીનાં મંદિરમાંથી તરવારૂં ઉપાડી ગાતડી વાળી હાલી નીકળિયું.

માતલપરને સીમાડે સીંધીઓ હારે ભેટો થયો. ઝાકાઝીક બોલી ગઈ. કૂતરો કોઈકની પીંડીએ ને કોઈકના નઈડીએ બાઝે છે. ઘોડો વેતરાતો જાય પણ દુશ્મનની છાતીએ પગ માંડતો આવે. બડુ મા'રાજે પણ વાઢ માંડયો. પારવતી અને દૂધી બડુ મા'રાજની પીઠ સાંચવતી ઘા ઝીલતી અને ઘા કરતી આવે છે. બડુ મા'રાજનું માથું પડયું ને ધડ અયાવેજના સીમાડા સુધી સંધીઓને તગડતું ગયું.

આજે આ ધરતી માથે વીરપુર નામે ગામ વસ્યું છે. એને પાધર બડુ મા'રાજનો પાળિયો; સતીના પંજા ને કૂતરાની ખાંભી મોજુદ છે. બડુ મારાજના વંશજો શ્રીમળિયા બ્રાહ્મણો બડુગોરને ચોખા, સતીને લાપસી, કૂતરાને રોટલા ને ઘોડાને પાવરો એવાં નિવેદ જુવારે છે. — બાપલભાઈ ગઢવી




# પાળિયા અને ખાંભી

લેખક· મણિલાલ વોરા

## વીર પૂજા :

માનવ સંસ્કૃતિની શરૂઆતથી જ માણુસ જ્યાં જ્યાં વસ્યો ત્યાં ત્યાં તેણે વીરતા, મમતા, આત્મભોગની તૈયારીને જૂજવેરૂપે યથાકાળ પૂજ્યાં છે. આદિકાળથી આજ પર્યંત પોતાના વીરપૂર્વજોને તેના વંશજો કે અનુયાયીઓએ હૃદયથી સન્માન્યા છે. માણુસ પોતાના મહાન માનવને લાંબાકાળ સુધી ભૂલી શકતો નથી, આથી જ ભયમિશ્રિત પૂજ્યભાવથી શૂરવીર પરિયા પૂજાતા રહ્યા છે, આફ્રિકા, અમેરિકા, યુરેશિયા કે ઈન્ડોનેશિયાના આદિવાસીઓ પોતાની ઢબે પોતાના વડેરાઓને પૂજે છે, કંઈક જંગલી અને પ્રાકૃત રીતે તેમનાં સ્મારકો રચે છે, એંધાણીઓ ઊભી કરે છે. આ પૂર્વજોને ન પૂજે તો વરસાદ ન આવે, ઋતુઓ બદલે, ખાદ્યપદાર્થોની ખેંચ પડે, રોગચાળો અને મૃત્યુ જેવી આફતો ઊતરે એવી માન્યતા સમાજમાં બંધાય છે. મરેલાંના આત્માને ખુશી કરવા, શાંત કરવા અને શાતા અર્પવા માનવી બધું કરી છૂટતો અને એમ કરવું તે આદિમાનવ કુળોમાં કર્તવ્ય ગણાતું. જગત પરના ઘણા વનવાસીકુલોમાં હજુ પણ આવી માન્યતા પ્રવર્તે છે. સુધરેલા આધુનિક લોકો તેના પ્રસિદ્ધ પુરૂષોને માનવપૂર્વક જાહેર કે પવિત્રસ્થાને દફનાવી કે દહનક્રિયા કરી તે પર ભવ્ય સ્મારક રચે છે. રાજા, કવિ, સંત, વીરનાવિક કે સૈનિકનાં સ્મારક સર્વત્ર છે. સદ્‌ગતનું ઋણ લોકો અદા કરે, દિવંગતના ગુણોની લોકો પૂજા કરે તે પ્રજાજીવન માટે સુયોગ્ય છે, પથ્ય છે. □

અરણ્યમાં કે ગુફામાં, સમુદ્રકિનારે કે નદી કાંઠે, કોઈ તોતીંગ વૃક્ષ નીચે કે વખંભર જગ્યાએ થઈ ગયેલાં ભૂતિયાં માનવની હાકના પડઘા સંભળાતા હોવાનું કોઈ કોઈ લોકસમુદાય માને છે, એવે સ્થાને પ્રાકૃત ઢબના સ્મારક મૂકાય છે, ભીતિથી પ્રીતિ થાય છે અને પ્રેતાત્માની શાંતિ અર્થે કે પાછળ રહેલાં જીવતાં માણસના સંતોષ ખાતર એ પથ્થરના ચગા કે કાષ્ટના સ્તંભ ઉપર નૈવેદ્ય ચડાવવાના, બલી મૂકવાના રિવાજો શ્રદ્ધાથી પળાય છે. રોમના કબરસ્તાનમાં પૂતળાં મૂકાય છે, વેસ્ટ મિન્સ્ટર એબેમાં મહાન વ્યક્તિના જીવનને અનુરૂપ શિલ્પો રચાય છે, યમુના તટે રાજઘાટ કે શાંતિઘાટ પણ મહાપુરુષોના પવિત્ર સ્મારકો છે. આવા સ્મારકો ઉપર લોકો પુષ્પાંજલિ અર્પે છે, એક પ્રજાના માણુસો બીજી પ્રજાના આવા સ્મારકના દર્શને જાય, ફૂલ મૂકે, નમન કરે તે આદરમાન સૂચવતી ક્રિયા છે, સંસારમાં એક જ માટીથી ઘડાયેલા માનવ પ્રાણી માટે આ અતીતનો અનુબંધ, સાંપ્રતનો પ્રાણુધબકાર અને ભાવિની સુખદ નિશાનીઓ છે. વીરપૂજા આમ સર્વત્ર સર્વદા સમાજની ઈષ્ટ પ્રવૃત્તિ છે. □

આપણે ત્યાં ઋષિતર્પણ આદિકાળથી થાય છે. ઓલિયા, પીર, પયગંબરની દરગાહો; સંતસાધુની સમાધિ ઠેર ઠેર છે. હિન્દુશાસ્ત્રમાં દરેક ગૃહસ્થ ઉપર પિતૃઋણ માન્ય કરેલ છે. સદ્‌ગત પિતૃના આત્માનું આહવાન કરી, યજ્ઞ દ્વારા તેની તૃપ્તિ કરી વિસર્જન થાય છે. સ્થૂલ સાધનો વિશેષ વાપરતા સમાજમાં પ્રતીકો દ્વારા પિતૃપૂજા શરૂ થઈ અને વીરપૂજાનાં

સ્થાનકો રચાણા. રાજા, લોકનાયક, ધર્મગુરુ, કુલપિતા, સમર્થ વ્યક્તિઓની પાછળ તેમના અનુયાયીઓએ મમતાપૂર્વક વધારે વખત તેમને યાદ કરવા અર્થે મુકરર સ્થાને અંજલિ અર્પવાનું શરૂ કર્યું. આમ કુળદેવ કે ગ્રામદેવ સ્થપાયા, લોકસાહિત્યમાં આ વીર-પિતૃપૂજાની વાત ધીરે ધીરે વણાતી આવી, સમાજમાં સાધુ, સંત, શૂરા ને સતીનાં પૂજન શરૂ થયાં અને ગીત–કથા પ્રચલિત બન્યાં. પાણાના સાદા ઢગમાંથી ઊભો એક પાણો કે કાષ્ટસ્તંભ અને પાછળથી પ્રતીકો તથા મૂર્તિઓ મૂકાવી શરૂ થઈ, કોઈ કોઈના તો સંપ્રદાય પણ બંધાણા, આ બધી વીરપિતૃપૂજા છે. જગતના દરેકખૂણે એક અથવા બીજી રીતે આવી વીરપૂજા થતી રહી છે.

જે પ્રજા વિશેષ ખમીરવંત હોય, જેને લડવા, ખપી જવા, મરીને જીવવાના મંત્ર મળેલા હોય તે પ્રજામાં વીરગતિ પામેલાના સ્મારક વિશેષ હોય છે. સ્વધર્મ, સ્વધરા કે પરમાર્થ અર્થે આપભોગ, કેસરિયાં, જૌહર, ધરણાં, જલસમાધિ કે કમલપૂજા દ્વારા દેહત્યાગ કરવો અહોભાવ મનાય છે. જીવન કરતાં મૃત્યુને મોઘું ગણવું, સત્‌ધર્મ માટે પ્રેમ અને ભક્તિપૂર્વક આત્મત્યાગ કરવો, એ માટે પોરસ લેનારી પ્રજાએ વીરપૂજાને જન્મ દીધો છે અને વીરપૂજા આવી પ્રજાને જીવતી રાખવા માટે આવશ્યક છે. સત્ય, સ્નેહ ને શૌર્યનો માર્ગ જ હરિનો મારગ છે, જેના ઉપર રહેવાથી માનવના ચારે પુરુષાર્થ સફળ થાય છે. □

પાદરના પાળિયા આવા ભક્ત, દાતા, શૂર અને સતીના સ્મારક છે; વીરપૂજાના પ્રતીક છે, એ પ્રતીકમાં અતીતના તેજદાર જીવનનાં એંધાણ સચવાયેલાં છે ને એ પ્રજાજીવનનું અમૃત છે. □

ભારતીય ઇતિહાસના મધ્યયુગમાં વીરસ્મારકો તરીકે પાળિયા સ્થાપવાનો રિવાજ પ્રસાર પામ્યો જણાય છે. કુલગૌરવ વધારવા અર્થે પોતાના પૂર્વજો વીર હતા એવું માનવા મનાવવાનું દરેક કુલને ગમ્યું છે. ક્ષત્રિયો અને તેમને દોરવણી આપનાર બ્રાહ્મણો તેમજ બિરદાવનાર ચારણ બારોટોના પ્રભાવે, રાજપૂત-યુગે સામંતશાહી સમાજના રંગઢંગને અનુરૂપ ઈષ્ટ-દેવ, કુળદેવ, કુળદેવી સાથે શૂરાપૂરા અને સતીઓની પૂજાનો પ્રચાર પણ વધ્યો. લગભગ દરેક કુટુંબને પોતાના શૂરધન અને સતી હોવાથી તેમજ સંપ્રદાય-ના દેવ પણ અનેક હોવાથી પૂજામાં ભેળસેળ થવા લાગી, આમાંથી રસ્તો કાઢવા દરેક જ્ઞાતિએ પોતપોતાનું જુદું પ્રતીક સેવ્ય તરીકે રજૂ કર્યું. શૂર, સતી, સાધુના પાળિયા જુદા. દહેરી, થડા, થાનક, પગલાં, સમાધ જુદાં અને છેવટે વીરગતિના પ્રકાર અનુસાર ફળાં, કેશ, ખાંભી ને પાળિયા જુદા. લાકડું, ગડગડિયો પાણો, પાણાનો ચગો, પાણાની પાળ કે હાર, ઊભું ખેલું કે ઘડેલ પાળિયો – વીરપૂજાના ઠેર ઠેર ભિન્ન ભિન્ન આકાર પ્રકારો જોઈ શકાય છે.

વીરપૂજાથી, દેવલાંને માનવાથી પ્રાપ્ત થતી ભક્તિ અને સાત્ત્વિકતા દ્વારા ઈષ્ટકર્તવ્યના આચરણથી સમાજને બળ મળે છે એ દેખીતું છે, પરંતુ સાથે સાથે અંધશ્રદ્ધા, વહેમ, ભય અને જાગૃતિમાં રુકાવટ જેવાં દૂષણો પણ સમાજમાં પેસી જાય છે. સમજપૂર્વકનું સૌ સારું. વીરપૂજા ઈષ્ટ છે. પણ મૃતપૂજા નષ્ટ છે. □

'દેવના કરવાથી' આપણા કુળ ઉપર પિતૃ તૃષ્ટ થઈ પ્રસન્ન રહે, 'ત્રૂઠમાન થાય તો અચ્છો વાના વરતે' – 'દેવને વિસારી મૂકવાથી એ રૂઠે' એવી લોક-માન્યતાએ ખમીરીની અમીરીને ઢાંકી દીધી. વીરપૂજા-માં ય 'રાવળિયા' જેવા આગવા પુરોહિતો ઊભા થયા. પાદરના પાળિયા કે ઘરમાં પધરાવેલ દેવ માટેની વિધિ આ રાવળિયા દ્વારા થવા લાગી. 'ભૂવા, જાગ-રિયા ગતઆત્મા જોડે વાતું કરે છે' એ માન્યતાએ નિમ્ન સમાજના લોકોમાં મંત્રતંત્રનો ભે ઊભો કર્યો. રાવળ ડાકલું વગાડી જુદાં જુદાં દેવની આવણીઓ બોલે, કોઈના સરમાં તેનો દેવ આવે, ભૂવો સ્થપાય, નૈવેદ્ય ચડે આમ ભક્તિ ને વહેમ ભેગાં ભેગાં જ પોષાતાં રહ્યાં.

શૂરાની રાંગમાં રમે ઘોડલાં, એની માથે સોનેરી પલાણ;
રણમાં શૂરીઓ આવે રમતો, તે દી ઝાલ્યા ન રે ઝૂંઝાર.

એક કાળે રાવળદેવ આવી આરણ્યું ગાતો તેને બદલે હવે ઐતાત્માના વળગાડ કાઢતો થયો છે. પાળિ-યાને કેમ જુવારવો, એની તિથિ કેમ ઊજવવી, દેવ-

થાનકે પૂજનઅર્ચન કે હોમ કરવાં એ બધું 'ભૂવો ને બીજો ડાકલાવાળો' અથવા કોઇ 'ગરુમારાજ'ની દોરવણી હેઠળ ચાલે છે. વીરપૂજા આમ નિર્વીર્યની બની.

o o o

આપણે પાળિયા અને ખાંભીની વાત કરીએ; 'સ્તંભ' ઉપરથી 'ખંભ' ને 'ખાંભા' કહેવાયા, નાનો ખંભ તે ખાંભી. ગામના પાદરમાં, ઝાંપે, સીમાડે કે સરહદે લાંબી મજબૂત શિલાઓ કે પાટડાઓ ઊભા ખોડાય તે ખાંભા. આ ખાંભા ટકી રહે તેવા કઠણ પથ્થરના અને દૃઢ રીતે જમીનમાં ખોડેલા હોય, સૌરાષ્ટ્રમાં પાલખડા (પોરબંદર પાસે), મહાદેશ્વર–પોરબંદર, મંડોરનો ટીંબો (પ્રભાસ પાસે) પાંચથી માંડી આઠ આઠ ફૂટ ઊંચા જૂનવાણી ખાંભા છે. આ ખાંભામાં કોઈ પ્રકારની કોતરણી હોતી નથી, ક્યાંક ઘડ તો ક્યાંક અણઘડ કોરા ઊભા પાટોડા જ હોય છે. આવા ખાંભા સામાન્યતઃ કોઈ વીરપૂર્વજ વીરગતિ પામ્યો તેની યાદમાં અથવા તે સ્થળ દર્શાવવા ઊભા થયેલા જણાય છે. ખાંભાની જેમ જ, ખાંભી ચગા કે દેશ વીરપુરુષ 'કામ આવી ગયો' તેની યાદમાં મૂકાયેલ છે. ખાંભા અને ખાંભીની સાથે એ જ વીરપુરુષનો પાળિયો પણ મુકરર સ્થળે વિધિસર મૂકાય છે. ખાંભા તો વીરગતિની ક્ષણે જ મૂકાય જાય છે, દાના દુશ્મનો પણ પોતાના હાથે મૃત્યુ પામતા વીરની દેશ ઊભી કરે છે, જ્યારે તે વીરનો પાળિયો પાછળથી, ક્યાંક ક્યાંક છ મહિના કે વરસ પછી પણ ઊભો કરાય છે. પાળિયો ઊભો કરવાનો વિધિ છે અને દિ'–દિશા જાણીને તેની સ્થાપના થાય છે. સામાન્યતઃ પાળિયો ગામના પાદરમાં કે કોઈ દેવમંદિરના આંગણામાં કે ચોકમાં ઊભો કરાય છે. કોઈ કોઈવાર મરનારના મૃત્યુ સ્થાને જ પાળિયો અને દહેરી કરવામાં આવે છે, આવો પાળિયો રણખાંભી પણ બની રહે છે. ભૂચરમોરીમાં અજા જામની ડેરી, માંહેનો પાળિયો એ જ સ્થળે છે.

ગામમાં એક સ્થળે પાળિયો મૂકાણો હોય પછી એ જ સ્થળે બીજા પાળિયા મૂકવાનો રિવાજ છે, નવો પાળિયો આ પંથકમાં હોળી પછી પડવાને દિવસે ઊભો કરવામાં આવે છે. કો'ક કોમમાં આસો વદ ૧૪–કાળી ચૌદશના રોજ અથવા કાર્તિક સુદ ૧ ના મૂકાય છે. કોઈ કોઈ ભૂલાઈ ગયેલા પાળિયા ફરીથી સ્થાપિત થાય છે અને વંશજોની સંપત પ્રમાણે માથે ડેરી પણ થાય છે. કોઇ કોઈ વીરના એકથી વિશેષ સ્થળે પણ પાળિયા મૂકાય છે, આવા પાળિયા એક જ વીર સાથે સંબંધ ધરાવતા જુદા જુદા સ્થળનો નિર્દેશ કરે છે. વીરપુરુષને જુદી જુદી સ્ત્રીથી થયેલા, જુદે જુદે ગામ રહેતા સંતાનો પોત પોતાના સ્થાનકે એક જ પૂર્વજના પાળિયા ઊભા કરે છે. સૌરાષ્ટ્રમાં ઘણે સ્થળે જોવા મળતા સાંગડાવાડાના ખાંભા અને બાબરિયાની ખાંભીઓ આની સાબિતી છે. સતી સ્ત્રીએ જ્યાં ચૂડલી ભાંગી હોય તે સ્થળ અને જ્યાં સતી થઈ હોય તે સ્થળ–એમ બન્ને સ્થળે ફળાં કે 'હાથ' મૂકાય છે. મેહ–ઉજળીમાંની ઉજળીનું ફળું ઘૂમલી પાસે મોખાણાની સીમમાં છે તો ઉજળી સતી થઇ તેનું સ્થાન પોતાના પિયરમાં–અમરા કાઝાની કાઝવદરીમાં (પોરબંદર પાસે) છે. (ઉજળીનું મૂળ વતન ઠાંગો પણ અમરો બરડાની દક્ષિણે આવીને રહેલો.)

ખાંભામાં પ્રતીક મૂકવાની ક્યારે શરૂઆત થઇ તે નિશ્ચિત કહી શકાતું નથી પણ બારમી તેરમી સદીના પ્રતીકવાળા પાળિયા મળે છે. ખાલી ખાંભાને બદલે ઉપરના ફલકમાં પાળો સૈનિક આલેખાતો ગામ, ગાય કે રાજનું રક્ષણ–પાલન કરનાર હોવાથી પાળિયો કે પાળો કહેવાણો હશે.



પાળો : પારિયાધાર : બરડો તેરમી સદી :
ફોટો : નરોત્તમ પલાણ

પાળો સૈનિક હાથમાં તલવાર અને ઢાલ સાથે ટૂંકી ધોતી કે ચોરણીવાળો, માથે ફેંટાવાળો શરીરે સશક્ત કોતરાયેલો હોય છે. આ



બે પાળા : કણેરી (કેશોદ)

ફોટો : નરોત્તમ પલાણ

પછીના પાળિયામાં ઘોડો અને ઘોડેસ્વાર આવ્યા. બધા પાળિયા પૂર્વાભિમુખે હોય ને ઘોડાનું મુખ ઉત્તર તરફ હોય છે. ચૌદમી સદીથી અશ્વારોહી શૂરાના આલેખન મળે છે, અને પછી તો પાળિયો એટલે ઘોડેસ્વારનો જ એવું દૃઢ થઈ ગયું. ગમે તે કોમનો ગમે તે રીતે મરાયો હોય પણ તેનો પાળિયો તો ઘોડા ઉપર શૂરવીર બતાવતો જ ઊભો કરાવા લાગ્યો, જો કે આ મુખ્ય ચાલની સાથે બીજી પરંપરા પણ જોવા મળે છે.

વીર સ્ત્રી ધર્મને કાજે મૃત્યુને ભેટી હોય તેના પાળિયા ઘણા છે.–કોઈ કોઈ સ્થળે સ્ત્રીની આખી આકૃતિ જોવા મળે છે,



( સતીની આખી આકૃતિ : કુછડી–કાંટેલા : )

ફોટો : નરોત્તમ પલાણ

પણ મોટે ભાગે સતીનો જમણો ચૂડાવાળો હાથ અભયમુદ્રામાં કોતરેલો હોય છે. આવા પાળિયા સતીના પાળિયા તરીકે પ્રખ્યાત છે. યુદ્ધમાં, ગામને બચાવતાં, ગાયોની વહારે ધાતાં કે કુદરતી મોતે મરેલા પતિ પાછળ કેંક સ્ત્રીઓ સતી થતી તેના આ પાળિયા છે, જો કે ગામ અર્થે



સતીનો હાથ ( કંકાવટી–ધ્રાંગધ્રા )

ફોટો : નરોત્તમ પલાણ

વિધર્મીઓના આક્રમણની બીકે જે પરણેલી નહોતી એવી યુવાન સ્ત્રીઓ પણ સતી થઈ છે. પાળેલા તથા પ્રિય પશુ માટે સતી થવાના દાખલા પણ છે, તેમજ ભાઈ પોતાને ઘેર આવ્યો હોય અને અકાળે અવસાન પામે તો તેવા ભાઈ પાછળ બહેન સતી થઈ હોય તેના પાળિયા મિંયાણી તથા વિસાવાડામાં છે. 'બાવીશી માતાઓ' સમૂહમાં સતી થયેલી સ્ત્રીઓના ફળાં કે ખાંભીઓ છે. ભાદર કાંઠે મીતી અને જામ-જોધપુર પાસે 'કોટડા બાવીશ'માં ચારણ સતીઓની સંખ્યા બાવીશની કહેવાય છે.

સૌરાષ્ટ્રની ભાતીગળ પ્રજામાં કાંટિયાવરણ ઘણાં છે. આ સૌના વિશિષ્ટ પ્રકારના પાળિયા છે. મરવાની રીત અને એનાં કારણો નિરનિરાળાં હોય છે અને તે મુજબ, તેને અનુરૂપ કંડાર કામ પણ પાળિયામાં જોવા મળે છે, પાળિયા માંહેનુ આલેખન વિગતથી જોતાં ઘણી તરેહનુ દેખાય છે. રબારી જેવી કોમના પાળિયા આછું પાતળું કે ધીંગુ ઘડ્યું કોતર-કામ ધરાવે છે તો મહાજનના પાળિયા ઊંડું ઉઠાવ-દાર અને કલામય કંડારકામ ધરાવે છે. ઘણે સ્થળે આખો પથ્થર શિલ્પનો નમૂનો હોય છે, ફલકની કોર કાંગરી, ફૂલ–પાંદ–ચોકડાં–રત્ન વગેરેથી સુશોભનવાળી

હોય છે, શિખરે ચંદ્રસૂર્યની સુંદર જોડી વિવિધ રીતે મૂકી હોય છે. આજુબાજુ મોરપોપટની ગોઠવણી અથવા પર્ણપુષ્પમય વેલના વળાંકથી ફલકને ભરી દેવામાં આવ્યું હોય છે. મુખ્ય ફલકમાં વીરગત યોદ્ધાને તથા તેના દેવાંગી અશ્વને પણ સજાવટ સાથે કોતરેલ હોય છે, આ ફલક ચતુષ્કોણ અથવા પંચકોણ હોય છે, મોટે ભાગે અશ્વ ઊર્ધ્વગતિ, ઉત્તર તરફ ચડતો દર્શાવ્યો છે. અશ્વનો ડાબો આગલો પગ ઊપાડેલો હોય છે. થનગનતા અશ્વનો સાજ પણ પૂરો હોય છે, ગળામાં ઘુઘરમાળ અને પીઠથી પગ સુધીનું આખું જાજવલ્યમાન પલાણ એના રાજવંશી ઠાઠમાં વધારો કરતું હોય છે, આવા અલંકારો વીરગત યોદ્ધાના દરજ્જાના પ્રમાણે ઓછા-વધુ હોય છે. ઉપરનો અસવાર પણ રણે ચડેલ વીરને યોગ્ય સજાવટ વાળો, કયારેક ઢાલતલવાર ધનુશબાણ કે વિશાળ ભાલો ધરાવતો, કટીએ જમૈયો, ફેંટો, ભેઠ અને મોજડી સહિતનો હોય છે. બહુધા: જમણો હાથ તલવાર કે ભાલા સહિતનો ઉગામેલો હોય છે. ઘણે સ્થળે બુકાનીદાર છોગાળી પાઘડી, જામો, ભેઠ, સૂરવાલ કે ધોતી હોય છે. ભેઠમાં કટાર, પાછળ ધનુશબાણ ને હાથમાં તલવાર ઢાલ એમ સઘળાં આયુદ્ધો એક સાથે પણ જોવા મળે છે. રબારી, ભરવાડના પાળિયામાં ઘોડાને બદલે ઊંટ આલેખાય હોય છે, ઊંટનો શણગાર પણ ઘણે સ્થળે પૂર્ણ કોતરાયેલ છે. ઊંટ કે અશ્વની એક આંખ જ દશ્યમાન



(ઊંટસવાર : રબારીના પાળિયા: ઢાંક
ફોટો: નરોત્તમ પલાણ

હોય છે, કાનસૂરી બરાબર દેખાય છે, શરીરનો ભંગ મનોહર હોય છે. અસવાર વીરપુરુષનું મુખ ઈશાન તરફ હોય છે. લગભગ પોણો ચહેરો બતાવવા પ્રયાસ થયેલો જોવા મળે છે, આથી આંખો બન્ને દેખાય છે. ઘણે સ્થળે ઊભા યોદ્ધાનું મુખ તો સામું જ હોય છે. વીરગતની આંખો બન્ને દેખાડવી જોઈએ એ શિલ્પની સામાન્ય રીત જણાય છે. શ્રીમંત રાજપૂતના પાળિયા અને ખાસ કરીને અઢારમી-ઓગણીસમી સદીના પાળિયા વિશેષ ચીવટથી મૂકાયેલા માલુમ પડે છે.

દશમીથી તેરમી સદી સુધીમાં મૂકાયેલા પાળિયાને મથાળે ત્રિકોણ ફલકને સ્થાને દ્રવિડ મંદિરના શિખરની ત્રણ ભૂમિ જોવા મળે છે, નીચેના ચોરસ



પૂર્ણ સજાવટયુક્ત બરડાઈ બ્રાહ્મણનો સૂરોપૂરો
છાયા (પોરબંદર) ફોટો: નરોત્તમ પલાણ

ભાગમાં સૂરજ, ચંદ્ર, ઊભા લીટા કે દાતા-શૂરની આકૃતિ કોતરાયેલાં હોય છે. આવા પાળિયાની નીચે જો કોઈ લખાણ હોય તો તે મોટે ભાગે વિશેષ નામ અને સાખ દર્શાવે છે. તેરમી સદી પહેલાં પાળિયામાં સળંગ વાચના જોવા મળતી નથી. આવા પાળિયા ખોરીચા, ઘૂમલી, કણેરી, પાલખડા આદિ સ્થળે છે. તેરમી સદી પછી ઊભા થયેલા પાળિયામાં અશ્વનું પ્રાધાન્ય વિશેષ છે, પછી તો રાજાશાહી પોશાકમાં યોદ્ધો અને અશ્વ આવી ગયા. આ પ્રકારના વિશિષ્ટ પાળિયામાં પાખરવાળો અશ્વ અને ઉપર રાજપુરુષ સાથે રાજરમણી પણ જોવા મળે છે, આ પ્રકારના પાળિયા ઘૂમલીમાં સોનકંસારી મંદિરસમૂહ પાસે તેમજ પાચ્છતરમાં છે. યુધ્ધે ચડતા કેસરજીના કંથને વિદાય આપતી રમણી સાથેનો એક સુંદર પાળિયો–સંભવતઃ પદ્માવતી–માંગડાવાળાના પ્રસંગનો નિર્દેશ કરતો–પાચ્છતર (તા. ભાણવડ)માં છે.

પાળિયાઓમાં તેનાં માપ, ઉપરના ઉદ્‌ગમનો ઘાટ, અંદરનું મુખ્ય વ્યક્તિ બતાવતું શિલ્પ અને નીચેના લખાણમાં ઠીક ઠીક વિવિધતા જણાય છે. સ્થળ, કાળ તેમજ જાતિને અનુરૂપ આલેખન રીતો હોય છે. ગરવીર અને સતીની વેશભૂષામાં નિરાળી ઢબછબ દેખાય છે, છતાં કચ્છ– સૌરાષ્ટ્ર પાળિયાઓનાં માપ અને ઘાટ તેમજ અંદરના બાહ્યાચાર લગભગ એક સરખા જણાય છે. લગભગ બધી જ કોમો ક્ષત્રિયકોમના આચારને પોતાની વેંત પ્રમાણે અનુસરે છે. પાળિયો માણસની કેડે પહોંચે તેવડો, જમીન ઉપર ખોડેલો આશરે સાડા ત્રણ ફૂટ ઊંચો, બે સવાબે ફૂટ પહોળો અને અર્ધો ફૂટ જાડો હોય છે. તેરમી સદી પછી પાળિયાનું મથાળું ત્રિકોણાકાર બન્યું જણાય છે. આ ત્રિકોણ ભાગમાં વચ્ચે લીટો કરી સૂરજચંદ્રના બે વર્તુલો, તેની નીચે ચતુષ્કોણમાં વીરગતનું પ્રતીક, પાળો કે ઘોડેસ્વાર કંડારેલ હોય છે, સતી હોય તો ચૂડીઓવાળો હાથ અને સૌથી નીચેના ચોરસ ભાગમાં મૃત્યુતિથિ, મરનારનું નામ વગેરે લખાણ હોય છે. આમ પાળિયાને ત્રણ વિભાગમાં જોઈ શકાય: મથાળેના ત્રિકોણમાં સૂર્યચંદ્ર, વચ્ચેના ચોરસમાં મુખ્ય આકૃતિ અને નિમ્ન ચોરસમાં લખાણ.

સતીના પાળિયામાં કોઈ કોઈ સ્થળે પતિના શબને લઈ ઊભેલી સ્ત્રી આલેખાયેલ હોય છે, કચ્છમાં આવા પાળિયા અનેક છે. પ્રભાસ-પાટણની બાજુના મંડોરના જૂના ટીંબા ઉપર વગેરે પતિ અને તેની બન્ને બાજુ સતીની મુખ્ય આકૃતિ જેવડા જ સતીના બે હાથ દર્શાવી, બીજા ભવમાંય પતિનું કલ્યાણ કરતી સતીત્વની ભાવના દર્શાવવામાં આવી છે. કયાંક માત્ર બે થાપા જ નજરે ચડે છે. કોઈ સ્થળે સ્ત્રી કે કુમારિકા બન્ને હાથના પંજા ઊંચા કરી



(નાથો મોઢવાડિયો (બરડો) મથાળેના ત્રિકોણમાં સૂર્ય–ચંદ્ર, વચ્ચે ચોરસમાં મુખ્ય આકૃતિ અને નિમ્ન ચોરસમાં લખાણ: ફોટો : નરોત્તમ પલાણ



સતી (મંડોર): બીજા ભવમાં ય પતિના આત્માનું રક્ષણ કરતી સતીના બે હાથ (મંડોરનો ટીંબો : પ્રભાસ) ફોટો : નરોત્તમ પલાણ

ખગોયા કરતી કોતરેલ છે. સતીના પાળિયામાં ઉપર સૂરજ-ચંદ્ર અને નીચે ઘણીવાર દીવડો, સ્વસ્તિક જેવા અર્થસૂચક સુશોભન પ્રતીકો પણ મૂકાયેલાં જોવા મળે છે. સતીના પાળિયા ઉપર ડેરી કે છત્રી પણ ઊભા કરાય છે. એક કુટુમ્બમાં અનેક સતીઓ થઈ હોય તો તેની એક જ સાથે વિશાળ છતરડી રચવામાં આવે છે. જામનગર નાગનાથમાં, હળવદમાં અને થાનગઢમાં આવા પાળિયા તથા છતરડીઓ છે. જામનગર પાસે હડિયાણામાં



(એક સાથે ચાર સતીઓ : જામનગર પાસે હડિયાણા : ફોટો : નરોત્તમ પલાણ

એક સાથે ચાર સતીઓના પાળિયા છે. કોઈ વીરને બે પત્નીઓ હોય તો પતિના પાળિયા પાસે આજુબાજુ સતીના હાથવાળા બે પાળિયા મૂકાય છે. આવો એક નમૂનો નાગના—જામનગરમાં છે. કચ્છ—ભૂજમાં મિરઝા લખપતજીની પાછળ તેની પંદર સ્ત્રીઓ સતી થઈ તેના એક સાથે સોળ પાળિયા છે. હાલારમાં કોઈ કોઈ સ્થળે કબર પાસે સતીનો પાળિયો જોવા મળે છે. ઢોલિયા ઘાટની કબર તે મુસ્લિમ રિવાજ પાળનાર વીરની છે અને બાજુમાં કે કબર ઉપર જ આવેલો સતીનો હાથયુક્ત પાળિયો ક્ષત્રિય ઠકરાણાનો જણાય છે.

પાળો, ઘોડેશ્વાર, ઊંટશ્વાર કે સતી લગભગ સર્વત્ર દેખા દે છે, આમાં થોડાક વિરલ અને વિશિષ્ટ પાળિયાઓ પણ જણાય છે : એક પાળિયામાં કૂદતા અશ્વ ઉપર રાજકુંવર, અશ્વના પગમાં નાગ અને બાજુના પાળિયામાં પાખરવાળા અશ્વ ઉપર રાજ-રમણી છે. ઘુમલીમાં આવેલો આ પાળિયો સોન-



(કહેવાતા સોન–હલામણના પાળિયા : ફોટો : મણિભાઈ વોરા

હલામણનો હોવાનું મનાય છે. પોરબંદર પાસેના કાંટેલા ગામે એક બેલાડ-પાળિયો છે. આ પાળિયામાં બે અશ્વો હારોહાર કંડારેલા જોવા મળે છે. મેખડીમાં આવેલો એક પાળિયો એક જ પથ્થરમાં ઉપર નીચે બે ફલક ધરાવે છે. ઉપર શિવલિંગની પૂજા કરતો પુરુષ શિવલોકને પામ્યાનો ભાવ અને નીચે ઈહ લોકનો યોદ્ધો દૃશ્યમાન બન્યા છે. કર્ણાટકમાં આવા પાળિયાની સંખ્યા વિશેષ છે, ત્યાં ઉપરના ફલકમાં અપ્સરાઓથી વીંટળાયેલો, વિમાનમાં બેઠેલો પુરુષ જોવા મળે છે, આ વીરપુરુષનું સ્વર્ગગમન સૂચવે છે. વેલડામાં બેઠેલ વીર-પુરુષ કે સ્રીના પાળિયા ટંકારા, તરણેતર વગેરે સ્થળે છે. હથિયારબંધ વીર વેલડું હાંકતો



(બે ઘોડેસ્વાર : કાંટેલા : ફોટો : નરોત્તમ પલાણ·

છે, કોક જગ્યાએ ગાડું છે, ધોંસરા નીચે બળદની જોડી દર્શાવેલ છે. કોઈ સ્થળે વેલડાં કે ગાડાં ઉપર વલેણું તાણતી સ્ત્રી હોય છે. આવા પાળિયા ગોપજાતિ, વણઝારા કે પશુપાલક કાઠી લોકોના જણાય છે. કાઠી લોકોમાં એક રિવાજ એવો હતો કે તેઓ એક



ઉપર શિવલિંગની પૂજા કરતો પુરુષ : નીચે ઇહલોકનો યોદ્ધો (મેખડી–માધવપુર–ઘેડ)

સ્થળેથી બીજે સ્થળે જાય ત્યારે પોતાની કિંમતી વસ્તુઓ એક સ્થળે દાટી તેની ઉપર આવો પાળિયો ઊભા કરતા. આવા પાળિયા અઢારમી સદીના વિશેષ જણાય છે.



(વેલડું અને વલેણું તાણતી સ્ત્રી (તરણેતર)
ફોટો : નરોત્તમ પલાણ

દીપડો દાઢયો હોય અને કોઈ મરે અથવા સાવજ સાથે સામનો કરી લડી મરે તેના પાળિયા પણ હોય છે. પોરબંદર પાસે ઓડદરમાં દીપડો ખભે વળગ્યો હોય તેવો રબારીનો પાળિયો છે, કચ્છ–ભદ્રેશ્વરમાં સિંહ હાથે ઝપાઝપી કરતા વીરનો પાળિયો છે. સર્પદંશથી મરેલના પાળિયામાં સર્પ કોતરાય છે. કોઈ ગળે કટાર ઘાલી મરણ પામે કે કોઈ શિવલિંગ ઉપર માથું મૂકી કમળપૂજા ખાય તેના પાળિયા છે. કોઈ ત્રાગાં કે ધરણાં કરે કે તેલવાળાં લૂગડાં કરી બળી મરે, કોઈ ડૂબી મરે કે ગળે ટૂંપો ખાઈ મરે એવા અવગતિયાના પાળિયા



(રથારોહી સ્કેચ : ગરચર (પોરબંદરી )




પણ હોય છે સામાન્ય રીતે અવગતિયાંને પણ શૂરવીરની અદાથી ઘોડેસ્વાર રૂપે જ પૂજા મળે છે, અકસ્માતમાં કે ગોળીબારમાં મરેલાને પણ શહીદત્વ મળે છે, એનાં પ્રતીકો મૂકાય છેઃ સાયકલ સવાર, હેટ – નેકટાઈવાળો,

(કમળપૂજા : સ્કેચ : ચિત્રકાર ગરચર–પોરબંદરી)

કપડાં ધોવા જતાં ડૂબી મર્યો હોય તેવા ધોબીનો એક પાળિયો પોરબંદર – ઓડદર



(અવગતિયાં અસવાર–પાળિયા. સ્કેચ : ગરચર પોરબંદરી)

વચ્ચે છે, જેમાં ગધેડું અને માથે લૂગડાંની પોટલીવાળો પુરુષ છે. લોકમાનસ એવું છે કે પોતાના કુળના અથવા પક્ષના મરે તેની સ્મૃતિ જળવાય, સ્મારક રચાય તો મરનારના આત્માને શાંતિ આપનાર બને એવી અંધશ્રદ્ધા ધરાવતું હોય છે. ઘણા ખરા વીર આત્માઓ અકાળે ચાલ્યા ગયા છે એવા સાચા દાતા શૂર સતી પાછળથી કોઈને નડતા નથી, કેમકે એ સૂરલોકવાસી બન્યા હોય છે.

o o o

ખલાસીઓના પાળિયામાં પણ હવે તો ઘોડા અને અસવાર કંડારાય છે, ભલે મરનાર દરિયામાં વહાણ સાથે જોખમાયા હોય, પણ ખલાસીના જૂના



**૧૨ મીથી ૧૩મી સદીનો વહાણનો પાળિયો : ભૂજઃ સંગ્રહસ્થાન : ચિત્રાંકન : શ્રી દેવજીભાઇ વાજા**

પાળિયાઓમાં વહાણનું કંડારકામ મળે છે. કચ્છના મ્યુઝિયમમાં વહાણનો એક પાળિયો છે, જેમાં વહાણ અને અંદર ખલાસીઓની આકૃતિઓ જોવા મળે છે. આવા પ્રાચીન પાળિયા ઓખામંડળમાં આરંભડા પાસે પણ છે.

સાધુના પાળિયામાં શિવલિંગ કે ત્રિશૂળ કોતરેલ હોય છે. કોઇમાં શિવલિંગની બાજુમાં સાધુ ઊભેલો જોવા મળે છે, પ્રભાસ પાટણમાં પરસુરામક્ષેત્રે તથા પોરબંદર પાસે મહાદેશ્વરમાં આવા પાળિયા છે. જોગીના પાળિયા તરીકે પહેલાં માત્ર



(સાધુનો પાળિયો : શિવલિંગ અને ત્રિશૂળ (મહાદેશ્વર : પોરબંદર) ફોટોઃ નરોત્તમ પલાણ)

ખાંભા જ ઊભા થતા, આવા વણકોતરેલ ખાંભાને



(—કોલીખડાનો કલોભગત:
ફોટો નરોત્તમ પલાણ)

'સર' કે 'લાઠ' કહેતા. ઘ્રોળ પાસે ભૂચરમોરીમાં નાગાબાવાની આવી લાઠ છે. સાધુની સમાધિ ઉપર પગલાં કે મૂર્તિ મૂકાય છે, કોઈ સંત મહંત કે કવિની સમાધિ ઉપર તેના વંશજો કે શિષ્યો તેની પ્રતિમા અને દહેરી કરે છે. પોરબંદર પાસે કોલીખડામાં કલા ભગતની ડેરી અને અંદર મૂર્તિ છે. —મહાપુરુષનાં અસ્થિ કે ભસ્મના ઘટ ઉપર સમાધિ કે સ્તૂપ ચૈત્ય પણ આવા પ્રકારનાં સ્મારક છે. જૈનોમાં તીર્થંકરના મૃત્યુ પાછળ બિંબ ઊભાં કરી પૂજાય છે.

o o o

હિન્દુશાસ્ત્રમાં ગત આત્માની શાંતિ તેમજ મુક્તિ અર્થે નારાયણબલિ શ્રાદ્ધ કે નીલ પરણાવવા જેવી ક્રિયા કરવાનું કહેલું છે. લોકવરણમાં આવા લટકતા જીવ ખાંભી કે નૈવેદ્ય માગે છે. આવા પ્રસંગે ગતની શાંતિ અર્થે ગોચર અર્થે જમીન દાન થાય છે અને તેની ઉપર ગાય વાછરડાનો પાળિયો મૂકાય છે. ઘૂમલી પાસે મોખાણા ગામમાં વીસ વીઘા જમીન ગાયોના ચરિયાણ અર્થે દાનમાં કાઢી તેનો લેખ યુક્ત ગોવત્સ અંકિત પાળિયો છે. (ક્યાંક ગામ આખાએ ગોચર અર્થે કાઢેલી જમીન ઉપર પણ ગાય અંકિત પાળિયો જોવા મળે છે. માધવપુર–ઘેડમાં આવો પાળિયો છે. કચ્છ–રાપરમાં આવા ઘણા પાળિયા છે. 'ધર્માદાની જગ્યા-



(સવચ્છી ગાય: ગોચર અર્થે જમીનદાનનો પાળિયો)

(ઘૂમલી : મોખાણા) ફોટો: નરોત્તમ પલાણ)

નો કોઈ લોપ કરશે તો તેને ગોહત્યા લાગશે' એવું સૂચવતા લેખયુક્ત ગાય વાછરડાના પાળિયા પણ જોવા મળે છે. તળ ઘૂમલીમાં જ રાણા રામદેવજીના વખતનો આવો લેખયુક્ત ગાયનો પાળિયો છે, જો કે શિલ્પકર્તાને હાથે ગાય ઘોડા જેવી વિશેષ બની છે.

સૌરાષ્ટ્રમાં લગભગ દરેક જાતિનાં સ્ત્રી અને પુરુષ બન્નેના પાળિયા મળે છે. હળવદમાં બ્રાહ્મણ, વાણિયા, સલાટ, કંસારા, મોચી સ્ત્રીઓના પાળિયા છે. ગાયની વારે, રાજાની વારમાં, દેવસ્થાનની રક્ષા અર્થે કે કોઈ સતકાર્ય અર્થે મોતને ભેટવું દરેક વર્ણ માટે સામાન્ય વાત હતી. ઢેઢ–ઢોલીના પાળિયા પણ છે: કચ્છમાં વજવાણીનો પાળિયો, માધવપુર (ઘેડ) માં હરિજનનો પાળિયો, ઊના પાસે



ગુપ્તપ્રયાગમાં ઢાલીનો પાળિયો વગેરે જાણીતા છે. સૌરાષ્ટ્રમાં ઘણાં ધીંગાણામાં ઢાલી પણ મરાતા આવતા. સૌરાષ્ટ્રમાં ઘણા સ્થળે આવા ખાંભી–પાળિયા છે.

કચ્છમાં કાપડી સંત મેકણદાદાની જગ્યામાં, તેના વફા-

(ઢાલીનો પાળિયો : ઉના–ગુપ્ત પ્રયાગ : ફોટો : નરોત્તમ પલાણ)

દાર કૂતરો અને ગધેડાની સમાધિ પણ છે. આલેચ ડુંગરમાં બોચવડી વાવ ઉપર બોચિયા કૂતરાનો પાળિયો છે, વડાલ સ્ટેશન પાસે કૂતરાનો સ્મારક ખાંભો, સોમનાથ પાસે મંડોરના ટીંબા ઉપર અશ્વનું સ્મારક મેવાડમાંના રાણા પ્રતાપના ચેતકના સ્મારકની યાદ આપે છે. કચ્છમાં તો કૂતરાના સ્મરણ અર્થે ઘણા પાળિયા છે, ખડીરના રણમાં હાથીનો પાળિયો છે. આપણે ત્યાંના વાછરાડાડા એ અશ્વનું સ્મારક પણ છે. કેશોદ પાસે નાનડિયામાં વફાદાર ભેંશોના ખાંભા પણ કહેવાય છે. પોરબંદરમાં અંગ્રેજના વફાદાર કૂતરાનું સ્મારક તથા એક સાધુના પ્રિય વાંદરાનો પાળિયો છે. પ્રભાસપાટણ પાસે વફાદાર ઘોડાની કબર છે. મિયાણીમાં એક ફકીરના ઘેટાનું સ્મારક છે. આમ માણસ પોતાના વફાદાર પશુનું સ્મારક રચવાનું પણ ભૂલ્યા નથી. એક રીતે આ બધા ગુણપૂજાનાં સ્મારકો છે.

સૌરાષ્ટ્રમાં વિવિધ પ્રકારનાં ધર્મસ્થાનો અનેક છે. આ ખુલ્લાં ધર્મસ્થાનોની રક્ષા અર્થે કે એ મિલકતને કોઈ ઈજા– નુકસાન ન પહોંચાડે તે અર્થે 'ગધેગાળ'નો ખાંભો મૂકવામાં આવે છે. આવા ખાંભામાં નીચે સ્ત્રી અને ઉપર ઘોડો કે ગધેડો બીભત્સ રીતે આલેખાયેલા હોય છે, જે કોઈ આ ધર્મની

હાથલા : બરડો : વાછરા ડાડાના ઘોડા : ફોટો : નરોત્તમ પલાણ



(ગધેગાળ : સ્કેચ : ગરચર–'પોરબંદરી')

જગ્યાના હક ઉપર તરાપ મારે કે ગોચર અર્થે કાઢેલી જમીનને દાબે તેને આ પાળિયા-માંની ગધેગાળ માતા-સમી લાગે, એવો આ પાળિયા પાછળનો ભાવ છે. આવા ગધેખાંભા અનેક સ્થળે આવેલા છે. પોરબંદરમાં સં. ૧૨૪૫-નો આવો ખાંભો છે.

કોઈ બે અનાડી જૂથ વચ્ચે કજિયો મિટાવવા સાધુ, બ્રાહ્મણ કે ચારણ વચ્ચે પડે કે વચ્ચે હોય અને તે મરાય તો તેનો પાળિયો પણ મૂકાય છે. આવો પાળિયો મરણના સ્થાને જ મૂકાય અને તેનાં વંશજો એ સ્થળનો અપૈયો રાખે. સોનકંસારીના ઝઘડામાં બ્રાહ્મણો મરાણા તેના પાળિયા ધૂમલીમાં છે અને એ વંશના બ્રાહ્મણો આજે પણ ધૂમલીનું પાણી પીતા નથી. કોલીખડામાં અને બખરલામાં બ્રાહ્મણ મરાણા તેના પાળિયા છે અને આજે એ બ્રાહ્મણવંશને તે તે ગામના અપૈયા છે. જામનગરમાં જામ સતાજીને હાથે રાણા રામદેવજીનો ઘાત થયો તેથી વચ્ચેના કાવીદાસ લાંગો ચારણ ત્રાગું કરી જામનગરમાં મર્યો તેનો હજુ પણ એ ચારણોને જામનગરનો અપૈયો છે. આવા કિસ્સા ઘણા સ્થળે જોવામાં આવે છે.

○ ○ ○

રાજા, રાણી, સંત, મુનિ, મહાપુરુષના પાળિયા ઉપર છતરડી રચાય છે. દેશી રજવાડાંના સ્મશાનમાં છતેડી બાંધવાનો રિવાજ છે. કચ્છમાં રાવ લખપતજીની છતેડી સુંદર શિલ્પસ્થાપત્યનો નમૂનો છે. આવી છતેડીમાં વચ્ચે રાજાનો પાળિયો અને આસપાસ રાણીઓના પાળિયા ઊભા કરાય છે. કોઈ રાણીના દહનસ્થાને સમાધિ જેવું બાંધેલ હોય છે. રા'પ્રાગમલજીનાં કુંવરી અને કચ્છનાં રાણી ફૂલજીબાની સમાધિ છે. હળવદ, જામનગર, વઢવાણ, લાઠી, ટંકારા જેવા ગામે રાજકુંવરની છતરડીઓ છે, જૈન મુનિ ગુરુજીની છતેડી મુદ્રામાં છે. સંતની દહેરીમાં પગલાં હોય છે. ઢાંકમાં પીપળેશ્વરમાં આવી સુંદર દહેરીઓ છે. કોઈ રાજાની છતેડીમાં માત્ર આસન અને દીપસ્થાન જ હોય છે. જૂનાગઢમાં નવાબી મકબરા પણ સૌરાષ્ટ્ર છિન્નતનશીન રાજકુટુંબના સભ્યોના સ્મારક છે. જેસલતોરલ અંજાર, જેસલ-પીર પ્રોળ, આપા દાના ચલાલા, આપાગીગા સતાધાર, નથુરામ શર્મા બીલખા, દવા ભગત ભાણવડ, હીરબાઈ કંડોરણા, આઈ જાસલ ડેરવાવ, જમીઅલ શા જૂનાગઢ, દાવલ શા આમરણ, પ્રાંગડ શા કેશોદ, પંજપીર ઓખામંડળ, અશાબા ભોદ, હઝરતશાહ ઉના, જાહેર પીર પોરબંદર વગેરે સંત ઓલિયાનાં સ્થાનક છે. પ્રભાસપાટણમાં ત્રિવેણી સંગમ ઉપર ભગવાન શ્રી કૃષ્ણના દેહોત્સર્ગ ઉપરનો તુલસીક્યારો આવું જ વીર સ્મારક છે.

મરણ સ્થાને જ વીરગતના પાળિયા મૂકાયા હોય તેવા ભૂઅડ ચાવડાનો પાળિયો ભૂઅડ કચ્છમાં, લાખા ફૂલાણીનો આટકોટમાં, વાછરા સોલંકીનો કોળિયામાં, નાગજુર્ન જેઠવાનું મસ્તક ઢાંકમાં, મોખડાજી ગોહિલનો પિરમબેટમાં, હમીરજી ગોહિલનો સોમનાથના પટાંગણમાં, અજાજી, જશો વજીર તથા નાગડા વજીરનો ભૂચર મોરીમાં, અજા જામનાં પાળિયા પાસે તેની પાછળ થયેલ સતીનો પાળિયો અને ઉપર દહેરું છે. તોગાજી સોઢા અને જામ રાયસંગજી શેખપાટમાં, રાણા રામદેવજીનો સુદામા મંદિરમાં, જેઠવા હોથીજીનો છાયાગઢમાં, મહેર જેતમાલ બગેજ, નાથો મોઢો હાથલા, કાઠીભા, રાવજાદા ડેવડા ને નાના સાહેબની સમાધિ શિહોરમાં છે.

જેની રણખાંભી ખોડાયેલ હોય તેવામાં રખાયત બાબરિયાની ખાંભી મોટા કાલાવડના વડ નીચે,



(અજાજી અને બીજા જોદ્ધાઓના પાળિયા : ભૂચરમોરી : ફોટો : મણિભાઈ વોરા)

સૂળ માણેકની ખાંભી વાછોડા પાસે, વેગડા ભીલની સોમનાથમાં, સાઠ જેટલા મૈયા રાજપૂતોની કનડા ડુંગર ઉપર, અને ખીમરાની ખાંભી રાવલના પાદરમાં છે.



(નાગાબાવાની લાંઠ : ભૂચરમોરી સ્કેચ : ગરચર—પોરબંદરી)

માછરડા ઉપર અંગ્રેજ કેપ્ટનની કબર, અંજારમાં મેકમર્ડોની કબર અને પોરબંદરમાં બેલેન્ટાઈનની કબર છે, જે એ વખતના અહીંના મહાન અંગ્રેજોનું સ્મારક છે.

વઢવાણમાં રાણકદેવી, જામનગર નાગનાથ પાસે સતીઓ, હળવદની સતીઓ અને શૂરાપૂરા ધ્યાન ખેંચે તેવાં છે. ભૂચરમોરીના સં. ૧૬૪૮ શ્રાવણ વદ ૮ ના પાળિયા અને બાદશાહી સરદારોની સાત કબરો, હળવદની પાળિયા ભૂમિમાં અરજણજીનો પાળિયો સોળમી સદીનો, ઔદિચ્ય સતીના પાળિયા અઢારમી સદીના તથા ચૌહાણ, ચૂડાસમા, ગોહિલ, પરમાર, સોલંકી, વાઘેલા, કોઠારી જેવી અટકો વાંચવા મળે છે. આ અટકો રાજપૂતોની તેમ મોચી (જન-શાળી) ની પણ છે. કોઈ ગઢમાં કે મહેર ગરાસિયાના ફળિયામાં શૂરાપૂરા આતાનો પાળિયો મૂકેલો હોય છે. મોટા કાલાવડ પાસે ગજુભાની આંબરડીમાં દરબાર—



(ખીમરાની ખાંભી : રાવલ – જિ. જામનગર : ફોટો : નરોત્તમ પલાણ)

ગઢના એક ઓરડામાં ગજાભીની રૂપાની ખાંભી સ્થાપેલ છે, પોરબંદરના કલાગુરુ માલદેવભાઈના ફળિયામાં કેશવાલા રાણા ફોજદારનો કલાત્મક ખાંભો ઊભો છે.

o o o

દેવમંદિર કે એવાં ધર્મના સ્થાનો બંધાવી આપનાર કે જિર્ણોદ્ધાર કરાવી દેનારના પાળિયા પણ જે તે ધર્મસ્થાનમાં માનથી મૂકાય છે. શ્રેષ્ઠિ કે રાજદંપતિની સ્મારક પ્રતિમાઓ પણ આંગણામાં મૂકાતી. કુછડી ખીમેશ્વરમાં આવો યજમાન દંપતીનો પાળિયો છે. સંવત ૧૨૬૨ના વિસાવાડા સિદ્ધનાથ મંદિરમાં રાણા સિંહ વિક્રમાદિત્ય સાથે રાણા વિક્રમાદિત્યની મૂર્તિ પણ આવું જ સ્મારક છે. આણ



(યજમાન દંપતિનો લેખયુક્ત પાળિયો : મંદિરના પટાંગણમાં – ભીમેશ્વર (પોરબંદર)

દેલવાડાનાં દહેરાંમાં વિમલવસહી અને લૂણવસહીની અશ્વશાળાઓમાં વિમલશાહ, વસ્તુપાલ, તેજપાલ અને કુટુમ્બીજનોની એ સમયની આરસની હાથી ઉપર મૂર્તિઓ છે. પોરબંદર ઝુંડેશ્વરમાં સુંદરજી સોદાગરનો આવો પાળિયો છે.

કોઈ સ્થળે કીર્તિસ્તંભરૂપે પાળિયા મૂકેલા હોય છે જેને 'ગોવર્ધન' કહે છે. પાળિયા અને ગોવર્ધન વચ્ચે મહત્ત્વનો તફાવત પાળિયા એક બાજુ કંડાર પામે છે. જ્યારે ગોવર્ધન ત્રણ કે ચારે બાજુ કંડારેલા હોય છે. મૂળ ગોસેવા અર્થે મૂકેલા આ નાના સ્તંભો જણાય છે. રાજપુતાનામાં આવા ગોવર્ધનો મૂકાવાની શરૂઆત થયેલી છે. ગાયોનું રક્ષણ કરનારનો ગોવર્ધન મૂકાતો પછી કોઈ પણ વીરકર્મની યાદમાં તે મૂકાવો શરૂ થયો. સૌરાષ્ટ્રમાં આવા ગોવર્ધનો સામાન્યત: પાળિયા જેવડા જ અથવા ક્યાંક ઓછી ઊંચાઈના છે. પાયામાં વધારે ઊંડા બેસાડેલા આ ખાંભાઓનો ઘાટ ચોરસ પાટડા જેવો હોય છે. ઉપર શિખર કે મટનો ઘાટ કાઢવામાં આવે છે. ત્રણ અથવા ચાર બાજુ કંડારકામ હોય છે. એક બાજુ યશસ્વી વીર અથવા વીરયુગલ, બીજી બાજુ સૂર્ય, ચંદ્ર, ગાય, અશ્વ, સિંહ કે સ્વસ્તિક જેવું મંગલ ચિહ્ન, ત્રીજી બાજુ શિવલિંગ, ગણેશ, વિષ્ણુ કે એવા દેવ



(સુંદરજી સોદાગર : યજમાન–પાળિયો : ઝુંડેશ્વર–(પોરબંદર) ફોટો : નરોત્તમ પલાણ)

અને ચોથી બાજુ હોય તો શિવલિંગની પૂજા કરતો (શિવલોકને પામેલો) વીર દશ્યમાન બનેલો હોય છે. ઘણે સ્થળે આવા 'ગોવર્ધન' એક જ બાજુ કંડાર પામેલા જણાય છે. કેશોદ પાસે ગાંગેચામાં એક જ બાજુ કંડાર પામેલા ગોવર્ધન છે. કોઈ 'ગોવર્ધન' માત્ર એક બાજુ એક લેખ જ—પ્રશિસ્ત લેખ—ધરાવતો હોય છે. મંડોરના ટીંબા ઉપર આવો માત્ર પ્રશસ્તિ લેખ જ ગોવર્ધન તરીકે છે. પ્રભાસપાટણના ભાલકાતીર્થમાં કુંડ વચ્ચે આવો 'ગોવર્ધન' છે તેને મથાળે શિખરને બદલે નંદીનું શિલ્પ જોવા મળે છે. ધૂમલી સોન કંસારીનો ગોવર્ધન લેખયુક્ત સુંદર -શિલ્પવાળો છે. આ ઉપરાંત ઘણે સ્થળે આવા ગોવર્ધન જોવા મળે છે.

o o o

આપણા દેશે પ્રાચીન કાળમાં વીરસ્મારક તરીકે પાષાણની લષ્ટિ–લાઠ ઊભી કરવામાં આવતી. આવી બ્રાહ્મીલિપિવાળી લષ્ટિઓ કચ્છ–અંધૌમાંથી, ઓખા મંડળ દ્વારકામાં અને દક્ષિણ સૌરાષ્ટ્રે દ્રોણેશ્વર પાસે મળેલી છે. લષ્ટિઓ રાજઅમલ સૂચવતી કે ધર્મઆજ્ઞા સૂચવતી કે કોઈએ પરમાર્થ કરેલા વીર-

કાર્યને બિરદાવતી જણાય છે. સંભવ છે શરૂઆતની આવી કોતરણુ વિનાની લાઠમાંથી જ આજનો પાળિયો ઉતરી આવ્યો હોય. કોતરણુ વિનાની લાઠ, પછી માત્ર પ્રતીક, સૂરજચંદ્ર કે પાળો સૈનિક, પછી સ્હેજ અલં-



(સૂરજ–ચંદર અને સતીના બે હાથ
સ્કેચ : ગરચર પોરબંદરી)

કાર–સતીનો હાથ વગેરે, નીચે લખાણ અને છેલ્લે અશ્વારોહી પુરુષ, ચૂડીવાળો સતીનો હાથ, અન્ય સુશોભનો આવું કંઈક પાળિયાનું પગરણુ કાઢી શકાય.

પાળિયા રૂપી સ્મારકો લગભગ સારાએ ભારત વર્ષમાં વધતા ઓછા તેમજ વિવિધરૂપે દેખાય છે. રાજપૂત યુગનો પ્રભાવ જે દેશે વિશેષ પડયો ત્યાં આ સામંતશાહી સ્મારકો વધારે સંખ્યામાં સ્થપાયાં છે. ઉત્તર તેમજ પૂર્વભારતમાં પાળિયા ભાગ્યે જ નજરે પડે છે; રાજસ્થાન, કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, મધ્યપ્રદેશ અને દક્ષિણમાં ખાસ કરી કર્ણાટકમાં પાળિયા ઘણાકાળથી આજ પર્યંત સ્થપાતા રહેલ છે. તામિલનાડુમાં ચોથી સદીથી આજ સુધીનાં 'નડુકલ' છે. કર્ણાટકમાં છેક બીજી સદીથી 'સ્મારક પથ્થરો' મૂકાતા હોવાનું સાંભળ્યું છે. રાજસ્થાનમાં સાતમી સદીનો સતીનો પાળિયો અને નવમી સદીનો સતીસ્તંભ મળ્યા છે. સતીની દેવકુલિકાઓ પણ ઘણા સમયથી છે. આબુ આસપાસ દશમી અગિયારમી સદીના વીર સ્મારકો છે. સૌરાષ્ટ્રમાં અગિયારમી સદીના પાળિયા સંગ્રહસ્થાનોમાં છે, બારમી સદીના પાળિયા ધૂમલીમાં જોયાનું કર્નલ ટાડ લખે છે, હાલ તેરમી સદીના પાળિયા મોજુદ છે. એ સમયના 'નડુકલ' અને 'પાળિયા'માં વીરપુરુષની મૂર્તિ પાસે તેને પ્રિય વસ્તુ પણ કંડારેલ જોવા મળે છે, જેવી કે નાળચાવાળું મદ્યપાત્ર, આરસી, અફીણનો દાબડો વગેરે. રબારી વીરગતને ઊંટ ઉપર બેસાડી હાથમાં હથિયારને બદલે હુક્કો પણ મૂકેલ છે.

તેરમી–ચૌદમી સદીના શૂરવીરોની ખાંભીઓ તથા દેવડીઓમાં સોલંકી વાઘેલાયુગનાં ચિહ્નો જોઈ શકાય છે. આ સમયના ઘણા પાળિયા સૌરાષ્ટ્રમાં છે. સોળમી સદીના પાળિયા કંઈક ઓછા દેખાય છે. સત્તરમી–અઢારમી સદીમાં વળી તેનું પ્રમાણ વધેલું છે, વિશેષ સમૃદ્ધ શિલ્પ પણ આવ્યું છે. ઓગણીસમી સદીમાં તો પાળિયાઓની સંખ્યા બહુ વધી, શાંતિના જમાનામાં સૌને પોતાના શૂરધન સ્મરવાની ફુરસદ મળતી હોય છે. વર્ષો પહેલાં મરેલા પિતૃઓને આ સમયે યાદ કરી પાળિયા મૂકાયા છે.

પાળિયાના લખાણમાં સંવત વર્ષ પક્ષ તિથિ હોય છે, ઘણે સ્થળે વાર હોતો નથી. જે રાજાનું રાજ હોય તેનું નામ પણ લખાય છે, ગામનું નામ, મરનારનું નામ અને મરવાનું કારણ દર્શાવાય છે. –'ધારા તીરથ પામ્યો', 'વારમાં કામ આવ્યા', 'ગોપની વારે કામ આવ્યા,' 'ધીંગાણે મરાણા', 'પ્રાણત્યાગ કર્યો,' 'નો પાઓ માગે છે,' 'નો પાળિયો છે,' 'નો ખાંભો છે,' 'હરિચરણ પામા તેનો પાવલીઓ છે,' 'ચોર પગલું થઉં,' 'સુહાગ–રાખણ,' સહગમન થીઆં' 'પતિવ્રતા પરલોકવાસી થઈ.' 'સત ચડયાં, અમુક પુરુષની 'પત્ની' અમુક પુરુષની' 'પુત્રી,' અમુક 'દેવી' 'ઉગમતા' એવાં લખાણો હોય છે.

o o o

આજે પણ પાળિયા મૂકવાની પ્રથા ચાલુ છે, નવા મૂકાતા જાય છે તેમ જૂના તૂટતા, ઊખડતા જાય છે. જૂના માર્ગો ઉપરના વખંભર પાળિયા સમૂહોની હવે કોઈ સંભાળ લેતું નથી, ધીરે ધીરે

એ પાળિયાની સાથે ઈતિહાસ પણ નાશ પામી રહ્યો છે. જૈન લેખકોએ જ ઈતિહાસ સાચવ્યો છે તેમ કહેનારા ભૂલી જાય છે કે કચ્છ સૌરાષ્ટ્ર જેવા પ્રદેશનો ઈતિહાસ પાળિયામાં સંગ્રહાયેલો છે. પ્રાચીન ઈતિહાસને પ્રગટ કરવાના પ્રયત્નો થયા અને થાય છે પણ સર્વત્ર પડેલા પાળિયાની વાચના કરવાનો યત્ન કેટલાએ કર્યો? કચ્છ-સૌરાષ્ટ્રનો મધ્યકાલીન ઈતિહાસ, લોકસાહિત્ય પાળિયામાં છે. ઓગણીસમી સદી સુધીના પાળિયા એ ઈતિહાસ બોલી રહ્યા છે, કાન હોય તે સાંભળે. પરમ સુખ, માનવજીવનનો ધર્મ બીજાઓનો સંતાપ દૂર કરી, શાતા અર્પી જીવી જવું તે જ છે. સનાતન મૂલ્યો માટે સંત, સતી, શૂરે જીવ કુરબાન કરી જે પવિત્ર ગાથા રચી તે પાળિયા છે, વીરપૂજા એને સન્માનવાની ભાવનાનો પડઘો છે. આ ધરતીનાં હીર અને ખમીરનો અવતાર પાળિયા છે, એની વંદના પિતૃઋણ અદા કર્યાનો સંતોષ અર્પે છે, માતૃભૂમિનો પ્રેમ જાગૃત થાય છે અને સ્વ. કવિ ત્રિભુવન વ્યાસની પંક્તિ ઊછળી આવે છે:

ઠામ ઠામે ઊભા સ્તંભ પુકારતા
 શૂરના વીરની ગાથ વરણી,
ભારતી ભોમની વંદ્ય તનયા વડી
 ધન્ય હો ધન્ય સૌરાષ્ટ્ર ધરણી.

'વીરપૂજા'નો આ લેખ મારી જીવનભરની ટપકાવેલી મૂડી છે, એની અનેક છૂટી છૂટી નોંધરૂપી પાંખડીઓને એકત્ર કરી, પુષ્પમાળ બનાવી દેવાનું શ્રેય મારા યુવાન સાથી ભાઈ નરોત્તમ પલાણને જાય છે. શ્રી જયમલ્લભાઈ પરમાર ને શ્રી નરોત્તમ પલાણ ન હોત તો આ વીરપૂજા કરવાનું ભાગ્ય પ્રાપ્ત ન થાત. એ બેય સ્નેહીજનોનો આભાર.

[ આ લેખમાંનો શરૂઆતનો બ્લોક અને વહાણના પાળિયાના રેખાંકનનો બ્લોક એમ બે બ્લોક વાપરવા દેવા માટે 'કુમાર કાર્યાલય' (અમદાવાદ)ના આભારી છીએ. સં. ]

*

## વાંકાનેરના પાળિયા

વાંકાનેર અને એનાં ગામડાંઓમાં ઠેર ઠેર સેંકડો પાળિયા હજુએ ખોડાયેલા પડયા છે. ખુદ વાંકાનેરમાં ગામમાં મસાણિયા હનુમાનવાળી શેરીના એક વંડામાં ઢેલાબંધ પાળિયા જળવાઈ રહ્યા છે. એમાંનો એક પાળિયો વાંકાનેર રાજ સરતાનજીનો ઘણું કરીને છે. સીમાડાની તકરારમાં હળવદના ઝાલા રાજ અમરસિંહ વાંકાનેરના ઝાલા રાજ સરતાનજી ઉપર ચડી આવેલ. એમાં સરતાનજી ખપી ગયેલા તેનો પાળિયો છે. એ ધીંગાણામાંથી ઘાયલ થયેલ એક રજપૂત જુવાનને ઘોડો પાછો ઘેર લાવેલો. માએ એ જુવાનને જાકારો દીધો કે સરતાનજી રણમાં પોઢયા ત્યારે તું કેમ જીવતો પાછો આવ્યો? આ ઘાયલ જુવાન ફરી પાછો ફર્યો ને હળવદના વિજયી પાળ માથે ત્રાટકીને પછી રણમાં વેતરાઈ ગયો. એનો પાળિયો પણ આ વંડામાં હોવા સંભવ છે

વાંકાનેરના દરબારગઢ સામેની હવેલીમાં દાખલ થતાં ખડકીના બારણા પાસે જ એક બ્રાહ્મણનો પાળિયો હતો. રાજ તરફથી હાલાકી થતાં ગળે ફાંસ ઘાલીને એણે ત્રાગું કરેલું.

વાંકાનેર ગામમાં જ છૂટા છવાયા પાળિયા શેરિયુંમાં દટાઈને પડેલા. વાંકાનેરના પાધરમાં અને ધોળેશ્વર ડુંગરની ધકમાં પાળિયાની હારમાળા પડી છે. ત્યાંથી બે એક માઈલ છેટે રાતીદેવળી ગામે તો ગરાસિયાનાં દીકરીને પરાણે ઉપાડી જવા આવેલ પાળ સામે ગામને પાધર પડાવ નાંખીને પડેલા વણઝારાની આખી પોઠય હાથ પડયું એ સાધન લઈ પાળની સામે થયેલ અને ખપી ગયેલ. એમાં કોંક હરિજનો પણ કામ આવી ગયેલ. એ બધાના પાળિયા આજે ય સત્ ધરમને કાજે ખપી જનારાની સાખ પૂરે છે. વાંકાનેરના ખેરવા ગામે સુપ્રસિદ્ધ અરસીવાળાની ખાંભી છે. જડેશ્વર મહાદેવની જગ્યામાં પણ રહેલા પાળિયા સંશોધન માગે છે. આવા તો વાંકાનેર પંથકમાં અસંખ્ય પાળિયા છે. એક કાળે આ વાંકાનેરમાં મહિયાઓનું રાજ્ય હતું. ડુંગરાઓ વચાળે પડેલો એનો જૂનો ટીંબો ઈતિહાસના અનેક ગૂંચળાં ઉકેલી આપશે. —વાંકાનેરી

# પાળિયાની વિભાવના

નરોત્તમ પલાણ

'इदम् पितृभ्यो नमः ।' કહીને ઋગ્વેદે પિતૃ-પૂજાની ભાવના ઉચ્ચારી છે. દશમા મંડળનું આખું અઢારમું સૂક્ત 'પાળિયા' ની ભાવના અને સ્થાપનાનાં મંત્રો આપે છે. પ્રથમ મંત્રમાં સંતાન અને વીરોની રક્ષા કરવાનું કહેવાયું છે. ચોથા મંત્રમાં મૃત્યુને રોકવા માટે, ચિરંજીવ રહેવા માટે પથ્થરની આડ કરવાનો નિર્દેશ છે. દશમા મંત્રમાં દેહ જેણે છોડયો છે એવા આત્માને–મૃતકને 'પૃથ્વી પાસે જાવ તે જ તમારી









૧– આદિકાળનું પિતૃપૂજા સ્થાન, ૨–પ્રાગતિહાસિક, ૩–મૌર્યકાલીન શરૂઆતનો સ્તૂપ

સંભાળ રાખશે' એમ કહી અગિયારમા મંત્રમાં 'માતા પોતાના પાલવથી પુત્રની રક્ષા કરે તેમ પૃથ્વી મૃતકની (તેની સ્મૃતિ સાચવીને) રક્ષા કરશે' એવું સૂચન છે. બારમા મંત્રમાં મૃત્યુ પામેલાને 'સ્તૂપના આકારમાં પાછા આવો' એવી પ્રાર્થના છે. તેરમા મંત્રમાં અસ્થિ–કુંભને માટીમાં દાટી તેની ઉપર પથ્થર ઊભો કરવાનો આદેશ છે.

મૃત:પિતૃ ઉપર ઊભો થયેલો આવો પથ્થર પિતૃસ્વરૂપ બની સંતાનોનું અને સમાજનું રક્ષણ કરશે, એવી ભાવના આ આખા સૂક્તમાં જોઈ શકાય છે. ઋગ્વેદમાં 'પાળિયા' માટે 'સ્થૂણા' શબ્દ છે. 'एतां स्थूणां पितरो धारयन्तु (૧૦–૧૮–૧૩) 'સ્થૂણા' શબ્દ ઉપરથી સ્તંભ, ખંભ, ખાંભી, એવા શબ્દો આવેલા છે. યાસ્ક પોતાના નિરુક્ત ૧–૧૨ માં ખૂંપવાની–ખૂંચવાની ક્રિયા જેમાં છે એવા અર્થમાં 'સ્થૂણા' શબ્દ સમજાવે છે. 'પાળિયો ખોડવો'માં 'ખોડવું' આ શબ્દની ક્રિયા છે. ખૂંટ, ખૂંટી, ખાંભો તેમજ માથામાં નાખવાનો ખૂંપ, ખૂંપી, ખૂંપો અને થંભ થાંભલી જેવા શબ્દો 'સ્થૂણા' નો પરિવાર છે.

આપણે ત્યાં પાલક, પાળો, પાલ, પાદચિહ્ન, પદાતિ, પુષ્કલકઃ ઉપરથી 'પાળિયો' શબ્દ આવ્યાના અનુમાનો થયા છે; 'જોડણી કોશ' સંસ્કૃત શબ્દ 'પાલિ'નું 'પ્રશંસા' ગ્રહણ કરી 'પ્રશંસા ચિહ્ન' એવો અર્થ આપવા પ્રેરાય છે, પરંતુ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ આમાંનો એક પણ શબ્દ 'પાળિયો' જન્માવી શકે તેમ નથી. 'પાલક' શબ્દ 'પાળિયા'ના મૂળમાં જરૂર છે પણ 'પાલક' ઉપરથી 'પાળિયો' વ્યુત્પન્ન થઈ શકે નહિ.

સંસ્કૃતમાં 'પાલક' માટે એક બીજો શબ્દ છે : 'पालयितृ' કાલિદાસે રઘુવંશ ૨–૬૦ તથા ૮–૩૨ માં બે વાર આ 'पालयितृ' શબ્દ વાપરેલો છે. 'पालयितृ'માંથી જ 'પાલિયઉ' અને 'પાલિયો' 'પાળિયો' શબ્દ આવેલ છે. 'પાળિયા' માટે ગુજરાતમાં જુદી જુદી કોમો પારો, પોરસો, પાવરિયો, પાવલિયો, સર, ચીરો, કાંકરો વગેરે જે શબ્દો યોજે છે તેને તળપદી વિશિષ્ટતા જ સમજવી રહી.

ઋગ્વેદમાં 'પથ્થરની પાળ' બાંધવાની જે વાત છે તેમાં સ્તૂપનું આદિરૂપ સચવાયેલું છે. મૃતકના અસ્થિને દાટી તેની આજુબાજુ પાણાની નિશાનીઓ મૂકવામાં આવતી, આ પછીના કાળમાં તેને




૨– વીર સ્મારક (ઠેશ). ૨–ખાંભી (ઈ. સ. પૂર્વે). ૩–ખાંભો અથવા સાદો પાળિયો (ઇ. સ.ની શરૂઆત)

સ્હેજ વર્તુલ સ્વરૂપ મળ્યું અને ધીરે ધીરે મૌર્યકાલીન સ્તૂપના પૂર્વજ જેવો સાદો સ્તૂપ અસ્તિત્વમાં આવ્યો. આ સાથે જ જે બીજી પરંપરા હતી તે મૃતકની માટી ઉપર એક પથ્થરની નિશાની રૂપ 'ઠેશ'ના સ્વરૂપની જણાય છે, જેમાંથી 'ખાંભી', કંઈક ઠીક કરેલો ચોરસ ખાંભો અને ઈ. સ. ની શરૂઆતમાં 'પાળિયો' ઊતરી આવ્યો છે.

મૃત્યુના સ્મારક તરીકે સ્તૂપ અને પાળિયાની ગંગોત્રી એક છે. મહાભારત વનપર્વમાં અન્ત્યવિધિ ઉપર 'યૂપ–ચૈત્ય' મૂકવાનો નિર્દેશ છે. 'યૂપ' સ્તંભ, ખાંભી, પાળિયાનો પર્યાય છે. 'ચૈત્ય'–દાબડાના આકારનું છે, જેમાં કે જેની નીચે મૃતઃપિતુના અસ્થિ આદિ મૂકી, પૃથ્વીમાં કે પૃથ્વી ઉપર મુકવામાં આવતું, આજે ગુજરાતના આદિવાસીઓ મૃતઃપિતૃનું 'રહેઠાણુ' સર્જે છે તેમ. ભારતમાં આવા સ્તૂપ અથવા ચૈત્ય ભગવાન બુદ્ધ (ઈ. સ. પૂર્વે છઠ્ઠી સદી પહેલાં હોવાનું ફાધર હેરાસ 'ધ મેગાલિથિક ટૃમ્સ એન્ડ ધ ઈન્ડસ વેલી સિવિલિઝેશને 'ઈન્ડિઅન હિસ્ટરિ કોંગ્રેસ' વો. ૧૫ (૧૯૫૨)માં નોંધે છે.

○ ○ ○

જગતની લગભગ દરેક સંસ્કૃતિમાં મૃત્યુનું સ્મારક મૂકવાની પ્રથા છે. ઇજિપ્તના પિરામિડો અને બેબિલોનના હમુરાબીના શિલાખંડો સૌને જ્ઞાત છે; પરંતુ આજના પાળિયાના સ્વરૂપનો પાળિયો ઈ. સ. પૂર્વે દશમી સદીનો, દક્ષિણ સ્વીડનના 'કિવિક' નામના વિશાળ કબ્રસ્તાનમાં આવેલો છે, જેમાં વીર યોદ્ધો રથદ્વારા પરલોકને પ્રાપ્ત કરતો દર્શાવાયો છે. ભારતમાં સૌથી પ્રાચીન પાળિયા તામિલનાડુ તથા



૩– ઇ. પૂર્વે ૧૦મી સદીનો દક્ષિણ સ્વીડનના કબ્રસ્તાનમાં આવેલો રથયુક્ત પાળિયો (ડિકશનરી ઓફ આર્કયોલોજી'માંથી પ્રતિકૃતિ : પલાણ)

કર્ણાટકમાં આવેલા મનાય છે. ઈ. સ. ની ચોથી સદીના પાળિયા, જેને તમિલમાં 'નદુકલ' કહે છે, હાલ પ્રાપ્ત હોવાનું શ્રી આર. નાગસ્વામી 'જર્નલ ઓફ ઈન્ડિઅન હિસ્ટરિ' ઓગસ્ટ '૭૩ માં જણાવે છે. આ જ સમયના પાળિયા કર્ણાટકમાં પણ છે, કન્નડમાં 'પાળિયા' માટે 'વીરકલ્લુ' શબ્દ છે. આ 'કલ્લુ'

ખાંભી માટેનો કન્નડ શબ્દ છે. જ્યારે તમિલ 'નદુ-કલ' સંભવતઃ 'વિષ્ણુધર્મોત્તર'માં મૃત્યુના 'સ્મારક' અર્થે વપરાયેલ 'એડૂક' શબ્દ ઉપરથી આવેલો છે.

O O O

કચ્છ અને સૌરાષ્ટ્ર છેલ્લા પાંચ હજાર વર્ષની સંસ્કૃતિ ધરાવે છે. ભગવાન શ્રીકૃષ્ણના અગ્નિસંસ્કારની અનુશ્રુતિનો ઉલ્લેખ કરીએ તો પ્રભાસ પાટણમાં ત્રિવેણી સંગમ તુલસી પરનો કયારો આ પ્રદેશનું સૌથી પ્રાચીન મૃત્યુ સ્મારક છે જ્યારે પુરાવશેષની દૃષ્ટિએ સૌથી પ્રાચીન, દ્વારકા પુસ્તકાલયમાં સંગ્રહાયેલી ઈ. સ. ૩૧૦ની 'મિત્રની રક્ષા ખાતર વાજિકનો પુત્ર મરાયો'નું ઉદાત્ત સ્મરણ સાચવી રાખતી લાંઠ છે. આ પછીના લગભગ એક હજાર વર્ષના સમયાંક્તિ એક પણ લાંઠ, ખાંભી કે પાળિયા સૌરાષ્ટ્રમાં પ્રાપ્ત નથી.

પાળિયાનો બીજો દોર શરૂ થયો તેમાં શિલ્પની દૃષ્ટિએ સપ્રમાણ પાળા ઈ. સ. ની દશમી—અગિયારમી સદીના જણાય છે, જ્યારે સ્પષ્ટ કાળનિર્દેશ કરતા પાળિયા ઈ.સ.ની બારમી સદીથી નજરે ચડે છે. ઘૂમલીનો ઈ. સ. ૧૧૮૫ દર્શાવતો ગોવર્ધન પાળિયો અને ઈ. સ. ૧૨૬૭નો લાઠોદરાથી પ્રાપ્ત 'યુદ્ધમાં લડતાં ઠક્કર પ્લવંગ મરાયો'નો પાળિયો, સમયાંક્તિ પાળિયામાં હાલ સૌથી પ્રાચીન ઠરે છેઃ

આ સ્થાને પાળિયાની સામાન્ય કલ્પના—concept અથવા વિભાવના સ્પષ્ટ અને નિશ્ચિત સમજી લેવી ઘટે કે પાળિયો મૃતઃપિતૃનું સ્થાપન છે, પૂજાર્થે રચાયેલું માત્ર મૃત્યુ સ્મારક છે; આથી સ્પષ્ટ છે કે 'મૃત્યુ સ્મારક' વિનાની પાળિયા, ખાંભી કે લાંઠ આકારની શિલાઓ પાળિયાના વર્ગમાં આવી શકે નહિ. 'પાળિયો' શબ્દની પાછળ પાલયિતૃ—પાલકરક્ષક એવો ભાવ રહેલો છે પણ તેનો વિસ્તાર 'મૃત્યુ પામેલા પિતૃ દ્વારા થતું રક્ષણ' એટલો જ માત્ર છે. અથવા મૃત્યુ-પામેલા, પ્રજાનું પાલન કરનારા પિતૃ જે હાલ પાળિયા સ્વરૂપે રહેલા છે તેથી જ 'પાળિયો' રક્ષક એમ સમજવાનું છે, આથી જરજમીનની રક્ષાર્થે મૂકાયેલા પથ્થર પાળિયા નથી. વળી જે લાંઠ મૃત્યુ વિના, રાજ્યની હદ દર્શાવવા કે કોઈ વિજયની યાદમાં કે એવા કોઈ કારણસર, ઊભી થયેલી હશે તેને પાળિયામાં ગણી શકાશે નહિ., આવી જ રીતે ગધેગાળના ખાંભા કે ગોવત્સાંક્તિ શિલાઓની ગણના પણ પાળિયામાં થઈ શકે નહિ ગધેખાંભો કે ગાયવાછરડાવાળી શિલાઓ કોઈના મૃત્યુનું સ્મારક નથી તેમજ એનો કોઈ પૂજાવિધિ નથી, અતઃ ખરેખર તો એ એક પ્રકારના શિલાલેખો, દાનપત્રો કે આજ્ઞાપત્રો છે. યજમાનનો કે યજમાન દંપતિના શિલાખંડનો વિચાર પણ અહીં જ કરી લેવો ઘટેઃ મંદિરમાં કે મંદિરના આંગણામાં મળતો મંદિર બંધાવનાર કે પુનરુદ્ધાર કરનાર દાતાનો શિલાખંડ પિતૃના મૃત્યુનું સ્મારક નથી એટલે એનો સમાવેશ પણ પાળિયામાં થઈ શકે નહિ.

આપણે ઉપર જોયું કે ખાંભી અને પાળિયા ઋગ્વેદના 'સ્થૂણા'નો જ પરિવાર છે. 'સ્થૂણા'માં જે શબ્દ અને ભાવ છે તે બન્નેનું સામ્ય 'ખાંભી'માં સચવાયેલું છે, જ્યારે 'પાળિયા'માં 'સ્થૂણા'નું ભાવગત સામ્ય છે, મતલબ કે ખાંભી અને પાળિયામાં સ્વરૂપ સિવાય કશો જ તફાવત નથી, બન્ને મૃત્યુના સ્મારકો છે, બન્ને પૂજાસ્થાનો છે. હવે ખાંભી આકારના જે પથ્થરમાં દાન દીધાની કે આજ્ઞા કર્યાની યા સોગંદ દીધાની હકીક્ત હોય તેને પિતૃ સાથે સંબંધિત કેવી રીતે ઘટાવી શકાય? અહીં બીજી હકીક્ત એ ધ્યાનમાં રાખવા જેવી છે કે પાળિયા પિતૃપૂજાનો અવશેષ છે, પાળિયાની પૂજા થાય છે, તિથિએ એને જુવારવામાં આવે છે, એટલે કે પાળિયા પિતૃના મૃત્યુનું સ્મારક અને તેથી પૂજાનું સ્થાન છે. હવે જે કોઈ પથ્થર માત્ર મૃત્યુનું સ્મારક હોય તેને પાળિયાના વર્ગમાં મૂકી શકાશે નહિ. ઘોડા, ગધેડાં કે કૂતરા જેવા વફાદાર પ્રાણીઓ ઉપર મૂકાયેલા સ્મૃતિ પથ્થર, મૃત્યુનું સ્મારક છે પણ તેની પૂજા થતી નથી, તે પિતૃપૂજાના વર્ગમાં નથી એટલે તે 'પાળિયા'ની સામાન્ય વ્યાખ્યામાં આવી શકશે નહિ. જ્યારે બીજી બાજુ નાગ અને હનુમાન એના મૂળમાં પિતૃપૂજાનાં સ્થાનકો જણાય છે. ઘણા પ્રાચીનકાળમાં પિતૃસ્વરૂપે 'પાળિયા'ના રૂપમાં નાગ અને હનુમાનની પૂજા શરૂ થઈ હશે, આજ એવી પ્રજાનો

લોપ થતાં દેવતા સ્વરૂપે તેમની પૂજા ચાલુ રહી છે.

o o o

ઉપરોક્ત વિભાવનામાં આવી શકે તેવા પાળિયાનું વર્ગીકરણ, માન્યતાને આધારે નહિ પણ સંવત સહિત જે પાળિયો વાંચી શકાયો છે તેના ઉદાહરણને આધારે કરીએ તો (૧) કુદરતી મોતે મરેલાનો પાળિયો ભાવનગરના રુવાપરી માતાના મંદિર પાસે "વિ. સં. ૧૫૫૩ ગોધામાં બાદશાહ મહમૂદનું રાજ્ય હતું ત્યારે સુતાર રુડાના દીકરા શામળનો પાળિયો." માંડયો. (૨) યુદ્ધમાં વીરગતિ પામેલાનો પાળિયો જૂનાગઢ પાસેના વંથલી ગામે "વિ. સં. ૧૪૬૯ મેગળદેવનું રાજ્ય હતું ત્યારે તુરક સાથેના સંગ્રામમાં બારડ નવધણનો દીકરો લુંભો મરાણો." (૩) ગામનું રક્ષણ કરવા જતાં મોતને ભેટેલાનો પાળિયા પ્રભાસ પાટણમાં "વિ. સં. ૧૪૬૨ મુસલમાનોની સામે સોમનાથ પાટણને બચાવવા જતાં વહોરા જ્ઞાતિનો ફરીદ મરાયો." (૪) ગાયોની વારે ચડી સ્વર્ગે સિધાવેલ વીરનો પાળિયો રાજુલા પાસેના વાવેરા ગામે 'વિ. સં. ૧૫૧૪ વાળા પીઠાસુત વાળા જયતા ગાય વારતાં ધારાતીરથ મરાણા." (૫) સ્ત્રી બાળક આદિના રક્ષણ માટે મરાયોનો ખંડિત થઈ ગયેલો પાળિયો બેટ શંખોદ્ધારમાં "વિ. સં. ૧૧૦૨ (?) મુલતાની દાલણની સાથે સ્ત્રી બાળક આદિની રક્ષા સારુ યુદ્ધ કરતાં રાણા વિક્રમસિંહનું મૃત્યુ થયું." (૬) સતીના પાળિયા (અ) કુદરતી મોતે મૃત્યુ પામેલ પતિ પાછળ સતી થયેલી સ્ત્રીનો પાળિયો વાંકાનેરમાં "વિ. સં. ૧૬૭૯ મહારાણા રાયસંઘજીના કુંવર સરતાનજી મૃત્યુ પામતાં પ્રાણુવંતી સતી થઈ." (બ) યુદ્ધમાં વીરગતિ પામેલ કંથ પાછળ સતી થયેલી સ્ત્રીનો પાળિયો હળવદ તાલુકાના માથક ગામે "વિ. સં. ૧૬૬૭ ચંદ્રસિંહજીના રાજ્યમાં કુંવર ભોજરાજ યુદ્ધમાં વીરગતિ પામતાં તેમની સ્ત્રી વહાલબા સતી થયાં." (ક) લોકનિંદાને જૂઠી ઠરાવવા સતી થયેલી સ્ત્રીનો પાળિયો બરડા પ્રદેશમાં ડેરવાવે "વિ.સં. ૧૬×× ×××× જાહલ સતી થયાં." (૭) બે જૂથ વચ્ચે ઝઘડો થતાં બાખડી મરેલા બેય પક્ષના માણસોનો એક જ પાળિયો બરડા પ્રદેશે બીલેશ્વરમાં "વિ. સં. ૧૫૮૮ કાબૂલી પાલખાન અને કાઠીનો ઝઘડો થયો તેમાં મરાણાં" (૮) કમળપૂજા ખાધેલનો પાળિયો જામ ખંભાળિયામાં "વિ.સં. ૧૭૪૯ ગૂ.ગી શંકરે શિવના પર કમળપૂજા કરી દેહ પાડયો." (બાઈ લાડબાઈ એની પાછળ સતી થઈ.) (૯) આપઘાત કરેલાનો પાળિયો મૂળીમાં "વિ. સં. ૧૭–૨૫ પાઠક ધનજીએ વિપદામાં આવી આત્મઘાત કર્યો." (૧૦) ખૂન થયેલાનો પાળિયો લીંબડીમાં "વિ. સં. ૧૭૮૩ ઠાકર કાંહિયાજીના રાજમાં જાડેજા અલઈયાજીનું ખૂન થયું." (૧૧) રમતગમત નિમિત્તે રાજીખુશીથી મેળાવડામાં પ્રાણત્યાગ કર્યો હોય તેનો પાળિયો કોડિનાર તાલુકાના આદપોકર ગામે "વિ. સં. ૧૪૧૮ (?) વિસળના દીકરા રાજે કાન્હડદેવના મેળાવડામાં પ્રાણ ત્યાગ કર્યો".*

o o o

આ યાદી તદ્દન અપૂર્ણ છે કારણ કે પાળિયા વિશે હજુ જોઈએ તેઓ અભ્યાસ થયો નથી. સૌરાષ્ટ્રમાં ચારેબાજુ પ્રાપ્ત અસંખ્ય પાળિયાઓ લેખ યુક્ત છે, જેમાં ધ્રાંગધ્રા, વાંકાનેર, લીંબડી, વઢવાણના ઝાલાઓ / જામનગર, મોરબી, ધ્રોળ, રાજકોટ, ગોંડલના જાડેજાઓ / ઘૂમલી, છાંયા, પોરબંદરના રાણાઓ / ભાવનગર, પાલીતાણાના ગોહિલો / વંથલી, જૂનાગઢના ચૂડસમાઓ / પ્રભાસના વાજાઓ / તળાજા, ઢાંકના વાળા રાજપૂતો / જેતપુરના વાળા કાઠીઓ / મૂળી, મુંઝપરના પરમારો / મિયાણી, આકડિયાના ચાવડાઓ / દાઠા, ચોક, જાળિયાના સરવૈયા, ઓખામંડળના વાઘેર ભા / ચોટીલા, પાળિયાદના ખાચર કાઠી / ગુંદામડા, ધાંધલપરના ખવડ કાઠી / રાણીગામના ખુમાણ કાઠી / રામપરડાના ધરપડા કાઠી / જૂનાપાદરના ખસીઆ કોળી / ઝિંઝુવાડાના ઠાકોર

* ઉદાહરણાર્થે રજૂ કરેલી પાળિયાઓની વાચના 'ભાવનગર પ્રાચીન શોધ સંગ્રહ', 'ઈન્સ્ક્રીપ્શન્સ ઓફ કાઠિયાવાડ' તથા પુરાતત્ત્વ સંશોધન મંડળના હસ્ત લિખિત 'પુરાતન'માંથી સાભાર લીધી છે. જ્યાં વાચના ફેર જણાણી ત્યાં 'પુરાતન'ની લીધી છે.

ઢોળી / લૂણા, મોરચોપણાના કામળિયા વરુ / સમઢિયાળી, જાનબાઈની દેરડીના ચારણ ગઢવી / વિઠલગઢના કાયસ્થ / બજાણા, પાટડીના મલેક તથા કણબી / જૂનાગઢ, જાફરાબાદના બાબી અને સીદી નવાબ / ખીજડિયાના સૈયદ / અમરાપુરના સેતા—આવા તો કૈંક રાજા ઠાકોરનવાબોના લેખો કંડાર પામેલા છે. ઈતિહાસ લેખકો, સોલંકી અને વાઘેલા સિવાય, સૌરાષ્ટ્રના નાના નાના રાજવંશોના શિલાલેખો નથી મળતા એવી જે ફરિયાદ કરે છે તે પાળિયાને ધ્યાનમાં લીધા વિના થતી જણાય છે. અત્યાર સુધીમાં જે જૂજ પાળિયાઓની વાચના થઈ છે તે સિદ્ધ કરી આપે છે કે રાજવંશોના ઉલ્લેખો તેમાં છે. સૌરાષ્ટ્રને ખૂંદી વળનારો કહી શકશે કે હજુ તો હજારો પાળિયાઓ, ઉપરોક્ત રાજવંશોના ઇતિહાસને સંઘરીને ઊભા છે, એ લોકમાનસના વહેમનું પ્રતીક નહિ, ઇતિહાસની ઘી દીધી ઝળહળ જ્યોત છે.

*

# કૂવાનો કેર

( એક મૃત્યુ સ્મારક )

અરવિંદ આચાર્ય



જે કૂવામાં પડીને રાણીઓ વગેરે સતી થઈ તે કંકાવટી ગામનો કૂવો

રણમેદાનમાં કામ આવ્યા હોય તેવા શૂરાના, તેમની પાછળ આત્મબલિદાન કરનાર સતીઓના પાળિયા, ખાંભી અને દેરીઓ ઝાલાવાડમાં ઠેર ઠેર છે, પણ ધ્રાંગધ્રા તાલુકાના કંકાવટી ગામને પાદર એક મૃત્યુ-સ્મારક છે—કૂવો, અને તેને પણ પોતાનો એક ઈતિહાસ છે.

ગુજરાતના સુલતાન મહમદ બેગડાએ ઝાલાઓની રાજધાની કૂવા ઉપર ચડાઈ કરી. આ વખતે ત્યાં વાઘોજી રાજ કરતા હતા. (ઈ.સ. ૧૪૬૯-૧૪૮૪) વાઘોજીએ કિલ્લામાં રહીને બહાદુરીથી સામનો કર્યો, પરંતુ પૂરવઠો ખૂટી જવાથી રક્ષણાત્મક સામનો કરવાને બદલે રણમેદાનમાં મુકાબલો કરી લેવાનું નક્કી કર્યું. ગઢમાં રાણીવાસને સૂચના આપી કે જ્યારે મા શક્તિની ધજા ફરકતી બંધ થાય ત્યારે તમારો સતીધર્મ આચરજો.

બીજે દિવસે વાઘોજીના હુમલાએ દુશ્મનોના હલ્લાને પાછો હઠાવ્યો, પણ દરમ્યાનમાં ધ્વજ-રક્ષકે થાકને—કારણે થોડીવાર માટે ધ્વજને નીચે મૂકી દીધો—અને રાજગઢીના અંદરના કૂવામાં વાઘોજીની રાણીઓ, દાસીઓ અને વડારણો એક પછી એક સદાને માટે પોઢી ગઈ.

બેગડાના લશ્કરને પાછું હટાની જ્યારે વાઘોજી ગઢમાં પાછો આવ્યો ત્યારે આ કારમું દૃશ્ય જોયું—અને હવે જીવવામાં સાર શું એમ વિચારી ફરીવાર સરદારોને એકત્ર કરી કેસરીયાં કર્યાં—અને વીરગતિને પામ્યા. અને મહંમદ બેગડાએ કૂવાનો (હાલનું કંકાવટી) સંપૂર્ણ નાશ કર્યો.

આ વાઘોજી સાથે સોલંકી કુળની સાહેબકુંવરબાનું સગપણ થયેલું, તેને આ ખબર મળતાં તે કુંવારી-સતી થઈ; તેનો પાળિયો ધ્રાંગધ્રા તાલુકાના જૂનીબાવળી ગામે છે.

# પાળિયા – એક નોંધ

ગોસ્વામી મોહનપુરી

પાળિયાની કથાઓ અને કવિતો અનેક છે, પાળિયાની આજુબાજુ સંસ્કૃતિના તાણાવાણા ગૂંથાયેલા હોઈ અનેક ક્ષેત્રના અભ્યાસુને અનેક રીતે પાળિયા સાથે સંબંધ છે શરૂઆતના લષ્ટિ–લાંટ, ખાંભા–ખાંભીમાંથી આજના પાળિયા ઊતરી આવ્યા જણાય છે. લાંટ અને ખાંભાથી ઓળખાતા આ સ્મારક-ચિહ્નને, તે લાંટ કે ખાંભામાં પગપાળો વીર કોતરવો શરૂ થયો ત્યારથી 'પાળિયા' એવું નામ મળેલું જણાય છે. ઈ.સ.ની શરૂઆતની લાંટ મળી છે, સંવતવાળો જૂનામાં જૂનો પાળિયો કયો તે હજુ નક્કી થઈ શક્યું નથી. અમારા પ્રવાસો દરમ્યાન પાળિયા વિશે મેં જે નોંધ ટપકાવી છે તેમાં સંવત ૧૨૪૧નો ધૂમલીમાં આવેલો પાળિયો સૌથી પ્રાચીન છે.

અત્યાર સુધીના પ્રવાસ દરમ્યાન જેટલા પાળિયા જોયા અને જેટલાની નોંધ રહી શકી છે તથા જેટલાની વાચના થઈ શકી છે તેને આ પ્રમાણે વિભાગી શકાય:

(૧) પદાતિ– આવા પાળિયામાં ડાબા હાથે ઢાલ અને જમણા હાથે તલવાર ધારણ કરેલ વીર પદાતિ કોતરેલો હોય છે. હાલ સૌરાષ્ટ્રમાં આવા પાળિયાને સૌથી પ્રાચીન માનવામાં આવે છે. આવા પદાતિઓ પોરબંદર પાસે કોલીખડા ગામે કોલીખડી વાવ પાસે, વિસાવાડા–પાલખડા વચ્ચે આવેલી કિંદરીખાડીના કાંઠે આવેલ સીહલી નામના જૂનાં ટીંબા ઉપર, બરડામાં બાવળવાવ પાસેની પરિયાધારની ટેકરીઓ ઉપર, કેશોદ પાસે કણેરી ગામના નીલકંઠ મહાદેવના પ્રાંગણમાં એક જ પથ્થરમાં બેલાડ પદાતિ, હીરણ કાંઠે મંડોરના પ્રાચીન ટીંબા ઉપર સામસામે લડતા બે પદાતિ અને ધૂમલીમાં કુલ મળીને ૨૦ પદાતિ પાળિયા છે.

આ પદાતિઓમાંથી મોટા ભાગનામાં નીચે લખાણ છે, જેમાંથી ધૂમલીના બે લખાણો આ પ્રમાણે વંચાય છે: 'उगाउ वावल जाति राश्चाडा.' અને 'त्रिला उल ड॰ मलउ सीह, जाति राठ उड' વેરાવળના કોઈ રાઠોડ જાતિના વીરનો આ પદાતિ જણાય છે.

(૨) ગાય કોતરેલ ખાંભા– આવા પાળિયાઓમાં વાછરડાને ધવડાવતી ગાય અથવા એકલી ગાય કોતરેલી હોય છે. આવા પાળિયાઓ ધૂમલીમાં બ્રાહ્મણજ્ઞાતિની જગ્યામાં, ધૂમલી પાસે મોખાણા ગામને પાદર મહાદેવના મંદિરને ઓટે, માંગરોળમાં અંધારી વાવના ગોખલામાં બેડ–માધવપુરની સીમમાં અને પોરબંદરમાં મીઠી માંડવી તરીકે ઓળખાતી જગ્યાએ કંદોઈની દુકાનના પગથિયામાં. (આની નોંધ શ્રી ગિરજાશંકર આચાર્યે લીધી છે પણ હાલ તે પ્રાપ્ત નથી.)

ગાયના આવા ખાંભા ગોચર માટે દાનમાં મળેલી જમીન ઉપર, ગામ આખાએ ગાયો માટે ફાળવેલી જમીન ઉપર તથા ગોહત્યાના પ્રાયશ્ચિત ઉપર મૂકવામાં આવતા એવું જણાય છે. ગાયના દરેક ખાંભામાં લખાણ જોવા મળ્યું છે, જેમાંથી ધૂમલી બ્રાહ્મણની જગ્યામાં આવેલ ગાયખાંભામાં:

स्वस्ति श्री नरप विक्रम संवत १६१६
वर्षे १ माघ पंचमी शुक्र राग
श्रीरानदेव विजय राज्य कु
वांण वतित लाए ० ताता उनवा
नारणकुमारिका सक्तच×
ही लगानुक्त: माताक्व च
ता मि चलार ला प व ति तष्ठ
गोहत्या ह० सा० ता मा

આમ કુલ આઠ લીટી છે અને લિપિમાં ક્યાંક

પઠી માત્રા તો ક્યાંક નાગરી લિપિ છે અને ઉપરનું ગાયનું શિલ્પ ઘોડા જેવું વિશેષ જણાય છે પણ લેખમાં નીચે 'ગોહત્યા' સ્પષ્ટ વાંચી શકાતું હોઇ આ શિલ્પને ગાયનું જ માનવાનું રહે છે. ઈતિહાસ માટે પણ આ અતિ મહત્ત્વનો ખાંભો છે કારણ કે સં ૧૬૧૬-માં રામદેવજીનું રાજ્ય અહીં નિર્દેશ પામ્યું છે તે વિચારણીય બની રહેલ છે. લેખમાં કોઇ નારણ કુમારિકાની વાત સમજાય છે અને થયેલ ધર્મકાર્યને કોઇ લોપશે તો ગોહત્યાનું પાપ તેને લાગશે એવું જણાય છે. નીચે લિખતંગમાં 'સાવ્સોમા' તે 'સારસ્વત સોમા' હશે.

મોખાબુના ગોખંભમાં પ્રથમ પંક્તિમાં 'ॐ' અને બીજી પંક્તિમાં 'छात्र' થી વિશેષ વંચાતું નથી. ભાણવડના એક વૃદ્ધ બ્રાહ્મણે 'પોતાના કુટુમ્બીઓએ વીસ વીઘા જમીન ગાયો અર્થે દાનમાં આપી, તેનો આ ખાંભો છે' એમ વાતચીતમાં જણાવેલ. બીજા ગોખંભોમાં કંઈ વાંચી શકાતું નથી.

(૩) ઘોડા–ગધેગાળ અર્થાત્ પ્રતિજ્ઞા સ્થંભ – આવા ખાંભાઓમાં ઘોડા–ઘોડીનું કે ગવેડાં ગવેડીનું કે કૂતરા કૂતરીનું મિથુન આલેખાયેલું હોય છે, પરંતુ મોટા ભાગમાં ઘોડાનું કે ગધેડાનું સ્ત્રી સાથેનું મિથુન જોવા મળે છે. આવા ખાંભા વિશે 'રાસમાળા' માં એક પ્રસંગ નોંધાયેલો છે: મહેમૂદ બેગડો અને પતાઇ રાવળ વિશેના પ્રસંગમાં ચાંપાનેરને મુસલમાનોએ ન લૂંટવું એવી વાત છે ત્યાં "શાહે એક પાળિયો કરાવીને તેના ઉપર બે ગવેડા કોતરાવ્યા અને નીચે લખ્યું" જો કોઈ મુસલમાન આ શહર લે તો તેને ગધેડે ગાળ છે." ('રાસમાળા' ભા – ૧ / પૃ. – ૪૮૭) આ ઉપરથી ગધેખાંભાનું પ્રયોજન જાણી શકાય છે. આવા ખાંભાઓ મિયાણીના પાદરમાં એક અને બીજો ગઢમાં તૂટેલો પડયો છે. બગવદર–કિન્ડરખેડા વચ્ચે રાંદલ માતાના મંદિરે, ખોરીયામાં એક મહેર પટેલના ફળિયામાં, છાંયામાં ધીંગેશ્વર મહાદેવના પટાંગણમાં અને પોરબંદરમાં એક પી. ડબલ્યુ. ડી. ના સ્ટોર ફળિયામાં તથા બીજો હજુર કોર્ટમાંથી મળેલો હાલ સુરતાનજીના ચોરામાં પુરાતત્ત્વ ખાતાના અધિકારમાં આવેલો છે.

લગભગ બધામાં નીચે લખાણ છે પણ પોરબંદર સુરતાનજીના ચોરાવાળા ગધેખાંભામાં માત્ર આટલું જ વાંચી શકાય છે:

> સંવત ૧૨૪૫ વાર્ષ આસા × × ×
> × × ૨ × આઘર શ્રી સિંહ × × ×

૧૨૪૫ માં કોઇ સિંહનું રાજ સૂચવાય છે. અગિયારમી, બારમી સદીમાં ધૂમલીની ગાદીએ દરેક ત્રીજો રાજા 'સિંહ' નામધારી રાજા છે, તેમાંથી એકનો નિર્દેશ અહીં પકડાય છે.

(૪) કમળપૂજાના પાવલિયામાં કોઈ એક વ્યક્તિ અથવા બે વ્યક્તિ હારોહાર પોતાના હાથથી જ તલવાર વડે મસ્તક ઉતારી દેતી કોતરાયેલી હોય છે. આ પાળિયા શિવલિંગ આગળ કમળપૂજા ખાધી હોય તેનાં સ્મારક છે. આવા પાળિયા વાંકાનેર જડેશ્વર મંદિરના પ્રાંગણમાં, રાણાવાવ જાંબુવાનના ભોંયરાના દ્વાર પાસે, છાંયા ગામના પાદરમાં ડેરીની અંદર અને પોરબંદના પ્રખ્યાત કેદારેશ્વર મહાદેવના મંદિરમાં આવેલા છે. કોઈ પાળિયામાં લખાણ દેખાતું નથી પણ વાયકા મુજબ વાંકાનેરના જડેશ્વર મહાદેવમાં આવેલો પાળિયો રાવળ જામનો (?) છે અને છાંયા ડેરીમાં જોડાજોડ આવેલા બે પાળિયા બ્રાહ્મણદંપતીના છે, જેમણે ભક્તિભાવથી કમળપૂજા ખાધી મનાય છે.

(૫) ગોવર્ધન અથવા કીર્તિસ્તંભ–આવા પાળિયા સ્થંભ આકારના–ચોરસ હોય છે અને તેની ચારે બાજુ કોતરેલ જણાય છે. ઉપર મંદિરના શિખર આકારનો ઘાટ કાઢેલો હોય છે. કોઈ પુરુષે વીરોચિત કાર્યમાં આત્મ બલિદાન આપ્યું હોય તેને બિરદાવતા આ પાળિયા છે, જેમાં કીર્તિલેખ પણ કોતરેલ જોવા મળે છે. ચોરસ ઉપરાંત પાળિયાના આકારના અને માત્ર કીર્તિલેખ લખેલા ગોવર્ધનો પણ હોય છે. આવા કીર્તિસ્થંભો બોખીરાના ચામુંડમાતાના મંદિરથી નંદેશ્વર જતાં રસ્તામાં, ધૂમલી રામાપોળ અને સોનકંસારીમાં થઈ કુલ પાંચ ગોવ-

ર્ધનો અને કેશોદ પાસે ગાંગેચાના ગંગનાથ મંદિરના પરાંગણમાં બે ગોવર્ધનો, પ્રભસપાટણના ભાલકાતીર્થ—ના કુંડમાં અને ગિરમાં ધાટવડ પાસે શિંગવડો નદીને કિનારે રુદ્રગયાંના પ્રખ્યાત મંદિરની બહાર એક સાથે ત્રણ ગોવર્ધન આવેલા છે.

લગભગ બધામાં થોડા ઝાઝું લખાણ છે પણ સમયને અભાવે વાચન થઈ શક્યું નથી. ઘૂમલીના સોનકંસારીના ગોવર્ધનમાં નીચે મુજબનું લખાણ છે: .

संवत ९२४१ वार्ग फागण वद ११ ।सा।
(मवासार) श्री राणा राज्य लडीक
×रा××× अ ×× राज नारा
मलकी ।सार म(ल) गमरद्विया
×××× × ङ
×××द्वा×ता

આ ગોવર્ધનમાં સંવત ૧૨૪૧ ફાગણ વદિ ૧૧ને સોમવારના શ્રીરાણા રાજ્યે લડીને કોઈ વીરગતિ પામ્યું તેની નોંધ છે.



(૬) સામાન્ય પાળિયા-ઠેશ, ખાંભી, ખાંભા (ખાંભામાં માત્ર બે જ સૂરજચંદરના ચકરડાં અને પાળિયામાં સતી, સતીનો હાથ, પંજો, માત્ર સ્વસ્તિક અને કોડિયું, પાળો, ઘોડેસવાર, ઊંટસવાર, રથ ઉપર, વેલડાં ઉપર, ગાડાં ઉપર, ગધેડા ઉપર, વાઘ સાથે ઝપાઝપી, સર્પદંશ, કૂવે પડી મોત, વહાણવટી, ત્રિશૂલ, કોદાળી પાવડો (કચ્છ), માત્ર એક લીટો વગેરે અનેક પ્રકારના પાળિયા મળે છે. આમાંથી નીચે લખાણવાળા પાળિયાની સંખ્યા ઠીક ઠીક ઓછી છે. પોરબંદર પાસેના ઓડદરના ભૂતકડા ટીંબા ઉપર ત્રણ વિશિષ્ટ પાળિયા છે. જેમાં નાગબંધ

સૂરજ—ચંદરના ચકરડાંવાળો ખાંભો : આ આ ખાંભાને આસપાસના લોકો રાખાયત બાબરીઆની ખાંભી કહે છે. (ટીંબડી : ભાણવડ) ફોટો : નરોત્તમ પલાણ.



નાગબંધયુક્ત પાળિયા : જેમાંથી એક કવિનો પાળિયો છે. (ઓડદર પોરબંદર) ફોટો : નરોત્તમ પલાણ.

અને નીચે કીર્તિલેખ છે. 'આ પાળિયામાંથી એક કોઈ 'કવિપદસંપન્ન' ચારણનો જણાય છે. વાંચી શકાય છે તેટલા અક્ષર આ પ્રમાણે છે:

संवत १५५५ वर्षे: माहे १४
कवी X X मा प्रवर्तमायसणा आने मा
गल प्र अश्विन मास कृष्ण पये
पंचमीने भृगु X X X X X X X
X X X X महादिने कविपद सं
पन्न X X X X

સાથેના બીજા બેમાં લખાણ છે પણ તે વાંચી શકાતું નથી.

આવો જ બીજો કીર્તિલેખ મંડોરના જૂના ટીંબા ઉપર છે, જેની વાચના 'પુરાતન'માં આવી ગઈ છે. પીળા પથ્થરમાં કોતરાયેલા લેખયુક્ત બે સરખા પાળિયા ઘેડ–માધવપુર પાસેના ગોરસર ગામે છે, જેમાં :

श्रीमाधव देवस्यः संवत १५३९
वर्षे शाके X X X X प्रवर्तमाने
महामांगल्य श्रीमाधवचरणं प्रवर्तते
जयेष्ट मासे सफल पष्टे प्रर्णिमायां
विष्टो गुरदने मूल नक्षत्रे देववगु
णे अस्था X X X X X X
X X X X सप्त गुणाः परमार
ज्ञाती श्रीमाधवम् गति परी
समं भवत्रु ।

કોઈ પરમાર જ્ઞાતિના માધવની ગતિને પામ્યા એવી નોંધ સમજાય છે. બન્ને પાળિયા એક જ જાતના, એક સરખું જ વાચન ધરાવતા છે, તે શાથી હશે એવો પ્રશ્ન રહે છે.

પોરબંદર પાસેના છાંયામાં સં. ૧૭૪૦–થી–૧૭૫૦ વચ્ચેના ઘણા બધા પાળિયાઓમાં દરેક કોમના નામ મળે છે, જેમાંથી સ્પષ્ટ વાંચી શકાતાં થોડાંક ; 'સંવત ૧૭૫૪ના આસો વદ ૧૪ રાઠોડ મારાજનો ખાંભો છે.' / 'સંવત ૧૭૫૦ વરસે ફાગણ રત્નાકર દેવજીનો પાળિયો છે.' / 'સંવત ૧૭ XX આસો વદ ૧૪ દન કાલાવદરા ષીમા રાણાનો પાળિયો છે.' / 'સંવત ૧૫૪૩ વિપ્ર હરસનજી ગાયોની વારમાં મરાયો.' / 'સંવત ૧૭૪૦ મેર હાજા સામત ગામ માથે કટક આવ્યું છે, કામ આવ્યો છે.' / 'સવંત ૧૭૨૯ કુંભાર વેલા અને કાના ગઢમાં કામ આવ્યા ' / 'સંવત ૧૭ XX ચારણ કુટુમ્બ XX ગઢમાં કામ આવ્યું', આ ઉપરાંત ગાયોની વારમાં તથા ગામ ઉપર આવેલા કટકમાં મરાયેલા બ્રાહ્મણ, દરજી, બાવા, ચારણ વગેરેના ઘણા પાળિયા છે.

ઈતિહાસની સાથે પાળિયાની પૂજાવિધિમાં ધાર્મિક રિવાજો અને વટલેલી કોમોનો ઈતિહાસ પણ મળી રહે છે. બાળમોવાળા, વરવહુની છેડાછેડી, પાળિયા પાસેથી નીકળતાં કુળવધૂ લાજ કાઢે, દાઢીઆળા પાઘડી ઉતારી પગે લાગે, ઘરના ગોખમાં લાલ સફેદ કપડાં ઉપર લાકડાંના ફળાં અને શ્રીફળથી શૂરધન કે સતીનું પ્રતીક રચાય, તિથિએ નૈવેદ્ય થતાં કોઈ ઘરદેરૂં ધૂણીને 'નૈવેદ્ય પૂગ્યા' નો પડકારો નાખે, ખમૈયા કરે, તલવટ–ખીચડો–ખીચડી–ગોળ–ચોખા–કુલેર–ઢોલો–ઢેઢવા–વડાં વગેરે થાય, પશુબલી મદ્યપાન કે વીરની ખાંભીએ અમલ પણ ધરાય.

આદિત્યાણામાં દશનામી બાવા કુટુમ્બ મૂળમાં બ્રાહ્મણ હતું, વર્ષો પછી પિતૃ નડતરમાં આવતાં, આ બાવા હાલ બ્રાહ્મણના સૂરધનને પૂજે છે! બોખીરામાં કોળી પણ મૂળ બ્રાહ્મણ, ઘરમાં બ્રાહ્મણ પાળિયાને સ્થાપી પૂજા કરે છે. પાલખડાના રાજગર બ્રાહ્મણ કોઈ કારણે વટલીને હરિજન થયા, જેના વંશજ હાલ છાંયામાં છે, તિથિએ પાલખડા જઈ રાજગર બ્રાહ્મણના પાળિયાને પૂજે છે! આ લેખકના પિતા પણ મૂળમાં આહીર હોઈ નાનપણમાં સાધુ થઈ જતાં તેના સંતાનો 'ગોસ્વામી' છતાંય આહિર પાળિયા પૂજે છે!

ઘણે સ્થળે એક કોમનો પાળિયો બીજી કોમમાં શૂરાપૂરા તરીકે પૂજાતો હોય છે. બોખીરામાં લોહાણા 'અમલાણીનો શૂરોપૂરો' સારસ્વત જોર છે! અમલાણીની જાનને બચાવતાં આ સારસ્વત મરાયો તેનો પાળિયો કરી અમલાણી પૂજે છે!

આમ પાળિયાના પડખાં અનેક છે. ઈતિહાસને માન્ય થાય તેવી સૌરાષ્ટ્રની પચરંગી સંસ્કૃતિ પાળિયામાં ઝીલાયેલી છે. પાળિયાની પૂજા તે ઈતિહાસની પૂજા પણ છે.

નોંધ : મારી લાંબી નોંધોને ટૂંકાવી એકધારી બનાવી દીધી તે બદલ મારા મિત્ર શ્રી નરોત્તમ પલાણનો આભાર માનું છું.

*

# ગુજરાતની પાળિયા સૃષ્ટિ

(આ લેખમાંના તમામ ફોટા લેખકે પોતે જ લીધેલા છે)

ડૉ. હરિભાઈ ગોદાની

મનુષ્ય જ્યારથી સમજણો થયો ત્યારથી તેણે પોતે અથવા તો તેના ઈષ્ટ મિત્રો, સંબંધીઓ જાતભાઈઓ, સહધર્મીઓ વિગેરેએ મૃત્યુ પછી મરનારની યાદદાસ્ત જળવાઈ રહે તે માટે અનેકવિધ પ્રયત્નો કર્યા તેથી તેના ફળરૂપે ઈજિપ્તના મહાકાય પિરામીડો બંધાયા. ભારતવર્ષ અને વિશાળ ભારતમાં સ્તૂપો રચાયા, મુસ્લિમ દેશોમાં નાની કબરોથી માંડીને મોટા મકબરાઓ અને રોજાઓ બંધાયા. પશ્ચિમ દેશની ઊજળી પ્રજાના યહૂદી અને ઇસાઈઓની કબરો અને કબર ઉપર મહાકાય મકાનો બંધાયાં. જગતભરની આદિવાસી પ્રજાએ અનેકવિધ પ્રકારના સ્મરણસ્થંભો, કબરો, માટીના ઢગલા, કાષ્ઠનાં પૂતળાં, માણસની ખોપરીઓ અને હાડકાનાં સ્મરણસ્થંભો જેવા સ્મારકો રચ્યાં.

છેક વેદકાળથી આર્યપ્રજા માનતી આવી છે કે મનુષ્ય બ્રહ્મને ન પામે ત્યાં સુધી તેનો પુર્નજન્મ થયે જાય છે તેથી જ શંકરાચાર્યે ચર્પટપંજરિકામાં લખ્યું છે કે:

પુનરપિ જનમમ્ પુનરપિ મરણમ્,<br>
પુનરપિ જનની જઠરે શયનમ્

મનુષ્યનો આત્મા પોતાનું જૂનું ખોળિયું ત્યજી નવામાં પ્રવેશે છે ત્યારે એને નવું ખોળિયું જોઈને આનંદ થવો ન જોઈએ અને જૂનું ખોળિયું છોડતી વખતે શોક ન થવો જોઈએ એમ હિન્દુ ધર્મે હરેક હિન્દુને સમજાવવા પ્રયત્ન કર્યો છે. તેથી જ હિન્દુ સમાજે મોટે ભાગે શબદહનની ક્રિયાને અપનાવી છે અને સ્વર્ગવાસી વડીલોની યાદમાં કોઇ ખાસ સ્મારકો રચવા પ્રયત્નો કર્યા નથી.

મહાભારતમાં લખાયું છે કે સંતનુ રાજા અને સત્યવતીનો મોટો દીકરો ચિત્રવીર્ય નાનપણમાં ગાંધર્વોના હાથે મરણ પામ્યો હતો. તેનો નાનો ભાઈ વિચિત્રવીર્ય કાયમ બિમાર રહેતો હતો. તેણે પોતાના મોટાભાઈની યાદદાસ્ત જળવાઈ રહે એવું કોઈ સ્મારક રચવા વિચાર્યું ચિત્રવીર્ય અને વિચિત્રવીર્ય એ ભાઈઓ ભીષ્મ પિતામહના ઓરમાન ભાઈઓ થતા હતા. ચિત્રવીર્યનું સ્મારક રચવા તેના ભાઈએ વિચાર્યું હતું પણ તેનું મૃત્યુ નજીક આવતાં તેણે પોતાના નાના પુત્ર પાંડુને ચિત્રવીર્યનું સ્મારક રચવા કહ્યું. પણ પાંડુ સદાય બિમાર રહેતા હોવાથી તેણે આ કામ વચેટ પુત્ર અર્જુનને સોંપ્યું. અર્જુને આ કામ પાર પાડવા માટે ભગવાન શ્રીકૃષ્ણની સલાહ લીધી ત્યારે કૃષ્ણે અર્જુનને કહ્યું કે: "તારે તારા દાદાના મોટા ભાઇનું સ્મારક બનાવવું હોય તો તેની સાથોસાથ તારા દાદાનું સ્મારક પણ રચ. પણ એ સ્મારક એવી જગ્યાએ રચજે કે જે જગ્યાએ કોઈ જીવનું મૃત્યુ થયું ન હોય. પછી કૃષ્ણે અર્જુનને એવી જગ્યા શોધવાની સિદ્ધિ બતાવી.

બાર વર્ષના વનવાસ દરમ્યાન અર્જુને કૃષ્ણે કહી તેવી જગ્યા શોધવા પ્રયત્ન કર્યા અને છેલ્લે તેને હાલના બનાસકાંઠા જિલ્લાના થાનેરા તાલુકાના પાંથાવાડા ગામ નજીક વહેતી સિપુ નદીને કાંઠે પોતાના વડીલોના સ્મારક માટે જોઈતી હતી તેવી જગ્યા મળી ગઈ. આ જગ્યા નદીકાંઠાના એક ખડક ઉપર આવેલી હતી, એટલે એ ખડક ઉપર અર્જુને ચિત્રવીર્ય અને વિચિત્રવીર્યના નામ ઉપરથી ચિત્ર-વિચિત્ર માહાદેવના લિંગની સ્થાપના કરી. આવું બીજું સ્થળ સાબરકાંઠા જિલ્લાના ખેડબ્રહ્મા તાલુકાના ગણેરગઢ ગામ પાસે બતાવવામાં આવે છે. અર્જુને પોતાના વડીલની યાદમાં મૃત્યુના દેવ શિવની

સ્થાપના કરી. એ કદાચ હિન્દુ ધર્મમાં મરેલ મનુષ્યનું પહેલુ સ્મારક હશે. હાલમાં આ સ્થળ ગંગેશ્વર મહાદેવના નામે ઓળખાય છે. અને એ મહાદેવ મંદિરથી થોડે દૂર ચિત્રવીર્ય અને વિચિત્રવીર્યના એક જ પથ્થર ઉપર કોતરાયેલ પાળિયાઓ જોવા મળે છે જતાં કે બહારવટિયાઓની સાથે લડતાં મૃત્યુ પામનાર વીરના મૃત્યુ સ્થળે શિવલિંગને બદલે પાળિયા કે ખાંભી મૂકવાનો રિવાજ શરૂ થયો. પણ શરૂઆતમાં એ પાળિયામાં શિવલિંગની જેમ નીચલો ચોરસ બ્રહ્માભાગ, વચલો અષ્ટકોણ વિષ્ણુભાગ અને ઉપલો ગોળાકાર



ચિત્રવીર્ય તથા વિચિત્રવીર્યના કહેવાતા પાળિયા: ગામ પાંથાવાડા: તા. ધનેરા



ગ્રીક શૈલીના વસ્ત્રાભુષણ તથા ઘોડાના સાજ સહિતના સૈન્યનો પાળિયો: ગામ ડોલરિયા: (લુણાવાડા: પંચમહાલ)

પણ આ પાળિયાઓ મહાભારતના સમય જેટલા પુરાણા નથી. આ પાળિયાના કોતરકામ ઉપરથી લાગે છે કે તેનો રચનાકાળ સંવતનો બારમો સૈકો હશે. અને પદાતિ વીર સાથે સતી ઉભેલ જણાય છે.

ઉપરનો બનાવ બન્યા પછી કોઈ કોઈ હિન્દુ રાજા, જાગીરદાર, સુખી માણસ અને સંત મહંતની યાદમાં તેના દહનસ્થળે સમાધિ રચી તેના ઉપર શિવલિંગ પધરાવી નાનાંમોટાં સમાધિ મંદિરો રચવાની શરૂઆત થઈ. સમય જતાં યુદ્ધમાં મરેલ સૈનિકોની યાદમાં રણુચગા મૂકવાનો રિવાજ શરૂ થયો. ત્યારપછી યુદ્ધમાં કે દુશ્મન સાથે લડતાં તેમજ ગૌધન બચાવવા.

શિવભાગ રાખવામાં આવતો અને અર્ધા શિવભાગ ઉપરનો ભાગ ચોરસ રાખી તેની ચારે દિશામાં મરનારની યાદમાં અમુક પ્રકારનાં કોતરકામ થવા લાગ્યાં. મરનાર મનુષ્યની પાછળ તેની પત્ની સતી થાય તો એક દિશામાં પતિ-પત્નીની મૂર્તિઓ કોતરાતી, સામી દિશામાં પતિ શિવપૂજા કરતો હોય તેમ કોતરવામાં આવતું. બીજી દિશામાં અગ્નિમાં સતી થતી સ્ત્રીનું શિલ્પ કોતરવામાં આવતું અને ચોથી દિશામાં શિવલિંગ કે કવ્ચિત ઘોડેસ્વાર કોતરવામાં આવતા. આવી અસંખ્ય ખાંભીઓ કે પાળિયાઓ ગુજરાતના ઘણા ખરા ભાગમાં અને સૌરાષ્ટ્રના ઝાલાવાડ પંથકમાં જોવા

મળે છે.

ગુજરાતની પાળિયા સૃષ્ટિમાં જૂનામાં જૂના પાળિયા રણુચગાના છે અને એ પાળિયાનું કોતરકામ ગ્રીક શૈલીની અસરવાળું દેખાય છે. ભારતવર્ષનો કેટલોક ભાગ ઈ. સ. પૂર્વે દોઢેક સૈકા સુધી ગ્રીક લોકોના હાથમાં રહ્યો હતો. ત્યારપછી એ શાસનનો અંત આવતાં કેટલાક ગ્રીકો ગ્રીસદેશ પાછા ફર્યા અને કેટલાક હિન્દુધર્મ સ્વીકારી હિન્દુઓ સાથે ભળી ગયા. કદાચ આ ગ્રીક પ્રજા પાસેથી ભારતવર્ષની પ્રજાએ રણુચગા બનાવવાની પ્રથા સ્વીકારી હોય તેમ કહી શકાય પણ આ બાબત હજુ સ્પષ્ટ થઈ શકતી નથી.

ગુજરાતના પંચમહાલ જિલ્લાના લુણાવાડા તાલુકાના ડોલરિયા ગામ પાસે એકબીજાને અડીને ત્રણ પાળિયાઓ આવેલા છે. આ ત્રણે પાળિયા ઉપર માથા ઉપર હેલ્મેટ જેવો મુકુટ, તેનો વેશપરિધાન, ઘોડાનો સાજ વિગેરે ગ્રીક શૈલીની અસરવાળા દેખાય છે. સાથોસાથ ત્રણે પાળિયાની એક બાજુ સૂર્ય, બીજી બાજુ ચંદ્ર અને વચ્ચે ગ્રીક અસરવાળું કેવડાનું ફૂલ ફૂલ દેખાય છે. આ પાળિયાઓને રણુચગાના પાળિયા કહી શકાય. સંવતના આઠમા સૈકામાં કચ્છમાં ધસી આવેલ પરધર્મીઓ સામે લડવા માટે વાનપ્રસ્થ આશ્રમ સ્વીકારેલ અજમેરના રાજાએ સાધુ સન્યાસી યતિ વિગેરેની એક દેવસેના ઊભી કરી. પરધર્મીઓ સાથે લડતાં આ સેનાના સેનાધિપતિઓ કે મુખ્ય માણસો શહીદ થયા તેની યાદમાં અજયપાળની જ આકૃતિવાળા પાળિયાઓ કોતરાયા. આ સેનાનો પ્રથમ સેનાધિપતિ અજયપાળ હોવાથી દેવસેનાનીઓએ નક્કી કર્યું કે આ સેનાના ગમે તે મનુષ્યનો પાળિયો રચાય તો તે અજયપાળના પાળિયા જેવો જ રચવો. આ પ્રકારના પાળિયા અજયપાળના પાળિયાને નામે જાણીતા છે. પંચકલ્યાણી ઘોડા ઉપર સ્વારી કરી ભૂંડનો શિકાર ખેલતા અજયપાળના ઘણા પાળિયા ગુજરાતમાં જોવા મળે છે. તેમાં મહેસાણા જિલ્લાના ચાણસ્મા તાલુકાના દેલમાલનો પાળિયો ઘણો અગત્યનો ગણાય. અજયપાળની દેવસેનાની હરોળની એક ખાંભી અમદાવાદ જિલ્લાના દસક્રોઈ તાલુકાના ગામ હરસોલીમાંથી મળી આવી છે. આડી ખાંભીને નામે ઓળખાતી આ ખાંભી ઉપર ઘોડેસ્વારોની હરોળ કોતરાઈ છે. આ ખાંભીને રણુચગાની હરોળમાં મૂકી શકાય.



અજેપાળ અથવા અજયપાળનો પાળિયો :
ગામ દેલમાલ (ચાણસમા : મહેસાણા)

રણુચગાનો ત્રીજો પ્રકાર પંચમહાલ જિલ્લાના લુણાવાડા તાલુકાના થાણુસાવળી ગામમાં જોવા મળ્યો છે. ગોળ સ્થંભ જેવી ખાંભી રચી તેના ઉપર મંદિરના યુદ્ધમાં જતી સેના કોતરાઈ છે અને એ અશ્વસેના ઉપર હુમલો કરનાર પાયદળ પણ કોતરાયેલ છે. આ બધા પાળિયાનું કોતરકામ ગ્રીક શૈલીનું છે. સૈનિકોના



અજેપાળની દેવસેનાની ખાંભી: ગામ હરસોલી (દસક્રોઇ : અમદાવાદ)



શિખર જેવું ઈંડું બનાવી તેના ઉપર એકબાજુ સૂર્ય અને બીજી બાજુ ચંદ્ર કોતરેલ આ ગોળાકાર પાળિયાને રણુચગો કહેવામાં આવે છે. આ પ્રકારની એક ખંભી પાંથાવાડા નજીકના કાળીમાતાના મંદિર પાસે મૂકાયેલી છે તે ઉપરથી એમ કહી શકાય કે ગોળાકાર રણુચગા અને ખાંભીઓ બંને રચાતા હશે.

યુદ્ધમાં વીરગતિને પામનાર સૈનિકોનો રણુચગોઃ ગામ થાણાસાવળી (લુણાવાડાઃ પંચમહાલ)

ઉત્તર ગુજરાતના મહેસાણા જિલ્લાના ચાણસ્મા તાલુકામાં આવેલ મૂંજપુર ગામ નજીકના લોટેશ્વર મહાદેવના મંદિર પાસે એક પાળિયો ઊભો છે તેને રણુચગો કહેવામાં આવે છે. આ રણુચગામાં શિવ-લિંગની પૂજા કરતી હારબંધ સૈનિકોની હારમાળ દેખાય છે. આ હારમાળા બે ખાંભીઓ ઉપર કોતરાયેલી દેખાય છે.



શિવલિંગને નમન કરીને લડવા જતા લશ્કરનો અધુરો રણુચગોઃ ગામ મુંજપર (સમીઃ મહેસાણા)

પોતાનો પતિ યુદ્ધમાં કે બીજા કોઈ કારણસર મૃત્યુ પામે ત્યારે પોતાના પતિનું શબ ખોળામાં લઈ ચિતામાં સળગી પ્રાણ છોડી દીધા હોય એવી સતી-ઓના અસંખ્ય પાળિયા ગુજરાતભરમાં જોવામાં આવે છે. આ પ્રકારના પાળિયામાંથી સતીનો હાથ કોતરાયેલ હોય છે. આવા અસંખ્યાબંધ પાળિયા વઢવાણ શહેરના રાણકદેવીના મંદિર પાસેની દિવાલમાં ગોઠવાયેલા છે.



સતી તેજબાનો પાળિયોઃ બે હાથ વચ્ચે ગણપતિ બન્ને પડખે રિદ્ધિ ને સિદ્ધિ અથવા પૂજારિણીઓ કે પરિચાયિકાઓ. પાળિયાના વચલા વિષ્ણુ-ભાગમાં છે સિંહારૂઢ અંબાજી. સૂર્ય–ચંદ્ર સાથે નમુનેદાર કોતરકામ નજરે પડે છે.

સતી થનાર સ્ત્રીનો એક જુદા જ પ્રકારનો

પાળિયો ખેડા જિલ્લાના ખંભાત તાલુકાના ઢાણીસા ગામના શિવમંદિરમાંથી મળી આવ્યો છે. એ પાળિયાના નીચલા ભાગમાં અંબામાતાની સિંહ-સ્વારીવાળી મૂર્તિ કોતરાયેલ છે. તેના ઉપરના ભાગ-માં સતીના બે હાથ અને બે હાથની વચ્ચે ગણેશની મૂર્તિ કોતરાયેલ છે, અને તેને માથે સૂર્ય, ચંદ્રની પ્રતિકૃતિઓ કોતરાયેલી છે. આ પાળિયા સંબંધી એવી લોકોક્તિ સંભળાય છે કે એક સ્ત્રીનો પતિ યુદ્ધમાં મૃત્યુ પામ્યો. પછી તેની સ્ત્રી સતી થવા તૈયાર થઇ ત્યારે કોઈએ કહ્યું કે : "આ સ્ત્રી 'અંબે, અંબે' કરતી સતી થવા જાય છે. પણ એ સાચી સતી હોય તો એ ચિતા ઉપર બેસે ત્યારે એ સ્થળે અંબામાતા પધારશે." આ વાત સાંભળી સતી તેજબાઈએ નક્કી કર્યું કે માતા પધારે તો જ સતી થવું. કહેવાય છે કે સતી તેજબા ચિતા ઉપર આઠ દિવસ બેસી રહ્યાં અને આઠમે દિવસે અંબા મા પોતે પધાર્યાં, પછી તેજબા સતી થયાં.



વેગબંધ ધસતા ઘોડા માથે ભાલું તોળેલો નાજભાઈનો સં. ૧૭૮૦ નો છટાદાર પાળિયો (દૂધરેજ: સુરેન્દ્રનગર) દૂધરેજના નાનાં મંદિરના ચોગાનમાં : લેખ ઉપરના ભાગે કોતરેલ છે.

ગુજરાતમાં વધારેમાં વધારે પાળિયા યુદ્ધમાં લડતા કે ગામ ઉપર ચઢી આવનાર બહારવટિયાઓની સામે લડતાં વીરગતિ પામેલ વીરોના જોવામાં આવે છે. આ પ્રકારના પાળિયા ભંગીથી માંડીને બ્રાહ્મણ સુધીના રચાયેલ જોવા મળે છે. આ પ્રકારના પાળિયા ઘોડેસવાર ઊંટસવાર હાથી-સ્વાર- ગાડામાં બેઠેલ મનુષ્ય, પાલખીમાં બેઠેલ મનુષ્ય, વહાણમાં બેઠેલ મનુષ્ય વિગેરેના જોવા મળે છે. બાકીના ઘણા પાળિયા પગપાળા ચાલતા મનુષ્યના દેખાય છે. આવા પાળિયાના હાથમાં મોટે ભાગે ઢાલ, તલ-



અલંકૃત ઊંટસવારનો સં. ૧૭૨૨નો પાળિયો: ગામ કોકતા (વીરમગામ: અમદાવાદ)



હાથીસ્વાર રાજાનો પાળિયો : ગામ રૂપાલ (હિમ્મતનગર : સાબરકાંઠા)



પાળા–સં. ૧૭૫૮ નો પગપાળા (પદાતિ) સૈનિકનો પાળિયો: ગામ કાસોર (નડિયાદ: ખેડા)



સં. ૮૧૨ નો શિલાલેખ સાથેનો ગોવર્ધન પ્રકારનો પદાતિ (પગપાળો) સૈનિકનો પાળિયો. પોળોના જંગલમાં આભાપુર પાસે. (વિજયનગર : સાબરકાંઠા)

વાર, ભાલો, બરછી, કટાર વિગેરે હથિયાર હોય છે; ક્વચિત સાંગ પણ જોવા મળે છે.

ગુજરાતમાંથી જૂનામાં જૂનો શિલાલેખવાળો પાળિયો સાબરકાંઠા જિલ્લાના વિજયનગર મહાલની હદમાં આવેલ પોળોના જંગલમાંથી મળી આવ્યો છે. આ પાળિયા ઉપર સંવત ૮૧૨ની સાલ કોતરાયેલ છે, અને શિલાલેખની શરૂઆતમાં શ્રી ગણેશાયને બદલે 'શ્રી રામાય નમઃ' કોતરાયેલ છે. ત્યારપછી મરનારની ત્રણ પેઢીના નામો કોતરાયેલ છે. પોળોના જંગલ વિસ્તારમાં સંવતના ચૌદમા સૈકા પહેલાંના કુલ ૩૪ પાળિયાઓ મળી આવ્યા છે. એ બધા પાળિયાના શિલાલેખોનું વાંચન થવું ખાસ જરુરી ગણાય. પોળોના એક પુરાણા પાળિયામાં પતિ–પત્નીનાં વસ્ત્રો યવન શૈલીનાં કોતરાયેલ છે. આ પ્રકારના વીસેક જેટલા પાળિયા ગુજરાતમાં જુદે જુદે સ્થળે જોવા મળે છે.

સાબરકાંઠા જિલ્લાના પ્રાંતિજ તાલુકાના ઊજેડિયા ગામ પાસે આવેલ નીલકંઠેશ્વર મહાદેવના મંદિરમાં મૂકાયેલ એક પાળિયામાં ઘોડાને ગ્રીક શૈલીનું આખું બખ્તર પહેરાવેલ છે. આવા આઠેક પાળિયા સાબરકાંઠા જિલ્લામાંથી મળી આવ્યા છે.

સાબરકાંઠા જિલ્લાના હિંમતનગર તાલુકાના રૂપાલ ગામના ઝાંઝણી માતાના મંદિર પાસે કુલ ૩૪ પાળિયાઓ છે. તેમાંના એક ચોરસ પાળિયા ઉપર આગમાં સતી થનાર સ્ત્રીનું દૃશ્ય કોતરાયેલ છે. આવો બીજો પાળિયો વડોદરા જિલ્લાના છોટાઉદેપુર તાલુકાના પાનવડ ગામમાં જોવા મળે છે. આ જ પ્રકારના ૩૮ જેટલા પાળિયા મેં ગુજરાતમાં જુદે જુદે ઠેકાણે જોયા છે.

સતી થનાર સ્ત્રી અને તેના પતિની શિલાલેખવાળી અસંખ્ય ખાંભીઓ ગુજરાતમાં મોટા ભાગમાં જોવા મળે છે. આ પ્રકારની ખાંભીઓમાં



સં. ૧૩૫૦ નો યવનશૈલીના પહેરવેશવાળો પતિ–પત્નીનો ઘૂમટ આકારના મથાળાવાળો પાળિયો: પોળોના જંગલમાં આસ્તિક આશ્રમ પાસે (વિજયનગર : સાબરકાંઠા)



સં. ૧૩૬૨ નો ઘોડાને પહેરાવેલ ગ્રીકશૈલીના આખા બખ્તર સહિતનો રાજા સમરસિંહનો પાળિયો: ગામ ઉજેડીઆ (પ્રાંતીજ : સાબરકાંઠા)

પતિ–પત્ની હાથ જોડીને ઊભેલા દેખાય છે. આ પ્રકારની ખાંભીઓનો મોટો સમૂહ સાબરકાંઠા જિલ્લાના ઈડર તાલુકાના ટાલવણ ગામ પાસેના પુરાણા કન્યાટાના સૂર્યમંદિર પાસે ગોઠવાયેલ છે. મહેસાણા જિલ્લાના દેલમાલ ગામના નિંબની માતાના મંદિરમાં આ પ્રકારની ચાર ખાંભીઓ મૂકાયેલી છે. તેમાં અગત્યની ખાંભી યેલુ પહેલવાન અને તેની પત્ની મૂંજાની છે. આ યેલુ પહેલવાને પોતાના લગ્ન થયાને થોડો સમય ગયા પછી ઊલુઘખાનના લશ્કર સામે લીમડો ઊખેડી નાખવાની શરત કરી હતી. પહેલવાને એક જ ધક્કે લીમડો ઊખેડી નાખ્યો. પણ લીમડો ઊખેડતાં તેના પ્રાણ ગયા. પછી તેની પત્ની તેની પાછળ સતી થઈ. આ યેલુ પહેલવાનની યાદમાં પતિ–પત્નીના પાળિયા ઉપરાંત નિંબની માતાના મંદિરમાં એક તોરણ પણ કોતરાયેલ છે.



ઘણા રાજાઓ કુદરતી કારણસર કે યુદ્ધમાં ગુજરી જાય ત્યારે તેની પાછળ એક, બે, ત્રણ, કે વધારે રાણીઓ સતી થાય ત્યારે તેનો પાળિ-

આગની જ્વાળાઓ વચ્ચે સતી થતી સ્ત્રીનો પાળિયો: ઝાંઝણીમાતાનું મંદિર: ગામ રૂપાલ (હિમ્મતનગર: સાબરકાંઠા)

યો રચાય તેમાં રાજાના પાળિયા સાથે એક, બે કે ત્રણ જેટલી રાણીઓ સતી થઈ હોઈ તેની પ્રતિકૃતિઓ કોતરાઈ છે. આવો એક પાળિયો સાબરકાંઠા જિલ્લાના શિણોલ ગામ બહાર છતરીમાં મૂકાયેલ છે અને મળતો પણ કાંઈક જુદો એવો એક પાળિયો બનાસકાંઠા જીલ્લાના પાલનપુર તાલુકાના ચડોતરા ગામ બહાર મૂકાયેલ છે એ પાળિયામાં રાજા પોતે ઘોડેસ્વાર થયેલ દેખાય છે અને તેની બે પત્નીઓ



ગેલુ પહેલવાન તથા સતી કુંજા સહિત ચાર પહેલવાન-જોડાના પાળિયા : ગામ દેલમાલ (ચારણસ્મા : મહેસાણા)



સં. ૧૮૮૨ નો જોધપુરના કોઇ રાજકુમાર અને તેની પાછળ સતી થયેલ બે રાણીઓનો પાળિયો: ગામ શિણોલ (મોડાસા: સાબરકાંઠા)



રાજા અર્જુનજી અને તેની પાછળ સતી થયેલ રાણી પન્નાબાઇ તથા અમરીબાઇનો પાળિયો: ગામ ચડોતરા (પાલણપુર : બનાસકાંઠા

બાજુમાં ઊભેલ છે. તેની નીચે શિલાલેખ કોતરેલ દેખાય છે.

પાળિયાની સૃષ્ટિમાં પશુપક્ષી અને પ્રાણીઓના પાળિયા ઘણાં અગત્યના ગણાય. સાબરકાંઠા જિલ્લાના હિંમતનગર તાલુકાના રેડા ગામમાં સંવતના આઠમા સૈકામા રચાયેલ નાનકડું પશુ પક્ષી મંદિર ઊભું છે. એ મંદિરમાં પશુપક્ષીના ચાર જોડાનાં શિલ્પો કોતરાયેલ છે. કચ્છના ભૂજ શહેરની ઉત્તરે અઢાર



પશુ-પક્ષીનો પાળિયો (પશુ પક્ષીના દહેરાં નં–૨)
ગામ રેડા (હિંમતનગર: સાબરકાંઠા)

માઈલ દૂર ધ્રંગ નામે ગામ આવેલ છે. આ ગામમાં મેકણદાદાના સમાધિ મંદિરની બહાર કૂતરા અને ગધેડાના પાળિયા મૂકાયેલ છે. કહેવાય છે કે મેકણ-દાદા ગધેડાની પીઠ ઉપર પાણી અને રોટલા મૂકતા. પછી કૂતરો એ ગધેડાની સાથે રણમાં જતો અને રણમાં ભૂલા પડનાર મનુષ્યોને એ બે જાનવર ખાવા–પીવાની સગવડ આપી ધ્રંગ લઈ આવતા. આ બંને પ્રાણીઓની ખાંભી ધ્રંગમાં રચાયેલ છે. આ ધ્રંગ ગામ કચ્છના ભૂજ શહેરની ઉત્તરે વીસેક માઈલ દૂર આવેલ છે.



ધ્રંગ- લોડાઇ (કચ્છ)ના ડાડા મેકરણ સાથે સમાધિ પામેલ કૂતરા તથા ગધેડાની ખાંભી

ભાભીના મહેણાથી પોતે પાળેલ વાઘ સાથે લગ્ન કરનાર નર્મદા કિનારાના ગામ દામનની એક યુવતિ દેવુબા ઉર્ફે દેવયાની નામે સતીનું સમાધિ-મંદિર[૨૧] આવેલ છે. આ સતી સ્ત્રીએ વાઘ સાથે



વાઘ સાથે પરણીને એની સાથે સતી થનાર દેવુબા ઉર્ફે દેવયાનીનું સમાધિ મંદિર: નર્મદા કિનારે ગામ દામન ને રાયવંત વચ્ચે.

ક્ષણ કર્યાં હતાં. અને વાઘ મર્યો ત્યારે તેની સાથે સતી થઈ હતી.

અનશન કરી પ્રભુચરણે જનાર દિગમ્બર જૈન સાધુઓના પાળિયાઓ રચવામાં આવે છે. આ પાળિયામાં નીચલે ભાગે દિગમ્બર જૈન સાધુ ઉભેલ હોય છે અને ઉપલે ભાગે અનશન કરવા બેઠેલ એ જ સાધુની પ્રતિકૃતિ કોતરાયેલી હોય છે. આવો એક પાળીઓ ઈડર નજીકના મહાકાળેશ્વરના મંદિર પાસે મૂકાયેલ છે. કોઈ સ્ત્રી કે પુરુષને કાળો કોઢ થયો હોય અને તે મટે તેમ ન હોય ત્યારે આ દરદના દરદી જીવતા સમાધિ લે છે એવી સમાધિ ઉપર નાનકડી દેરી કે શિલાલેખ સહિતનો પાળિયો મૂકવામાં આવે છે.



અનશન કરી દેહત્યાગ કરનાર દિગંબર જૈન સાધુનો પાળિયો : ઇડર (સાબરકાંઠા)

કોઈ બ્રહ્મભટ્ટ બ્રાહ્મણ કે ગુરૂ કોમને રાજ્ય તરફથી કે કોઈ બીજા અધિકારી તરફથી હેરાનગતિ થાય તો આ કોમના માણસો રાજમહેલને દરવાજે જઈ ત્રાગું કરે છે. એટલે કે પોતાનું માથું વાઢી આત્મહત્યા કરે છે. આવા ત્રાગાના પાળિયા ગુજરાતમાં ઘણી જગ્યાએ જોવા મળે છે. એમાંનો સુંદર પાળિયો મહેસાણા જિલ્લાના સમી તાલુકાના શંખેશ્વર ગામ બહાર મૂકાયેલ છે.

ઘણા રજપૂતો અને બીજા વર્ણના લોકો મહાદેવજીને રીઝવવા કમળપૂજા કરે છે. મનુષ્યના મસ્તકને યોગશાસ્ત્રે સહસ્ર પાંખડીનું કમળ ગણેલ છે. આ ગણતરીને આધારે મહાદેવને પ્રસન્ન કરવા કમળને બદલે શિરનું કમળ બનાવીને મહાદેવને ચઢાવવામાં આવે છે. આવા ઘણા પાળિયા જોવા મળે છે. પોળોના જંગલમાં આવેલ સારણેશ્વરના મંદિરમાં કમળપૂજાનો એક સુંદર પાળિયો મૂકાયેલ છે.



કમળપૂજાનો પાળિયો : સારણેશ્વર મહાદેવનું મંદિરઃ પોળોના જંગલમાં આભાપુર ગામ પાસે (વિજયનગર–સાબરકાંઠા)

પાળિયાઓનો એક પ્રકાર એવો છે કે જ્યારે યુદ્ધમાં હાર ચોક્કસ હોય ત્યારે રજપૂતો એક સાથે કેસરિયાં કરે છે, ત્યારે રજપૂતાણીઓ મહાકાળ શિવની પૂજા કરી પ્રજળાવેલ મોટા અગ્નિમાં એક સાથે પડી પ્રાણત્યાગ કરે છે. આ જૌહરના સ્થળે શિવની પૂજા કરતી રજપૂતાણીઓના પાળિયા મૂકાયેલ જોવા મળે છે. આવો એક પાળિયો સાબરકાંઠા જિલ્લાના ખેડબ્રહ્મા તાલુકાના ગણેરગઢ ગામમાં મૂકાયેલ છે.

મહેસાણા જિલ્લાના વિજાપુર તાલુકામાં સોખડા નામે એક ગામ આવેલ છે. આસુંડા, દેવડા અને સોખડા એ ત્રણ ગામ ઘોડા ઉછેરનો ધંધો કરતા દેવડા રજપૂતોને સિદ્ધરાજ સોલંકીએ વસાવી આપ્યાં હતાં. અને તેના મુખીને એ ત્રણ ગામની જાગીરનો ઠાકોર બનાવ્યો હતો. સંવતના ચૌદમા સૈકાના ઉત્ત-



જૌહર કરતાં પહેલાં શિવલિંગની પૂજા કરતી સતી થનાર સ્ત્રીઓ:
ગામ ગણેરગઢ (ખેડબ્રહ્મા : સાબરકાંઠા)



ખોળામાં ખાંભીનો પાળિયો : ગામ સોખડા (વિજાપુર: મહેસાણા)

રાર્ષમાં પાટણ ઉપર મુસ્લિમ શાસન સ્થપાયું એ સમયે આ ત્રણ ગામનો ઠાકોર રાજસિંહ દેવડો પોતાનું રાજ્ય જાળવી શકયો હતો. આ રાજસિંહ દેવડાની રાણી ગુજરી ગઈ હતી અને તેનો દોઢ વર્ષનો પુત્ર વડરણના હાથે ઉછરી રહ્યો હતો. રાજસિંહનો એક કુટુંબી રાજસિંહની ઈર્ષા કર્યા કરતો હતો. તેને રાજસિંહની જાગીર કબ્જે કરી લેવી હતી. એક રાતે મોકો જોઈ પેલા કુટુંબીએ રાજસિંહ ઉપર સાંગનો ઘા કર્યો. એ ઘાથી ઘવાયેલ રાજસિંહ મૃત્યુ પથારીએ પડયો હતો ત્યારે તેણે સોખડાના સિદ્ધનાથ મહાદેવના મંદિરના મહંતને બોલાવીને તેને પોતાના પુત્રની સોંપણી કરી. મહંતને પોતાનો પુત્ર સોંપતાં રાજસિંહે કહ્યું કે: "મહંત દાદા! તમે મારા પુત્રનું જીવની જેમ જતન કરજો. પછી ઠાકોર રાજસિંહ મૃત્યુ પામ્યો અને તેનો દુશ્મન મોકળજી ત્રણ ગામનો ઠાકોર બન્યો. પોતાના દુશ્મનના વારસદાર રાજસિંહના પુત્રનુ કાસળ કાઢી નાખવા માટે મોકળસિંહ મોકો જોઈ રહ્યો હતો. એક સવારે પેલા ઠાકોરનો પુત્ર મંદિરના દરવાજા પાસે રમી રહ્યો હતો ત્યારે મોકળસિંહે તેને તીરથી વીંધી નાખ્યો. આ વાતની જાણ થતાં મહંત એ મરેલ બાળકને લઈને મોકળસિંહના રાજગઢને દરવાજે ગયા અને ત્યાં ચિતા ખડકાવી, પેલા બાળકને ખોળામાં લઈ જીવતાં બળી મૂઆ. પછી મહંતના શિષ્યોએ ખોળામાં ઠાકોરના બાળકને લઈને લલીતાસને બેઠેલ મહંતની ખાંભી કોતરાવી. વર્ષો સુધી આ ખાંભી દેવડા રજપૂતોની ડેલી સામે રહી. પછી દેવડા રજપૂતોનો સર્વનાશ થતાં આ ખાંભી સિદ્ધનાથ મહાદેવના મંદિરમાં લાવવામાં આવી. ખોળામાં ખાંભીનો આ પ્રકાર ત્રાગાંના જુદા જુદા પ્રકારોમાં પણ ગણી શકાય.

મેં મારા "ગુજરાતની પાળિયા સૃષ્ટિ"ના આ લેખમાં પચીસ પાળિયા અંગે વિગતવાર નોંધ આપેલ છે. પાળિયાઓ નીચેના શિલાલેખ સંપૂર્ણ રીતે વાંચી શકાય એટલો મારો અભ્યાસ નથી, એટલે આ લેખમાં કોઈ ભૂલ થઈ હોયતો વાચકો ક્ષમ્ય ગણશે.

# ધર્મવીર અજયપાળ (અજપાળ)

ડૉ. હરિભાઈ ગૌદાની

સંવતના આઠમા સૈકાના ઉત્તરાર્ધમાં રાજસ્થાનના મધ્યભાગમાં આવેલ પુષ્કરતીર્થ નજીકના એક ગામમાં અનાથ બનેલ ચૌહાણ શાખાના બે કિશોરો તેના મોસાળમાં રહેવા આવ્યા. આ બે કિશોરોમાંનો મોટો ભક્તિના રંગે રંગાયેલો હોઈને પુષ્કરતીર્થમાં આવતા સંતોની સેવા કરવા લાગ્યો અને નાનો તેના મામાને ખેતીવાડીના કામમાં મદદ કરવા લાગ્યો.

એક વખત એક દુધાધારી સંત પુષ્કરતીર્થમાં આવી ચડયા. એ સંત ખૂબ જ્ઞાની હતા. પણ પોતાના નિભાવ માટે જોઈતું દૂધ પુષ્કરતીર્થમાં મળી શકયું નહીં એટલે એ સંત પુષ્કરતીર્થ છોડીને ચાલ્યા ગયા. આ વાતની જાણ પેલા કિશોરને થતાં તેણે પુષ્કરતીર્થમાં આવતા દૂધાધારી સંતોને પૂરતું દૂધ મળી રહે તેવી વ્યવસ્થા કરવા વિચાર્યું. કિશોરની સેવાવૃત્તિથી પ્રેરાઈ તીર્થના બ્રહ્માજીના મંદિરના કારભારીએ સંતોને દૂધ પૂરું પાડવા માટે બકરીઓ ખરીદવા માટે થોડા રૂપિયા ઉછીના આપ્યા.

કારભારી પાસેથી પૈસા મળતાં પેલા કિશોરે પાંચસાત બકરીઓ ખરીદી અને તીર્થમાં આવતા દૂધાધારી કે બીજા દૂધની જરૂરિયાત પડે તેવા સંતોને વગર મૂલ્યે દૂધ પૂરું પાડવા માંડયું. બદલાની ભાવના ન જાગે અને હુંપદ ન વધે એ આશયથી પેલો કિશોર કોઈને પોતાનું નામ બતાવતો નહોતો. પણ કિશોરની સેવાભાવનાથી પ્રેરાઈ તીર્થમાં વસતા લોકોએ તથા સંતોએ એ કિશોરનું નામ 'અજ' એટલે બકરું અને પાળ એટલે પાળનાર એવું 'અજપાળ' રાખી દીધું.

ત્રણ વર્ષ બાદ પેલા દૂધાધારી સંત બીજીવાર પુષ્કરતીર્થમાં આવી ચડયા. સંતને પેલો કિશોર ઓળખી ગયો. અને નમસ્કાર કરી તેને જોઈતું દૂધ લાવી આપ્યું. દૂધાધારી સંતને જોઈતું દૂધ મળવાથી તે થોડો સમય પુષ્કરતીર્થમાં રોકાઈ ગયા. કિશોરે એ સંતની ખડે પગે સેવા કરી પછી તો અનેક દૂધાધારી સિદ્ધ સંતો પુષ્કરતીર્થમાં આવવા લાગ્યા. પુષ્કરતીર્થની આજુબાજુના ડુંગરડાંઓમાં ઘાસપાલો ખૂબ મળતો હોવાથી અજપાળે થોડી વધારે બકરીઓ રાખી લીધી.

એક વખત એક બિમાર સંત પુષ્કરતીર્થમાં આવી ચડયા. એ સંત પ્રખ્યાત સિદ્ધ નાગાર્જુનની પરંપરાના સંત હતા. અજપાળે બિમાર સંતની તન, મન અને ધનથી સેવા કરી. અજપાળની સેવાથી એ સિદ્ધપુરુષ સાજા થયા અને પુષ્કરતીર્થમાંથી બીજે જતી વખતે સિદ્ધ સંતે અજપાળને આશીર્વાદ આપ્યા કે તું આ પ્રદેશનો રાજા બનજે અને તારું નામ અજપાળને બદલે અજયપાળ રાખજે.

પેલા સિદ્ધપુરુષના ગયા પછી અજપાળે વિચાર્યું કે પોતે પુષ્કરતીર્થની આજુબાજુના પ્રદેશનો રાજા બને તો પોતાને અગાઉથી શસ્ત્રવિદ્યા, અશ્વવિદ્યા અને રાજ્યવહીવટ કરતાં શીખી જવું જોઈએ. આ વિચારને અમલમાં મૂકતાં અજપાળ નજીકના ગામમાં રહેતા તેના મામા પાસે ગયો અને ઘોડેસ્વારી તથા શસ્ત્રવિદ્યા શીખવા લાગ્યો. એક જ વર્ષમાં અજપાળ ઘોડેસ્વારી તથા શસ્ત્રવિદ્યામાં પારંગત થઈ ગયો. પછી તેણે આજુબાજુના પ્રદેશમાં વસતા પોતાની શાખાના ચૌહાણ લોકોને શસ્ત્રવિદ્યા શીખવાડી. અને જોતજોતામાં તેણે શસ્ત્રવિદ્યા શીખવેલા યુવકોનું એક સુંદર લશ્કર ખડું કરી દીધું. આ સેના પૂરેપૂરી તૈયાર થઈ એટલે અજપાળે પુષ્કરતીર્થ અને તેની આજુબાજુનો પ્રદેશ જૂના આદિવાસીઓ પાસેથી જીતી લીધો. આ પ્રદેશ જીત્યા પછી અજપાળે પુષ્કરતીર્થથી થોડે દૂર આવેલ સર્પગિરિ નામે પહાડની તળેટીમાં એક નગર વસાવ્યું અને એ નગરની ચારે બાજુ મજબૂત કિલ્લો બંધાવ્યો. પછી તેણે મધ્ય રાજસ્થાનનો ઘણો પ્રદેશ સર કર્યો. આ બધાં કાર્યો કરવા છતાં અજપાળ સંતસેવાનું કાર્ય

સૂઝતો નહીં.

વર્ષોનાં વાણાં વાઈ ગયાં. પછી પેલા સિદ્ધપુરુષ પુષ્કરતીર્થમાં આવી ચડયા. સિદ્ધસંતને જોઈ અજપાળ તેના પગમાં પડી ગયો. એ સમયે રાજ નરેશ અજપાળને સિદ્ધપુરુષે કહ્યું કે હવેથી તારું નામ અજયપાળ રાખજે અને તેં વસાવેલ નગરનું નામ અજયપુર રાખજે અને ૬૧ વર્ષની ઉંમરે પહોંચ્યા પછી રાજ્યનો કારોબાર તારા ભાઈને સોંપી તું હરિદ્વારમાં જઈ વાનપ્રસ્થાશ્રમ પાળજે.

૬૧ વર્ષની ઉંમરે પહોંચતાં અજયપાળે અજયપુર (અજમેર)નું રાજ્ય તેના નાનાભાઈને સોંપ્યું અને પોતે સિદ્ધની આજ્ઞા મુજબ હિમાલયની ગોદમાં આવેલ ઉત્તરાખંડના તીર્થ હરિદ્વારમાં જઈ વસ્યો.

અજયપાળે વાનપ્રસ્થાશ્રમ સ્વીકાર્યો પછી થોડા સમયબાદ ભારતવર્ષની પશ્ચિમ સરહદ ઉપર આરબો તથા ઈરાનીઓએ આક્રમણ કર્યું અને સિંધનું દેવલ બંદર પરધર્મીઓના હાથમાં ગયું. આરબો તથા ઈરાનીઓ મૂર્તિપૂજામાં માનતા નહોતા એટલે એ આક્રમણકારોએ હિન્દુ ધર્મના અસંખ્ય દેવાલયો અને તીર્થોનો નાશ કર્યો અને હિન્દુ પ્રજાની કતલ કરી.

ઈરાની તથા આરબોના આક્રમણની વાત સાંભળતાં અજયપાળે હરિદ્વાર તથા આજુબાજુના તીર્થક્ષેત્રોમાં વસતા સંતોને ભેગા કર્યા અને એ સંતો આગળ તેણે ધર્મના રક્ષણ માટે એક ધર્મસેના રચવાનો પ્રસ્તાવ મૂક્યો. સૌ સંતોએ અજયપાળની વાત માથે ચડાવી અને અજયપાળની આગેવાની નીચે એક સંત સેના ઊભી કરવામાં આવી. અને એ સેનાનું નામ ધર્મસેના રાખવામાં આવ્યું. પછી ધર્મસેનાને દોરી અજયપાળ અજયપુર ગયો. ત્યાં તેને જાણવા મળ્યું કે પરધર્મીઓનો એક મોટો નૌકા કાફલો કચ્છ ઉપર ચઢાઈ કરવા માટે કચ્છના કોટેશ્વર બંદર તરફ જઈ રહ્યો છે. દુશ્મનોને આગળ વધતા અટકાવવા માટે અજયપાળે ધર્મસેનાને ઝડપથી આગળ વધવા આદેશ આપ્યો પછી થોડા સમય બાદ કચ્છના હાલના અંજાર શહેર નજીકના એક મેદાનમાં આરબ અને યોગી સેનાનો ભેટો થયો. પરધર્મીઓની સેના ધર્મસેના કરતાં ચાર ગણી મોટી હતી છતાં ધર્મરક્ષા કાજે ધર્મસેનાએ દુશ્મનો સાથે ભયંકર યુદ્ધ ખેલ્યું. એ યુદ્ધમાં ધર્મસેનાના મોટા ભાગના સૈનિકો વીરગતિને પામ્યા. આ યુદ્ધમાં અજયપાળ પણ વીરગતિને પામ્યો. પરધર્મીઓ ધર્મસેના સાથેના યુદ્ધમાં જીત્યા પણ એ જીતમાં પરદેશી સેનાનો અર્ધો ભાગ કપાઈ મૂઓ એટલે કચ્છ જીતવાનું માંડી વાળી એ સેના પોતાને વતન પાછી વળી.

અંજારના યુદ્ધમાં દેવસેનાના મોટા ભાગના સૈનિકો માર્યા ગયા. પણ બાકી રહેલ સૈનિકોએ નાની નાની દેવસેનાઓ રચી પરધર્મીઓને સિંધમાંથી હટાવી દેવા માટે પ્રયત્નો કર્યા. અજયપાળે સ્થાપેલ દેવસેનાનું કાર્ય ચાલુ રહ્યું અને વર્ષો સુધી એ સેનાના સૈનિકોએ પરધર્મીઓની સાથે નાનાં મોટાં યુદ્ધો ખેલ્યાં.

અજયપાળ જે સ્થળે મૃત્યુ પામ્યો હતો તે સ્થળે દેવસેનાના સેનાનીઓએ એક શિવમંદિર બંધાવ્યું અને તેની બહાર ભૂંડનો શિકાર કરનાર ઘોડેસ્વાર અજયપાળનો પાળિયો મૂકવામાં આવ્યો. અજયપાળના સમય પછી દેવસેનાના જે સેનાનીઓ પરધર્મીઓની સાથેના યુદ્ધમાં વીરગતિ પામતા તેની ખાંભીઓ મૂકવામાં આવતી પણ એ ખાંભી અજયપાળની ખાંભી જેવી જ બનાવવામાં આવતી. આવી ઘણી ખાંભીઓ રાજસ્થાન અને ગુજરાતમાં જોવા મળે છે. એ ખાંભીઓમાં મહેસાણા જિલ્લાના દેલમાલ, ખેરાળુ, વડનગર અને પિઢાઈ ગામમાં મૂકાયેલ છે. આ બધી ખાંભીઓની હાલમાં પણ પૂજા થાય છે. તદ્ઉપરાંત અજયપાળની ઘણી ખાંભીઓ ગુજરાતના જુદા જુદા ગામોમાં મૂકાયેલી જોવા મળે છે. સૌરાષ્ટ્રના સુરેન્દ્રનગર જિલ્લામાં પણ આ પ્રકારની બે ખાંભીઓ મૂકાયેલી છે.

અજપાળ ઉર્ફે અજયપાળના જીવન અંગેની લગભગ એક જ સરખી લોકોક્તિઓ મેવાડ, દક્ષિણ મારવાડ અને ઉત્તર ગુજરાતમાં સાંભળવા મળે છે. તદ્ ઉપરાંત પુષ્કરતીર્થ મહાત્મ્યમાં પણ અજપાળ અંગે લખાયેલું છે.

# પહેલવાન ચેલપા અને સતી કુંજા

ડૉ. હરિભાઈ ગોદાની

ગુજરાતના સુપ્રસિદ્ધ સોલંકી રાય સિદ્ધરાજ જયસિંહે નક્કી કરેલ કે ગુજરાતને શક્તિશાળી બનાવવું હોય તો ગુજરાતને દરેક બાબતમાં સ્વાવલંબી બનાવવું જોઈએ. આ વિચારને અમલમાં મૂકવા સિદ્ધરાજે ઉત્તર ભારતમાં એક હજાર વિદ્વાન બ્રાહ્મણોને બોલાવીને શ્રી સ્થળ (સિદ્ધપુર)માં વસાવ્યા. ત્યારપછી વિદ્વતાની બાબતમાં ગુજરાત માળવાની સરસાઈ કરવા લાગ્યું. તેણે પોતાના લશ્કર માટે જોઈતા અશ્વોને ગુજરાત બહારથી મંગાવવાને બદલે રાજસ્થાનમાં વસતા અશ્વ ઉછેરનાર દેવડા રજપૂતોને ઉત્તર ગુજરાતના વિજાપુર તાલુકામાં વસાવ્યા અને એ સ્થળે રજપૂતોની દેવડા શાખાના નામ ઉપરથી 'દેવડા' નામે ગામ વસાવી આપ્યું. ત્યારપછી સિદ્ધરાજે કાન્યકુબ્જ (કનોજ)માંથી એકસો વિદ્વાન વૈદોને બોલાવી એ વૈદોને ધનવંતરીનગર (ધીણોજ) નામે ગામ બંધાવી આપી એ ગામમાં વસાવ્યા. પછી એ ગામમાં ગુજરાતના વિદ્યાર્થીઓને આયુર્વેદનો અભ્યાસ કરવા માટે મહાવિદ્યાલય બંધાવી આપ્યું. ત્યારપછી સિદ્ધરાજ જયસિંહે દક્ષિણ ભારતના કર્ણાટક પ્રદેશમાંથી એકસો જયેષ્ઠી (જેઠી) પહેલવાનોને બોલાવી એમને દેલમાલ નામે ગામમાં વસાવી ગિરાસની જમીન આપી. આ જમીનમાં પહેલવાનો ખેતી કરતા અને શિયાળામાં ગામે ગામ ફરી ગુજરાતના યુવાનોને કસરતના પ્રયોગો શીખવતા.

સંવત ૧૩૫૬માં ગુજરાતનો છેલ્લો હિન્દુ રાજા કર્ણ વાઘેલો અલ્લાઉદ્દીન ખીલજીની સાથે લડતાં મરી ગયો. મુસલમાનોનાં લશ્કરનાં ધાડાં ગુજરાત ઉપર ફરી વળ્યા. અલ્લાઉદ્દીન ખીલજીનો સેનાપતિ ઉલુઘખાન પોતાનું લશ્કર દોરીને જયેષ્ઠી પહેલવાનોના ગામ દેલમાલ ઉપર ચડી આવ્યો. એ સમયે દેલમાલમાં જયેષ્ઠી પહેલવાનોની મોટી વસ્તી રહેતી હતી. પોતાના ગામ ઉપર પરધર્મીઓનું લશ્કર ચડી આવ્યાની વાત જાણતાં સેંકડો જયેષ્ઠી પહેલવાનો ઉલુઘખાનના લશ્કર સામે લડવા માટે ગામ બહારના મેદાનમાં આવી ઊભા રહ્યા. અફઘાનોથીએ ચડી જાય એવા જયેષ્ઠી પહેલવાનોના બાંધા જોતાં ઉલુઘખાને વિચાર્યું કે આ પહેલવાનોના લશ્કર સાથે લડાઈ થશે તો આપણે જીતશું તો પણ આપણા લશ્કરને ઘણું નુકસાન થશે. એટલે ઉલુઘખાને જેઠી (જેઠી) પહેલવાનના લશ્કરના આગેવાનને બોલાવીને કહ્યું કે "સામા મંદિરના ચોગાનમાં દેખાય છે એ લીમડો તમારામાંનો કોઈ આદમી એક ધક્કો મારી પાડી નાખે તો અમે તમારી સાથે લડયા વિના ચાલ્યા જઈશું. અને કદાચ એ લીમડો ન ઊખડે તો અમે તમારી કુળદેવીના મંદિરના શિખરનું ઈંડું ઉતારીને ચાલ્યા જઈશું."

પહેલવાનોના લશ્કરના આગેવાને ઉલુઘખાનની વાત માન્ય રાખી. પછી તેણે પોતાના લશ્કરના યુવાનોને સંબોધીને કહ્યું કે: "તમારામાંનો કોઈ યુવાન માતાના મંદિરની આગળ ઊભેલ નાનો લીમડો એક ધક્કે પાડી નાખે તો આપણે મોટી જાનહાની અટકાવી શકીએ." ઘડીભર લશ્કરમાં સન્નાટો ફેલાઈ ગયો. આગેવાને ફરીથી કહ્યું કે: "આપણા લશ્કરમાં મેં કહી તે વાત પારપાડનાર યુવાન હોય તો મેદાનમાં આવે."

પહેલવાનનું બીજીવારનું એલાન સાંભળતાં ફક્ત ૧૫ દિવસ પહેલાં જ કર્ણાટકમાંથી લગ્ન કરી આવનાર યુવાન પહેલવાન ચેલ્લપા મેદાનમાં આવ્યો અને કહ્યું કે "લશ્કરના સેનાપતિને માતાના મંદિરના ચોગાનમાં લઈ આવો. હું એક જ ધક્કે તમે કહ્યું તેમ લીમડો ઊખેડી નાખીશ."

થોડીવાર પછી ઉલુઘખાનની હાજરીમાં જ ચેલ્લપા પહેલવાને એક જ ધક્કે માતાના મંદિર પાસે ઊભેલ લીમડો પાડી નાખ્યો. પણ અનોખું બળ કરવાથી પહેલવાનની આંખોના ડોળા બહાર નીકળી આવ્યા અને થોડીવારમાં જ પહેલવાનનું મૃત્યુ થયું.

ઉલુઘખાને પહેલવાનને ધન્યવાદ આપી તેને સાથે કીનખાબનો રેજો ઓઢાડયો. અને તેના કુટુંબને આપવા માટે એક હજાર સોનામોરો જેઠીના સેનાના આગેવાનને આપી.

ઉલુઘખાનના લશ્કરના ગયા પછી પોતાના પતિનું શબ ખોળામાં લઈ એની પત્ની કુંજા સતી થઈ.

હાલમાં મેલ્લપા (મેલુ) પહેલવાનનો પાળીઓ તેની પત્ની કુંજા સાથે દેલમાલના નિંબની માતાના મંદિરમાં મૂકાયેલ છે. તેની નીચે શિલાલેખ પણ કોતરાયેલ છે. ત્યારપછીના સમયમાં આ મંદિરના રક્ષણ માટે પ્રાણ આપનાર બીજા ત્રણ પહેલવાનોના પાળિયા તેની સતી સ્ત્રીઓની સાથે આ મંદિરના ચોગાનમાં મૂકાયેલા છે. મેહસાણા જિલ્લાના ચાણસ્મા તાલુકાના કમ્બોઈ સ્ટેશનથી દેલમાલ ગામ ત્રણ માઈલ દૂર આવેલ છે.

# વાઘ સાથે પરણનાર દેવુબા

વડોદરા જિલ્લાના છોટા-ઉદેપુર તાલુકાના દામન અને રાયવંત ગામ વચ્ચે નર્મદા નદી વહી જાય છે. આ કાંઠાના ઉપર. એક સતી દેવયાનીની દહેરી આવેલી છે. કિનારાના આદિવાસીઓ એની બાધા આખડી રાખે છે ને પશુ સાથેની પ્રીતની એક મોંઘી વાત હોંશે હોંશે કહે છે.

કહે છે કે આ કિનારાના ગામમાં પાંચસો વરસ પહેલાં એક બ્રાહ્મણ રહેતા હતા. એને એક દીકરો અને એક દીકરી. પણ જંગલમાં અને નદી-કાંઠે ઉછરેલ એટલે ભારે હાડબળુકાં. એમાં દેવબાઈ તો પાણીનું માછલું જોઈ લ્યો. નર્મદાનાં બહોળાં પાણીમાં મગરાની જેમ શેલારા દયે. ભલભલા તારૂ એના પૂરમાં તણાતી ચીજ-વસ્તુઓ ખેંચી આવતાં ભે ખાઈ જાય પણ દેવબાઈ અવાઈ પડીને ઝંપલાવે અને પૂરના લોઢ વચ્ચેથી ચીજ-વસ્તુને ખેંચી આવે.

એક વખત કોઈ પ્રાણીનું બચ્ચું લોઢે લેવાતા લાકડાને વળગીને તણાતું જાય. આઘેથી જગર બિલાડા જેવું લાગે. કાંઠે ઉભેલા તરવૈયાઓ કહે : "જવા દો, જવા દો! એ તો કાંઈક જંગલી જાનવર જેવું લાગે છે."

પણ દેવુબાઈનો જીવ ઝાલ્યો ન રહ્યો સાહસ સાથે જ પ્રીતિ. બધા 'હાં હાં' કરતા રહ્યા ને દેવુબાઈ લાકડું કિનારે ખેંચી લાવી. પણ નિરાંતે જોતાં એ તો વાઘનું બચ્ચું નીકળ્યું. ઘરની મનાઈ છતાં દેવબાઈએ તો એનું લાલન પાલન શરૂ કર્યું. વાઘનું બચ્ચું પણ ચોવીસ કલાક દેવબાઈનો સંગ ન છોડે. દેવુબાઈ ખવરાવે ત્યારે ખાય ને દેવુબાઈ એને પોતાની પથારીમાં જ સુવડાવે.

પણ વાઘના બચ્ચાંને વધતાં વાર કેટલી? ઘરનાં માણસને આ બધું ન ગમે પણ વાઘનું બચ્ચું યુવાન થતાં ઘરમાં પણ કુટુંબના સભ્ય જેવું બની ગયું. પણ બચપણથી દૂધ ને મકાઈના રોટલા ખાવા છતાં વાઘ કાઠું કાઢી ગયો.

એક દિવસ દેવુ બાઈની ભાભીએ મેણું માર્યું કે આતો નર વાઘ છે, કુંવારકાથી નરજાતિ સાથે ન સુવાય. દેવુબાઈ સમસમી ઊઠી. આ તો કુંવારા કલંક ચડયાં. એણે વેન લીધું કે હવે પરણું તો આ વાઘને જ પરણું. મા બાપ સમજાવી સમજાવીને થાકયાં કે હવે ઘણું થયું આ વાઘને જંગલમાં છોડી આવ અને તને સારો જોઈને બ્રાહ્મણ યુવાન પરણાવીશું.

પણ દેવુબાઈ એકની બે ન થઈ. એને તો મેણું સોંસરવું ઊતરી ગયેલું કે નરજાત સાથે એક પથારીમાં સૂતા પછી કોઈને પરણવું એતો બીજું ઘર માંડયું કહેવાય.

મા બાપે સમજાવીને હારી ખાધું. બ્રાહ્મણોને બોલાવ્યા. બ્રાહ્મણોએ પ્રાયશ્ચિત બતાવ્યું. કાં તો એ વાઘને પરણે અને નહિં તો સમાધિ લ્યે, પણ પશુ સાથે પરણીને બ્રાહ્મણની નાતમાં ન રહેવાય.

છેવટે દેવુબાઈ ધરાહાર વાઘ સાથે પરણી. અને નોખું ઘર લઈ રહી. કહે છે કે આઠેક વરસ સુધી એ વાઘની પ્રીત ચાલુ રહીને વાઘ માંદો પડયો, મરી ગયો. પણ આ તો વાઘ સાથે પ્રીત કરીને પરણનારી દેવુબાઈ. એણે ચિતા ખડકાવી. એ ચિતા ઉપર ખોળામાં વાઘનું માથું રાખીને વાઘની પાછળ સતી થઈ. લોકોએ એના અવશેષ ઉપર દેરી ચણાવી, પ્રાણી સાથેની એની પ્રીતની વીરતા પૂજનીય બની ગઈ.

# ઘૂમલીના રાણા રામદેવજીના સમયનો શિલાલેખ

છોટુભાઈ અત્રિ
ડૉ. પ્રવીણભાઈ પરીખ



ફોટો : ગુજરાત રાજ્યના
પુરાતત્ત્વખાતાના સૌજન્યથી

જામનગર જિલ્લાના ભાણવડ તાલુકાનાં ઘૂમલી ગામને પાદર વહેતા ઝરાને કાંઠે આવેલી બરડાઈ બ્રાહ્મણોની ધર્મશાળાના ચોગાનમાં રસ્તા ઉપરના છેડે આવેલી વાવનો ધર્મશાળના વ્યવસ્થાપકોએ ગાળ કઢાવી વાવનું સમારકામ કરાવતાં તેમાંથી ખાંભી આકારનો મળેલ એક શિલાલેખ ધર્મશાળાના ચોગાનમાં રાખવામાં આવેલ છે.[૧]

૨. વાળુકામય પથ્થરની લગભગ ૧. ૫૬ X— ૩૪ X ૧૯ સે.મી.ના માપની લષ્ટિના ઉપરના ભાગે ૨૭ સે.મી. જેટલી લંબાઈમાં યાવદ્ ચંદ્ર દિવાકરૌ સૂચવતાં પ્રતીકોની નીચે વ્યાલ–આકૃતિ જેવાં કોઈ પશુનું ગ્રામ્ય તક્ષણ કરેલું છે. પશુની હેઠળ સ્તન્યપાન કરતું તેનું બચ્ચું છે. પશુનાં મુખ આગળ ગવાદનિકા (ગવાણ) ને બદલે હીચણિયાના આકારના આધારપટ્ટ ઉપર લાડુ જેવી કશીક ખાદ્ય સામગ્રી છે. તેની ઉપરનો અને પશુમુખનો અગ્રભાગ ખંડિત થઈ ગયેલો છે. કોતરકામની લઢણ ઉપરથી પશુનું નામ નક્કી થઈ શકે એમ નથી. તે રાજ્યચિન્હ હોવાનો સંભવ નહિવત છે. ગધેગાળવાળા લેખમાં તેને અનુરૂપ કોતરાતી શિલ્પાકૃતિ જેમ પ્રસ્તુત લેખના શાપભાગમાં ગોહત્યાનું વિધાન હોઇ પ્રસ્તુત શિલ્પાકૃતિ સવત્સી ગાયની હોવા સંભવ ખરો, પરંતુ લેખમાં જેની માફીનો ઉલ્લેખ છે તે લાગો ગાય અગર ચરિયાણ ભૂમિ ઉપરનો જ હોય તો પ્રસ્તુત શિલ્પાકૃતિ સવત્સી ગાયની હોવા અંગે શંકાને સ્થાન રહે નહિ. શ્રી ખોડીદાસ પરમારના અભિમત મુજબ "........ રાજવીએ ગોચર માટે આપેલી જમીનને કાંઠે વાછરૂ ધાવતી ગાયનો ખૂંટો ખોડાવે છે તેથી ગામલોકો જાણે કેઆ ગોચર છે, તે ખેડાય નહી.'" આ વિધાન સાથે "ગાયની ખાંભી" મથાળા નીચે તેમણે આપેલું શિલ્પાકૃતિનું રેખાંકન અત્રે ચર્ચિત શિલ્પાકૃતિ જોડે સામ્ય ધરાવે છે.

૩. શિલ્પ–તક્ષણ બાદ લગભગ ૨૯ સે.મી. જેટલી લંબાઈમાં અશુદ્ધ સંસ્કૃત અને દેવનાગરી લિપિમાં નીચે મુજબ આઠ પંક્તિઓ ઉત્કીર્ણ કરેલી છે :—

(૧) स्वस्त श्री नरप विक्रम संवत् १४६
(२) वर्ष १ माघवदे पंचमी सुक्रे राण
(३) श्री रामदेव विजय रा ाज्य कु
(४) वां ाण सति तलार. ाभाजा उत्र वा
(५) न ार.ण कु मारिकासक्क चउ
(६) री (की ?) लागमुक्तः पाल्याव [।] य (:!) इ [दि ?]
(७) ाका [ऽ] पि तलार ालापयति तस्य
(८) गोहत्या छ [।] सा. ासामा [।]

લેખની આંખેદીઠી વાચના અને ફોટો–નકલની વાચનામાં યત્રતત્ર ફરક પડે છે. લેખની વાચનાના પ્રથમ પ્રકાશન બાદ પ્રસ્તુત બંને લેખકોએ કરેલી બંને પ્રકારની વાચના ઉપરથી ઉપર્યુક્ત પાઠ નક્કી કર્યો છે, છતાં વિકલ્પને અવકાશ છે.

૪. લેખની પ્રથમ પંક્તિમાં આવેલ સાલના આંકડામાં એકમનો અંક નથી. બીજી પંક્તિમાં વર્ષ ૧ લખેલ હોઈ વિ. સં. ૧૪૬૧ માનવા પ્રથમ નજરે લાલચ થાય, પરંતુ તિથિ–વારનો મેળ બેસાડતાં ૧ માઘ એટલે કે પ્રથમ માઘ છે, જે વિ. સં. ૧૪૬૦ નો જણાય છે. તદનુસાર લેખની તુલ્યકાલીન મિતિ ઈ. સ. ૧૪૦૪ ના ફેબ્રુઆરીની ૧–લી તારીખ આવે છે.

૫. લેખની ત્રીજી પંક્તિમાં જણાવેલ રામદેવ ઈ. સ. ૧૪૦૪ માં હયાત હોઈ પોરબંદરના શાંતિનાથ જિનાલયમાં આવેલા વિ. સ. ૧૬૯૧–ઈ.સ. ૧૬૩૫ના ૧૪ પંક્તિઓવાળા શિલાલેખમાં જણાવેલા રાણાશ્રી રામજીથી રાણાશ્રી વિક્રમજી સુધીની સાત પેઢીઓમાં પ્રથમ જણાવેલ રાણાશ્રી રામજીનું જ નામ અહીં રામદેવ જણાવેલ હોય એમ લાગે છે.[૩]

૬. ચોથી પંક્તિમાં તलार. પાસે મૂકેલું પૂર્ણ વિરામનું ચિહ્ન સરતચૂકથી ન મૂકાયું હોય તો "તलार"-ના વાચ્યાર્થ "મહેસુલ વસુલ કરનાર, તલાટી, નગર-રક્ષક કે કોટવાળ[૪]" ને બદલે તેનો લક્ષ્યાર્થ "મહે-સૂલી આજ્ઞા" અથવા "નગરરક્ષક કે કોટવાળની આજ્ઞા" લેખકાર અભિપ્રેત હશે એમ અનુમાની શકાય. પરંતુ પૂર્ણવિરામનું ચિહ્ન જો તક્ષકની સરતચૂકથી મૂકાયું હોય તો તलार કોણ તે વિચારવું પડે. કારણ કે भोजापुत्र અને नारण ની વચ્ચે वा મુકાયેલ હોઈ મોજા અને ન ारण માંથી કોઈપણ તलार હોઈ શકે, જેમકે તलार ભોજાનો પુત્ર અમુક" અથવા "ભોજાનો પુત્ર અમુક તलार. વળી तलार લક્ષ્યાર્થ લેવાથી પાંચમી પંક્તિનું ना रण कुमारिका પદ સામાસિક શબ્દ તરીકે લેવું પડે, પરંતુ વાચ્યાર્થ લેવાથી ઉક્તપદ સામાસિક પણ લઈ શકાય અને ना रणથી અલગ રીતે कुमारि-कासक्त પદ પણ લઈ શકાય. આમ "કોઈ અમુક તલારની પુત્રી તરફના પ્રેમને કારણે" અથવા "કોઈ અમુક તલાર હતો ત્યારે કુંવારકા તરફના પ્રેમને કારણે" આ બેમાંથી લેખકારને કશું અભિપ્રેત હોય તો नरेण ને બદલે नारण ગ્રાહ્ય રાખવું પડે.

૭. પાંચમી પંક્તિમાં न ारण લખેલ હોઈ नारण અને नरेण એમ બંને રીતે વાંચી શકાય છે. લેખ-કારને શું અભિપ્રેત હશે તે વિચારણીય છે. तलार શબ્દ જો લક્ષ્યાર્થમાં વપરાયો હોય તો ભોજો કે તેનો પુત્ર તलार નથી તેટલું સ્પષ્ટ થાય, અને લાગોમાફી જો નારણની પુત્રી નહીં પણ કોઈ એક અજ્ઞાત કે તમામ કુંવારકા તરફના પ્રેમને કારણે અપાઈ હોય તો नारण ને બદલે नरेण હોવાનો સંભવ વધુ છે. રાજાને नरपति કહેવાની સંસ્કૃત–સાહિત્યમાં પ્રથા છે. લેખકારે રાજાના અર્થમાં नर શબ્દ વાપર્યો હોય તો તે ભોજાનો પુત્ર છે તેમ નક્કી થાય છે. આ રીતે અર્થઘટન કરવાથી नरेण ની જેમ भोजापुत्रेण અને कुमारिकासक्तेन જોઈએ, તેને બદલે ક્રમશઃ...પુત્ર અને ....... सक्त છે તે વ્યાકરણભૂલ તત્કાલીન ભાષો-શૈલીની દૃષ્ટિએ નગણ્ય છે. ઇતિહાસની દૃષ્ટિએ મહત્ત્વનું તો તે છે કે આ અર્થઘટન જો બરાબર હોય તો પ્રસ્તુત રામદેવજીના પિતાનું નામ ભોજા હતું.

૮. પાંચમી પંક્તિના છેલ્લા બે અક્ષરો चउ સ્પષ્ટ છે, પરંતુ છઠ્ઠી પંક્તિનો મહત્વની કડી સમો પહેલો અક્ષર સ્પષ્ટ નથી. આંખે દીઠી વાચનામાં તે री જણાયેલ. ફોટો–નકલની વાચનામાં પહેલી નજરે की વંચાય છે, પરંતુ ઝીણવટથી જોતાં की ને સુધા-રીને री કરેલ જણાય છે. તે શબ્દ જો चउकी (સંસ્કૃત चतुष्किका પ્રાકૃત દેશ્ય चउक्किआ, હિન્દી चौकी, ગુજ-રાતી "ચોકી") હોય તો ચોકીલાગો માફ કરવામાં આવેલ છે, અને તેથી લેખને શિરોભાગે કોતરેલી શિલ્પાકૃતિનો સંબંધ લેખના મુખ્ય હેતુ સાથે નહીં, પરંતુ શાપભાગ સાથે છે એમ માનવું જ પડે. હવે જો આ શબ્દ દેશ્ય પ્રકારનો चउरी હોય તો તેમાંથી પણ બે અર્થ નીકળે છે. (૧) માહ્યરાના અર્થમાં "ચોરી" અને (૨) ગાય. ચોરીની વિધિમાં સપ્ત-પદીની જેમ ગૌદાનનું પણ મહત્વ છે. ચોરી ઉપર

અગાઉ લેવાતો લાગો આ આદેશથી બંધ થતો હોય અને ચોરી વખતે થતાં ગૌદાનના તથા શાપભાગના સંદર્ભમાં લેખાગ્રે શિલ્પાકૃતિ થયેલ હોય તેમ બને. પહાડી ગાયના પૂંછડાના વાળના ગુચ્છામાંથી ચામર બને છે. તેવી ગાયને ચમરી કહે છે. ચેંચરી–ચંરી–ચઉરી એમ વ્યુત્પત્તિ લઈએ તો चउरीलागने પૂંછડાવેરા, ખૂંટાવેરા કે ચરિયાણવેરાના અર્થમાં ગાય ઉપરના લાગા તરીકે ઘટાવી શકાય અને તો તેની માફીના અને શાપભાગના એમ બંનેના સંદર્ભમાં લેખાગ્રે કોતરેલી શિલ્પાકૃતિ સાર્થક ગણાય, પરંતુ તો પણ એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે. કુંવારકા તરફના પ્રેમને કારણે રાજા કે કોટવાળ ચોરી લાગો માફ કરે તે સહજ છે, પરંતુ કોઈપણ નામે ગાય ઉપરનો વેરો માફ કરે તેને અને કુમારિકાસક્તિને શો સંબંધ? સંભવ છે કે કોઈ કન્યાએ રાજાનો કે કોટવાળનો સ્નેહ મેળવી આ પ્રકારની લાગામાફી માગી લીધી હોય!

૯. પાંચમી પંક્તિમાં कु અને मा ની વચ્ચે ખાલી જગ્યા છે. ત્યાં ખાડો છે. લેખ કોતર્યા પહેલાનો તે કુદરતી ખાડો હશે. (સારી શિલાયષ્ટિ પણ નહિ મળી હોય?) તેને કારણે બંને અક્ષરો જુદા કોતરેલા હશે.

૧૦ છઠ્ઠી પંક્તિમાં पाल्याय નો य શંકાસ્પદ છે. પાળવું, નિભાવવું, પાલન કરવું એવા અર્થમાં पाल ઉપરથી નિભાવવા યોગ્યના અર્થમાં વિધ્યર્થ કર્મણિ કૃદન્ત पाल्ये ની ચોથી વિભક્તિનું એકવચનનું રૂપ હોય તો "પાળવા માટે" એવા અર્થમાં पाल्याय લઈ શકાય, પરંતુ તે અર્થમાં पाल्य કે पालनीय પણ વાપરી શકાયું હોત. તેથી लागः मुक्तः पाल्यः च અભિપ્રેત હોય તો આ શબ્દ पाल्यश्च જોઈએ.

૧૧. છઠ્ઠી પંક્તિનો અંતિમ વાચ્ય અક્ષર य છે. તેની પાસે વિસર્ગ–ચિહ્ન રહી ગયાં હોય અથવા दि રહી ગયો હોય તેમ જણાય છે. સાતમી પંક્તિમાં આરંભિક બે અક્ષરો જોડે મેળ બેસાડતાં यः कोऽपि અથવા यदि कोऽपि બંને થઈ શકે. પ્રથમ વિકલ્પની શક્યતા વધુ જણાય છે.

૧૨. સાતમી પંક્તિમાં આવતા तलार लोपयति શબ્દોમાં तलार કર્તા હોય તો કર્મનું પદ અધ્યાહાર સમજવું પડે, અને જો તે જ કર્મનું પદ હોય તો તેના ઉપર અનુસ્વાર કરવાનું રહી ગયું હશે એમ માનવું પડે. "જે કોઈ કોટવાળ (આ હૂકમનો) ભંગ કરશે" ને બદલે "જે કોઈ તલાર (લાગામાફીના કે કોટવાળના હુકમ:) નો ભંગ કરશે" તેવો અર્થ લેવો એ, વધારે યોગ્ય જણાય છે. કારણ કે કોટવાળ શું કે તેના હાથ નીચેના રાજના અન્ય નોકરો શું–દરેકને રાજાજ્ઞા માનવી પડે તેથી શાપભાગ માત્ર તલાર–કોટવાળને અસરકારક બનાવવાનું અભિપ્રેત જણાતું નથી.

૧૩. આઠમી પંક્તિમાં ચોથો અક્ષર छ ગુજરાતી "છે" ને બદલે આવેલો છે. લેખને અંતે શાસકવતી કોઈ સોમાની સહી છે. તેનું અધિકારદર્શક પદનામ અપાયું હોત તો લેખને સમજવામાં કાંઈક સરળતા થાત.

૧૪. આટલી ચર્ચા બાદ લેખનું ગુજરાતી નીચે મુજબ કરવામાં હરકત જણાતી નથી.

(૧) સ્વસ્તિશ્રી નૃપવિક્રમ સંવત ૧૪૬૦ ના
(૨) પ્રથમ માધવદી પાંચમ શુક્રવારે
(૩) રાણાશ્રી રામદેવજી રાજ્ય કરે છે ત્યારે
(૪) કોટવાળ લાગામાફીની આજ્ઞા:
(૫) ભોજાપુત્ર રાજાએ કુમારિકા તરફના પ્રેમને કારણે
(૬) ચોરી પૂંછડા ચરિયાણ લાગો માફ કર્યો છે. (આ હુકમ) પાળવો.
(૭) જે કોઈ કોટવાળ આ હુકમનો ભંગ કરશે તેને
(૮) ગોહત્યા (નું પાપ) છે. સહી: સોમા.

૧૫. લાગો માફ કરવાનું કારણ કુમારિકાસક્તિ છે. આસક્તિનો અર્થ કામાસક્તિ કરવાને બદલે અતિશય સ્નેહ કરીએ તો ઉપર કહ્યું છે તેમ કોઈ એક કે તમામ કુમારિકાઓ તરફના અતિશય પ્રેમને કારણે આ લાગામાફી અપાઈ હોય, એમ

અને. સંક્ષેપમાં નીચેના પ્રશ્નોના જવાબ નક્કી કરી આ લેખનો અન્ય અર્થ અનુવાદ પણ થઇ શકે છેઃ—

(૧) શિલ્પાકૃતિને અને લેખને શો સમ્બન્ધ છે?

(૨) તલાર શબ્દનો વાચ્યાર્થ અભિપ્રેત છે કે લક્ષ્યાર્થ?

(૩) ભોજપુત્ર રાજા (રામદેવ) કે ભોજપુત્ર નારણુ?

(૪) લાગામાફી રાજાએ આપી કે કોટવાળ ભોજપુત્ર નારણે?

(૫) કુમારિકા કોઇ એક કે તેનો વર્ગ?

(૬) કુમારિકા કોઇ એક હોય તો અજ્ઞાત કે ભોજપુત્ર નારણુની?

(૭) લાગો શેના ઉપરથી માફ કર્યો?

(૮) હુકમનો ભંગ હોઈ કોટવાળ કરે તો તેને કે જે કોઈ કરે તેને ગોહત્યાનું પાપ લાગે?

૧૬. જેઠવાઓની વંશાવળીમાં ઈ.સ. ૮૭૫થી ૯૨૫ની વચ્ચે રામદેવજી (૧) થઈ ગયાનું શ્રી શં. હ. દેશાઈ જણાવે છે,[૫] પરંતુ શ્રી કે. કા. શાસ્ત્રીએ તેનો કશો ઉલ્લેખ કરેલો નથી.[૬] ઈ.સ. ૧૨૭૦માં રામદેવજી (૧)નો શ્રી શાસ્ત્રી ઉલ્લેખ કરે છે.[૬] જ્યારે શ્રી દેશાઈ કશો આંક બતાવ્યા વિના તેનો ઉલ્લેખ ઈ. સ. ૧૨૯૧ માં કરે છે.[૫] આ બંને એક જ વ્યક્તિ હોઈ રામદેવજી (૨) ગણાય. ચર્ચિત લેખવાળા રામદેવજી (૩) ઈ. સ. ૧૪૦૪માં હયાત હતા. રામદેવજી (૪) ને ઈ. સ. ૧૫૫૦માં જામસતાજીએ મારી નાખેલા.[૫–૬] શ્રી શાસ્ત્રીએ આપેલી વંશાવળીમાં ક્રમાંક ૧૬૪–અ ઉપરનું નામ ભવિષ્યમાં પૂરવા માટે ખાલી રાખેલું છે[૬] તે હવે, રામદેવજી (૩) થી અંશતઃ પુરાય છે.

૧૭. જો લેખકારને "રાજાથી"ના અર્થમાં નરેણ શબ્દ અભિપ્રેત હોય તો ચર્ચિત લેખવાળા રામદેવજી (૩) ભોજાના પુત્ર છે તેમ નક્કી થાય, પરંતુ જો નારણ શબ્દ અભિપ્રેત હોય તો કથિત રામદેવજીના પિતાનાં નામનો નિર્ણય ભવિષ્યમાં પિતા-પુત્રના નામવાળો કોઈ અભિલેખ મળી આવે તો ત્યારે કરવાનું બાકી રાખી તે કોના પછી ગાદીધર થયા હશે તે તપાસવાનું અત્રે ઈષ્ટ છે.

૧૮. કાઠિયાવાડ ગેઝેટિયરમાં વૉટ્સને આપેલ વંશાવળીમાં ક્રમ–૧૬૧ વાળા જસધવલજી (ઈ. સ. ૧૩૬૦)ને યથાવત રાખતાં રાણાવાવના વિ. સં. ૧૪૪૦–ઈ.સ. ૧૩૮૪ના પાળિયામાં ઉલ્લિખિત સંઘજીને ઈ. સ. ૧૩૬૦ થી ૧૩૮૪ વચ્ચે ગણતાં, તેમના પુત્ર ભાણજી ઈ. સ. ૧૩૮૪ માં હયાત હતા. ઝફરખાન ઉર્ફે મુઝફરશાહ (૧) એ ઈ. સ. ૧૩૯૬ માં ઘૂમલી મેળવ્યું ત્યારે રાણેજી હયાત હતા કે કેમ તે શંકાસ્પદ છે.[૫–૬] ત્યારબાદ ઈ. સ. ૧૪૦૪માં પ્રસ્તુત લેખવાળા રામદેવજી (૩) હયાત હતા. આ લેખ ઘૂમલીમાંથી મળેલ હોઈ તેમની ગાદી ઘૂમલીમાં હોવાની શકયતા છે.

૧૯. પોરબંદરના શાંતિનાથ જિનાલયના ઉપર્યુક્ત વિ. સં. ૧૬૯૧–ઈ. સ. ૧૬૩૫ના શિલાલેખમાં યુવરાજ પદવી–પ્રાપ્ત વિક્રમજી સુધીની સાત પેઢીઓનો ઉલ્લેખ છે.[૭] તેના વિધાનની શૈલી જોતાં તે સાતેય પિતાપુત્ર જ હોવાનું અભિપ્રેત ન હોય એમ જણાય છે. રાણાશ્રી મેહજી અને રાણાશ્રી ખીમાજીની વચ્ચે (સુ ૧) લખેલ છે તેનો હેતુ મેહજી પછી તેના પ્રથમ પુત્ર ખીમાજી રાણા બન્યા હોવાનો જણાય છે. આ અનુમાનમાં તથ્ય હોય તો રામજી પછી આવેલ મેહજી, ખીમાજી પછીના રામજી અને રામજી પછી આવેલ ભાણજી આ ત્રણ જોડી પિતા–પુત્ર હોવાની શકયતા ઓછી અને ઘૂમલીની ગાદીએ ઉત્તરોત્તર આવેલા રાણાઓના જ ઉલ્લેખ તલ્લેખકારને અભિપ્રેત હોવાની શકયતા વધુ જણાય છે, અને તો વાસ્તવિક વંશાવળીમાં અન્ય પુરાવાબળના આધારે ઉમેરો થઈ શકે છે.

૨૦. વૉટ્સને આપેલી વંશાવળીના ક્રમ–૧૬૩ ઉપર ઈ. સ. ૧૪૨૦માં સંઘજી બતાવેલ છે, જેને શ્રી શં. હ. દેશાઈએ ક્રમ–૧૩૨ ઉપર બતાવેલ છે.[૫] શ્રી કે. કા. શાસ્ત્રીએ માંગરોળ-સીલની પાસેના આજકની સીતામાઈની જગ્યાની ધર્મશાળાના પગથિયાંમાં વિ. સં. ૧૫૧૯ ઈ. સ. ૧૪૬૩ના લેખમાં ભાણજી અને તેના બાલ પુત્ર ખીમકરણ (ખીમોજી અથવા ખીમાજી)નો ઉલ્લેખ નોંધેલ છે.[૬]

૨૧. આમ પોરબંદરના શાંતિનાથ જિનાલયના શિલાલેખમાં આપેલી વંશાવળીમાં પ્રથમ આવતા રામ (દેવ)જીની પહેલાં ચાર નામ અને બીજે આવતા મેહજી પહેલાં પાંચ નામ મૂકી શકાય તેમ છે :–

| | |
|---|---|
| ૧. જસધવલજી | ઈ. સ ૧૩૬૦ |
| ૨. સંઘજી | (?) |
| ૩ ભાણજી | ઈ. સ. ૧૩૮૪ |
| ૪. રાણોજી | ઈ. સ. ૧૩૯૨ |
| ૫ રામદેવજી (૩) | ઈ સ. ૧૪૦૪ (શાંતિનાથ જિનાલય શિલાલેખોક્ત વંશાવળી–૧ |
| ૬. સંઘજી | ઈ. સ. ૧૪૨૦ |
| ૭. ભાણજી | (?) |
| ૮. ખીમકરણ | ઈ. સ. ૧૪૬૩ |
| ૯. વિક્રમાતજી ઈ.સ. | ૧૪૮૦ (ગોસા અભિલેખ) |
| ૧૦. રાણોજી | ઈ. સ. ૧૪૯૨ (વોટ્સનકૃત વંશાવળી–૧૬૫) |
| ૧૧. મેહજી | (?) (શાંતિનાથ જિ. નં–૨) |
| ૧૨. ખીમોજી | ઇ. સ. ૧૫૨૫ (સદર–૩) |
| ૧૩. રામદેવજી (૪) | ઈ. સ. ૧૫૫૦ (સદર–૪) |
| ૧૪. ભાણજી | ઈ. સ. ૧૫૭૪ (સદર–૫) |
| ૧૫. ખીમોજી | ઈ. સ. ૧૫૭૪ (સદર–૬) |
| ૧૬. વિક્રમાતજી | ઈ. સ. ૧૬૩૫ (સદર–૭) (યુવરાજની પદવી ઉપર :) |

૨૨ કાઠિયાવાડ ગેઝેટિયરમાં વોટ્સને આપેલી વંશાવળીમાં ક્રમાંક: ૧૭૦ ઉપર ઉપર્યુક્ત વિક્રમાતજીને ઈ. સ. ૧૬૨૭ માં બતાવેલ છે; પરંતુ શાંતિનાથ જિનાલયના ઉપર્યુક્ત ઈ. સ. ૧૬૩૫ ના શિલાલેખમાં તેમની તે કાળે યુવરાજ પદવી હોવાનો ઉલ્લેખ અસંદિગ્ધ છે. આ સંદર્ભમાં જેઠવા વંશાવળીની શલ્ય ચિકિત્સા અભીષ્ટ હોઈ તેનો પ્રયત્ન યથાકાળે થશે.[૮]

**પાદટીપ :–**

૧. ગુજરાત સરકારના પુરાતત્ત્વ ખાતાનો સને ૧૯૭૦–૭૧ નો વાર્ષિક અહેવાલ પૃષ્ઠ. ૫–૬.

૨. પરમાર, શ્રી ખોડીદાસ; સૌરાષ્ટ્રના પાળિયા–ખાંભી અને તેનાં શિલ્પ–પ્રતીકો, ગુજરાત દીપોત્સવી અંક વિ. સં. ૨૦૨૩, પૃષ્ઠ-૧૭૧

૩. શાહ, શ્રી ત્રિભોવનદાસ; વોરા, શ્રી મણિભાઈ અને ઢાંકી, શ્રી મધુસૂદન; પોરબંદરના શાંતિનાથ જિનાલયના બે શિલાલેખો; ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક, જૂન–૧૯૬૫, પૃષ્ઠ–૧૭૪.

૪. હેમચન્દ્રાચાર્ય देशीनाममाला માં तलार નો અર્થ नगररक्षक આપે છે. लेखपद्धति (BARODA 1925) ના પૃષ્ઠ–૯૯ ઉપર तलार ને कोटवाल પણ કહ્યો છે.

૫. દેશાઈ, શ્રી શંભુપ્રસાદ હરપ્રસાદ: સૌરાષ્ટ્રનો ઇતિહાસ (ઈ. સ. ૧૯૬૮) પૃષ્ઠ–૪૨૪, ૧૨૭, ૧૩૫, ૩૩૩–૩૪, ૪૨૬.

૬. શાસ્ત્રી શ્રી કેશવરામ કાશીરામ : સૌરાષ્ટ્રની ઉત્તર મધ્યકાલીન રાજધાનીઓ, 'પથિક'–મે–જૂન–૧૯૭૧, પૃષ્ઠ–૯૦, ૯૧, ૯૩, ૯૨, ૯૨–૯૩.

૭. ઉપર્યુક્ત શિલાલેખની ત્રીજીથી સાતમી સુધીની પંક્તિઓમાં નીચે મુજબ વિધાન થયેલ છે :– (३)...... तत्र राणा श्री रामजी । राणा (४) श्री मेहजी (सु १) राणा श्री षीमाजी । राणा श्री रामजी ॥ राणा श्री भाणजी (५) ... .. (६) ..... राणा श्री षीमाजी तत्र सुत युवराज (७) पदवी कुंअर श्री विक्रमजी.......

૮. પ્રસ્તુત લેખમાં સરળતા ખાતર ક્રમાંક (૧)થી (૧૬) ઉપર ઉલ્લિખિત છતાં ઐતિહાસિક દૃષ્ટિએ અચર્ચિત નામોની ચકાસણી પણ ભાવી શલ્ય ચિકિત્સાને પાત્ર છે.



# મર્દ મેરાદાદા

રામ રાતડિયા.



મર્દ ભરવાડ મેરાભાઈની સમાધિ

પ્રયાગ આગળ ગંગા અને જમના નદીનો સંગમ થાય છે તેમ માજૂમ અને વાત્રક નદીનો સંગમ પાવઠી ગામ (તા. દહેગામ) ની સીમ આગળ થાય છે.

આ બે નદીઓના સંગમની આજુબાજુના વિસ્તારમાં ચોમાસામાં કયારેક ભયંકર પૂર આવવાથી નદીઓ માઝા મૂકે છે. વીસેક માઈલના કિનારાના વિસ્તારમાં પાણી ફેલાય છે–રેલાય છે. તેથી અહીંની જમીન ખાડા ટેકરાવાળી વાંધાં – કોતરોવાળી બની ગઈ છે. જ્યાં બારે માસ પાણીનાં ઝરણાં વહ્યા કરે છે.

આવી આ કોતરોવાળી જમીનમાં ખેતી કરવાનું મુશ્કેલ હોવાથી આ વિસ્તારમાં વસ્તી નામની જ છે. કયાંક છૂટાં છવાયાં પાંચ–પચીસ ખોરડાં, ઠાકરડા કોમનાં ઊભાં છે. નાનાં નાનાં ગામ છે. ઉજળિયાત વસ્તીવાળાં ગામ દસ પંદર માઈલ દૂર મળે. એક બાજુ અમદાવાદ જિલ્લાનું તાલુકાનું ગામ દહેગામ, બીજી બાજુ સાબરકાંઠા જિલ્લાનું તાલુકાનું ગામ બાયડ તો ત્રીજી બાજુ, ખેડા જિલ્લાનું તાલુકાનું ગામ કપડવણજ. કુદરતે આ ધરતીને કાયમ ઘાસ ચારાથી લીલી રાખી છે અને તેથી માલધારીઓ માટે આશીર્વાદરૂપ હોવાથી ઘેટાં બકરાં અહીં લીલા ઘાસચારાને લીધે તાજામાજાં રહે છે.

સાઈઠ વર્ષ પહેલાની આ વાત છે. જામનગર જિલ્લાના અંબારુ ગામના વતની ભરવાડ મેરાભાઈ જેઠાભાઈ, વાત્રક કાંઠે આવેલા કેદારેશ્વર મહાદેવના ભક્ત, મહાદેવનાં દર્શને આવતાં, આ લીલો વિસ્તાર જોઈ માલ લઇને કેટલાંક વર્ષોથી પાવઠી ગામ પાસે વાત્રક અને અને માજૂમ નદીના સંગમ પાસે નદીકિનારે ઉચાળા નાખી પડેલા. દર વર્ષે ઉચાળા લઈને આવે ને એકાદ મહિનો કાંઈક સામાજિક પ્રસંગે દેશમાં જઈ આવે. બાકીના અગિયાર મહિના અહીં જ રહે.

વગડામાં નાની ઢોલણી ઉપર ગોઠવેલ ઉચાળો, નાનો સરખો તંબુ ને તંબુમાં ને આજુબાજુ ઊભી કરેલી બે ચાર થાંભલી ઉપર ગોઠવેલી ઘરવખરી ને સાધન સામગ્રી. આ એમનું જાણે નાનું સરખું રજવાડું ન હોય? મહેમાનગતી તો મેરા દાદાની જ. અહીં આવેલ કોઈ માણસ કદી ભૂખ્યો જતો નહીં, મેરાદાદાનો રોટલો પહોળો હતો, અને આજુબાજુના પચીય–પચાસ માઈલના વિસ્તારમાં તેમની બોલબાલા હતી. કયારેક કોઈક પૈસા ઉછીના લેવા પણ આવતા. કારણ કે તે વખતનો માલધારી ખરેખર માલદાર હતો.

કુદરતે મેરાદાદાને શરીરસૌષ્ઠ પણ અદ્‌ભૂત બક્ષ્યું હતું, સાડા ૭ ફૂટ ઊંચા, માથે મોટી આંટિયાળી પાઘડી, ઉપર રંગીન પાટો, બે ખભાપર માથાનાં ઝૂલતાં લાંબા ઝૂલફાં (ઓડિયાં), મોઢે વળ દેવાયેલ મોટી મૂછો ને થોભિયા. શરીરે કસોવાળું ઘેરદાર કેડિયું, ને પગે ચપોચપ–ચૂસ્ત અને ઉપરથી ખૂલતો ચોરણો અને તેની પર કસીને બાંધેલી ભેટ; ખભે લાલપીળાં ફૂમતાં ગૂંથેલ ઊનનો અડધો મણનો ધાબળો,

પગમાં ઓખાઇ જોડા ને હાથમાં કડિયાળી ડાંગ. એમના અડીખમ શરીર પરના આ પોષાકથી મેરાદાદા દીપી ઊઠતા. ઉંમર આધેડ પચાસ – પંચાવન વર્ષની હતી. છતાં કળાવી મુશ્કેલ એવા કદાવર.

આઝાદી પહેલાંના ૩૦ વર્ષ પહેલાંની આ વાત હોઇ આ આખોય વિસ્તાર જુદાં જુદાં રાજા રજવાડાંમાં વહેંચાયેલો હતો. એક બાજુ મહીકાંઠા સાબરકાંઠા એજન્સી તો બીજી બાજુ ગાયકવાડ સરકાર તો ત્રીજી બાજુ બ્રિટિશની હદ. એકબાજુ લાલના માંડવાના દરબારની આણ પ્રવર્તતી હતી તો બીજીબાજુ રણાસણના રાજવી ને ડાભાના દરબાર હતા. આમ નાનાં મોટાં રજવાડાં અને એજન્સીની હદો અહીં ભેગી થતી હતી. એક રાજ્યમાંથી ચોરી કરી બીજા રાજ્યની હદમાં ચોર ડાકૂ પેસી જતા તેથી તેમને પકડવાની કાનુની કાર્યવાહી કરવા જતાં તે આસાનીથી છટકી જતા અને તેથી જ આ વિસ્તારમાં ચોર ડાકુઓનો અડ્ડો ગણાતો, અહીં ચોરડાકુઓનાં છૂપાં રહેઠાણ હતાં અને તેથી તેઓ પણ મેરાદાદાનો ઘણી વખત આસરો શોધી લેતા. ભૂખ્યા તરસ્યા અહીં આવી રોટલા ખાઇ નિરાંત અનુભવતા.

અષાડી બીજની રાત હતી. મેરાદાદા કેદારેશ્વર મહાદેવનાં દર્શન કરી આવી કુટુંબ સાથે ખીર ને રોટલી ખાઇ આખું કુટુંબ નિરાંતે સૂતું હતું.

આમ આ બાજુ આખું કુટુંબ સૂતું હતું ત્યારે એક કોતરમાં, અંધારામાં ચારેક લૂંટારાની ટોળી અષાઢી બીજે લૂંટના શુકન કયાં કરવા તેનો વિચાર કરી રહી હતી. લાંબી ચર્ચાને અંતે એક જણાએ પ્રસ્તાવ મૂક્યો.

"આ વખતે તો એમ કરીએ...!"

"શું......?

"મેરાદાદાના વાઘમાંથી બકરું ઉઠાવીએ...!"

આ સાંભળી બીજો બોલ્યો :

"ના... ના... ...એ ન ... બને. દાદા તો આપણા બેલી છે. ભીડ પડયે એને આસરે આપણે પડયા રહીએ છીએ."

"હવે ઠીક છે મારા ભાઈ! એમનો માલ મોટો છે. એક બે બકરાં ઊઠાવીશું તો શું ઓછું થવાનું હતું?"

"આપણે એમના રોટલા ખાધા છે. લૂણ હરામી થઇશું?"

"હવે રહેવાદેને! નિમકહલાલીનો મોટો દીકરો. આપણે બધા હરામી જ છીએ ને! શાહુકાર થોડા છીએ?"

વાત ખીલે બંધાઈ ગઈ. મેરદાદાના વાઘમાં પડવાનું નક્કી થયું.

મધરાતનો સમય. ભારે ખોરાક ખાધેલ સૌ નિરાંતની નીંદર ખેંચતાં હતાં ત્યાં કૂતરો જોરથી ભસતો ભસતો કોતર તરફ દોડતો જતો હતો.

જોડેના જ વાડામાંનાં ઘેટાં બકરાંમાં અચાનક સંચાર થયો. એકદમ ઊભાં થઇ જઇ ભર...ર...ર ભટ્ટ કરતાંક દોડતાં આંટી મારી વાડામાં જ ઊભાં રહી ગયાં.

મેરાદાદા ચમક્યા. એકદમ ઊભા થઈ જઈ હાથમાં ડાંગ લેતાક વાડામાં પહોંચ્યા ને જોયું તો એક જણો વાઘમાંથી વાંકો વળી બકરું ઉપાડતો દેખાયો..."

"હત્તારીના! બીજું કોઇ ન મળ્યું નમક–હરામ...!" કહેતાક ડાંગ તોળી. ઘનઘોર અંધારી રાતે પણ એક જ ડાંગ. ને!...વોય...મા... એટલો જ અવાજ આવ્યો ને તેના પ્રાણ પરવારી ગયા.

આ જોતાં બીજા ચોરે બંદૂક ઉપાડીને દાદા એના પર જ ત્રાટક્યા. માથા પર સીધી જ કડિયાળી બે હાથ ઘાલીને ફટકારી ને પેલાની બંદૂક ક્યાંય જતી દૂર પડી ને માથાનાં બે કાચલાં જુદાં થઈ ગયાં.

દાદાની આંખ ફાટી...એ દરમ્યાન ત્રીજા ચોરે બરાબર નિશાન લઈને બંદૂકનો ઘોડો દાબ્યો. ગોળી દાદાની છાતી વીંધી ધ્રોપટ (સોંસરી) નીકળી ગઈને દાદા ભોંય પર પડયા. એ સાથે બાકીના બેય



[અનુ. પૃ. ૪૬૦

# સ્મરણ ચિહ્નો પાળિયા અને સમાધ

દેવજીભાઈ વાજા

આદિકાળથી મનુષ્યો પોતાનાં મૃત્યુ પામેલાં સ્વજનો અને ખાસ પ્રસંગોની સ્મૃતિ જળવાઈ રહે તે માટે તેની કોઈ પ્રિય વસ્તુ સાચવીને જાળવી રાખતાં હોય, તેવું માનવાને કારણો જાણવા મળે છે. કેટલીક પ્રાચીન કથાઓમાં આવી વસ્તુઓ જાળવી રાખી, અમુક ખાસ પ્રસંગે તે વસ્તુ દ્વારા સ્મરણ તાજું કરતા હોવાનાં દૃષ્ટાંતો મળે છે. ગુફાવાસી માનવે પણ કેટલીક વીરલ વાતોની સ્મૃતિ ગુફામાં ચિત્રો દોરીને કે કંડારીને સાચવી રાખી હોય તેવાં સંશોધનો પણ મળે છે. લિપિ ન હોવાથી સંજ્ઞા દ્વારા વસ્તુને સ્પષ્ટ કરવા પ્રયત્નો કર્યા છે, જેમકે શિકાર કરતાં મૃત્યુ આવ્યું હોય તો તે સમજાવવાને ઉપર ભાગમાં શિકાર કરતો માનવી બતાવી તેની નીચે મરણ પામેલી આકૃતિ બતાવે. લડાઈમાં મૃત્યુ થયું હોય તો લડતાં મનુષ્યની નીચે મૃતક યોદ્ધાને બતાવે. આમ પ્રાગૈતિહાસિક સમયથી માંડી આજસુધી આવા શૂરવીરતાના પ્રસંગોનાં મરણોત્તર સ્મરણ ચિહ્નો જાળવી રાખવાના પ્રયત્નો જોઈ શકીએ છીએ. જૂના સમયમાં યુદ્ધમાં ખપી ગયેલાં વિશિષ્ટ માનવીઓનાં આયુધો, બખ્તર વગેરે સાચવી રખાતાં. કાળક્રમે તે આમસમાજમાં પણ વ્યક્તિ સહિત પથ્થર કે અન્ય ઉપકરણમાં કંડારાઈ પાળિયા વગેરે પ્રતીકો બન્યાં હોય એમ માનવું અસ્થાને નહિ ગણાય.

આ રીતે જુદા જુદા દેશ અને પ્રદેશમાં માનવીએ ખાસ કરીને શહીદ થયેલાઓનાં સ્મૃતિ ચિહ્નો પથ્થરમાં કંડારી સ્મરણરૂપે વંશ પરંપરા સચવાઈ રહે તેવો પ્રયત્ન કર્યો છે. આવી યુદ્ધોત્તર સ્મૃતિઓ મોટે ભાગે આપણે ત્યાં પાળિયામાં શૂરધનરૂપે આપણી સમક્ષ છે.

પાળિયાનું સર્વેક્ષણ કરતી વખતે સાચા શૂરધનના પાળિયા અને અવગતિયાના પાળિયા અલગ તારવવામાં જો સ્પષ્ટ વાચના ન હોય તો મુશ્કેલ બની જાય છે. શરુઆતમાં તો શૂરવીર શહીદોના જ પાળિયા ઉભા થતા પણ સમય જતાં અકસ્માત મૃત્યુ પામેલાના પાળિયા પણ થયા છે અને આ રીતે સાચા શૂરધનના પાળિયા જુદા તારવવાનું કાર્ય ઘણું કઠીન બની જાય છે. આને માટે વયોવૃદ્ધ વ્યક્તિની સ્મરણ કથા ઉપર આધાર રાખી તથ્યાતથ્ય માટે શ્રદ્ધા કેળવવી રહી. આમાં વીરતાની વાતો અને ચમત્કારના પ્રસંગો પણ આવે.

આવાં પ્રતીકો સામાજિક તેમજ ધાર્મિક ધોરણે પણ રચાયાં છે. આ પ્રતીકોનું વર્ગીકરણ નીચે પ્રમાણે થઈ શકે.

૧. જૈન ધર્મમાં બિમ્બ,
૨. બૌદ્ધ ધર્મમાં સ્તૂપ,
૩. આમ સમાજના પાળિયા અને
૪. સાધુ સમાજનાં લિંગ તથા પગલાં.

બિમ્બ અને સ્તૂપની ચર્ચા અહીં કરવાની ન હોઈને, ફક્ત પાળિયા અને સમાધ ચિહ્નો વિશે જોઈએ.

## પાળિયા :–

આપણે ભૂતકાળને વાંચવો હોય તો ઇતિહાસનાં પાનાં ઉથલાવવાં પડે પણ જે ભૂતકાળ ઈતિહાસને પાને ચડયો નથી તે લોકજીવન વાંચવા માટે તો જૂનાં સ્થાપત્યો, શિલાલેખો કે પાળિયા જ ઈતિહાસ બની રહે છે. લોકસંસ્કૃતિનો મોટો ખજાનો આ પથ્થરનાં પાનામાં અણઉકેલ્યો પડયો છે, જેને ઉકેલવાનું ભગીરથ કાર્ય ઊર્મિનવરચનાએ ઉપાડયું છે. ઓગસ્ટ અને સપ્ટેમ્બરના અંકોમાં કચ્છનાં પાનાં ઉકેલાયાં, હવે કંઈક અંશે સૌરાષ્ટ્રનાં પાના ઉકેલાઈ રહ્યાં છે.

કચ્છ–સૌરાષ્ટ્રમાં કોઈ ગામ એવું નહિ હોય કે

અહીં આપેલ સમાધના ફોટાનું આલેખન ફટાણા ગામની ભાગોળે કાપડી સાધુસમાજ અને ભક્તોની સમાધીનું છે. તેમાં પગલાં ઉપર દહેરી, પગલાં પાસે લખાણ પણ હોય છે. જેમાં સંવત... ના રોજ અમુક ભક્ત (ભગત) ને સમાધ અપાઇ વગેરે લખાણ હોય છે.



ફટાણા ગામની ભાગોળે સાધુસમાજ અને ભક્તોની સમાધ

આ રીતે આવાં પ્રતીકોમાં સ્વજનો પ્રત્યેની ભક્તિ સાથે રિવાજ કામ કરતો હોવા ઉપરાંત મૃતકના આત્માની શાંતિ થવાથી પાછળનાં સ્વજનો કાલ્પનિક ભયથી મુક્તિ પણ મેળવે એમ ધારણા કરી શકીએ. અસ્તુ.

## ગુરુદક્ષિણારૂપે સ્વાર્પણ કરનાર માધવજી સતો

પ્રો. નાગજી કે. ભટ્ટી

સંવત ૧૮૦૦ની આ વાત છે. એ વખતે કચ્છના અબડાસા વિસ્તારમાં ઘડાની ગામમાં મેઘજી શાહ નામે એક વ્યાપારી હતા. મૂળ માતાનો મઢ જાગીરના પ્રજાજન પણ ધંધાર્થે ઘડાનીમાં રહેતા. વ્યાજ વટાવનો ધંધો કરતા. એક વખત ઘડાનીના જાગીરદાર સાથે પૈસાની લેવડદેવડ બાબતમાં વાંધો પડયો. ઠકરાઈએ ખોટી રીતે ધમકી આપવા માંડી. નાણાં ડૂબાડવા સાથે ત્રાસ પણ આપવા માંડયો. આથી મઢ જાગીરના રાજાબાવા રણમલજી પાસે જઇ કાંઈક માર્ગ કાઢવાનું મેઘજી શાહે વિચાર્યું અને માતાના મઢ આવી રાજાબાવાને વિનંતી કરી. માતાનો મઢ ગામ કચ્છમાં મા આશાપુરાના આદિસ્થાન તરીકે અત્યંત જાણીતું છે. એ સ્થાનના મહંત કે પીરને 'રાજાબાવા'ના લાડભર્યા નામથી સંબોધવામાં આવે છે. કચ્છના રાજવી પણ માતાના મઢ પધારતા ત્યારે રાજાબાવાનું માન અને મોભો સચવાય એ જોતાં, આવા રાજાબાવાના સ્થાને રણમલજી હતા. મેઘજી શાહની વાત સાંભળી રાજાબાવાએ ઘડાનીમાં ઠકરાઈને અને નાતિયારોને સમજાવવા પ્રયત્ન કર્યો પણ નિષ્ફળતા મળી. પોતાનું આવું અપમાન થયેલું જોઈ રાજાબાવાએ વીસાણી કુટુંબના ઘર સામે શેરીના નાકે જીવતાં સમાધિ લઈ દેહ ત્યાગ કરવાનો નિર્ણય કર્યો; પણ એની કોઈ અસર નાતિયારો ઉપર થઈ નહિ.

આ વાતની ખબર કચ્છના કોટડા ગામમાં માધવજી નામના કાપડીને પડી. એણે પોતાના શિરમોર સમા રાજાબાવા રણમલજીને બદલે પોતે સમાધિ લેવા નક્કી કરી ઘડાની આવ્યા અને રાજાબાવાને મળી એમને બદલે પોતાને ગુરુ–દક્ષિણા રૂપે સમાધિ લેવા દેવાની આજ્ઞા આપવા વિનંતી કરી. કાપડીના અને ગામલોકોના આગ્રહને કારણે રાજાબાવા ના પાડી ન શકયા. આમ એક વેપારીને થયેલા અન્યાયને ખાતર રાજાબાવા રણમલજીને બદલે માધવજી કાપડીએ જીવતાં સમાધિ લીધી. એ માધવજી ત્યારથી 'માધવજી સતા'ના નામે ઓળખાય છે. અન્યાય સામે આત્મસમર્પણની ઉજળી ગાથા ગાતું સમાધિનું સ્મારક આજે પણ ઘડાની ગામે ઊભું છે.[1]

---

૧. કચ્છી માહેશ્વરી સમાજની સંક્ષિપ્ત રૂપરેખા સને–૧૯૭૩ સં. કાનજી ચાંડક અને જીવનચંદ્ર મેઘજી ગાંધી; પૃ. ૩૭

# ગોધનની વહારે

દુલેરાય કારાણી

દિવાળીના પડવાનો દિવસ હતો. કચ્છના મુન્દ્રા તાલુકામાં આવેલ કુંદરોડી ગામના કન્હડદે શિવુભાએ આજે જ ગળામાં વરમાળ આરોપી હતી. વીસ વરસનો એ નવયુવાન હતો. મોઢા પર સહેજ ફૂટેલો મૂછનો દોરો, બાંધી દડીનો સુદૃઢ અને ઘાટીલો એનો બાંધો અને કનૈયા કાન જેવી મનોહર એની મૂરત!

શિવુભા એની વૃદ્ધ માતાનો એકનો એક પુત્ર હતો. એના પિતા મૂળુભાના સ્વર્ગવાસ પછી એની માતાએ પોતાના દેહની છાંયડી કરીને એને ઉછેરીને મોટો કર્યો હતો. શિવુભા ઉપર જ હાથ શેકીને આ રાજપૂત વિધવા વીરાંગનાએ પોતાનું જીવન ગાળ્યું હતું.

કેટલાયે દિવસથી જેની રાહ જોવાતી હતી, એવો મોંઘેરો દિવસ આજે ઊગ્યો હતો. એના ઘરનાં આંગણાં પણ આજે ઊજમાળાં દીસતાં હતાં. એની માતાને મન આજે સોનાનો સૂરજ ઊગ્યો હતો. રાજપૂત યુવાનોના દાંડીઆ રાસ અને રાજપૂતાણીઓના કોકીલ-કંઠી રાસડા આજથી જ શિવુભાને આંગણે શરૂ થવાના હતા.

નવી લાડી ઘેર લાવવાના શિવુભાના કોડ સમાતા ન હતા. એની છાતી આજે ગજ ગજ ઉછળતી હતી. અંગે પીઠી ચોળાવવવાનો લહાવો લેવાનાં, ચોરી ફેરા ફરતાં લાડીથી આગળ થઈ જવાનાં અને લગ્ન પછી રમાતી લાડા-લાડીની રમતોમાં લાડી પર વિજય મેળવવાનાં સ્વપ્નાં એના અંતરમાં રમતાં હતાં. તોરણ, ચાકળા અનેક બીજા શણગારોથી શણગારેલો એનો ઓરડો જુવાન રાણીના ચમકતા મુખચન્દ્રથી ચમકતો જોવાની એને તાલાવેલી લાગી હતી.

સવિતા દેવ હજુ મધ્યાકાશે નહોતા પધાર્યા. પડવાનો દિવસ હોવાથી આજુબાજુના ગામડાંમાં સગાં સંબંધીઓને રામ રામ કરવા ગયેલા રાજપૂતો હજુ પાછા ફર્યા નહોતા.

શિવુભાએ માળા પહેરેલી હોવાથી તેનાથી બહારગામ જઈ શકાય નહિ, એટલે એ તો આજે સવારથી જ ગામના ચોરા પર ટહેલી રહ્યો હતો. પીઠીથી પીળું બનેલું એનું અંગ હતું. માથે રૂમાલ બાંધેલો હતો. ભેટમાં ફૂમતાંવાળી નાડીથી બાંધેલ જોટાળી રૂપાની મૂઠવાળી છરીનું મ્યાન શોભી રહ્યું હતું. હાથમાં તલવાર અને પગમાં તોડો-કાંબી વારંવારના હલન-ચલનથી 'ખણુક ! ખણુક !' અવાજ કરી રહ્યાં હતાં. લગ્ન-ગ્રંથિની મંગળ વિચારમાળાના મણકા એક પછી એક શિવુભાના મનમાં ફરી રહ્યા હતા.

એટલામાં એકાએક ગામમાં ચીસોચીસ થવા લાગી. વાછરડાં ભાંભરવા લાગ્યાં, પાડાં રણકવા લાગ્યાં. ગોવાળીઆએ હાંફતો હાંફતાં રાડ દીધી, કે 'દોડો દોડો, ગામનું ધણ લૂંટારા લૂંટી જાય છે!' 'ધીંગે જી ધરા અને બરૂકે જી બાયડી' એવો એ જમાનો હતો. ગોવાળીઆની અને ગામની રાડો સાંભળીને ચોરે બેઠેલા ચારણે શિવુભાને એકાએક પડકાર કર્યો—

> રજપૂતાં રી ખોટ, ગઢથી જાવે ગાવડી,
> દે કન્હડદે દોટ, મત લજાવે માવડી!

રણહાકલ પડે ત્યારે ખરો રાજપૂત આંખ આડા કાન કરે એમ કેમ બને? ચારણની રણહાક, સાંભળતાં જ શિવુભાના મનમાં રમતાં મોહક સ્વપ્નાં એકાએક અલોપ થઈ ગયાં. વીરરસનો જુસ્સો એની રગેરગમાં ઊછળી આવ્યો.

એક પળનો પણ વિલંબ કર્યા વિના શિવુભાએ ચોરા પરથી દોટ મૂકી. નાનપણથી પાળેલી

પોતાની તાજણ ઘોડીની પીઠ પર પડછી મૂકી, કૂદીને તેના પર તે સવાર થઈ ગયો. ગૌધણના પગ લેતો તે લૂંટારાની લારે લાગ્યો. પાણીના રેલા જેવી એની ઘોડી ચારે પગે ઊછળતી તીરની પેઠે આગળ ધપવા લાગી.

થોડી જ વારમાં ગાયોના ધણને તગડી જતા ચાર લૂંટારા પર એની નજર પડી. એમને જોઈને શિવુભાના મનમાં નવું જોમ આવ્યું. તેણે ધણની વચ્ચેથી પોતાની તાજણને મારી મૂકી.

લૂંટારાની નજીક આવતાં તેણે કંઈ પણ બોલ્યા વિના એક જ ઝાટકે ચારમાંથી બે જણનાં તૂંબડાં તો ભોંય ભેળાં કરી દીધાં.

અણચિંતવ્યો આ કડાકો જોઈ ને બીજા બે જણ પણ હેબતાઈ ગયા. એમના હૈયામાં આવી પડેલી ધાસ્તીને લીધે દોડતી ગાયોના ટોળા વચ્ચેથી એક ને બદલે અનેક વીરોની વાર આવતી હોય એવો એમને ભાસ થયો. એટલે શિવુભાનો સામનો કરવાનું છોડી દઈને બીકમાં ને બીકમાં બાકીના બે લૂંટારા પોતાનો જીવ બચાવવા મૂઠીઓ વાળીને ભાગવા લાગ્યા.

ચોરટા ભાગી જતાં શિવુભાએ હરાઈ જતું ગૌધન પાછું વાળ્યું. ગાયોને હાંકીને વિજયના આનંદમાં કુંદરોડીના માર્ગે તે પાછો ફર્યો.

અર્ધોક ગાઉ આમ રસ્તો કાપ્યા પછી એક નદી આવી. નદીને ઓળંગીને બધી ગાયો–ભેંસો શિવુભાની સાથે સામે કિનારે આવી પહોંચી. એક પાડું નદી કિનારે આવેલા પાણીના ધરાને જોઈને પોતાના જાતિ સ્વભાવ અનુસાર તેમાં કૂદી પડયું.

બે ચાર હાકલ માર્યા છતાં પાડું પાણી બહાર નીકળ્યું નહિ. શિવુભા હવે પોતાની તાજણ પરથી નીચે ઊતર્યો. પાણા મારી પાડાને પાણીમાંથી બહાર કાઢવા પ્રયત્ન કરવા લાગ્યો.

ધણને હાંકી જતા ચાર ધાડપાડુમાંથી બેનાં ડોકાં તો શિવુભાની તલવારે એકાએક ઉડાવી દીધાં હોવાથી નાહિંમત બનીને નાસી છૂટેલા બાકીના બે જણાએ દૂરથી જોઈ લીધું, કે લૂંટેલી આથને ખૂંચવી લેનાર તો માત્ર એક જ શખ્સ છે. પોતાના ડરપોકપણા માટે તેઓ હવે મનમાં ને મનમાં શરમાવા લાગ્યા. એકલા શિવુભાને જોઈને એમનામાં નવી હિંમત આવી ગઈ. એમણે શિવુભાનો પીછો પકડયો.

પાણીમાંથી બહાર ન નીકળતા પાડાને બહાર કાઢવા મથી રહેલા શિવુભાનું ધ્યાન પાડા તરફ જ હતું. એટલામાં સનનન! કરતી એક ગોળી છૂટી અને શિવુભાના ખભામાંથી આરપાર નીકળી ગઈ.

આ અણધાર્યા બનાવથી શિવુભા ચમકી ઊઠયો. કમર પર રહેલી તલવાર ખેંચી ગોળીનો જવાબ આપવા તેણે લૂંટારા તરફ દોટ મૂકી. એટલામાં બીજી ગોળી આવી, આ ગોળી શિવુભાની છાતી વીંધીને ચાલી ગઈ. આશા ભરેલો, પીઠી ચોળેલો આ નવજવાન ત્યાં જ ઢગલો થઈને ઢળી પડયો.

નદી ઓળંગીને ગાયો–ભેંસોના ટોળાએ તો ગામ તરફ દોટ દીધી હતી. આ ટોળું હવે લૂંટારાના હાથમાં આવે તેમ ન હતું. આ ટોળાને પાછું વાળવાની એમની બધી મહેનત વ્યર્થ ગઈ.

ગાયો–ભેંસો તો ગઈ પણ શિવુભાની તાજણ તો શિવુભાની બાજુમાં જ ઊભી રહી ગઇ હતી. લૂંટારા હવે ઘોડીને પકડી પાડવા દોડયા, ત્યાં તો આ તાજણ એકદમ છલાંગ મારીને નાઠી તેની પીઠ પરની પડછી કયાંક પડી ગઈ. ઉઘાડી પીઠે તે ગામમાં દાખલ થઈ.

શિવુભા વિનાના સૂના બનેલા આંગણામાં દુઃખની હણહણાટી દેતી તે ઊભી રહી ગઈ.

શિવુભાની માતા જે પોતાના લાડકવાયા લાલની ચાતક ડોળે પ્રતીક્ષા કરી રહી હતી, તે તો તાજણને ઉઘાડી પીઠે એકલી આવેલી જોઈને છળી ઊઠી–કંપી ઊઠી–કમકમી ઊઠી.

'ભૂંડણ! મારા શિવુને મૂકીને એકલી આવતાં તને કાળે કેમ ન ખાધી?' શિવુભાની માતાએ તાજ-

[અનુ. પૃ. ૪૫૭

# એક કથા એકવીશ પાળિયા

પ્રા. મહેશ પંચોળી

ઝાલાવાડનું હળવદ ગામ, એના રાજા કરતાંય બ્રાહ્મણ અને પાળિયાથી જાણીતું. સંવત ૧૫૪૪ના મહાવદી તેરસે હળવદની સ્થાપના થઈ ત્યારથી અનેક રંગ હળવદે દીઠા ને દેખાડયા! રાજપૂત જેવા જ વીર બ્રાહ્મણો અને વીર પ્રજા. આજુબાજુના પાંચ પચી ગામનું હટાણું એટલે મોટા વેપારીથી માંડી સઇ સોની મોચી સૌની ગાંઠે ગરથ! ગામને પાદર નવસોનવાણું વાવ ને કૂવા. ગઢિયો ને ભાડિયો, ભમ્મરીઓ, જગો ને થૂંબો એવા દરેક કૂવાના નામ. જાની ને કંકુડી જેવી વાવ, સૂરતનો કરોડપતિ વીરજી વોરો હળવદમાં આવ્યો તો એણે ય એક વાવ બંધાવી દીધી! બ્રાહ્મણોનું જોર એટલે મહાદેવ પણ પાર વિનાના. શરણેશ્વર ને કાશીવિશ્વનાથ, વેદનાથ મહાદેવ તો વેદનાથી વાવ. બ્રાહ્મણો—શૂરવીર લાડુ ખાવામાં ને લડવામાં! સૌરાષ્ટ્રની નાની નાની પણ અનેક લડાઈઓ હળવદની આજુબાજુ. 'કૂવાનો કેર' કહેવત અમથી આવી?

આ હળવદની દક્ષિણ દિશાએ થોડે દૂર, પાંડાતીરથને મારગેથી, આજથી લગભગ બસો વર્ષ પૂર્વે સોનીઓની સમૂહ જાન, ઝાઝા થોડા નહિ ને એકવીશ વરરાજાઓ, બ્રાહ્મણીનાં પાણી પીનાર કન્યાઓને વરીને આવે. કોડ ભર્યાં એ યુગલો ને પોરસાતા જાનૈયા, સૂરજ મા'રાજ પણ રન્નાદેવી યાદે રતુંબડા થયા, સાંજ ઢળી. આ નાની ધાર વટાવી એટલે એ દેખાય શરણેશ્વર, ગામની શેરી, ઘર ને માઢમેડી. જાનડીઓએ શરૂ કર્યું હશે: 'અમે ઘડરિયો ગઢ જીત્યા રે...'

ત્યાં ધાર પાછળથી પચીશ–ત્રીશ બુકાનીદાર બહારવટિયા: 'જે હોય તે કાઢી દો.' એ રાતી આંખો ને નાગી તલવારો, ધારિયાં ને જામગરીના તણખા... જોરતલબીનો જમાનો હતો પણ ધરતી શૂરવીરોની. ટેક ખાતર, ખુમારી ખાતર, જેના ભેળા હાલ્યા તેની ખાતર ખુવાર થવું તે વિતેલા જમાનાની તાસીર હતી. જાનના બ્રાહ્મણોએ સામો પડકારો નાખ્યો, વરરાજાઓએ તલવારો તાણી અને એ નાનકડી ધારના લાલ રંગમાં સાંજ વિલાઈ ગઇ! અગિયાર મીંઢળબંધા જુવાનો ને તેમની સાથેના દશ મિત્રો બીજા લગ્ન ઉજવવા સ્વર્ગે હાલી નીકળ્યા! એમની વીરતા ને વટની નિશાની જેવા એકવીશ પાળિયાઓ આજે ય એ ધાર માથે ઊભા છે. ધારનું નામ પડયું છે: સોનારકાની ધાર.

એક કથા એકવીશ પાળિયા, સોનારકાની ધાર, બાજુમાં સ્વર્ગને ઝીલતી નાની તળાવડી, કૂવો ને બાવળની આછી કાંટય વિતેલા ભૂતકાળને યાદ કરી કરી ઝૂરે છે; ને પેલી કોડીલી કન્યાઓ, આ તલાવડીના નીરમાં, માછલીનાં રૂપ લઈ, દર ચોમાસે અવતરે છે ને ઉનાળે ભરખાઈ જાય છે!

---

પૃ. ૪૫૬થી ચાલુ]

ણને તિરસ્કારપૂર્વક ધૂત્કારી કાઢી.

શિવુભાની તાજણ આ તાજાણો ખમી શકે એવી ન હતી. તે જ વખતે આ તાજણ ઘોડી પૃથ્વીપર પટકાઇ પડી અને તેના પ્રાણ પરવારી ગયા.

આ જોઈ શિવુભાની માતા ધ્રુજી ઊઠી. તાજણને ઉઘાડી પીઠે આવતી જોઈને જ તે બધી હકીકત પામી ગઈ હતી. થોડીવારમાં જ તેને તેના પીઠી ચોળેલ પુત્રના પરાક્રમના અને તેની વીરત્વ ભરેલી વીરગતિના સમાચાર પણ મળી ગયા. પતિના મૃત્યુ પછી આટલા સમય સુધી, શિવુભાના સ્નેહે દાબી દીધેલ સતીનું સતીત્વ હવે એકાએક ઊછળી આવ્યું. આ વીરમાતાનાં અંગેઅંગ થરથરી ઊઠયાં. 'જય અંબે:'ના ગગનભેદી નાદ સાથે શિવુભાની માતાએ પતિ–પ્રેમી પત્નીને અને વીર જનનીને છાજે એવી રીતે એના લાડકા લાલને અંકમાં લઈને ચિતાપ્રવેશ કર્યો.

શિવુભાની માતાનો પાળીઓ કુંદરોડી ગામના પાદરે એક વીર માતાનાં સ્નેહ, સત અને વીરતાનાં ગુણગાન ગાતો ઊભો છે. અને શિવુભાનો પાળીઓ કુંદરોડી ગામથી ચારેક ગાઉ ઉપર અખિયાણ ગામ પાસે વીર શિવુની વિજયપતાકા ફરકાવતો અને એનાં યશગાન ગાતો ઊભો છે.

આ કન્હડદે યુવાનની કીર્તિ–કથા પર આજે પોણાબસો વરસના પડદા પડી ગયા છે છતાં એની યાદ આજે પણ લોકહૃદયમાં તાજી જ છે.

રાજેન્દ્રસિંહ રાયજાદા

સોરઠમાં કેશોદ પાસે કેવદ્રા ગામ આવેલું છે. એ વખતે કેવદ્રામાં કાકાભી રાયજાદા ગામધણી. કાકાભીને માળિયા ગામના પીઠાત હાટી સાથે મિત્રાચારી પણ સં. ૧૮૬૫માં કાકાભીનું અવસાન થતાં પીઠાત હાટીએ કેવદ્રા પર કબજો જમાવી દીધેલો. ત્યારે, કાકાભીના કોઈ સગા મૂળુભા રાઠોડ કેવદ્રામાં રહેતા હતા. બરાબર આ વખતે ચોરવાડમાં ખીમાજી રાયજાદા રહેતા હતા. ખીમાજીને કાકાભીનો ગરાસ પીઠાત ખાય તે ગમતું ન હતુ. મૂળુભા રાઠોડ એકલા કશું કરી શકે તેમ ન હતા.

એકવાર ચોરવાડથી ખીમાજી કેવદ્રા આવેલા. મૂળુભા સાથે વાત કરતાં કાકાભીનો ગરાસ પીઠાત હાટી ખાય તેનું દુઃખ ખીમાજીએ વ્યક્ત કર્યું. એ વખતે પીઠાતનો ભત્રીજો આ સાંભળી ગયો. ખીમાજી અને પીઠાતના ભત્રીજા વચ્ચે બોલાચાલી થઈ અને મૂળુભાએ ખીમાજીને એ વખતે સમય પારખીને સમજાવ્યા અને ચોરવાડ રવાના કર્યા.

કેશોદમાં જેમલજી રાયજાદા વૃદ્ધાવસ્થાએ, વળી એ બિમાર હતા. પીઠાતે આ તકનો લાભ લઈ કેશોદ પર હલ્લો કરવાનો પ્રયત્ન કર્યો પણ પાછો પડયો.

એકવાર માળિયા (હાટીના)માં પીઠાત ડાયરો ભરીને બેઠો હતો. એવામાં જેમલજીના મૃત્યુના સમાચાર આવ્યા. પીઠાતને તે દિવસે કેશોદમાંથી પાછા પડવું પડયું હતું તે ગમ્યું ન હતું. એટલે કેશોદના રાયજાદા વિષે થોડું હીણું બોલ્યો. ડાયરામાં એ વખતે કેશોદનો માયો નામનો રબારી બેઠો હતો. તેનાથી પોતાના ધણીનું આવું હીણું ન સંભળાતાં ગુસ્સે થયો. પીઠાતે તેને જવાબ વાળતાં જણાવ્યું : "એટલું બધું જોર છે તો રાયજાદાનો ગરાસ કેમ સાચવતો નથી ?" આ વેણ તીરની જેમ માયાના મનમાં ખૂંચી ગયાં. ત્યાંથી પીઠાતનું અપમાન કરીને ભાગી નીકળ્યો. રસ્તામાં માયાને એભલ વગેરે કાઠીઓએ પડકાર્યો. માયો રબારીનો દીકરો સીમમાં જ મોટો થયેલો. હાથમાં કડીયાળી લાકડી હતી. કાઠીઓ પાસે તલવારો હતી. ધીંગાણું થયું એભલ મરાયો. બીજા બચ્યા તે ભાગી ગયા.

આ દરમિયાન માયો રબારી ચોરવાડ ખીમાજીને સમાચાર મોકલાવે છે કે કેવદ્રાનો કબજો લેવો હોય તો આવો. ખીમાજી ચોરવાડથી આવે છે. માયો પોતાની સાથે રબારીઓ લે છે. ખીમાજી ચોરવાડથી કેવદ્રા મૂળુભા રાઠોડને સમાચાર મોકલાવે છે કે તમે પીઠાત સામે લડવા આવો, અમે નીકળીએ છીએ.

પીઠાતને આ સમાચાર મળે છે. હાટીના જુવાનો સાથે પીઠાત તેના ભત્રીજાને મોકલે છે. ધીંગાણું થાય છે. એકબાજુ હાટીઓ અને બીજી બાજુ માયા રબારીનું જૂથ અને અને ખીમાજીનું જૂથ. એ જ મોકા પર કેવદ્રાથી મૂળુભા અસંખ્ય જુવાનોને લઈ આવી પહોંચે છે. હાટીઓ હારી જતાં ભાગી જાય છે.

હાટીઓના હાથમાંથી આ રીતે કેવદ્રા મૂકાતાં મૂળુભાએ ખીમાજીને કહ્યું કે હવે તમે તમારું કેવદ્રા સંભાળી લ્યો. ખીમાજીએ પ્રત્યુત્તર વાળ્યો: "મારે કેવદ્રાનું કામ નથી. મારે તો ફક્ત કેવદ્રામાંથી પીઠાતને કાઢવો હતો. કેવદ્રાનો ભાર હવે તમને સોંપું છું." આટલું કહી ખીમાજી ચોરવાડ ગયા.

આ સમયે કણેરી, મેસવાણ, અજાબ, શેરગઢમાં મહિયાનું જોર હતું. શેરગઢ મહિયાનું મોટું થાણું ગણાતું હતું.

મૂળુભાને આ રીતે ખીમાજીએ કેવદ્રાની સોંપણી કર્યા પછી થોડા સમયે શેરગઢના મહિયા કેવદ્રાનું ધણ

હાંકી જવા આવ્યા. સોંદરડાના સીમાડા પાસે મહિયા ધણ હાંકીને જતા હતા ત્યાં મૂળુભા રાઠોડ અને બીજા જુવાનો પહોંચ્યા. ફરી તલવારો વિંઝાણી. મહિયાઓના હાથમાંથી ધણ છોડાવીને ભગાડયા. પણ મૂળુભાને શરીરે ઘણા ઘા પડયા હતા. ઘા જીવલેણ હતા. મૂળુભા હવે ઝાઝા દિવસો કાઢે એમ ન હતા પણ તેમનો જીવ મૂંઝાતો હતો. મૂળુભાના દીકરાએ તેમની મૂંઝવણ પારખી જઈ પૂછ્યું ત્યારે મૂળુભાએ જવાબ આપ્યો: "દીકરા ! આ કેવદ્રા રાઠોડનું નથી, રાયજાદાનું છે. એ આપણી પાસે અનામત છે. એટલે મારા મોત પછી આ કેવદ્રા રાયજાદાના વારસ ગોતીને સોંપવાનું વચન આપીશ તો જ મારો જીવ ગત્યે થશે. બોલ. વચન આપીશ?" દીકરાએ હાથમાં પાણી લઈ પિતાને વચન આપ્યું કે કેવદ્રા રાયજાદાના વારસના હાથમાં સોંપશે. ત્યાર બાદ મૂળુભા રાઠોડનો જીવ ગયો. મૂળુભાની ખાંભી આજે પણ કેવદ્રાની પૂર્વ દિશામાં આ વાતની સાક્ષી દેતી ઊભી છે.

મૂળુભાના વારસદાર દાદાભીએ કેવદ્રાનો કબજો રાયજાદા રામાભીને સંવત ૧૮૮૨ માં સોંપ્યો. આમ મૂળુભાના હાથમાં રાયજાદાનું કેવદ્રાનું રખોપું માત્ર એકવચનને ખાતર રહ્યું અને અંતે તેના વારસદારે રાયજાદાને કેવદ્રા સોંપીને કુળના ઉત્તમ ગુણોને જીવનમાં જીવી બતાવ્યા. આજે પણ તેમના વારસ કેવદ્રામાં રહે છે.

o o o

## કાકાભી

કાકાભી રાયજાદા ખૂબ બળૂકો માણસ. કેવદ્રામાં રહેતા હતા. એ વખતે કેવદ્રા "કાકાભીનું કેવદ્રા" એ નામથી ઓળખાતું. કાકાભીએ ૮૪ ગામ લીધાં હતાં. એ વખતે સોરઠમાં આવેલા ભંડુરી ગામને પણ જીત્યું હતું. કાકાભી 'વાઘોજી ઠાકોર'ના નામે પણ ઓળખાતા.

એ વખતે ગોહિલવાડ તરફનો કોઈ બળુકો કાઠી ભંડુરી પર ચડી આવ્યો. કાકાભીને આ વાતની જાણ થતાં તુરત ભંડુરી ઊપડયા. કાઠીને કાકાભી આવવાના સમાચાર મળતાં જ પોતે કાકાભી સાથે ટક્કર ઝીલી શકશે નહીં' એમ માનીને ભાગ્યો. ભંડુરીથી ઈશાન ખૂણામાં ભાગતાં શેરગઢની સીમ આવી. શેરગઢમાં મહિયા રહેતા હતા. મહિયાઓને રાયજાદા સાથે વેર હતું આથી આ કાઠીને મહિયાઓએ આશરો આપ્યો.

આ બાજુ કાકાભી ભંડુરી પહોંચ્યા ત્યારે કાઠી તેના માણસો સાથે ભાગી ગયો હતો. કાકાભીએ વિચાર કર્યો કે કાઠીને કોઈ આશરો આપે એમ છે નહીં તેથી ભાગીને કયાં જશે? કાકાભીએ પીછો પકડયો.

કાઠીએ કાકાભીને કયારેય ભાળેલા નહીં કાકાભી પોતાની પાછળ આવી રહ્યા છે તેવા સમાચાર શેરગઢ પહોંચ્યા. મહિયાઓએ કહ્યું કે અમે કાકાભીને ઓળખાવી દેશું. એટલે કાઠીને લઈને મહિયાઓ ઝાડીમાં સંતાઈ ગયા. કાકાભી અને તેના માણસો આવી રહ્યા હતા ત્યારે મહિયાએ કાઠીને કાકાભીની ઓળખ કરાવી. જ્યારે કાકાભી નજીક આવ્યા ત્યારે કાઠીએ ઝાડીમાંથી બહાર નીકળીને પોતાની પાસે બંદૂક (જમજાર) હતી તેનાથી કાકાભીને ઠાર કર્યા. આમ દગાથી કાકાભીને મારી નાખવામાં આવ્યા. જે જગ્યાએ કાકાભી મર્યા તે જગ્યાએ આજે ખાંભી છે. કાકાભીનું મૃત્યુ ઈ. સ. ૧૮૬૫માં થયું. ત્યારબાદ કેવદ્રાના ગઢમાં કાકાજીનો પાળિયો સં. ૧૮૮૯ માં મૂકવામાં આવ્યો. આજે આ પાળિયો સુરક્ષિત છે. એક જ વ્યક્તિના બે પાળિયા હોઇ શકે તેની સાબિતી કાકાભીના આ પાળિયાથી મળે છે.

o o o

## અમરસંઘજીની કમળ પૂજા

જૂનાગઢ જિલ્લાના કેશોદ તાલુકાનું સોંદરડા ગામ. અમરસંઘજી આ ગામમાં રહેવા આવ્યા ત્યારથી રાયજાદા સોંદરડામાં વસ્યા હશે. સારંગજી રાયજાદાથી કેશોદમાં રાયજાદા આવ્યાનું જણાય છે. સારંગજીથી સાતમી ઊતરતી પેઢીએ અમરસંઘજી થાય.

અમરસંઘજીના વખતમાં નવાબી સત્તા. કેશોદ

વિભાગમાં એ વખતે રાયજાદા તેમજ ચોરવાડ, કેવદાના રાયજાદાનું જોર, બીજી બાજુ કાઠી તો ત્રીજી બાજુ ભીલખાના ખાંટની ભીંસ. આ બધા સામે નવાબે આડા દેવા માટે મહિયાઓને અજાબ, શેરગઢ, કણેરી, મેસવાણ વગેરે ગામોમાં જાગીર આપીને રાખ્યા હતા.

એ જમાનો મર્દાનગી, એકીવચનીપણું અને નીતિનો હતો. માણસો એ માટે જાન આપી દેતા.

સોંદરડાના ગામધણી અમરસંધજી, વૃદ્ધ અવસ્થા. આંખે એકદમ ઓછું સૂઝે, આજુબાજુ મહિયાનો ત્રાસ અને જુલમ. લૂંટ, ધણવાળી જવાં વગેરે સામાન્ય થઈ પડેલું.

સોંદરડાના કોઈ દરજીની ગાય આ રીતે મહિયા લઈ ગયેલા. દરજીએ દરબાર પાસે આવી ધા નાખી. કાલાવાલાં કર્યાં. અમરસંધજી એ વખતે વૃદ્ધ અને ઓછું સૂઝે. દરજીને તો ઘેર વળાવ્યો, પણ પોતાને અનેક પ્રશ્નો ઘેળાવા માંડયા. ગામની પ્રજાનું રક્ષણ ન કરી શકે તે ગામધણી પોતાની ફરજ ચૂકયો ગણાય. એવા માણસને જીવવાનો શો અધિકાર ? તે રાત વિચારમાં જ વિતાવે છે.

વહેલી સવારે અમરસંધજી જાગે છે. સ્નાન કરે છે અને સોંદરડાના પાદરમાં આવેલા શિવમંદિર તરફ ચાલી નીકળે છે. હાથમાં તલવાર છે. પોતે કાંઈ કરી શકયા નથી એનું મનમાં ઊંડું દુઃખ ખૂંચી ગયું છે.

શિવમંદિરનું દ્વાર ઉત્તર દિશામાં છે. બાજુમાં જ નાગનું મંદિર અને પગથિયાંવાળી સોલંકીયુગની વાવ છે. અમરસંધજી શિવના મંદિરે આવી પૂજા કરે છે. પછી શિવલિંગ સમક્ષ પલોંઠીવાળીને બેસે છે.

અમરસંધજી શિવની સન્મુખ પ્રથમ દશેય હાથની આંગળીના નખ કટારથી ઉતારે છે. ત્યારબાદ પગના નખ ઉતારીને શિવની પાસે મૂકે છે. પછી ગોવાળિયો જેમ ગળા ઉપર લાકડી રાખીને બેય હાથે પકડે એમ ખુલ્લી તલવાર ડોક પર મૂકે છે અને બે હાથે ઝાલી હાથની ભીંસ મારે છે અને ધડથી માથું અલગ થઈ જાય છે. અમરસંધજીનું ધડ આ માથાને બે હાથે પકડીને શિવલિંગ પર મૂકે છે અને હાથ જોડી, ઊભા થઈ ત્રણ ડગલાં પાછળ હટી બેસી જાય છે અને ત્યાં ઢળી પડે છે। આ રીતે પોતાના દેહનો અભિષેક કરે છે.

અત્યારે શિવનું જે દ્વાર ઉત્તર દિશામાં આવ્યું હતું તે આ કમળપૂજા પછી બંધ કરી દેવામાં આવ્યું છે અને પશ્ચિમ દિશામાં નવું દ્વાર મૂકવામાં આવ્યું છે. આજે ય આ બંધ કરેલું દ્વાર શિવમંદિરની ઉત્તર તરફની દિવાલમાં ચણેલું સ્પષ્ટ જોઈ શકાય છે. જે જગ્યાએ અમરસંધજીનો દેહ ઢળી પડયો છે ત્યાં આજે નાનકડી દેરીમાં તેમની ખાંભી છે.

સોંદરડાના રાયજાદા અમરસંધજી દાદાની કાળી ચૌદશના રોજ પૂજા કરે છે. દાદાની ખાંભીને સ્નાન કરાવી સિંદૂર લગાવવામાં આવે છે. ધૂપ–દીપ કરવામાં આવે છે. ત્યાર પછી અફીણનો કસુંબો દાદાને આપે છે અને એ વિધિ પછી ગોળ અને ચોખાનાં નિવેદ ધરવામાં આવે છે. શ્રીફળ વધેરાય છે. દરેક નવદંપતિને લગ્નને બીજે દિવસે અહીં પગે લાગવા આવવું જ પડે છે. રાજપૂતોમાં ઓઝલનો રિવાજ હોઈને હાલમાં પણ રાયજાદાની વધૂઓ આ ખાંભી પાસેથી પસાર થાય ત્યારે લાજ કાઢીને જ પસાર થાય છે. એમ કહેવાય છે કે લાજ કાઢવાનું ચૂકાઈ જાય તો આંખો દુઃખવા આવે છે.

પૃ. ૪૫૧થી ચાલુ]

લૂંટારા કોતરમાં કયાંય નાસી છૂટયા, ને બેની લાશ અહીં જ પડી રહેલી જે દાદાના દીકરાએ ત્યાં જ રાતોરાત કોતરમાં જ દાટી દીધી.

સવાર પડતાં ધીંગાણાની ને દાદાની મર્દાનગીની આ વાત પવનવેગે આસપાસનાં ગામોમાં પ્રસરી ગઈ. દાદાની અંતિમ ક્રિયા ભારે દબદબાથી કરવામાં આવી. દાદાને સમાધિ દીધી. ઉપર એક દેરડી ચણાવી જે દાદાની દેરીને નામે આજે પણ ઓળખાય છે. નાનકડા પાવઠી ગામે પાદર ઉભેલી પેલી દેરડીને લીધે "દેરડી પાવઠી" (તા. કપડવણજ)ને નામે ઓળખાય છે.

અહીં માલધારીઓ દાદાના વારસો અને બીજા લોકો પણ આ દેરીએ માન્યતા રાખે છે. ધૂપદીપ કરે છે.

# કુંવારાં સતી માતા

નાનાભાઈ બારોટ

વીસેક વર્ષનો એક જુવાન કાઠી કોઈ કામસર લાખાપાદર જઈ પોતાના ગામ ઈંગોરાળા (ધાનાણી) પાછો ફરી રહ્યો હતો. કેડાને બેય કાંઠે ઊંચી કાંટાળા થોરની વાડ હતી. એ સમયના રિવાજ મુજબ કાઠી-રજપુતનો દીકરો હથિયાર વિના સામો મળે તો એ અપશુકન લેખાતું. એટલે એણે કાંખમાં તલવાર દબાવી હતી. નવાં ઓખાઈ પગરખાં પગમાં કઠવાથી એને ડાબે હાથે ટીંગાડતો આવતો હતો. જમણો હાથ કાંખમાં દબાવેલી તલવારની મૂઠે ભીડયો હતો. જુવાન હજુ તો થોડો જ આગળ નાળ્યમાં વધ્યો ત્યાં એણે એક વિસ્મય જોયું :

ચૌદેક વરસની એક કાઠીકન્યા. જેના શિર ઉપર ભાત (સીમમાં લઈ જવાનું ભોજન) હતું. નિર્જન-તામાં પણ પોતાના રૂપને ઢાંકતી પગલાં માંડી રહી હતી. એવામાં એક કાળોતરો, જેનું કરડયું ડગ નો ચાતરે એવો જાંજડ સાપ આડો ફર્યો. એનાથી બચવા કાઠીકન્યા ડાબા – જૈમણી તરવા જાય, પણ સર્પેય એવો હઠીલો કે એ પણ ડાબા–જમણો ફરી એનો કેડો રૂંધી લેતો હતો. નિડર કાઠીકન્યાએ પાછાં પગલાં ન ભર્યાં. નાગને એણે કહ્યું : "હે દેવતા, તમે દેખતા છો, અમે આંધળાં છંઈ, તો અમને મારગ દ્યો"

પણ સર્પે તો મૂંઢાક હાથની ફેણ ચડાવી ને જીભના લબરકા શરુ કર્યા. અને ચણોઠી જેવી લાલ આંખોએ કાઠીકન્યાને નીરખી રહ્યો. બાઈએ મન-માં વિચાર્યું કે એરૂને ઓળંગી ચાલી જાઉં. બરાબર એ જ વખતે એણે ઉપરોક્ત જુવાનને જોયો. જોતાં જ કાઠિયાણીએ ઝડપથી લાજ કરી. અને મૂંઝવણ અનુ-ભવી રહી: એક તરફ પોતાના ભાવિ પતિની મર્યાદા એને સાચવવી હતી, તો બીજી બાજુ કાળ ફેણ માંડીને ડોલતો હતો. બીજો કોઈ રસ્તો ન મળતાં એણે કાળની પરવા ન કરી. બાઇ પોતાના દેહને સંકોડી થોરની વાડને અડીને બેસી ગઇ.

આ જુવાન વાળા ગોત્રના ધાનાણી ગરાસિયા મુંગલાવાળાનો પુત્ર લાખાવાળો હતો. અને આ કાઠી-કન્યા સાથે તેનું સગપણ (વાગ્દાન) થયું હતું. આવતા વૈશાખ મહિનામાં જ બન્નેનાં લગ્ન થવાનાં હતાં. આ બાઈ ઈંગોરાળા ગામના જ જેબલિયા કાઠીની પુત્રી હતી.

લાખાવાળો પોતાની વાગ્દત્તાને ઓળખી ગયો. એને પણ વણપાર શરમ થઇ. કાઠી –ગરાસિયામાં કુંવારા મળવું એ મર્યાદાહીન લેખાય છે. પણ ક્ષત્રિયનો દીકરો સંકટગ્રસ્ત અબળાને અને તેમાંય પોતાની ભાવિ પત્નીને છોડી, ભય પામીને કેમ ભાગે ?

એના મનમાં થયું : 'આ...હા...હા, આ નાગ તો કાઠિયાણીને જ કનડી રહ્યો છે.' પલક-વારમાં જ એણે ડાબા હાથમાંનાં પગરખાં પડતાં મૂકી, એ જ હાથે તલવાર પકડી જમણા હાથથી કોટી છોડી મૂઠી ભીડીને તલવાર ગાળાચી કરી.(ખેંચી) દોટ દઈ એક જ ઝાટકે કાળોતરાના મુખનું ભોડું ઉડાવી દીધું. એરૂની ફેણ કપાતાં એનું મોઢું ઊડીને જુવાન-ના ઓખાઇ પગરખાંના પંજામાં જઈ પડયું. સર્પના મોઢામાં ઝેરની કોથળી અને જીવ બન્ને હતાં. લાખા-વાળો એનાથી અજાણ હતો, પણ કાઠિયાણીએ આ જોયું હતું. પણ એ કાંઈ ખુલાસો કરે, એ પહેલાં તો લાખાવાળાએ સર્પના મોઢાંવાળા પગરખાંમાં પોતાનો પગ નાખી દીધો. નાખતાં જ પગના અંગુઠા અને આંગળી વચ્ચે સર્પનું મોઢું જેમ કૂતરું ચોંટે એમ ચોંટી ગયું. લાખાવળાએ પગ પાછો ખેંચ્યો અને હાથથી સર્પના ભોડાંને નાખું પાડી ફેંકી દીધું, પણ થનારું તો થઈ ચૂકયું હતું. આ બધું બાઈએ પોતાના આછા ધૂમટામાંથી જોયું હતું.

લાખાવાળો સર્પદંશની વેદના છતાં લથડતો ગામ તરફ પગલાં માંડવા લાગ્યો, પણ બાઈએ ત્યાંથી એકદમ દોડી, વાડીએ પહોંચી, પોતાના પિતા તથા ભાઈઓને આ વાત જણાવી, એટલે બધા જ દોડીને બનાવના સ્થળે પહોંચ્યા. ત્યાં મરેલો જાંજડ સર્પ અને થોડે દૂર લથડતા લાખાવાળાને જોયો. ઝેર એની રગે રગે વ્યાપી ગયું હતું. લાખાવાળાને ઝોળીમાં નાખી દરબારગઢમાં લાવ્યા. વાત વાયુ-વેગે પ્રસરી. સગાં-કુટુંબીઓ એકઠાં થયાં. ઘોડા દોડાવી સાપ ઉતારનારાઓને બોલાવ્યા. પણ ઝેરુ ઊતર્યો નહિ. લાખાવાળાનો દેહ પડી ગયો.

આ તરફ જેબલિયા કાઠીને ઘેર એની દીકરીને કાને લાખાવાળાનું પોકરાણ ( વિલાપ ) સંભળાયું. બાઈના માતા-પિતા, ભાઈઓ મુંગલાવાળાના ગઢમાં લાખાવાળાની અંત્યેષ્ટીક્રિયામાં ગયા, એટલે દીકરી ઓરડામાં મુખ ઢાંકીને બેઠી હતી, ત્યાંથી ઊભી થઈ, પટારો ખોલ્યો. એમાંથી બે સફેદ ધોતિયાં કાઢી, પોતાને અંગે ધારણ કર્યાં. કેશ છૂટા મૂકી, કપાળે કંકુની આડય કરી, ગામની બાઈઓ લાખા-વાળાને આભડવા જતી હતી એમની સાથે થઈ ગઈ. જ્યારે એ ગઢમાં ઓરડામાં પહોંચી ત્યારે એને આવા વેશ જોઈ એની માતા બોલી ઊઠી: " અરે દીકરી ! આ ધોળાં કેમ પહેર્યાં ? "

"મા! કાઠીએ મને ઉગારી, પણ હું કાઠીને ઉગારી નો શકી. મારા માટે એણે પરલોકનો પંથ લીધો. હવે હું એને કેમ છોડું ? હવે મને કોઈ કાંઈ કહેશો નઈં." આટલું બોલતાં તો કાઠિયાણીનું રૂપ રૌદ્ર બની ગયું. એના મુખમાંથી 'જયઅંબે, જયઅંબે'-ના જાપ સરવા લાગ્યા, ત્યારે અનુભવી આઈઓએ કહ્યું: " આ બાઈને સત ચડયું છે. " એટલે નિયમ મુજબ રોવું, કકળવું કૂટવું પીટવું બંધ થયું.

ડેલીએ પુરુષોમાં પણ આ વાતની જાણ થઈ એટલે ઢોલ-શરણાઈઓ આવ્યાં અને નાદ ગૂંજવા લાગ્યા.

આમ ગામ આખામાં જે અરેરાટ છવાઈ ગયો હતો, એને બદલે લોકો અદ્ભુત રસનો અનુ-ભવ કરવા લાગ્યા. ભાયું-બાયું સતીમાતાને દર્શને ઊમટયાં. બાઈ બાળચંડી બની લાખાવાળાની નના-મીની પછવાડે ચાલી. નનામી ઝાંપાના ખીલ પાસે નીચે ઉતારી, કાંધિયાઓએ નાળિયેર ફોડયાં પછી નનામી ફેરવી ફરી કાંધે લેવા કાંધિયાઓ તૈયાર થયા ત્યાં જ બાઈ બોલ્યાં: " ભાઈઓ તમે ઘડીક આઘા રહો. " કાંધિયાઓ બાઈનું ચંડી સ્વરૂપ જોઈ હટી ગયા. એટલે પરમારપુત્રીએ (જેબલિયા મૂળ પરમાર રજપૂત છે) પોતાના પતિની નનામીને ચાર પ્રદક્ષિણા દીધી, પછી બોલી : 'હવે ચાલો'.

કાંધિયાઓએ નનામી ઊંચકી લીધી, યાત્રા સ્મશાનભૂમિએ પહોંચી. ચેહ ખડકાઈ. લાખાવાળાના શબને ચેહ ઉપર સૂવડાવ્યું, જમણે અંગૂઠે આગ મૂકવામાં આવી. આ સમય દરમિયાન બાઈ આભમાં સૂર્યની સામે દૃષ્ટિ રાખી ઊભાં હતાં. ચિતાનો અગ્નિ પૂરેપૂરો જ્યારે સળગી ઊઠયો એટલે અગ્નિપુત્રી ( પરમારો અગ્નિવંશી કહેવાય છે) પતિની સળગતી ચેહ માથે ચટ્ટ ચટ્ટ ચટ્ટ ડગલાં દેતી ચડી ગઈ. પોતાના ધણીનું માથું પદ્માસન વાળી ખોળામાં લીધું.

એની કંચનવરણી કાયાને અગ્નિએ લપેટી લીધી. એનો દેહ ઘીની મશાલ માફક પ્રજળવા લાગ્યો ઢોલ-શરણાઈઓના નાદને વીંધતો સતીનો જયઘોષ લોકો બોલાવી રહ્યા.

ઈંગોરાળા ગામની ભાગોળે આ સતીમાતાનો પાળિયો છે. ત્રણસો વર્ષના કાળના ઘસારાને લીધે ફક્ત એમાં પાંખુ રથનું નિશાન દેખાય છે. કહેવાય છે કે સતીમાતા ઉપર શ્રદ્ધા રાખે, તો એની માનતા ફળે છે.

સાધ, સતી અરૂ સુરમા, જ્ઞાની ઔર ગજદંત;
ઉલટ પૂંઠ ફીરે નહિ, જો જુગ જાય અનંત.

ઈલા ન દેણી આપણી, રણ ખેતાં ભિડ જાય;
પૂત સિખાવે પારણે, મરણ-બડાઈ માય.

# મેમણની મહાનગી

વૈદ્ય એ. એચ. ગનિયાણી



ગઢડા–લાખણકાને પાદરે જીવા ખાચર અને મેમણ કામદાર સરૂ ડોહાની ખાંભીઓ

દેવભૂમિ પાંચાળને સીમાડે ગઢડા ગામ ને દરબાર જીવો ખાચર. પણ અડાભીડ ને મરદામરદ ઉદારદિલ આદમી. રૂપાનાં પતરાં જેવી દાઢી ને એંસીક વરસની ઉંમરને ઘરે પહોંચ્યા છે.

આપા જીવા ખાચરને સરૂ ડોહા નામે મેમણ કામદાર. કામદાર પણ સાઠનું ઘર વટાવી ચૂકયા છે. એક દરબાર ને બીજા કામદાર. એક હિંદુ ને બીજા મુસલમાન પણ આંતર્યે ગાંઠયું. કાવા–કસુંબા ને હોકા ભેળા બેસીને પીએ. દી ઊગે ભેળા થાય તે રાતે નોખા પડે.

ખુદાના નૂર જેવી જૈફી માથે એંસી એંસી વરસ વીતવા છતાં કાળો તરછકો સુદ્ધાં નથી પડયો;

જીવારી ડેલી જોઇ, મને ચારે ખંડ નજરે ચડે;
કૃષ્ણ બળ દાખ્યો કરણ, સુખેવા ત્રણે મંડળ.
પાણી નવ પરજેતણું, જાતું રાખ્યું જે;
બંધ ગઢડે બાંધેલ, પિંગળ આડો પૂંજાઉત.

માર ધાડમાં મોટાઈનો યુગ. પારકાંને પોતાનાં કરવામાં વડાઈ લેખાય. એમાં ધીંગાણે ચડીને ક્ષત્રિવટ બતાવવાની મરદાઈથી માનવી જીવતાં, ખાટલે પડીને મરવામાં ખોટ મનાતી.

જીવા ખાચરને જે દી જુવાની હુગડતુતી રમતી હતી તે દી ઘોડાંને ઘી પાતાં કામીનીએ કર ગ્રહ્યો, હાથ પકડીને ઊભી રહી ત્યારે પછી જુવાન જીવો ખાચર કહે છે કે:

ઘોડાંને ઘી પાને કામન! કર ગ્રહીએ નહિ;
ચટકી દી ચડતાં, પારકાં પોતાનાં કરે.

એવો એક દીનો સમો છે. ગઢના બધા જુવાન આદમી એવા ફેરા (ધાડ) ઉપર ગયા છે.

રહ્યાં બાકી માનવી ત્રણ,
બુઢાં ને આજાર, ઘોડિયે રમનાર.

ગઢડેથી ત્રણેક ગાઉને પંથે પડેલા લાખણકાના દરબારૂને ગઢડા હારે વેરઝેર. કાસદ વહેતા થયા કે ગઢડું રેઢું છે. લાખણકાના ગોવાળિયા કાઠી દરબારૂએ ગઢડાની સીમ સાંધી. ગઢડાનાં ઢોર સીમાડે ચરતાં હતાં ત્યાંથી વાળ્યાં. ભરવાડુંને મારી મારીને કાઢી મેલ્યા. વળી પડકારા કરતા ગયા કે "કે'જો તમારા દરબારૂને કે મરદ હોય તો આડા ફરે!"

ભરવાડું બાંગું દેતા ગઢમાં પોગ્યા. જઈને બાયુંને વાત કરી. પણ બાયું કોને જઈને કયે? એટલે પોક મેલીને રાવ ખાધી.

આંઈ આપા જીવા ખાચરે ડેલીએ બેઠાં રોવાનો સાદ સાંભળ્યો. પૂછાવ્યું કે ગઢમાં 'કાંઈ માઠા સમાચાર આવ્યા છે કે શું?'

કામદાર સરૂ ડોહા ગઢમાં જઈને ખબર લાવ્યા કે લાખણકાના ગોવાળીઆ દરબારો ભરવાડોને મારીમારીને આપણાં ઢોર હાંકી ગયા છે.

બાયુંએ કહેવરાવ્યું કે, "અમારે આદમી માણસ ઘરે નથી તયેં આમ બને ને!"

"પણ હું બેઠો છું ને ! આદમી ભલેને ઘરે નો હોય?" જીવા ખાચર દાઢીના પલ્લા ઝાપટતા ઊભા થયા. ગઢમાં કહેવરાવ્યું કે "ઘોડે પલાણ માંડે."

ખાવો ડગલાં બે, જો ભારથનાં પાછાં ભરે;
તો મલક માથે મે, વાધાઉત વરહે નઇ.

આપાને પૂરી અવસ્થા, પણ પોતાના જીવતાં જીવત ઢોર હાંકી ગ્યાનું સાંભળીને ભીંટકોટિ રૂંવાડાં ઠરડાઈ ગયેલ ત્રાકની જેમ છમ છમ છમ ઊભાં થઈ ગ્યાં:

દેવું, મરવું, મારવું, ઝીલવી ખાગાઝટ;
કલો કહે સૂણો ઠાકરો! વસમી ખત્રીવટ.

જેમ ચિત્રો લા સાંધે તેમ ઘોડા ઉપર સગક બગ જમ દેખ્યા ના ગયા. જેવાં બાઈયુંએ હથિયાર લંબાવ્યાં કે કામદાર સરુ ડોહાએ ઝબ કરતીકને લગામ પકડીને કહ્યું :

"બાપુ ! એમ એકલા જવાય નહિં, હું પણ ભેળો આવું છું. આ ઘડીએં આવ્યો. ઘોડી લેતો આવું."

"અરે કામદાર ! તમે કામદારાં કરો ને આનંદ કરો, આ તો ધીંગાણાના ખેલ છે."

"આપા ! આવો ઉજળો અવસર–કામદારાંનો ક્યાંથી મળે ? હું કામદાર ખરો પણ જેની જગમાં જોડય ન મળે એવા જીવા ખાચરનો કામદાર."

"અરે કામદાર ! આ જાતી જંદગાનીએ તમને ધાડામાં ક્યાં ઓરૂં ?"

"મારગ મેલો ઝટ, મારે છેટું પડે છે." જીવા ખાચરે ઘોડાની લગામ ખેંચતાં કહ્યું.

"અન્નપાણીમાં અળગો નો કર્યો ઈ હવે આખર વેળાએ અળગો કરશો નહિ. આ અવસ્થાએ એકલા જવા દઉં તો મારી જણનારી લાજે ને ! હું ઘોડી લેવા જાઉં છું. મને લીધા વગર જાઓ તો સૂરજદાદાની આણ્ય છે."

કામદારે હડી કાઢી ને જીવો ખાચર સૂરજની આણથી સમસમી રહ્યા. કામદાર ઘરે જઈને ગૂપચૂપ ઘોડે પલાણ માંડે છે. કામદારનાં વયોવૃદ્ધ પણ જાજરમાન મા ઘોડાને હાવળ દેતાં સાંભળી બહાર આવ્યાં. "અરે દીકરા, અટાણે રોટલા ટાણે ક્યાં હાલ્યો ?"

"મા ! મા ! અટાણે ક્યાંકારો કરો માં, લાખણકાના દરબારું આપણાં ઢોર વાળી ગ્યા છે તે આપા જીવા ખાચર હારે ધીંગાણે ચડવું છે. આશીરવાદ આપો મા ! ને હથિયાર અંબાવો."

"મારા પેટ ! આપણે વેપારી વરણ કેવાય. આપણું ધીંગાણામાં કામ નઈં." માએ દીકરાને વારતાં કહ્યું.

"માડી ! આ તો માણહાઈનું ધીંગાણું છે. આપો બા'ર નીકળી ગ્યા છે ને હવે ઝટ રજા આપો.' કામદારે ઘોડે ચડતાં પહેલાં રજા માગી.

"ઓળઘોળ થાઉં તારા ઉપરથી મારા આધારા ઝાઝી ભલાયું તને મારા પેટ ! ધણી હારે તું ધીંગાણે ચડ એનાથી બીજી વધેકાઇ મારે કઈ હોય? જા તો ભલે જા ! પણ આપા જીવાની આગળ કાસ્ય આવજે, પાછળ રહીને કુખ લજાવીશમાં."

"ભલે માડી ! આગળ ખપ આવું તો જાણજે કે તારો દીકરો મર્યો'તો."

માના આશીર્વાદ લઈને સરૂએ ઘોડીએ રાંગ વાળી. આપા જીવા ખાચરે ને સરૂએ લાખણકાના પાધર જઈને ધીંગાણાનાં કહેણ મોકલ્યાં.

ગોવાળીઆ દરબારૂંએ તો હજી હથિયાર પણ હેઠાં નો'તાં મેલ્યાં. બાંધ્યે હથિયારે ગોવાળીઆ કાઠીઓનું જાડું જૂથ બહાર નીકળી આવ્યું.

કીડી માથે કટકની જેમ,ગોવાળીઆઓનું પાળ આપા જીવા ને કામદાર સારુ ઉપર ત્રાટક્યું. ઘો, ઘો ને મારો, મારોના ચહકા બોલ્યા. તલવારૂંની બાટાઝૂટ બોલી ગઈ.

સામસામા ખૂણ ધવરાણા, પણુ આપા જીવા-ના બે પગ સાથળથી કપાઇ ગયા ને કામદાર સરૂના બેય હાથ ખભેથી કપાઈ ગયેલા.

કામદાર સરૂ આપા જીવાથી એક નાડાવા આગળ રહીને ઝૂઝતાં ઝૂઝતાં ઘોડેથી પડયા. બેયને મરેલા માની પાળ પાછું ફર્યું.

અંગેઅંગે વેતરાઇ જવા છતાં બેય જણાએ સુધ નથી ગુમાવી.

સરૂ આપા જીવાને કયે છે કે "આપા! આ તો એકેય ઓછો કરાવ્યા વગર પાળ પાછું જાય છે?"

"ઈશ્વરોગતિ કામદાર! એકનું ઓહડ બે." આપા જીવાએ આશ્વાસન લેતા કહ્યું.

"અરે આપા! મારી પાંહે આ ભરેલી બંદૂક એમ ને એમ રહી ગઈ છે. પણ મારે હાથ નથી. કરૂં શું?" એમ કહેતાંક ને સરૂએ બંદૂક મોઢામાં પકડીને અંગ ઢસડીને જીવા ખાચર પાસે પહોંચ્યા.

જીવા ખાચરને પગ નથી. બેઠા શાના માથે થાય? એટલે સરૂએ બંદૂક આપાના હાથમાં આપી ને આપાના વાંહે માથું ભરાવીને ટેકાવ્યા. જીવા ખાચરે નેમ લઈને ભડાકો કર્યો ને પાળના સરમોડ જુવાનને ઘોડેથી હેઠો પાડયો. બેય જણાએ એને હેઠો પડતા જોયો ને આપા જીવાએ સરૂ કામદાર માથે ચપટી ધૂળ ચડાવીને પોતાના માથે ચડાવી. ત્યાં બેયના પ્રાણ છૂટી ગ્યા.

આપો જીવો ને સરૂ કામદાર ધીંગાણામાં ખપ આવ્યાના સમાચાર ગઢડે પોગ્યા પણ સરૂની મા મોં વાળતાં નથી.

ભરવાડુંએ ખબર દીધા કે કામદાર તો આપાની આગળ રહીને ઝૂઝતાં ઝૂઝતાં આગળ રહીને પ્રાણ છોડયા છે, તયેં સરૂની માએ મોં વાળીને પણ દીકરાના મોતને મરશિયે મીઠું કર્યું.

તુલસી બાંહ સપુતકી, સપનેમેં અડ જાત;
પ્રીત નિભાવત મરણુ તક, લરકનકુ કહી જાત.

દરબાર જીવા ખાચર અને કામદાર સરૂ ડોહાના આગળ આપ્યા તે પાળિયા ગઢડા–લાખણુકાને સીમાડે છે. ત્યાં ગઢડા દરબારોની છેડાછેડી છૂટે છે.

આ ધીંગાણાં પછી વેર વધી ગયાં. ગઢડા દરબારોને મુશ્કેલીમાં મૂકવા લાખણુકાના સરવૈયાઓ વડોદરા ગાયકવાડના બે છોકરા બાન પકડી આવ્યા. ગાયકવાડે છોકરાઓને ગોતવા આભ-જમીન એક કર્યા પણ છ મહિના સુધી સરવૈયાઓએ છોકરાઓને સંતાડી રાખ્યા. પછી એક રાતે ગઢડામાં મૂકી ગયા, જેથી ગુનો ગઢડા દરબારો ઉપર આવે.

છોકરા રડવા માંડયા. મોટી ડેલીએ ખબર પડતાં ને છોકરાંને પૂછપરછ કરતાં ગાયકવાડના ખોવા-યેલા બાળકો નીકળ્યા. વડોદરા ખબર આપ્યા. ગાયક-વાડ પોતે ગઢડા આવ્યા. છોકરા સમજુ તે માંડીને વાત કરતાં લાખણુકા સરવૈયાઓ ઉઘાડા પડયા.

ગઢડા દરબારોને ખપ પડયે મદદ કરવાનો ત્રાંબાના પતરે લેખ કરી આપ્યો. ને પાંચસોની ફોજ લાખણુકાને સીધું કરવા આપી. આ ફોજે લાખણુકા-માંથી તે દિવસે સરવૈયાઓનું બીટ કાઢી નાંખેલું. વેર તો રક્તબીજનો વરતાર છે ને?

મેમણુ કામદાર સરૂ ડોહાના કુટુંબને જીવા ખાચરના વારસદારોએ તાંબાના પતરે એકસો વિઘા જમીન લખી આપી ને મેમણુની મરદાઈને વધાવી.

---

ભડકે દાઢ વરાહ, કડકે પીઠ કમઠકી;
ધડકે નાગ ધરાહ, વાઘ ચઢે જદ વીસ હથ.
સિંહ સિચાણો સાપુરૂષ, બાલક કદી ન કહાય;
બડે જનાવર માર કે, પલમાં લેય ઉઠાય.
કૃપણુ જતન ધનનું કરે, કાયર જીવ જતન્ન;
સૂર જતન એનો કરે, જેનું ખાધું અન્ન.

ઝાલર વાગે ભગતજન, ઢોલ બજે રજપૂત;
એતાં ઉપર ના ઊઠે, આઠો ગાંઠ કપૂત.
જો મૂઆ તો અત ભલા જો ઉગર્યા તો સાર;
દોઉ પ્રકારે હે સખી, મેંગળ ધૂમે દ્વાર.
ઢોલ બજંતાં હે સખી, પહિ આયો મુજ લેણ;
વાગાં ડોલાં હું ચલી, પતિરો બદલો દેણ.

# રા નથવાણીઆ (રા માંડળિક)નો પાળિયો

ડૉ. મગનલાલ ગોંડલિયા

બગસરા (ભાયાણી)ને પાધર સાતલ્લી નદી વચાળે ઊભેલો રા નથવાણીઆનો પાળિયો

સોહામણી સાતલ્લી રૂદ્રરૂપે પણ રમતી હશે છતાં યુગદેવતાના અલંકાર—અવશેષોને નષ્ટ કરવાનો અવિવેક એણે નથી કર્યો. કાંગરાં તો પાંડવોની રાજધાની ઈન્દ્રપ્રસ્થનાં પણ ક્યાં અખંડ રહ્યાં છે?

અમે તો રોજ નીરખીએ છીએ સાતલ્લીને હૈયે પરોવાયેલો એક ખડણુખડ પાળિયો.

અમારા બગસરા (ભાયાણી)ને પાધર નદી પાર કરતાં કદાચ તમારું યે ધ્યાન ખેંચશે કે બરાબર નદી વચાળે આ ખાંભો શેનો ખોડયો છે?

હા, બરાબર નદી વચાળે ને બહારથી અખંડ ભીંજાતો હોવા છતાં પુરાં પાંચસો વરસની એક કરુણ-કથાને પોતાના હૈયે અણભીંજી જાળવી રાખતો એક પગે તપ કરતા જોગંધર જેવો ઊભો છે.

એ છે રા નથવાણીઆનો પાળિયો. જગ જાણીતી વાત છે એ રા નથવાણીઆની—રા માંડળીક ત્રીજાની. જૂનાણાના એ છેલ્લા પણ કમનસીબ રાજાની રા માંડળિકને અને આઇ નાગબાઈને થયેલાં મનદુઃખની વાત જાણીતી છે.

નાની શી વાત. આઈના પૌત્ર નાગાજણને અને રા માંડળિકને આંતરે ગાંઠયું. નાગાજણ પાસે એક વછેરો, દયેળીમાં પાણી પાઈને ઉછેરેલો. એનું નામ 'સૂરજપશા.' પણ સૂરજના રથમાંથી છોડાવીને ધરતી માથે ઉતાર્યો હોય એવો.

એક દશેરાએ પહેલું જ પલાણ માંડીને રા માંડળિક શમી પૂજન કરવા જાય તે પહેલાં તો જૂનાણે પહોંચી ગયો. રા માંડળિકે સૂરજપશાને જોતાં તો આંખમાં રમવા માંડયો. "માગ માગ નાગાજણ, જે માગે તે આપું, પણ આ ઘોડો મને આપી દે."

નાગાજણ માથે માંડળિક ઓવારી ગયેલો પણ નાગાજણના હૈયેથી ઘોડો ન છૂટયો. રાનું મન દૂભાવીને મોણિયે પાછો ફર્યો. રા માંડળિકનો કાકો રા વિકો ગિરગઢડાનું પરગણું ખાય. એનો એકનો એક દીકરો રા માંડળિક પાસે જૂનાણે રહે. રાને ભૂપતસિંહ માથે અનોધાં હેત. રાણિયું ખમી શકી નહિ. ભૂપતને ખાવામાં ઝેર દેવાણું. એમાંથી રા માંડળિક ને રા વિકાને ખટકી. રા વિકો જૂનાણા સામે બહારવટે ચડયો.

આ રા વિકો એક દી નાગાજણનો ઘોડો જોવા મોણિયે જઈ ચડયો. સૂરજપશાને જોતાં જ પ્રશંસાનાં વેણ માંડયાં સરવા. નાગાજણ માંડળિક સામે બળી-ઝળી રહેલો. એમાં રા વિકાએ ઘોડાનાં વખાણ કરતાં સૂરજપશા રા વિકાને પરાણે આપી દીધો. આઈ નાગબાઈએ આ જાણીને કહ્યું કે હોનહાર બૂરી દિસે છે. બન્યું પણ એવું. રા માંડળિકને ખબર પડતાં એણે એવો ખ્યાલ બાંધ્યો કે આઈ નાગબાઈ

રા વિકાને મારા વિરૂદ્ધ આશરો આપે છે. અને એણે આઈ નાગબાઈના નેસનાલ બાચા ચૂંથ્યા. ચારણોને પોતાનો મુલક છોડી દેવાનો ભ્રકારો ભણ્યો.

રા માંડળિક આઇ નાગબાઈનો સમજાવ્યો ન સમજ્યો ત્યારે આઈ કહે "તારાં રાજ તપતાં હોય અને ઈ રાજમાં રે'તાં હું ઈ તો તું કાઢી મૂકજે." આઈના દિલને દુઃખ થયું કે મારા મોઢામાંથી ન નીકળવા જેવાં વેણ નીકળી ગયાં ને શાપ જેવાં થઈ પડયાં. હવે મારાથી દેહ રખાય નહિ." અને આઈ હેમાળો ગળવા હાલી નીકળ્યાં.

અહીં રા માંડલિક માથે મહમદ બેગડાની માંડી ભીંસ થવા. "કાં મુસલમાન બન ને કાં ગાદી ઝૂંટવી મોતને શરણ કરી દેશું." મોણિયે જઈને આઈને જે ન મનવી શકયો તેણે આઈના વેલડા પાછળ માંડયો ઘોડો દોડાવવા. દુશ્મનની છાતીએ માથું ન ઢળે તો આઈના ચરણુંમાં માથું ઢાળી દેવાના વલોપાતથી વહ્યો આવે છે.

બરાબર બગસરાને પાધર સાતલ્લી નદીની વચ્ચે ગાડાખેડુએ વેલડું ઊભું રાખ્યું છે. ત્યાં પશ્ચાત્તાક્ષપથી સળગતો રા આવી પહોંચ્યો. વેલડું જોતાં જ આઇના દર્શનની માગણી કરી. દિલ દુભાયેલ આઈએ કહેવરાવ્યું કે મને તેં દેવ ટાળીને ડાકણ કરી, મારે તારૂં મોઢું નથા જોવું. ત્યાં રા માંડળિકે આઈના વેલડાના પૈડા માથે માથું પછાડયું ને લોહી લુહાણ બેભાન થઈ પડયો. આઈને ખબર પડતાં તરત બહાર નીકળ્યાં. સારવાર કરી. રા માંડલિક ભાનમાં આવ્યો.

રા માંડળિક કહે : "આઈ! આપનો કોપ શમાવો."

આઈ નાગબાઇ કહે : "માંડયું મિથ્યા નથી થાતું માંડળિક:—

ટીલું જે જૂનાણા તણું, મેલ્યું મોહળ રા;
આ બગસરે ખીઠા, ઇ માંડેલ હુતું માંડલિક !"

"આઈ! જગદંબા! આ જુનાગઢ માથે કલમા પઢાય તે પહેલાં મને તમારા ચરણોમાં લઈ લ્યો. રજપૂતનો દીકરો છું, તો મારા અંગને મુસલમાનો અભડાવે તે પહેલાં સામી છાતીએ લડીને કટકા થઇ જાઉં એટલી આશીષ આપો."

"રા! સોરઠ માથે તો અહરાણુ ઊતરી ચૂકયા છે. એમાં મીનમેખ થાય તેમ નથી. પણ મારી આશીષ છે કે જા! તું રજપૂત રહીને મરીશ."

રા માંડળિક આઈ નાગબાઈના ચરણુંમાં આળોટી પડયો ને બોલ્યો: "આઈ! હવે એક જ માગણી છે કે જૂનાણા માથે ફરી કો'કદી હિંદવાણું પાછું ફરે એવી આશીષ આપો માડી!"

ત્યારે જગદંબા આઈ નાગબાઈએ આગમ ભાખ્યું કે:

"સંવત ઓગણી ૭ સત્તાણુએ' થર જૂનો કરી થાપું;
હું નાગઈ હરજોગની, હિંદવાણુ હથોહથ આપું."

કહેવાય છે કે રા માંડળિકે પોતે જ જ્યાં આઈના વેલડા માથે માથું પછાડી લોહી છાંટી પશ્ચાતાપથી સળગીને આઈના આશીષ મેળવેલા એ જ સ્થળે એક ખાંભો પોતાના હાથે જ ખોડાવેલો.

ખાંભો એ જ હોય કે પછી એ સ્થળે લોકોએ એ સ્થળને દેવના આશીષ માનીને પાછળથી રા નથવાણીઆનો પાળિયો ઊભો કર્યો હોય, પણ આઈએ જ્યાં આગમ ભાખેલ એ જ સ્થળેથી ગાંધીજીએ ૫૭ વર્ષ પહેલાં વીરમગામની જગાતદોરી સામેસ ત્યાગ્રહની રણભેરી ફૂંકી અંગ્રેજી સલ્તનત સામે યુદ્ધનું આવાહન કરેલું. અને પછી તો આઈનું આગમ ફળતું આવ્યું. બરાબર:

૧૯૦૦ + ૬ + ૯૭ = ૨૦૦૩ ની સાલમાં બરાબર બેસતા વરસને દિવસે આરઝી હકુમતે જૂનાગઢના ઉપરકોટ ઉપર ત્રિરંગો ઝંડો ફરકાવ્યો અને જૂનાગઢનો નવાબ પાકીસ્તાન ભાગી છૂટયો. સોરઠ તો રામરહીમની મિલન ભોમકા છે. કોણ ભાગ્યા ને કોણ બચ્યા? કોણ ન ઊથલ્યા ને કોણ ન બેઠા!

આ એ જ પાળિયો છે—સલ્તનતોની ઉથલપાથલની ગવાહી દેતો ને પશ્ચાતાપની આગમાંથી પાવનકારી બનવાની ગાથા વર્ણવતો રા નથવાણીઆ! કે રા નાથાવાળીઆનો પાળિયો. બગસરાના વાંઝા હજી યે એને માને છે.

# સમે માથે સરધારપર

દ. શ્રી પુંજાવાળા

જેતપુર દરબાર દેવાવાળા એમના કાઠીઓ, ખાટા અને આયરોથી ઉજળા હતા. પણ આયરોના અદાવતીઆ કાઠી–ખાંટ દેવાવાળાના દીકરા મૂળુવાળાના કાન આયરો વિરૂદ્ધ ભભેર્યા કરતા. છેવટ મૂળુવાળા અને આયરોના આગેવાન ડોહલ મારુ વચ્ચે એવી ખટકી કે સામસામા તરવારું તાણવાની જ બાકી રહી.

જેતપુરના ગાદીવારસ મૂળુવાળાએ આયરુંને જાકારો દીધો કે કાં તો સરધારપૂરમાં આયરો નહિ અને કાં જેતપુરના કોઠારમાંથી પોતાનો કણુકો ખૂટયો. સાથે ગોલણુવાળા અને પોણોસોક જણુ સાથે કાઠીઓના ખાંવડાના બળ જેવો જેમલ ખાંટ.

પાસેના મોરવાડા ગામના પિયાવે સરધારપરના બે આયર જુવાનો જેતપુર દરબારની સાચવવા રાખેલી રૂપાળી ઘોડિયુંને પાણી પાય. જેમલ ખાંટની આંખમાં ઘોડિયું વસી ગઈ. પોતાના માણુસોને ઈશારો કર્યો ત્યાં પડકારો આપીને આયરો ઊપડી ગયા કે જેને પેટમાં દુખતું હોય તે હાલ્યા આવે આ દેખાય તે સરધારપર.



આયરોની ખાંભીઓ : એમાં સૌથી ઊંચી ડોસલ મારૂની



તીરના નિશાનવાળો ખાંભી મોનજી વાણીઆની

આથી દ. દેવાવાળાએ ઘણું સમજાવ્યા છતાં ડોહલ મારૂ હાલી નીકળ્યા. સરધારપર આવી આયરૂંને ભેગા કરી, વાત કરી. ગામ આયરોનું પણુ તે દિવસે ગામમાં માત્ર ચૌદ આયરો જ હતા. બાકીના ગિરમાં ગયેલા.

લુંઘિયા બાવાવાળાને જેતપુર ઉપર ખટકો. એનો મેલીકાર પાસેના મોરવાડા ગામે પડેલો. સાથે ૫૦ માણુસો સાથે એના કાકા લખમણુવાળા, ભાઈબંધો

જેમલે સરધારપર ભાંગવા વિચાર્યું. બાવાવાળે સમજાવ્યા કે આયરો સાથે તો આપણે સારા સારી છે ને ઈ આકડે મધ જેવું નથી. ઇ માલ માથા સાટે કહેવાય. પણુ ફાટેલ પિયાલાનો જેમલ ન માન્યો.

રાતોરાત બાવાવાળાએ પોતાના કાકા લખમણુવાળાને સરધારપરના આયરોને સમજાવવા મોકલ્યા કે બેક દી ઘોડિયું લઈને આડા અવળા થઇ જાય.

અમારે જેતપુર હારે સારાસારી નથી અને સરધારપુર ભાંગવું છે.

ત્યારે આયરોએ કહેરાવ્યું કે સરધારપરનું પાણી તો અમે અગરાજ કરીને બેઠા છીએ, પણ તમે ભાંગવા આવવાના હો તો અમારું લોહી જેતપુરના ધણીની ધરતીમાં જ ભલે છંટાય. દ. દેવા-વાળાને પણ કહેવરાવજો કે સરધારપુરનું પાણી અગ-રાજ કર્યું છે પણ જીવતાં જીવત જેતપુરનું ગામ ભાંગવા નથી દીધું.

લખમણવાળાએ આવીને ખાવાવાળાને વાત કરી. બધા રેરત પામી ગયા. જેમલને બોલાવીને ઘણો સમજાવ્યો પણ ન માન્યો. સવારે ખાવાવાળાનું ચારસો માણસોનું કટક સરધારપર ચડયું ત્યારે એને પાધર ત્રેવીસ જણા મર્દાનગીનું સામૈયું કરવા તરવારું તોળીને જ ઊભા હતા. ૧૮ આયર, એક રઘુચંદી સોનબાઈ, વણ હરિજન, એક કણબી પટેલ, એક વાજુડીનો તોળવાર મોનજી વાણિયો, અને કાનપર ગામના વણ મહેમાન. એક દેવદાન ગિયાળ, બીજો જીવા આગરિયા અને ત્રીજો પીઠો બોરીચો.

આયર આગેવાન જગા ચાવડાએ વણે ય મહેમાનુંને હોંશેથી જમાડી વિદાય આપી ત્યારે મહેમાનો કહે :" હવે તમારા જેવો સરધારપરનો સાથ ફરી ક્યેંદી મળે? એટલે બીજું બોલશો જ માં!"

આયરો પોતાની ઘરવખરીનાં ગાડાં ભરીને પાદરમાં ઊભાં રાખી દીધેલાં. ત્યાં તો તરવારુંની તાળિયું પડી ગઈ. આયરો સામે જેમલના ખાંટ અને થોડા કાઠી ઊતરેલા. પણ મરણિયા ત્રેવીસે એમને પાછાં પગ લેવરાવ્યા ને જેમલ કામ આવી ગયો.

જેમલ ખાંટને કામ આવી ગયેલો જોઈ ખાવાવાળા ભડક્યા. પછી તો ત્રેવીસે ય ઉપર આખું કટક વાટક્યું. ભાલાં, બરછી ને તલવારુંનો તાશીરો બોલી ગયો. પણ ત્યાં સુધીમાં ત્રેવીસેય રણવીરોએ કેંક-ને વાઢી નાખ્યા ને પછી કટકે કટકા ઊડી ગયા ત્યાં સુધી ઝઝુમ્યા.

ડોહલ મારુ મરતાં મરતાં એટલું બોલ્યા કે "જેતપુરના ધણી દેવાવાળાને વધાઈ દેજો કે તમારા ગામનું પાણી લોહીને પણ પાણી રાખ્યું છે, ને મૂળુ-વાળાને કહેજો કે માણસને ઓળખતાં શીખે. મારા વંશને કહેજો કે સરધારપર હોડી ટ્યે મેં દેવાવાળાને કોલ દીધો છે."

મૂળુવાળા તે દી બાજુના વાવડી ગામે હતા. ખટકો હતો ને ખબર મળ્યા કે ખાવાવાળાના કટક સામે લડતાં લડતાં એક રઘુચંડી સાથે ગામમાં રહેલા એકે એક જણ કામ આવી ગયો છે.

કહેવાય છે કે પછી ગિરમાં રહેલા ડોહલ મારુના પરિવારને સરધારપરમાં રહેવા ઘણું સમજાવ્યા, પણ કોઈ માન્યા નહિ અને રાજકોટ પાસેના ભાયાસર ગામે જઈ વસ્યા.

આ વાતની ખુરથો રેવાવતી ખાંભીઓ આજેય અડીખમ ઊભી છે. કહે છે કે જેતપુ રદર-બારે જ આ ખાંભીઓ ઊભી કરાવી છે. એમાં સૌથી ઊંચી ખાંભી ડોહલ મારુની છે. વરદ હસ્ત છે તે રઘુચંડી સોનબાઈનો છે અને નિશાન કરેલું છે તે મર્દ વાણીઆ મોનજીની ખાંભી છે. ઘણે ભાગે આ પાળિયા સં. ૧૮૭૧ની સાલના છે.

('ઊ. નવ.' ડિસે.' ૭૨ : પૃ. ૬૫૬)

## સાતાભાવે સતી : મલુકબાઈ

લખપતજીની છતરડીની ડાબી બાજુની છતરડીમાં આરસનો પાળિયો છે. તેમાં ઘોડેસવારનો પાળિયો છે. ઘોડાની ડોક તૂટી ગઈ છે. સવારને પણ તોડી નાખેલ છે. તેમાંનુ લખાણ બોલે છે :

स्वस्ति श्री यो मंगलाऽभ्युदयश्च ॥ संवत १८२८ना वर्षे शाके १७०४ प्रवर्तमाने गरवो उत्तरायणं गते श्री सूर्ये महामांगल्यप्रद मासोत्तम मासे वैशाख मासे शुक्ल पक्षे ११ एकादश्यायां तिथौ श्री सुवराई कच्छ देशे श्री भुजनगर मध्ये महाराजा राउ श्री, रायधण पर्जी विजय राज्ये ॥ महाराजा राउश्री, गोहोडजी संवत १८२५नो श्रावण शुदि ११ सोमेना श्री देवलोक थीआ ते केडे मार्दाआगो, बाई मलूकबाई माता मावें सती थी ग्यां छे तेनीदेरी वर्गा मावें नूई कीवी छे ॥ गजधर मेघो तथा कुंमार मेघे संपूर्ण देरी कीवी छे ॥ शुभं भवतु ॥

પ્રા. નાગજીભાઈ કે. ભટ્ટી

# પાદરના પ્રતિહારી

અરવિન્દ આચાર્ય

પાળિયા જેમ આપણા પૂર્વજોની યથાગાથાનાં, ટેકને ખાતર મરી ખૂટનારાં, ભાઇબંધી માટે મોત સુધી સાથ દેનારાં, અબળા અને સત્ય માટે ઝૂઝનારાં-ના પ્રતિકો છે, તેવી જ રીતે તે સમયનાં સમાજ-જીવન, રહેણી – કરણી, રાજકીય કે સામાજિક વ્યવસ્થા અને અવ્યવસ્થા સ્થિરતા અને અસ્થિરતા, રૂઢિઓ અને રિવાજોના બોલતા પુરાવા છે.

જૂના પાળિયા ધીરે ધીરે નાશ પામતા જાય છે. સાચવી રાખવા જેવા, અને ઓળખાણ કરવા જેવા આ સ્મારકો કયાંક રેલ્વે લાઈન બાંધવામાં, કયાંક દિવાલના ચણતરમાં, કયાંક મકાનના પાયા પૂરવામાં, તો કોઈક ઠેકાણે ઓશરીની ધાર ઉપર ભંડારાઇ ગયા છે. જેના ઉપર એક વખત સિંદુર ચડતુ હશે; અને વાર–તહેવારે જેને યાદ કરીને કોઇ મા–બહેન અને સગાં–વહાલાંની આંખો રડતી હશે, તેવા કેટલાય પાળિયા ગામને ઝાંપે અને પાદરમાં ઠેબે આવે છે. થોડાક નશીબદાર પાળિયા ગામડાનાં નદી, તળાવ અને નવાણનાં કાંઠે, જાણે કે માનવીનો મેલ ધોવા માટે – ખડકાં બનીને ઊંધા માથે પડયા છે.

કાળના ખપ્પરમાં ખોવાઈને નામશેષ બનેલા પાળિયાનું ઝાઝું દુઃખ ન લગાડીએ; પરંતુ દુઃખ તો નવા પાળિયા ઊભા કરવામાં જે ભેળસેળ થવા લાગી છે, તેનું છે. આજે તો શૂરા–પૂરાના, ધર–ધરમ અને અબળા માટે કે સ્વમાન ખાતર જાનફેસાની કરનારા-ના પાળિયા અને અકસ્માત કે કમોતે મરી અવગતિયા થયેલાના પાળિયાનો ભેદ પારખવો મુશ્કેલ બન્યો છે.

આનું કારણ એ છે કે મંદિર અને મૂર્તિનું વિધાન કરવા માટે જેમ શિલ્પશાસ્ત્રમાં ચોક્કસ નિયમો છે, તેવા કોઈ નિયમો પાળિયા કંડારવા માટે નથી. સ્થાનિક કારીગરો – સલાટ અને સોમપુરાઓ, તેમના ગ્રાહકની સૂચના પ્રમાણે પાળિયા કંડારી આપે છે. હજુ બારેક મહિના પહેલાં વઢવાણના એક સોમપુરા-એ વેડવા વાઘરીનો એક પાળિયો કંડારી આપ્યો છે. મરનાર તો રોગથી પથારીમાં મરણ પામ્યો હતો, પણ એના સગાની ઈચ્છા એવી હતી કે, પાળિયામાં એને ઘોડા ઉપર હથિયાર સાથે બેઠેલો દેખાડવો; અને કારીગરે તે પ્રમાણે પાળિયો ઘડી આપ્યો.

પાળિયા ઘડાવવામાં સગાંની ઈચ્છા મુખ્ય હોવાથી કેટલાક હાસ્યાસ્પદ પાળિયા ઊભા થયા છે. વંડીએથી પડીને મરી ગયેલા, ભેંસે કચરી નાખવાથી રામશરણ થયેલા, કૂવામાં પડીને મરી ગયેલા, અને એથી ય વિશેષ દારૂના નશામાં ને નશામાં જીવ ખોઈ બેઠેલાના પાળિયા હાથમાં દારૂનો શીશો પકડેલો હોય તે રીતે ઊભા થયા છે. થોડા સમય પહેલાં ધ્રાંગધ્રાના એક સોમપુરા પાસે એક બાઈ ભાખરી – માનો પાળિયો ઘડાવવા આવી હતી. કારીગરે વિગત પૂછી તો બાઈ કહે કે એનો દીકરો ભાખરી નહોતો ખાતો, તેથી માનતા માની હતી કે, જો દીકરો ભાખરી ખાતો થશે, તો ભાખરી – માનો પાળિયો ઊભો કરીશ. કારીગરે પાળિયામાં એક સ્ત્રી કંડારી, અને હાથમાં ભાખરી આપી!!! ભવિષ્યમાં પાળિયા ઉપર સંશોધન કરનારને આવું ઘણું કહોજણ મહેનત કરીને કાઢવું પડશે.

જૂના જમાનાથી સ્થાનિક પરિસ્થિતિ અને રીત–રિવાજ મુજબ સ્થાનિક કારીગરો પાળિયા કંડારે છે; અને તેને કારણે પાળિયાના સ્થાપત્યમાં એકસૂત્રતા કે એકવાકયતા દેખાતી નથી. મોટા ભાગના પાળિયા ૪–૫ ફૂટ ઊંચા હોય છે, કોક ઠેકાણે ૬–૬૫ ફૂટ ઊંચા પાળિયા પણ જોવામાં આવ્યા છે; અને માત્ર એક હાથ ઊંચા પાળિયા પણ નોંધાયા છે. સતીના મોટા ભાગના પાળિયામાં જમણો હાથ કંડારેલો હોય છે; પણ સ્ત્રીનું આખું ચિત્ર, અને થાપા પણ

જોવા મળે છે; ડાબો હાથ કંડારેલો પણ જોવા મળે છે. આવું જ ભાષા અંગે બન્યું છે. જ્યાં જે બોલી હોય; અને સગાંવહાલાંની અને કારીગરની ભાષા અંગે જેટલી સૂઝ હોય, તે પાળિયામાં ઊતરી છે. જૂના સમયમાં નીચે લખાણ ટાંકવાનો રિવાજ નહીં હોય પણ પાળિયાની સંખ્યા વધવાને કારણે, અને ભાષા-જ્ઞાન વધવાની સાથે, લખાણ અસ્તિત્વમાં આવ્યું હશે.

પાળિયા ઊભા કરવાની પ્રથા ક્યારે શરૂ થઈ તે સંશોધન માગી લ્યે છે; પરંતુ એટલું તો ચોક્કસ છે કે પ્રાચીનકાળથી મૃત્યુની યાદ સાચવી રાખવા માટે પથ્થરો ઊભા કરવાની પ્રથા ચાલી આવે છે. શ્રી બિનય ઘોષ માને છે કે પ્રાચીનકાળમાં કોઈ એક જાતિ કે કુળ અથવા જનસમૂહને કપરા કાળમાંથી યા મુશ્કેલીઓમાંથી પાર ઊતારનાર વીર–પુરુષની મૃત્યુની યાદ સાચવવા માટે વીર–પૂજાનાં પ્રતિકરૂપે પાળિયા ઊભા કરવાનો ચાલ શરૂ થયો હશે, ત્યાર બાદ વીર–પૂજા પ્રચલિત થતાં, આ કુળ અને આ જનસમૂહ જ્યાં જ્યાં ફેલાયો, ત્યાં ત્યાં આવાં સ્મારકો ઊભાં કરવાની પ્રથા અમલમાં આવી.

સામાન્ય રીતે ગામને પાદર, બહુ દૂર નહીં કે બહુ નજીક નહીં એવી જગ્યાએ, નદી–તળાવ કે નવાણનાં કાંઠે મોટા ભાગના પાળિયા જોવામાં આવે છે. કોમવાર જુદા જુદા ઠેકાણે એક ગામમાં પાળિયા હોય તેમ પણ જોવા મળે છે. એમ લાગે છે કે જૂના જમાનાથી પાળિયા ઊભા કરવા માટે સ્મશાનની જેમ–જગા નિશ્ચિત હશે. પશ્ચિમ બંગાળમાં પણ પાળિયાઓ ગામથી બહુ દૂર નહીં તેમજ બહુ નજીક નહીં એવા સ્થળે, જે છોડી દેવાયેલી સ્મશાન ભૂમિ હોવાનો સંભવ છે, ત્યાં જોવા મળે છે.

પાળિયાને ત્રણ વિભાગમાં વહેંચી શકાય. પ્રણાલિકાગત પાળિયા અથવા દેરી; શૂરા–પૂરા–વીર નર–નારીના પાળિયા–દેરી; અને કમોતે મરી અવગતિયા થયેલાના પાળિયા.

રાજવંશી રીત–રસમ પ્રમાણે રાજકુળમાં મૃત્યુ બાદ મૃતાત્માની યાદમાં દેરી અથવા છત્રી ઊભી કરવાનો રિવાજ હોય છે. કાઠીકુળમાં પણ મૃત્યુ પામેલ માણસ ગમે ત્યાં મૃત્યુ પામ્યો હોય પરંતુ એનો પાળિયો કુટુંબના પાળિયા જે ગામે ઊભા થતા હોય ત્યાં ઊભો કરવાનો રિવાજ છે.

પ્રણાલિકાગત થયેલ સતીના પાળિયા પણ આ વિભાગમાં સમાઈ જાય છે. વિલિયમ બેન્ટિકે કાયદો કરીને સતી થવાનો ચાલ બંધ કર્યો તે પહેલાં ઘણા સમયથી ભારતમાં સતી થવાનો ચાલ પ્રચલિત હતો. મહાભારતના સમયમાં પણ એ જોવા મળે છે; તો ઈસુની પૂર્વે ચોથી સદીમાં પંજાબ અને રાવીતટના વિસ્તારમાં એ જોવામાં આવ્યો છે. તક્ષશિલામાં પણ સતી થવાનો ચાલ હતો, એમ નોંધાયેલ છે. આપણે ત્યાં આ રિવાજ વિદેશી સંસ્કૃતિની અસરથી આવ્યાનું મનાય છે.

બીજા પ્રકારના પાળિયા તે જેમણે પોતાના ગામ, ધર્મ, વચન, સ્વમાન, ભાઈબંધી, પ્રેમ કે ટેક માટે પોતાનાં પ્રાણની આહૂતિ આપી છે તે. જૂના જમાનામાં વીરતા એ કોઈ એક જાતિનો ઈજારો નહોતો. ગામે ગામના પાદરમાં ઊભેલા પાળિયા ઉપર નજર નાખીએ તો દેખાય છે કે એમાં બધી કોમ છે; ચારે વરણ છે. સુદામડાનો કાનજી ભંગી પણ હોય; તેતરને કારણે પાયમાલી વહોરનાર જેમાબાઈ પણ હોય; મુસલમાનો સામે રણ મેદાનમાં ઊતરનાર લાખાજીના ગામની બ્રાહ્મણ અબળાઓ હોય : કોને યાદ કરવા? કેટલાંને યાદ કરવાં? – રાતીદેવડીને પાદર લડતાં લડતાં મૃત્યુ પામેલી વણઝારા બાઈઓને? કે ભીમોરાના પાદર, દ્વારકા જાત્રાએ જતાં એક દા'ડો મહેમાનગતિએ રોકાઈ ગયેલા, અને વાતને દા'ડે લડાઈ થતાં, 'અઠે હી દ્વારકા' કરી જે રાજસ્થાની જુવાનો – એક દા'ડાની ઓળખાણે, મોતને જેમણે મીઠું કર્યું તેમને યાદ કરીએ?

પોતાને થયેલા વિશ્વાસઘાત, કે વચનભંગ યા અન્યાયને કારણે જેમણે પોતાનો જીવ સ્વેચ્છાએ આપી દીધો – ત્રાગું કરીને, એ પણ આ શૂરા–પૂરામાં

આવી જાય. મૃત્યુને પણ આ ત્રાગાં કરનારાંઓએ વિધવિધ રીતે માણ્યું છે. ત્રાગું કરનારાં મોટે ભાગે શિવમંદિરથી અથવા નદીએથી પ્રસ્થાન કરતાં. છોગાળું ત્રાગું એટલે તાળવાથી માથા આરપાર કટાર પરોવી દેવી; ચોકડિયું એટલે ગળાની આરપાર અને તાળવાથી માથાની આરપાર એમ ચોસર વીંધવું; અને ડગલો એટલે–રૂ થી ભરીને શીવડાવેલો પગ સુધીનો ઢગલો; એને તેલમાં બોળીને પછી આગ ચાંપવાની અને ચાલતાં ચાલતાં જેણે અન્યાય કર્યો હોય ત્યાં જઈને ત્રાગું પૂરું કરવાનું, આ કરૂણ પ્રસંગને કુટુંબીજનો વધારે કરૂણ અને વેદનામય બનાવતા–બાઈઓ પોતાના થાનોલા કાપી રક્ત છાંટીને, નાનાં બાળકોને શિલા પર પછાડી, તેના પ્રાણ લઈને; ત્રાગું કરનારી કોમમાં બ્રાહ્મણ અને ચારણ મુખ્ય છે. પણ વઢવાણમાં વાણિયાના દીકરા 'ભોજા મામા'ના ત્રાગાને હજુય ઘરડેરા વઢવાણવાસીઓ યાદ કરે છે.

ત્રીજા વિભાગના–કમોતે મરેલાના અને અવગતિયા થયેલાના પાળિયાનો વધુ ઉલ્લેખ અસ્થાને છે.

એક માન્યતા એવી છે કે આપણાં સૌરાષ્ટ્રમાં જ પાળિયા છે. એટલું સાચું કે સૌરાષ્ટ્ર વિભાગમાં પાળિયાનું પ્રમાણ વિશેષ છે; અને ઠીક ઠીક પ્રમાણમાં તે સચવાયા છે. આપણી બાજૂના કચ્છ જિલ્લામાં પણ ઠેર ઠેર પાળિયા છે. રાજપૂત કુળની સત્તા જે વિસ્તાર ઉપર થતી, અથવા હિન્દુસંસ્કૃતિની અસર જે પ્રદેશ ઉપર હતી, ત્યાં ત્યાં પાળિયા જોવા મળે છે. પંચમહાલ જિલ્લાના લુણાવાડા, ઝાલોદ, દુવા, મહેલોલ અને કલિયાણામાં પાળિયા છે. સુંથ અને સુખસર વચ્ચે ઈ સ. ૧૨૧૮–૧૨૨૧ ના પાળિયા; તેમજ હાલોલ તાલુકાના ખાખરફળિયા ગામે સંવત ૧૫૬૨ના પાળિયા નોંધાયા છે. ભરૂચ જિલ્લામાં રાજપીપળા પાસે, અને સાબરકાંઠામાં સામળાજી, સાઠંબા ઈડર વિ. સ્થળોએ પણ તે જોવામાં આવ્યા છે.

સાઠંબામાં ગામથી થોડે દૂર કાનસિંહ સોલંકીના ખેતરમાં બે બહુ જૂના પાળિયા છે. લોઢિયા પત્થરમાંથી ઘડેલા છે. એક પાળિયામાં ઉપર એક બાજુ સૂરજ–સામે ચંદ્ર; વચ્ચેના ચોરસ ગાળામાં તીર–કામઠાવાળા માનવીનું ચિત્ર છે; નીચે કાંઈ લખાણ નથી. બીજા પાળિયામાં ઉપર એક બાજૂ સૂરજ–સામે ચાંદો; અને વચ્ચેના ચોરસ–ગાળામાં ઢાલ–તલવારવાળો માનવી અને બાજૂમાં વાઘ કંડારેલો છે. તીર કામઠાવાળા પાળિયા ખૂબ જૂના ગણાય છે. આપણે ત્યાં, રાજસ્થાનમાં, તામીલનાડુમાં અને પશ્ચિમ બંગાળમાં પણ તે જોવા મળે છે.



પશ્ચિમ બંગાળ : બાંકુરા અને મિદનાપુર જિલ્લાના તીરકામઠાંવાળા પાળિયા : ફોટો શ્રી. બિનય ઘોષ : કલકત્તા

ગૂજરાતના પડોશી રાજ્ય રાજસ્થાનમાં બે પ્રકારનાં મૃત્યુ–સ્મારકો જોવા મળે છે.

રાજા–મહારાજા–ઠાકુરો તેમજ વીર–રાજપૂતો જેમણે ગામ માટે કે રાજ્ય માટે લડતાં લડતાં પોતાનાં પ્રાણ આપ્યા. એમની યાદમાં રચાયેલ સ્મારકને છત્રી કહે છે, અને તે આરસપહાણની હોય છે. છત્રીમાં મૃતાત્માની યાદમાં આરસપહાણનાં બે ચરણ પધરા-

વવામાં આવે છે. નિશ્ચિત તિથિએ તે ગામના અથવા આજુબાજુના લોકો છત્રીએ જાય છે, અને ધૂપ-દીપ કરે છે, પરંતુ અહિંસા બાધા કે આખડી લેવામાં આવતી નથી.

બીજા પ્રકારના મૃત્યુ-સ્મારકો તે તત્કાલીન સમાજમાં સામાન્ય સ્થાન ભોગવતા સામાન્ય માનવીના છે, જેમણે લુંટારાથી બચાવવા માટે, અબળાના રક્ષણ માટે કે એવા કોઈ શુભ કાર્ય માટે લડતાં લડતાં પોતાના પ્રાણ આપ્યા હોય. આ પ્રકારનાં સ્મારકને રાજસ્થાનમાં 'ભાવટકા થાન' કહે છે. આ સ્મારક પણ એક પ્રકારની છત્રી જ છે; પરંતુ સંગેમરમરની હોવાનું જરૂરી નથી. આ સ્થળે નિશ્ચિત તિથિએ મેળો ભરાય છે; લોકો આ સ્મારકની પૂજા કરે છે; માનતાઓ માને છે. જે વીરપુરુષનું માથું પડયા પછી પણ ધડ લડતું રહ્યું હોય તેને 'જોધાજી' અથવા 'ઝુઝારજી' કહે છે. આપણે ત્યાં શૂરા-પૂરાના પાળિયા અને ખાંભીઓ ઉપર છંદ અને કવિત રચાયાં છે, તેવી જ રીતે રાજસ્થાનમાં પણ આ વીર-પુરુષોના ધબકારા લોકસાહિત્યમાં ઝીલાયા છે.

પશ્ચિમ બંગાળના મિદનાપુર, બાંકુરા તેમજ પુરુલિયા જિલ્લામાં, તેમજ હિન્દુ સંસ્કૃતિની જે જાતિઓ ઉપર અસર થઈ છે તે મુંડા, ઓરવાન, ભૂમિજ વિ. જાતિઓનો જ્યાં વસવાટ છે, ત્યા વીર-પૂજાનાં પ્રતીક જેવાં મૃત્યુ-સ્મારકો જોવા મળે છે. બંગાળમાં એને વીર-સ્તંભ કહે છે. સતીના સ્મારકને 'દેરી' કહે છે. વીરસ્તંભો મોટે ભાગે ગામથી બહુ દૂર નહીં કે બહુ નજીક નહીં એવી જગાએ-જે ઘણુંખરું છોડી દીધેલ સ્મશાનભૂમિ હોવાનો સંભવ છે, ત્યાં જોવામાં આવે છે. વાહન વગરના, અને હથિયાર વિનાનાં; હથિયારધારી, તેમજ અશ્વારૂઢ અને હથિયારધારીના પાળિયા પશ્ચિમ બંગાળમાં જોવામાં આવે છે. ઢાલ અને તલવારધારીના, તેમજ તીરકામઠાંવાળા માનવીના પાળિયા બાંકુરા અને મિદનાપુર જિલ્લામાં જોવામાં આવ્યા છે. (જૂઓ ફોટો-વિનય ઘોષ). આપણે ત્યાં જોવા મળતા તીર-કામઠાવાળા જૂના પાળિયામાં અને આ પાળિયામાં સામ્ય દેખાય છે.

બંગાળમાં સતી થવાનો ચાલ એક વખત ખૂબ જ હતો. પણ આજે તો સતીઓની દેરીઓમાંથી બહુ ઓછી બચવા પામી છે. ખૂબ જ ઓછી સ્થળોએ કદાચ બચવા પામી હશે. સતીના સ્મારકમાં ત્યાં ચિત્ર કંડારાતું નથી. માત્ર નીચે મૃત્યુ પામનારનું નામ, અને મૃત્યુ તિથિની નોંધ હોય છે. સને ૧૯-૭૨ માં હાવરા જિલ્લામાં સતીના 'થાપા' કંડારેલો



પશ્ચિમ બંગાળના ઢાલ-તલવારવાળા પાળિયા:
ફોટો : વિનય ઘોષ : કલકત્તા

એક પાળિયો મળી આવ્યો છે. પશ્ચિમ બિહારમાં તીર-કામઠાવાળા પાળિયા જોવામાં નથી આવ્યા પરંતુ ત્યાં પણ, ગદાધારી, અને ઢાલવાળા પાળિયા જોવામાં આવે છે.

છેલ્લા થોડાક વર્ષોથી 'લોકગુર્જરી'. 'કુમાર', અને 'ગૂર્જરાત' દ્વારા પાળિયાની છૂટક છૂટક ઓળખાણ થતી રહી છે; પરંતુ 'ઊર્મિ' અને 'પથિક' એને જીવતા રાખ્યા છે.

પાદરના પાળિયાને ભલે આપણે સાચવી ન રાખીએ, કે ન સિંદૂર ચડાવીએ; પણ કમ સે કમ એમને કોઈ ગ્રંથમાં - ભવિષ્યના અભ્યાસ માટે-સાચવી રાખીએ તે ખૂબ જ જરૂરી છે.

---

સ્વીકાર :- શ્રી વિનય ઘોષ, કલકત્તા. ડૉ. શ્રી ચંદ્રકાન્ત ત્રિવેદી. કુમાર અંક ૪૭૦

# બલિદાનનું મહાન સ્મારક માધાવાવ



વઢવાણની સુપ્રસિદ્ધ માધાવાવ

આજેય જે લોકગીત એના કરૂણાર્દ્ર ભાવમાં રજૂ થતાં આ અનેકોનાં હૈયાં ભીંજવે છે એ અનેક-સ્વરૂપી કથાગીત "બાર બાર વરસે માધાવાવ ગળાવી તો યે ન નીસર્યાં નીર મારા વા'લા" સાથે જે વાવ જોડાયેલી કહેવાય છે તે વઢવાણની પ્રાચીન માધાવાવની તસ્વીરો અને એ ગીત અહીં આપવામાં આવેલ છે. બત્રીસ લક્ષણા દીકરા અને વહુનાં બલિદાન પછી જ ધરતીમાંથી ગંગાજળ – પાણી પ્રગટે છે એવી પ્રબળ ભાવના પાછળ ભગીરથે ગંગાજીને પૃથ્વી ઉપર ઉતાર્યાં એવી પૌરાણિક કથાનું બીજ પણ હોઈ શકે અને ખરેખર ભૂતકાળમાં આખાં બલિદાનો અપાયાં પણ હોય.

મૂળ કથા મળતી નથી. પણ સહસ્ત્રલિંગ તળાવ પહેલાંથી ,અને ત્યારબાદ અનેક તળાવ-સરોવર ને વાવ કૂવા સાથે આવાં શુદ્ધ બલિદાનની કથાઓ સંકળાતી આવે છે. એ અંગેનાં ગીતો પણ પાઠાંતરે એકથી વધુ મળી આવે છે. એની પાછળ અણુગમતા દીકરા વહુને પધરાવી દેવાની ટીકાત્મક લાગણી પણ લોકજીવનમાં દઢ થયેલી લોકગીતો વર્ણવે છે. બલિના બોકડા પણ બનાવતા જ આવ્યા છે. પણ એવાં કથાગીતોમાં મૂળમાં તો શુદ્ધ બલિદાન સિવાય સિદ્ધિ પ્રાપ્ત નથી થતી એવું ભાવનાબીજ અને એનો સંસ્કાર પડેલ છે. માધાવાવના આ ફોટા, એની વિગત અને લોકગીત શ્રી. અરવિંદ આચાર્યના પ્રયાસોથી પ્રાપ્ત થયેલ છે.–સં ]



માધાવાવનો અંદરનો ચિતાર
તસ્વીરો : અરવિંદ આચાર્ય

શ્રી અરવિંદભાઈ જણાવે છે કે :

"આ માધાવાવના છેલ્લા મતવાલામાં ઘણાં વર્ષો પહેલાં પુરૂષ અને સ્ત્રીની મૂર્તિ નીચે જે લખાણ વાંચવામાં આવતું તે આજે ભૂસાઈ ગયું છે. વાવ ગુજરાતના છેલ્લા રાજા કરણ વાઘેલાના મંત્રી માધવે

સંવત-૧૩૫૦ આસપાસ બંધાવી હતી. અત્યારે ભુસાઈ ગયેલું પણ જેની વાચના નોંધી લેવાવાં આવી છે તે લખાણ નીચે મુજબનું હતું કે :

"સંવત્ ૧૩૫૦ વર્ષે કાર્તિક સુદ ૮ ગુરો નાગર જ્ઞાતિયમહ શ્રી. સાંઢલ સુતામહ શ્રી તપમાહિતી"

૭ મતવાલા, સાતમો કોઠો. દરેક માળ ઉપર નીચે સામસામી બાજુના ગોખલામાં મૂર્તિઓ—આજે તો નષ્ટ થઈ ગઈ છે. અહીંથી જે ગીત મળે છે તે નીચે મુજબ છે :-

## માધાવાવ

બાર બાર વરસે માધાવાવ ગળાવી,
તોયે ન નીસર્યાં નીર મારા વા'લા.
તેડાવો જોશીને, જોશ જોવડાવો,
જોશીડાને બોલાવો મારા વા'લા.
જાણતલ જોશીએ એમ જ કીધું,
દીકરો ને વહુ પધરાવો, મારા વા'લા.
ઘોડા ખેલવતા હો વજમલ દીકરા,
દાદાજી બોલાવે મારા વા'લા.
શું રે કહો છો મારા સમરથ દાદા,
શા ને પડયા છે કામ મારા વા'લા
જાણતલ જોષીએ એમ જ કીધું,
દીકરો ને વહુ પધરાવો મારા વા'લા.
અમને શું પૂછો છો મારા સમથર દાદા,
પારકી જણીને પૂછી આવો, મારા વા'લા.
બેટડો ધવરાવતાં હો વહુજી જાડેજી,
સાસુજી બોલાવે, મારા વા'લાં.
શું રે કહો છો મારાં સમરથ સાસુ,
શાં રે પડયાં છે કામ, મારા વા'લા.
જાણતલ જોષીએ એમ જ કીધું.
માધાવાવ માગે છે જોડ મારા વા'લા.
ભાઇ વાળંદિયા, વીરા વાળંદિયા,
સંદેશો લઇ જાજે મારા વા'લા.
મારી માતાને એટલું રે કે' જે
ચૂંદડી ને મોડિયો લઇ આવે મારા વા'લા.
વાજતે ગાજતે માધાવાવ આવ્યા,
લે રે માધાવાવ જોડ, મારા વા'લા.
પહેલું પગથિયું જેમ જેમ ઊતર્યાં,
પાતાળ ઝબકયાં નીર મારા વા'લા.
બીજું પગથિયું જેમ જેમ ઊતર્યાં,
નજરે દેખાયાં નીર મારા વા'લા.
ત્રીજું પગથિયું જેમ જેમ ઊતર્યાં,
કાંઠા સમાણા નીર મારા વા'લા.
ચોથું પગથિયું જેમ જેમ ઊતર્યાં,
ગોઠણ સમાણાં નીર મારાં વા'લા.
પાંચમું પગથિયું જેમ જેમ ઊતર્યાં,
કેડ કેડ સમાણાં નીર મારાં વા'લા.
છઠ્ઠું પગથિયું જેમ જેમ ઊતર્યાં,
છાતી સમાણાં નીર, મારાં વા'લા.
સાતમે પગથિયે જઇ પગ દીધો,
પરવશ પડીઆ પ્રાણ મારા વા'લા.

## એક કરૂણ પાઠાંતરની થોડી કડીઓ

આવો આવો મારા માનસંગ દીકરા,
છેલ્લાં ધાવણ ધાવો જી રે,
પૂતર જઇને પારણે પોઢાડયો,
નેણુલે આંસુડાની ધારૂં જી રે,
ઝાંઝ પખાજ ને જંતર વાગે,
દીકરો ને વહુ પધરાવે જી રે,
પાછું વાળી જો જો અભેસંગ દીકરા,
ઘોડલા કોણ ખેલવશે જી રે,
ઇરે શું બોલ્યા મારાં સમરથ બાપુ,
નાનોભાઇ ખેલવશે જી રે,
પાછું વાળી જોજો વહુ રે વાઘેલી વહુ,
પૂતર કોને ભળાવ્યા જી રે,
કોણ ધવરાવશે કોણ રમાડશે,
કેમ કરી મોટાં થાશે જી રે,
દેરાણી ધવરાવશે નણંદી રમાડશે,
જેઠાણી ઉછેરશે જી રે.

# અટંકી અરજણજી ગોહિલ

વૈદ્ય એ. એચ. ગનિયાણી



ચોસલા ગામે બેલડિયા મહાદેવ, જ્યાં પૂજામાં બેઠેલ અરજણજીનું માથું વીજા વાજાએ ઉડાડયું

મારવાડના ખેરગઢથી સેજકજી ગોહિલ ઈ.સ. ૧૨૫૦ની આસપાસ સોરઠમાં ઊતર્યા. સોરઠના રા કવાટની મહેરબાની મેળવી. એમનાં દીકરી વાલમ કુંવરીને રા કવાટના કુંવર રા ખેંગાર વેરે દીધાં.

સેજકજીને સાત ભાઈઓ. એમાંથી કોઈએ જમરાળા, કોઈએ લાખિયાણી, કોઈએ લાઠીદડ તો કોઈએ લોલિયાણાં વગેરે કબજે કરી વસવાટ કરેલ. સેજકજીએ સેજકપુર વસાવ્યું. એમને ત્રણ દીકરા. શાહજી, સારંગજી અને રાણજી. એમાંથી શાહજીએ ગારિયાધાર, સારંગજીએ હડીલા અને આગળ જતાં હડીલા કે અરઠીલાનો ટીંબો મેળવ્યો ને રાણજી ગોહિલે રાણપુર વસાવ્યું.

સારંગજીએ અરઠીલા પછી લાઠી મેળવીને ગાદી સ્થાપી. સારંગજીની ત્રીજી પેઢીએ ભીમજી ને વરજાંગજી થયા. વરજાંગજીને આખે અંગે વાળના ગૂંચળાં રહેતા. એક ધાબળો પહેરતા ને એક ઓઢતા. પોતે બાલબ્રહ્મચારી હતા ને હનુમાનજીનો અવતાર ગણાતા. ભારે બળશાળી ને ધામેલ ગામ ખાતા.

ભીમજી ગોહિલને ત્રણ દીકરા. એમાંથી મોટા દુદાજી લાઠીની ગાદીએ રહ્યા. અરજણજી અને સૌથી નાના હમીરજી ગઢત્રાળી (ગઢાળી) માં ૧૨ ગામ લઈને ઊતર્યા. એમનાં બહેન ઉમાદે જૂનાગઢના રા વેરે આપેલાં. જૂનાગઢના રાને વેરે વીજા વાજાનાં બહેન પણ આપેલાં.

આ અરજણજી શરીરે શ્યામ, શીતળામાં એક આંખ ગયેલી ને મોઢે શીતળાના ખાડા પડી ગયેલા. પણ ભારે ધીર, વીર અને પરાક્રમી. જૂનાગઢના રા ઉપર આવેલ અમદાવાદના સુલતાનનાં કટક એમણે એકવાર પાછા વાળેલાં. તે દીથી કહેવત પડી ગયેલી કે :

અરજણ એક જ આંખ્ય, સાલે સરતાનકુ;
બીજાને બબ્બે આંખ્ય, જણયાય કો જાણેનહ

આ અરજણજીને વીજો વાજો બંને રાના દરબારમાં હતા ત્યારે કોઈ નામી તલવાર લઈ આવેલ. વીજા વાજાએ બહુ વખાણ કર્યાં કે તરવાર બહુ ભારે છે. સો વિઘાના સારવાયામાં ચાલે એવી છે.

ત્યારે અરજણજીથી સહેજ બોલાયું કે સો વિઘાના સારવાયામાં કોઈ ઠુંઠું આવી જાય તો તરભાંગી પણ જાય.

આ આમ કીધું ને વીજા વાજાને લાગ્યું કે રાની હાજરીમાં અરજણજીએ પોતાનું અપમાન કર્યું. અદાવતો ને રાજખટપટો તો ચાલ્યા જ કરતી. રાની પાસે વીજા વાજાનું વધારે ઉપજણ હતું. પણ રજપૂતોનું જવા બેઠેલું એટલે વાત વાતમાં એક-બીજાને વેતરી નાખતા ને દુશ્મનો ફાવી જતા. આપ-બળમાં, મદમાં અને મોટાઈમાં જ રાજપૂતી રંડાવા બેઠેલી. એટલે જ હમીરજી સોમનાથની સખાતે ચડયા ત્યારે એના રજપૂતો ને વેગડાના ભીલો સિવાય સોરઠમાંથી કોઈ સથવારો એમને નહિ મળેલો.

જાતે દીએ લાઠીની ગાદીએથી દુદાજી અમદાવાદના બાદશાહને સખે ઊંઘ નહોતા લેવા દેતા એને બાદશાહે જૂનાગઢના ખંડિયા રાના હાથે જ મરાવ્યા ને અરઠીલાને ઉજડ કરાવેલું.

અહીં અરજણજીને ખટકો કે નક્કી વીજો વાજો વેર વાળ્યા વગર નહિ રહે. એટલે પોતે વીજો વાજો ઓચિંતા ન દબાવે એટલા સારૂ ચાડીકા રાખતા. જેથી ખબર મળતાં તરત સાબદા થઈ જવાય.

બીજી બાજુ વીજો મોકો શોધી રહેલો. અરજણજી શંકરના ભક્ત હતા. પોતાને પૂજાનું નીમ હતું. પૂજા પૂરી ન થાય ત્યાં સુધી બોલતા પણ નહિ અને ઊઠતા પણ નહિ.

ગઢાળીથી ત્રણેક માઇલ દૂર ચોસલા ગામને પાદર કાળુભાર ને સીતાપુરી એ બે નદી ભેગી થાય છે. એ બે નદી વચ્ચેના બેકડા ઉપર બેલડિયા મહાદેવની જગ્યા. ત્યાં પોતે પૂજા કરીને માળા ફેરવે. વીજા વાજાએ બધું ટાઢું પડવા દઈને આ લાગ સાધ્યો. સામી છાતીએ તો અરજણજી ફાકડા કરી જાય એમ હતા.

એક સવારે અરજણજી આ બેલડિયા મહાદેવે પૂજામાં બેઠેલા ત્યાં ચાડીકાએ ખબર આપ્યા કે: "બાપુ! નદીમાં ઘોડાની લાદ ખૂબ જ આવે છે. એટલે કટક આવતું લાગે છે." પણ અરજણજી તો પૂજા પૂરી ન થાય ત્યાં સુધી બોલતા પણ નથી ને ઊઠતા પણ નથી. એટલે જવાબ ન આપ્યો. ત્યાં વીજા વાજાનું કટક આવી પહોંચ્યું. ચાડીકાને ઠાર માર્યો ને પછી શંકરની પૂજામાં અડોલ બેઠેલા અરજણજી ઉપર ઝાટકાનો ઘા કરી લીધો. અરજણજીનું માથું શિવનાલિંગને લોહીના અંઘોળ કરાવતું જઈ પડયું. વીજા વાજાએ આ માથું જૂનાગઢ પહોંચાડી દેવા ઝપટ કરી.

આ ખબર કાકા વરજાંગજીને પડયા. પોતે એકલે પંડયે પાછળ પડયા. વીજાના કટકને આંતરીને ઘણા વાજાઓને ઠાર કર્યા. સાત માથાં કાપીને જૂનાગઢ મોકલાવ્યાં. એ કટકમાંથી બે ઊગતા જુવાન જેવા છોકરડાઓને પકડીને સાથે લઇ આવ્યા. એ બે ય વીજા વાજાના દીકરા કટક સાથે ભેગા આવેલા. એ બન્નેને પકડીને લાવતા હતા ત્યાં કોઈકે કહ્યું કે આ તો દૂધ પાઇને સરપ ઉછેરવા જેવું છે. આથી વરજાંગજીએ બેયને પણ મારી નાખ્યા. પછી પસ્તાવો થયો કે વાજા દરબાર બેનના દીકરા થાય. એટલે ભાણેજ થાય. આમ ભાણેજને ઠાર કરતાં ભારે દુઃખ



ચોસલા ગામે બે નદીના સંગમ ઉપર બેલડીઆ મહાદેવની જગ્યા સાથે અરજણની ખાંભી

થયું ને પોતાના બન્ને હાથ પીપળાના ઝાડમાં ભરાવીને ભાંગી નાખ્યા.

ત્યાં જૂનાગઢમાં અરજણજીનું માથું વહેલું પહોંચતાં વીજા વાજાનાં બહેને પોતાની શોકય ને—અરજણજીની બેનને માથું આપીને કહ્યું કે અરજણજીની કાણ્ય કાઢવી પડશે. ત્યારે અરજણજીનાં બહેન કહે અરજણજી એક જ લોહીભર્યો જાય અને વાજા નલોયા (ન—લોહ્યા—લોહી નીકળ્યા વગરના) જાય તો તો ગઢાળીના ગોહિલો લાજે, માટે કાણ તો પછી કઢાશે. આમ વેણની તરવાર વીંઝે છે ત્યાં વીજાના માથા સાથે બીજા છ વાજાનાં સાત માથાં આવી પહોંચ્યાં. ત્યારે ઉમાદે કહે છે કે બેન હવે હાલો કાણ્ય કાઢીએ.

અરજણજી વીજા વાજાના હાથે મરાણા.



દુદાજી જૂનાગઢના રાના હાથે મરાણા ને હમીરજી સોમનાથની સખાતે મરાણા. વરજાંગજીએ કહે છે કે કાશીએ જઈને દેહ પાડયો. અરજણજી ગોહિલોના વંશજો આજે

અરજણજીની ખાંભી પાસે વરજાંગજીએ મારી નાખેલા વીજા વાજાના બે દીકરાની દેરી અરજણજીની ખાંભી પાસે છે.

અરજણજીની ખાંભી ગઢાળીથી ત્રણેક માઈલ દૂર ચોસલા ગામે બેલડીઆ મહાદેવ પાસે ઊભી છે. પાસે એક શક્તિના હાથની ખાંભી છે અને વરસંગજીએ મારેલા બે ભાણેજોની નાની દેરી પણ ત્યાં જઈને પાડેલા આ ફોટાઓમાં દેખાશે.

[ભીમજી ગોહિલનાં કુંવરી અને એના ત્રણેય વીર પુત્રો દુદાજી, અરજણજી અને હમીરજીનાં બહેન જૂનાગઢના કયા રા વેરે દીધેલાં એની ચર્ચા ચાલે છે. કોઈ કહે છે કે રા મોકળશી વેરે દીધેલાં અને કોઈ કહે છે કે રા માંડળિક વેરે દીધેલાં. એવી જ બીજી ચર્ચા સોમનાથ ઉપર એ વેળાએ કોણે ચડાઈ કરેલી તેની વિષે ચાલે છે. તો ત્રીજી ચર્ચા હમીરજી સોમનાથની સખાતે ખપ આવ્યા તે કઈ સાલમાં તેના વિષે ચાલે છે. ભાવનગરના માજી રાજવી કુટુંબે અને ગઢાળીના ભીમજી ગોહિલના કુટુંબે આનો યોગ્ય નિર્ણય લેવામાં રસ લેવો જોઈએ. સંપાદક.]

# માણુને છાંડી માતા તરીકે પૂજાતી વાદણ અમુલા



ગઢડા (સ્વામીના)ની સીમમાં વાદણ અમુલા માતાનો ચગો

બહુ બહુ વાતું ઊર્મિને પાને પાળિયા ને ખાંભી અંગે ઠલવાતી હશે. અથરા થાશોમાં. હું યે એવી એક અદ્‌ભુત વાત લઈને આવું છું. માનવું હોય તો માનજો, તમે ન પણ માનો પણ ગઢડામાં (સ્વામીના) હજી કોંક માને છે. પછી આજનું વિજ્ઞાન કહે છે તેમ ભયની ગ્રંથિમાંથી વાતું વણાતી આવે ને અદ્‌ભુત રસની કથા બની જાય એવું ય બને. એવી માન્યતા સમાજના જીવનમાં જડાયેલી ઠેકઠેકાણે જડી આવશે. તમારે પાળિયા ને ખાંભીની જ વાતું સાંભળવી હશે તો અવગતિઆંની વાતું અળગી કરી નહિ પાલવે. બાકી અમુલા માતા ધરાર પોતાની પૂજા કરાવે છે એ હકીકત છે.

ગઢડાથી દોઢેક ગાઉ ગઢાળી જવાને રસ્તે ખોડકી નામે ગામ આવેલ છે. આ ગઢડા અને ખોડકીના સીમાડા માથે વાદીના દંગા પડેલા. એમાંથી એક ખરો રમતિયાળ અને પાકો ગારૂડી જુવાન ગઢડા મુકામે આવેલ અને જ્યાં આયરૂંનાં એકસો ખોરડાં છે તે આયરવાસમાં રમત માંડી. હાથ ચાલાકીના–કૈંક ખેલ બતાવીને લોકોનાં દિલ બહેલાવતો હતો ત્યાં પડખેના એક આયરના ઘરમાં કાળોતરો એરૂ નીકળ્યો.

આ વાદી જુવાનને બોલાવવામાં આવ્યો. આ સરપને જોતાં જ વાદી જુવાન કહે આ જંજડ એરૂને પકડવાનું મારૂં કામ નહિ. એ તો કોંક સાધેલ ગારૂડીનું કામ. આયરોએ પાણી ચડાવીને જુવાન પાસે પરાણે એરૂ પકડાવવાનું ઊભું કર્યું, વાદી જુવાને

એરૂને પકડવા ઝડપ કરી પણ એરૂ હાથમાં આવતો નથી. અને વાદીના જુવાનને જેમ કૂતરૂં વડછકું ભરી લ્યે એમ વડછકું ભરી લીધું. વાદીના પ્રાણ ત્યાં ને ત્યાં જ રમી ગયા.

આયરોએ વાદીના દંગામાં સંદેશો મોકલ્યો. આ જુવાનની મા અને બીજા વાદી ગઢડે આવ્યા. જુએ છે તો જુવાન પ્રાણહીન પડયો છે. પણ જુવાન વાદીની વાદણ મા મંત્રની ભારે સાધેલ. એણે જારની કડબના રાડાંની ચાર કલમું કરી ચાર દિશામાં ફેંકી અને એમાંથી એક જે દિશામાં એરૂ હતો ત્યાં જઇ એરૂના માથામાં ખૂંતી ગઈ.

પછી એરુને ઢસડીને પોતાનો છોકરો પડયો હતો ત્યાં લઇ આવી. પછી માંડી મંતર ભણવા. સાપને કહે કે "ઊતરી જા, નહિ તો તારૂં પણ મોત છે. આ લુગડાનાં લીરાના બે ચીરા કરીશ તો ઊભો ચીરાઈ જઈશ. માટે ડંખે ચોંટીને તારૂં ઝેર ચૂસી લે"

પણ એરૂ મચક દેતો નથી. ફેણુ ડોલાવીને ના પાડે છે. વાદણે પછી લુગડાના લીરાના બે ઊભા ચીરા કર્યા ત્યાં એરૂ પણ ઊભો ચીરાઈ જાય છે. એરૂએ ઝેર ચૂસ્યું નથી. વાદણની વિદ્યા અલેખે ગઈ. એટલે ત્યાંને ત્યાં માથાં પછાડીને પ્રાણ કાઢી નાખ્યા.

આયરવાસમાં વાદી જુવાન, એની મા વાદણ અને એરૂ એમ ત્રણનાં અકાળે મોત થયાં. ગામમાં સન્નરો બોલી ગયો ને આયરવાસમાં સૂનકાર વ્યાપી ગયો, ત્રણેયની એક સાથે દફનક્રિયા કરી.

બીજા દિવસથી આયર જુવાનડા સીમમાં સાંતી હાંકવા ગયા ને ત્યારથી માંડયાં ચળિતર થાવા. વાદણ આયરાણીનું રૂપ લઈને ભાત લઈને આવે, જુવાનને જમાડીને ચાલતી થાય. સાચી આયરાણી આવતાં જુવાન કહે કે તું તો હમણાં જમાડી ગયેલી ને પાછી ફરી જમાડવા આવી! આયરાણી કહે કે હું તો કાંઇ આવી નહોતી, હજી હાલી જ આવું છું. અને જુવાનની રાડય ફાટી જતાં જુવાન ફાંટી પડે. ઉપરા ઉપરી આવા બનાવો બનવા માંડયા.

આવું માંડયું થાવા ત્યાં આયરવાસમાં ખોકાહો બોલી ગયો. આવું થાતાં ફાળ પડે, ભે ગરી જાય અને તાવ ચડે ને તાવમાં ગુજરી જાય. આમ સીમમાં કોઈથી જવાય નહિ એવો હાહાકાર મચી ગયો.

આયરવાસમાં એક વૃદ્ધ આયર ભૂવો. એણે તાવો કાઢીને ડાકલાં બેસાડયાં ને આયરની સીમમાં વાદણ અમુલાનો ચગો બેસાડયો. એની માતા તરીકે પૂજા હાલી. અત્યારે તો અમૂલા માતા જાગતું દેવસ્થાનક ગણાય છે. મોટર ગાડી કે સાઈકલ નીકળે તો હોર્ન મારવું પડે ને કાં ટોકરી વગાડવી પડે.

આ સીમને શેઢે એક હસનદાદા ઘાંચીનાં ખેતર-વાડી, હસનની વહુ હસનને ભાત ખવરાવી વધ્યું ઘટયું લઈને શેઢે ઘર દીમની વળી. એમાં ભતાણા માથેથી વારે ઘડીએ પડી જાય. ઘરે આવીને ભતાણામાંથી ઘાંચણે થોડું ખાધું ને કયે કયાં જાઈશ? માંડી ધૂણવા. અમુલા માતા બરાબરની વળગી ને કહ્યાં કરે કે તેં કેમ ભાત ખાધું?

હસનને ખબર પડતાં ઘેર આવ્યો. મહા બળુકો ને જોગડ આદમી. પાણિયારે સાડા ત્રણ હેલની ગોળી પડી હોય તો તેને કાંઠે મોઢેથી પકડીને જમીન ઉપર મૂકી દયે. ને જમીન ઉપરથી પાણિયારા ઉપર મૂકી દયે. રૂમાલમાં આખી સોપારી નાખીને દાઢે ચડાવી ને મચરક મારે ત્યાં સોપારીનો ભૂકો કરી નાખે. તાજીમામાં ચોકારો લેતો હોય ત્યારે ઘાણીની લાટ હાથમાં લઈને ચોવીસ કલાક સુધી રમતો હોય. આવો જોગડ જુવાન હસન દાદન.

ઘરે આવીને જુએ તો પોતાની બાયડીને ધૂણતી દેખી. ત્યાં તો પકડી બાયડીને ઝંટિયાં ઝાલીને લાફા મારતો જાય અને બોલતો જાય કે: "સારી સાસુ! તું આંયાં ક્યાં ભેખડે ભરાણી? હું તને નહિ રે'વા દઉં. પણ અમુલાને સીધી કરી નાખી. થોડો વખત થયો ત્યાં તો હસનને સાયદે (સહાયમાં) આવી ઊભી રહી. એની વાડીમાંથી ચોર કપાસ ચોરી દાટી આવે તો સ્વપ્નામાં આવીને કહે કે જા તારી વાડીમાંથી ચોરાયેલો કપાસ ફલાણા નેસમાં દાટેલો

પડચો છે. ઘણીં તલ, અનાજ વગેરે ચોરાય અને અમુલા સ્વપ્નામાં આવી કહી જાય અને બધું પકડાવી દયે.

આમ ઘાંચી હસન દાદન અને એને ઘરેથી બાઈ આસબાઈ જે સારી થઈ ગયેલી તે મોજથી જીવતાં હતાં; હસન દાદન હજી જીવે છે. આયરો અને બીજી કોમોના ઘણા માણસો પણ આ અમુલા માતાને માને છે ને માનતાઓ ચડે છે.

આવા ય ચગા મંડાય છે મારા બાપ! ગઢડામાં રિયે છે, મોટાભાઈ ભાળે એવું કયે છે. પણ હાલ ભાવનગરમાં હોં! હવે તમતમારે ફાવે એમ કોયડા ઉકેલ્યા કરજો. કારણ કે આવી તો કૈંક અમુલામાતાઓ અને દેવ–દેવલાં બની ગયેલાં ઠેકઠેકાણે પૂજાય છે.

# પિયાવાનો રણજોધાર રત્નો જોગરાણો

(ભરવાડની ત્રણે વાતું શ્રી. ભાયાનાગ બારોટ પાસેથી મળી છે)

આજે ગોહિલવાડ પંથકમાં આવેલ ગામ વંડા–પિયાવા. આ ગામનાં એક અડાબીડ નાનાભાઈ ભરવાડ રત્નો જોગરાણો. ટાણું આવ્યે અંગે અંગમાં શૂરના થરકાટ વ્યાપે. ભાગ્યાને બે ન ભરવા દયે એવો મરદ. કાળના ફાકડા કરી જાય અને પારકી છઠ્ઠીનો જાગનારો.

વંડાપિયાવાના ગામેતી આલા ખુમાણના ઘરેથી બાઈને રત્ના જોગરાણાએ બેન કરી માનેલ. એમાં આલા ખુમાણનું મોટું ગામતરું (સ્વર્ગવાસ) અને તેમના ઘરેથી બેનનો કપરો કાળ આવ્યો, ભાયું ભાગની ખટપટ. એમાં સામી પાટીના ભાયુંએ ગરાસ ખાલસા કરવા માટે જૂનાગઢના દીવાન પાસે ખટપટ કરી. જૂનાગઢમાં તે દી અમરજી દીવાન. બાંધે છોડે બાબરીઓ એવો વખત. દીવાન અમરજીએ પાંચસોક ઘોડે ચડાઇ કરી.

અહીં આલા ખુમાણને ઘરેથી બાઈને ખબર પડી. એનું તો કોઈ ઠાકોરની જાત સિવાય હતું નહિ. ત્યારે જીભના માનેલ આ ભાઇને બોલાવીને વાત કરી કે જૂનાગઢથી અમરજી દીવાન ફોજ લઈને ગરાસ ખાલસા કરવા આવે છે. આપણાથી જમે ભરાય તેવો વખત નથી.

ત્યારે રત્ના જોગરાણાએ કહ્યું કે: "બેન! રત્ના જોગરાણાના ખોળિયામાં પ્રાણ હશે ત્યાં સુધી કોની તાકાત છે કે આ જમીન ખાલસા કરે?"

દાઢીના કાતરા ઝાટકીને રત્નો જોગરાણો સાબદો થયો. બેન ઓવારણા લીધાં ને કહ્યું કે: "વીરા! તારી ભેળો ઠાકર છે."

રત્ના જોગરાણાએ પોતાના ભાયુંને બોલાવીને, આજુબાજુના ગામોમાંથી પાંચ પચાસ જુવાનોને ભેળા કર્યાં. ત્યાં તો અમરજીની ફોજ વંડા–પિયાવા આવી પહોંચી. ત્રંબાળુ ઢોલના બુંગિયા વાગ્યા. ધ્રીજાંગ–ધ્રીજાંગ–ધ્રીજાંગ ને સામસામા ઘોડા વછૂટયા. બટાઝટી બોલી ગઈ. રત્નો જોગરાણો બોલ્યો:

અમરજી ખૂટયો અભંગ, દેશપતિ દીવાન;
ભાલાની જમે ભરૂં, સું જાણયે જોગરાણ.
રતનાગર રત્ના, મેલે માઝા મેપાઉત;
(તારી) ફોજુંની ફાકી ન કરૂં,
તો સું જાણયે જોગરાણ.

રત્ના જોગરાણે પોતાના ભાઈયું સાથે અતુલ બળ દાખવીને જૂનાગઢની ફોજના ફાકડા બોલાવીને ફૂલધારે ઊતર્યો. પોતાના દેહના બલિદાનનું બહેનને કાપડું કર્યું. આજે એની ખાંભી વંડા–પિયાવામાં ઊભી છે.

# નાનોભાઇ મૂળુ બોરખિયો

ગઢડા દરબારે મૂળુ ખાચર મોટી ડેલી. અજાજુડ અને દાતારદિલ. પોતાને ઘોડાં ને ગાયુંનો ખૂબ શોખ. તેમના ઘોડારમાં જાતવંત માણકી ઘોડિયું હતી અને ગાયું પણ જાતવંત. પારેવ, ધમોળ,

બટેર જેવી ગાયુંનો વેલો: માથાનાં ટૂંક ગોળી ગોળી જેવડાં. માસિયા શીંગ, કામળા ઢીંચણ લગી આ-ટકતા હોય અને વાંસળિયા કાન ગેડિયાવાળા નાક-નાં ફેરણા નીચે ભેળા થતાં હોય. વાને ગોરી, ગળકડી, લીલડી અને જેના અંગવટા પણ ખૂબ રૂડા અને જેના બાંધેલ વરાખ. પાવા જેવા વેંત વેંતના આંચળના ફુવાલ. આવી ગાયું.

આવી રૂપાળી પચાસેક ગાયુંનો ઉછેર કરતા અને પાલવતા. એનો ગોવાળ પણ ખૂબ ખંતીલો. એનું નામ મૂળુ ભોરખિયો. ભોરખિયાને ગાયું એટલી તો ડીલે ચડેલ અને હેત બંધાયેલ કે ગાયું મૂળુને ઈસારે સમજતિયું. એક મોઢેથી વાત જ કરી શકતી ન હતી આવાં મૂળુ ભોરખિયાને અને ગાયુંને હેત. વાતું તો વાય રે જાય ને! એની જગ બધાને જાણ.

એકવાર આપા ડાયરો ટીખળે ચડયા. મૂળુને કહે કે: "મૂળુ! ગાયું તને પૂછયા વગર કે તારા કીધા વગર ખડ કે પાણી ન ખાય પીએ?"

મૂળુ કહે: "હા બાપુ, હું ના પાડું તો ગાયું ન અડે એ નક્કી વાત છે."

ત્યારે ડાયરો કહે: "જો! આજે તો આ વાતની શરત છે. તું આજે ગાયું ઘેલા (નદી)ને સામે કાંઠે ચરવા લઈજા. અમે નદીએ ઊભા રહેશું. અને ઘેલાના પટમાં ઢીંચણ સમાણાં પાણી વહ્યાં જાય છે ત્યાં મોતીના દાણા દેખાય એવા પાણીમાં ગાયું મોઢું નો બોળે તો તારી વાત ખરી કે તારે ગાયું સાથે જીવ બંધાણો છે."

આવી શરતથી મૂળુએ ખીલેથી ગાયું છોડીને વાંભ કરીને ઘેલાને કાંઠે લઈ ગયો, અને દરબાર ડાયરો નદીને કાંઠે જોવા ઊભો રહ્યો. મૂળુએ ગાયુંને હાકલ કરીને કહ્યું કે: "માવડિયું! ઘેલામાંથી પાણી પીશો નહિ, અને મોઢું પણ બોળશો નહિ." ગાયુંએ મૂળુના કહ્યા પરમાણે પાણીમાં મોઢાં જ ન બોળ્યાં ને નદીને સામે કાંઠે ચડી ગયું. આપા ડાયરો જોઈ રહ્યો, પણ બોલ્યા વગર ન રહ્યો કે: "રાતે ગાયુંને ખૂબ પાણી પાયાં હોય તો સવારમાં પાણી ન પીએ. પણ આખો દિવસ ચરીને વળતાં આવે ને ના પાડે અને પછી ગાયું પાણી ન પીએ તો ખરું કહેવાય."

મૂળુ કહે: "તો પારખાં લઈ જુઓ." ને સાંજે પણ ડાયરો નદી કાંઠે ઊભો રહ્યો. ગાયુંનું ધણ, સીમમાંથી પાછું વળ્યું ને વેલો ઊતરતાં મૂળુએ ગાયુંને પાણી પીવાની ના પાડતાં એક પણ ગાયે નદીનાં નરમળા વ્હેનમાં મોઢું ન બોળ્યું ત્યારે ડાયરો મૂળુને ભલકારી દઈ ઊઠયો. પછી મૂળુએ ગાયુંને વાંભ કરી પાછી વાળીને કહ્યું કે: "માવડિયું! પાણી પી લ્યો ત્યારે ગાયુંએ પાણી પીધાં.

આવા મૂળુ ભોરખિયાને ભાયુંમાં તકરાર વહી આવતી હતી. જૂનાં વેર. ભરવાડ ભેળા થઈને સીમમાં મૂળુની વાંહે ગયા. લાકડિયું ને કુવાડિયું લઈને, મૂળુ સમજી ગયો. ગાયુંને વાંભ કરી એટલે ગાયું ચર-વાનું પડતું મેલીને મૂળુને ઘેરો લઈ ગઈ અને ફૂંફાડા મારીને ભરવાડું સામે શીંગડાં માંડયાં.

ભરવાડોથી મૂળુ પાસે જવાણું નહિ. રાડયું ને ચહકા કરે ને ગાયું માથે લાકડિયુંની પ્રાછટ બોલાવે. પણ મૂળુનો કાળ વેરાઈ ગયેલો તે એ ભાગ્યો. મૂળુ ફરતી ગાયું દોડિયું. મૂળુ એક માણુસ સાંતી હાકતો હતો એ તરફ ભાગ્યો. એને એમ કે માણુસ મળી જાય તો હું બચી જાઉં. ભાગતાં ભાગતાં ગાયુંનો આસરો છોડીને પોતાના માથેથી પાઘડી ફેંકી દીધી અને ગાયું પાઘ ઉપર ઝળુંબીને ઊભી રહી ગઈ.

મૂળુ કણબી પાસે જેવો પહોંચે છે કે "મને બચાવો!" ત્યારે કણબી કહે: "હું શું કરું?" ત્યાં તો ભરવાડો પહોંચી ગયા અને મૂળુના કટકા કરી નાખ્યા.

ગાયું ત્યાંથી રાવ કરવા ગઢડા મૂળુ ખાચરના ગઢમાં બાંબરડા નાખતી પૂગિયું, ત્યાંથી ભાગીને સીમમાં ગાયુંએ ત્રણ આંટા માર્યા. ત્યારે દરબાર સમજી ગયા ને ઘોડા સાબદા કરી નાળીએરી ધારના ધક્કે પહોંચ્યા. ત્યાં તો મૂળુના કટકા થઈ ગયેલા ભાળ્યા.

પછી જ્યાં મૂળુને મારી નાખવામાં આવેલો ત્યાં એનો પાળિયો બેસાર્યો. ત્યારથી એ ભોરખિયાના સૂરધન તરીકે પૂજાય છે. આજે એ ખેતર કાળો કાકડીઓ અને તેનો ભાઈ નાનજી કાકડીઓ વાવે છે.

# શૂરોપૂરો મેપ ડાઢાળ

ગામ શિયાળ ને વેજીમાં નાનોભાઈ ભરવાડ મેપ ડાઢાળ. શિયાળ અને વેજી બેય ગામની બાદશાઈ, જમે ભરે નહિ. બાદશાહી ફરમાનના કાગળોના જવાબ આપે નહિ. એટલે બાદશાહી સુબો મોબત ખાનજી ફોજ લઈને શિયાળ ને વેજી ઉપર ચડયો એની સામે મેપ ડાઢાળે ધીંગાણું કર્યું. પોતે કામ આવી ગયો. આજે શિયાળ–વેજીમાં તેની શૂરાપૂરાની ખાંભી પૂજાય છે.

ફોજું અકબરની ફરી, કુતેવા જમેવા કંહાર;
વાઘેણીઆ વરમાળ, મરવા પેરી મેપડા.

# મરદા મરદ મામદ પીર

ભાવનગરથી વરતેજ જતાં ભાવનગર અને વરતેજના સીમાડે આખલોળ મા'દેવનું મંદિર આવેલ છે. હાઈવે રોડ ભાવનગરથી વરતેજ તરફ જતાં જમણા હાથ તરફ આખલોળ મા'દેવનું મંદિર છે. અને હાઇવે રોડથી ડાબા હાથ તરફ મામદશા પીરની દરગાહ છે. એ મામદશાહ પીર પોતે જ્ઞાતિએ ઘાંચી હતા. અને વેપારીઓનો માલ થાલ ભરીને બીજે ગામ પોં'ચાડવાનો ધંધો કરતા હતા. ગાડાં ભાડે હાંકતા હતા. એમાં એક વખત રાતના સમયે લૂંટારાઓ ગાડામાંથી માલ લૂંટવા આવે છે. પોતે માલ લૂંટવા દેતા નથી અને લૂંટારા સાથે વાત કરે છે કે: "આ માલની જવાબદારી મારી છે. અત્યારે માલ ધણી શેઠીઆની નથી. માટે માલ નહી આપું." એમાંથી ધીંગાણું થાય છે અને ગાડાનું આડું ખેંચીને લૂંટારાવને ઘાયલ કરી નાખે છે. પણ ઝાઝા જણા હોવાથી મામદ ઘાંચી કામ્ય આવી જાય છે અને ત્યાં તેની ખેતરમાં કબર થાય છે. ત્યાર પછી તેમની માનતાઉં મનાય છે. દરગાહ ખૂબ જ સારી બંધાયેલ છે. દરગાહનું મકાન નાનકડું છે. દરગાહ ફરતો પીતળનો કઠોડો સરસ છે અને જંગલ છે. કોઈ મુજાવર નથી છતાં તેના ઉપર સાચી સોડયું ચડેલ હોય છે, તેમજ પીતળિયા કઠોડાને કોઈથી અડાતું નથી. એવી જલજલાટ વાળી દરગાહ છે. મેં જાતે જઈને જોઈ છે. ત્યાંનું વાતાવરણ ખૂબ ખુશનુમા છે. ઘણા માંદા તેમજ વળગાડવાળા ક્યાં ક્યાંથી માણસો આવે છે. તે દરગાહ પીર મામદશા પીરથી જ ઓળખાય છે.

*

હું બલિહારી રાણિયા, જાયા વંશ છતીસ;
સેર સલુણો ચૂર લે, સીસ કરે બગસીસ

ગાંધારી સો જનમિયા, કુંતા પાંચ જણેહ,
ચે પાંચો રણ જીતિતા, ઘણુ ચક કાહ કરેહ!

ભુંડણ તો ભૂંડા જણે, હીરણી જણે સુગટ્ટ
પાન ખખડતાં ઊઠ ચલે, થાગડ ચાલે થટ્ટ

દિન દિન ભોળો દીસતો, સદા ગરીબી સૂત;
કાકી કુંજર કાટતાં જાણ્યો ખરો જેઠૂત.



# કનરાનાં ડુંગર ઉપર ફરકતા પથ્થરના વાવટા

—ગોસ્વામી મોહનપુરી

કનરા ડુંગર ઉપર મૈયાઓની ખાંભીઓ પુરાતત્ત્વમાં સંશોધન મંડળના સભ્યો : ડાબી તરફ ઊભેલા: શ્રી. નરોત્તમ પલાણ, મણિભાઈ વોરા ને ગો. મોહનપુરી નીચે બેઠેલામાં ટોપીવાળા શ્રી. ઓડિયાર ને પછી શ્રી. કેશુભાઈ વોરા

વીસમી એપ્રિલ ૧૮૮૩ના રોજ કનરાડુંગર ઉપર ભેળા થયેલા ચુંમોતેર મૈયા રાજપૂતોની જે ક્રૂર કત્લેઆમ જુનાગઢની નવાબીએ બોલાવી દીધી તેની ચુંમોતેર તથા ભાઈબહેનની બે મળીને કુલ છોંતેર ખાંભીઓ હાલ કનરા ઉપર આવેલી છે તે વીર મૈયાઓની કીર્તિગાથાના તથા નવાબીની કલંકિત ગાથાના કનરાડુંગર ઉપર ફરકતા પથ્થરના વાવટા છે !

આ મૈયાઓ કોણ ? અને આ માટે નવાબે તેની કતલ કરાવી તે સૌરાષ્ટ્રના ઇતિહાસનું લોહીથી લખાયેલું એક પાનું છે. પુરાતત્ત્વ સંશોધન મંડળના અમે પાંચ મિત્રો કનરાની ટોચે આવેલ મૈયાઓની ખાંભીઓના દર્શને ગયા ત્યાં અમે પણ એક મિત્ર ગુમાવ્યો તે રખડુજીવનની અમારી પણ એક કરુણ કહાની છે.

સૌરાષ્ટ્રમાં જે અનેક જાતિઓ વસે છે તેમાં મૈયાઓ સૌથી ઓછી સંખ્યામાં છે. કહેવાય છે કે તેઓ મૂળ મહી નદીની કોતરામાં રહેતા રાજપૂતો હતા, 'મહીના રાજપૂતો' એટલે 'મહીઆ' 'મૈયા' નામથી ઓળખાયા. હાલ મૈયાઓમાં રાજપૂત, આહીર અને બ્રાહ્મણ કોમની અવટંકો જોવા મળે છે. ડાંગર, ભાળરિયા, પંડિત, ઝાલાવડા, દિવાતર, ચૂડા, મૂંધી, પારેડી, કાપડિયા, વાઘેલા વગેરે. આ ઉપરથી એમ લાગે છે કે મૈયાઓનું મૂળ મહી કાંઠે હશે, સૌરાષ્ટ્રમાં આવતાં આવતાં જેની સાથે સગપણ–સંબંધ બંધાતા ગયા તેની અટકો ધારણ કરતા ગયા હશે. અહીં આવીને આ પ્રજાએ ગામના રખેવાળ તરીકેની ગામેતીની, રખોપિયાં તરીકેની સેવા બજાવી છે. બ્રાહ્મણ ગામનું રખોપું કરતાં બ્રાહ્મણ અટક અપનાવી હશે.

મૈયાઓના સૌરાષ્ટ્ર આગમનમાં જૂનાગઢનો નવાબ શેરખાન બાબી મુખ્ય કારણ જણાય છે. ઈ. સ. ૧૭૨૫માં સલાબત મહમદખાન બાબી વીરમગામનો ફોજદાર હતો, જે પાછળથી ગોહિલવાડનો હાકેમ બન્યો. આ સલાબત બાબીએ નવાનગરની ગાદી તેના અસલ હકદાર જામ તમાચીને પાછી અપાવી હતી. આ સમય દરમ્યાન જૂનાગઢનો ફોજદાર નબળો પડતાં ૧૭૨૯માં આ સલાબતને જ જૂનાગઢનો ફોજદાર પણ નીમવામાં આવ્યો. પણ તેને વીરમગામ રહ્યા વિના ચાલે તેમ ન હતું આથી નાયબ ફોજદાર

તરીકે પોતાના દીકરા શેરખાનને તેણે જૂનાગઢ મોકલ્યો. શેરખાન વાડાશિનોર હતો ત્યારથી મહીકાંઠાના વફાદાર અને વીર રાજપૂતો સાથે તેને દોસ્તી હતી. શેરખાન જૂનાગઢનો ફોજદાર થયો ત્યારે પોતાના અંગત માણસો તરીકે તે મહીકાંઠાના ટેકીલા રાજપૂતોને પોતાની સાથે લાવ્યો હતો. ઈ. સ. ૧૭૪૮માં શેરખાન ફોજદાર મટીને જૂનાગઢનો નવાબ બન્યો ત્યારે મહીકાંઠાના રાજપૂતોને જૂનાગઢની નવાબીમાં જમીનો આપી વસાવ્યા. મહીકાંઠાથી આવેલા આ રાજપૂતોએ શેરખાનના નામ ઉપરથી શેરગઢ ગામ વસાવી ત્યાં પોતાનું મુખ્ય મથક ઊભું કર્યું. આ પછીથી બીજાં કુટુમ્બો સ્વતંત્ર કારણોસર સૌરાષ્ટ્રમાં આવતાં રહ્યાં છે. મુખ્ય ભાગ મુસલમાનની નોકરીમાં હોવા છતાંય મૈયાઓ ચુસ્ત હિન્દુ રહ્યા છે, તેઓએ પોતાના રીત રિવાજોમાં એક પણ મુસ્લિમ અંશને સ્વીકાર્યો નથી.

નવાબના અમલદારો ખંડણી ઉઘરાવવા નીકળે ત્યારે મૈયા રક્ષકો તેની સાથે જ હોય. પોતાના જાનના જોખમે પણ મૈયાઓએ નવાબીની ખંડણીની રક્ષા કરેલ છે. વેપારી વર્ગના રક્ષણાર્થે પણ મૈયાઓ એક ગામથી બીજે ગામ તેની સાથે સાથે અંગરક્ષક તરીકે ફરતા. વોળાવિયા તરીકે મૈયો ભેગો હોય એટલે એનો વાળ પણ કોઈ વાંકો કરી શકતું નહિ.

આવા વફાદાર મૈયાઓની નવાબે શા માટે કતલ કરાવી તે પ્રસંગ જોઈએ. ઈ. સ. ૧૮૬૬માં જેતપુર કાઠી અને જૂનાગઢ નવાબ વચ્ચે કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટે એક ચુકાદો આપ્યો, તે મુજબ જેતપુર તાબાનું પ્રાબાવડ ગામ કાઠીઓને ભાગે ગયું. હવે ૧૮૦૮માં જૂનાગઢ નવાબે આ ગામમાં મૈયાઓને વસાવ્યા હતા, તેઓ ગામની ચોકી કરતા અને જમીન ખેડતા. ૧૮૬૬માં આવેલા ચુકાદા મુજબ ગામ કાઠીઓના હાથમાં જતાં મૈયાઓની જમીન જોખમાણી આથી વિસા હરદાસ નામના એક મૈયાએ ૧૮૦૮ના દસ્તાવેજો રજૂ કરી પ્રાબાવડ ગામમાં પોતાની માલિકીની જમીન હોવાનો દાવો કર્યો. તા. ૧૮ જૂલાઈ ૧૮૬૭ના રોજ પોલિટિકલ એજન્ટે ચુકાદો આપ્યો કે "જૂનાગઢે પ્રાબાવડ ગામની જમીનના હક મૈયાને આપ્યા છે, આથી જે નુકશાન થાય છે તેને માટે જૂનાગઢ રાજ્ય જવાબદાર છે."

આ જ ચુકાદો મૈયાઓને મળેલા બીજા ગામો માટે પણ લાગુ પડ્યો અને જૂનાગઢ સરકારના પેટમાં તેલ રેડાયું. જૂનાગઢ નવાબે નિર્દોષ મૈયા સામે કડક હાથે કામ ઉપાડયું, મૈયાઓ ઉપર કરવેરા દાખલ કર્યા તથા જમીનની ઉપજમાં કનડગત શરૂ કરી. નવાબીના આ વલણ સામે ગામેગામના મૈયા ભેળા થયા અને ન્યાય માટે પોલિટિકલ એજન્ટ આગળ પોતાની બધી ફરિયાદો રજૂ કરી. કાનુની રાહે મૈયાઓની શાંત લડત ચાલુ હતી, એક પછી એક પક્ષની દલીલો સંભળાતી. તટસ્થ અંગ્રેજ અધિકારીઓ મૈયાના પક્ષમાં પોતાની સંમતિ આપતા હતા, જૂનાગઢ નવાબના સ્વાર્થી દીવાન તથા અધિકારીઓએ નવાબના કાન ભંભેર્યા, નવાબે હુકમ ફરમાવ્યો કે જૂનાગઢ રાજની હદમાં મૈયાઓ ભેળા થઈ શકશે નહિ, કાયદેસર ન્યાય માગવા માટે મૈયાઓની સામે અડચણો ઊભી કરવામાં આવી રહી હતી. મૈયાઓએ છેલ્લી વારનો નિર્ણય કરવાં કુટુમ્બ દીઠ એક એક આદમીને કનરાડુંગર ઉપર ભેળા થવાનું ગોઠવ્યુ. નક્કી થયેલ દિવસે ચુંમોતેર મૈયાઓ કનરા ઉપર મસલત કરવા ભેળા થયા, એક કુટુમ્બનો આદમી હાજર ન હતો. તેથી એની મોટી ગગી નાના ભાઈને તેડીને કનરાઉપર આવી. ફરજ પરના અધિકારીઓએ નવાબને આ જાણ કરી, 'મૈયાઓ કયાંક બહારવટે ચડશે તો?' એવી નવાબને બીક હતી, આથી રાતોરાત કનરા – ડુંગરને ફરતે અંગ્રેજ ફોજને ગોઠવી દીધી. મસલત કરવા ભેળા થયેલા મૈયાઓને ચારે બાજુથી, ખોટી દહેસત નીચે ઘેરી લેવામાં આવ્યા. તે વખતના કપ્તાન હંફ્રીસાહેબે વળી એવો રિપોર્ટ નવાબને આપ્યો કે "નવાબે ખોટી રીતે લઈ લીધેલી જૂનાગઢની ગાદીને ગોંડલના ગરાસિયાઓ તથા મૈયા લોકો ભેળા થઈને જૂનાગઢના અસલ રાજપૂત વંશને તે ગાદી પાછી સોંપી દેવા ચળવળ કરે છે." જૂનાગઢના

અસલ વંશજો સાથે નવાબે કરેલી દગલબાજી નવાબને યાદ હતી. જો જૂનાગઢના અસલ રાજપૂતો મૈયા સાથે ભળી જાય તો નવાનગરમાં થયું તેમ જૂનાગઢમાં પણ થાય, આથી કનરા ઉપર ભેળા થયેલા મૈયાઓને પૂરા કરી નાખવા એવો ઉતાવળો ફેંસલો નવાબે લીધો અને રાતના અંધારામાં હથિયાર બંધ ૫૦૦ માણસો ઉપર મોકલ્યા. મૈયાઓને શંકા ગઈ પણ તેઓ ધીંગાણા માટે તૈયાર થયેલા ન હતા, પરિણામે સ્વાભાવિક રીતે રાખતાં હથિયારો સિવાય તેમની પાસે કંઇ હથિયારો ન હતાં. ઉપર આવેલા નવાબના માણસોએ નિર્દય રીતે મૈયાઓની કતલ શરૂ કરી, હથિયાર વિનાની પણ શૂરવીર પ્રજાએ સામો જવાબ દીધો પણ નવાબી માણસો સજ્જ હતા, ક્રૂર નિર્ણય કરીને આવ્યા હતા, આખી રાતની ક્રૂર કત્લેઆમ પછી ૭૪ – મૈયાઓનો ઢાળીઓ કરી નાખવામાં આવ્યો હતો તથા પુરુષવર્ગથી જરા દૂર રહેલાં પેલાં ભાઈ–બહેન પણ નવાબી ફોજનો કરપીણ ભોગ બની ગયાં હતાં!

પોતાની બહાદુરીની બડાશ હાંકવા નવાબી ફોજના અમલદારોએ મૈયાના શબોનાં ગાડાં ભર્યાં અને જૂનાગઢ તરફ રવાના કર્યાં. કહેવાય છે કે મેજર સ્કોટ સાહેબે મૈયાઓના શબોને લઈને આવતાં ગાડાંઓ જૂનાગઢની બહાર જ રોકાવી રાખ્યાં. કનરાડુંગરથી જૂનાગઢ સુધીનો રસ્તો લોહીથી રંગાઈ ગયો, પડછંદ કાયા ધરાવતાં મૈયાઓનાં શબોને ઉપાડી બળદ થાકયા, આખો રસ્તો ઈમાનદારી રાખનાર શૂરવીર પ્રજાના કપાયેલા હાથ પગ અને ગાડાંમાંથી પડી ગયેલાં માથાંઓથી કારમો ભેંકાર બની ગયો. નવાબી સાથેની વફાદારીનું આ પરિણામ હતું.

નિર્દોષ અને વીર મૈયાની ખાંભીઓ જુવારવા પોરબંદરના અમે પાંચ મિત્રો. મેંદરડા થઈ પાટરામા પહોંચ્યાં. એક મૈયા કુટુમ્બના જ અમે મહેમાન બન્યા. શ્રી મણિભાઈના ભાઈ શ્રી છેલભાઇ વોરા પણ આ પ્રવાસમાં અમારી સાથે હતા. સવારના વહેલા અમારા મૈયા યજમાનને લઈ અમે કનરો ચડયા. ડુંગરનું ચડાણ અને ચૈતર માસનો તડકો માથું ફાડી નાખના હતા. બરાબર બપોરે ઉપર પહોંચ્યા; ભેંકાર ઉજ્જડ જમીન, લાયક ન હોય તેવાની સાથે વફાદારી રાખવાથી શું અંજામ આવે તેની દારૂણ કથા કહેતી હતી. ૭૪ ખાંભીઓ જોઈ, થોડે દૂર પેલા ભાઈ–બહેનની ખાંભીઓ પણ જોઈ ઓટોમેટિક કેમેરામાં બધાનો સમૂહ ફોટો લીધો અને નીચે આવ્યા. મૈયા કુટુમ્બે અમારા માટે લાડુ, દાળ, ભાત, શાકનું ઉત્તમ ભોજન ગામમાંથી બ્રાહ્મણ બાઈને તેડાવીને તૈયાર કરાવી રાખ્યું હતું. જમીને ઊઠયા ત્યારે મૈયા કુટુમ્બના રિવાજ મુજબ અતિથિને પગે લાગી રૂપિયો દક્ષિણા આપવામાં આવી! હું, મણિભાઈને છેલભાઈ તો બાવાજીને બ્રાહ્મણ પણ પલાણભાઇ અને ખોડિયાર કહે અમને દક્ષિણા ન હોય પણ મૈયાકુટુમ્બના સૌથી વડેરાં માતાજી કહે "અતિથિ માતર પૂજવાને લાયક." પલાણને અને ખોડિયારને પણ દક્ષિણા સ્વીકારવી પડી! સાંજ ઢળતી હતી. અમારે ગઢાળી પહોંચી હાટીના માળિયાની બસ પકડવાની હતી. અમે ત્રણેય જુવાનિયાઓ આગળ, બન્ને વડીલો પાછળ રહી ગયા. ગઢાળી પહોંચ્યા પણ મણિભાઈ કે છેલભાઈ દેખાય નહિ. બસ ચૂકી ગયા, સૂરજ ઢળવા આવ્યો, ચિંતા શરૂ થઈ અમે પાછા ફર્યા ત્યાં એક ખેતરના શેઢે શ્રી છેલભાઈ વોરા લાંબા થઈને પડયા છે. તેમની ઉપર લકવાનો હુમલો થયો હતો! અમે ચારેય જણા લગભગ હેબતાઈ ગયા પણ છેલભાઈ ભારે આત્મશક્તિવાળા માણસ, ઊભા થયા ટેકે ટેકે ગામમાં આવ્યા, રાતની બસમાં માળિયા પહોંચી, બીજે દિવસે પોરબંદર ભેળા થયા પણ શ્રી છેલભાઇનું અરધું અંગ ખલાસ થઈ ગયું છે. સૂતા સૂતા કવિતાઓ લખે છે. પણ ખાટલો છોડી શકતા નથી.

*

હર કહ્યા વિધિએ લખ્યા, છઠ્ઠી રેનકા અંક;
તલ વધે ન તલ ઘટે, રે રે મન નિશંક.

માનવ હુંદા મનસુબા, તે તો બધા ઠીક;
ઠાકર કરે ઇ ઠીક, સાચું સોરઠીઓ ભણે.

# દ્વારકાના પાળિયા: અહીં લખેલી લોકોક્તિ જનસમાજમાં પ્રચલિત છે. ઇતિહાસ સાથે તેનો મેળ બેસતો નથી.–લેખક

સુરેશભાઇ ક. દવે: ( પ્રિ. શારદાપીઠ કૉલેજ )

આપણા દેશનો ઈતિહાસ તપાસતાં જાણી શકાય છે કે જ્યારે જ્યારે દેશ ઉપર આક્રમણો થયાં છે ત્યારે ત્યારે દેશના બચાવ માટે ઘણા શૂરવીરોએ પોતાનાં બલિદાનો આપી દેશનું રક્ષણ કર્યું છે. આવા વીર-પુરુષો પાછળ સ્વેચ્છાથી સહગમન કરતી તેમની પ્રેમાળ પત્નીઓ; યુદ્ધ ઉપરાંત અન્ય સમાજોપયોગી કાર્યો પાર પાડવાના હેતુથી અડગ ધાર્યું પાર ઉતારવાવાળા પુરુષો વગેરે એકરીતે તો અકાળે મૃત્યુ પામતા હોય છે, પણ પોતાનાં બલિદાનો દ્વારા અમર બની જાય છે. આવી વ્યક્તિઓ 'બહુજન સુખાય, બહુજન હિતાય'ના સિદ્ધાન્તને લક્ષમાં રાખી બલિદાનો આપતી હોવાથી તેમની સ્મૃતિ કાયમ ટકી રહે, તેમના જીવનમાંથી ભાવિ પેઢીને પ્રેરણા મળે તે હેતુથી તેમનાં સ્મારકો રચવાની પ્રથા સમાજમાં પ્રચલિત હતી.

જગતના જુદા જુદા પ્રદેશોમાં પોતાના પ્રદેશના વીર સ્ત્રી પુરુષોની સ્મૃતિ ટકાવી રાખવા કોઈ ને કોઈ પ્રકારનાં સ્મારકો રચવાની પ્રથા હતી. આપણા દેશમાં આવી પ્રથા વેદકાળથી હતી એવું ડૉ. પ્રા. નાગજીભાઈ ભટ્ટી નોંધે છે, અને જણાવે છે કે તેનાં મૂળ ઋગ્વેદમાંથી મળે છે.[1] પરંતુ વૈદિક કાળમાં પ્રકૃતિપૂજા મુખ્યત્વે હતી, દેવોની પણ પ્રતિમાઓ બનાવવામાં આવતી ન હતી, માત્ર સમાજ વીરોનું વીરોચિત સન્માન કરતો. સ્મૃતિચિહ્નો રચાવાના કોઈપણ ઉલ્લેખો મળી આવતા નથી. પૌરાણિકકાળથી જ આવાં સ્મારકો રચવાની શરૂઆત થઈ હતી. શ્રી ખોડીદાસ પરમારે નોંધ્યું છે[2] તેમ ઈ. સ. પૂ. બીજી ત્રીજી સદીથી આ કાર્ય વિશેષરૂપે શરૂ થયું જે ક્રમશ: ચાલુ રહ્યુ અને છેલ્લી સદીઓમાં તો તેનાં વિશેષ સ્મારકો પાળીઆ કે પાવરીઆના સ્વરૂપે નાનાં મોટાં દરેક ગામોમાં રચાયાં. તેનાં પૂજન અર્ચન શરૂ થયાં અને કોઈ કોઈ જગ્યાએ તો તે પાળીઆના અતૃપ્ત આત્માઓએ ચમત્કારોના પણ પરચા બતાવ્યા હોવાનું લોકજીભે કહેવાય છે.

પાળીઓ શબ્દ, તેની પ્રાચીનતા અને ઐતિહાસિકતા વિષે ઘણી જ વિગતપૂર્ણ ચર્ચા ડૉ. નાગજીભાઈએ કરી છે.[3]

દ્વારકાપ્રદેશ ભારતનું પ્રવેશદ્વાર હતો. અહીંની સમૃદ્ધિથી આકર્ષાએલી અનેક પ્રજાઓએ આ દ્વારા ભારતપ્રવેશ કર્યો, અને તેમાંની કેટલીયે પ્રજાઓ અહીંના મૂળ લોકોમાં ભળી જઈ રૂપાંતરિત પામી છે. યાદવોના આગમન પહેલાં પણ અહીં વિશિષ્ટ સંસ્કૃતિ ધરાવતી પ્રજા રહેતી હતી. નવી આગંતુક પ્રજાઓના આગમન અને સ્થિરતા પછીના લાંબા કાળ સુધીનો સ્પષ્ટ ઈતિહાસ કે તેવા ઉલ્લેખો ખાસ મળતા નથી અને તે શૂરવીર પ્રજાઓની વીરતાને બિરદાવતા કોઈ વિશિષ્ટ સ્મારકો ખાસ મળતાં નથી, પણ આજે ઓખામંડળના લગભગ બધાં જ ગામોને ગોંદરે, દ્વારકામાં ગોમતી કિનારે, ભદ્રકાળીમાતજીના મંદિરમાં અને અન્ય સ્થળોએ પાળીઆઓ મળી આવે છે તે સામાન્યરીતે ૧૫ મી સદી પછીના સંઘર્ષયુગના વીર સ્ત્રી પુરુષોની વીરતાને વાચા આપે છે.

દ્વારકા પ્રદેશ ઈ. સ. ૧૫ મી સદી પછી શાંત પ્રદેશ ન હતો. આ પ્રદેશની મૂળ પ્રજા વાઘેરો રાજા રણછોડ દ્વારકાનાથ તેમનો રાજા અને તેઓ તેમની વતી રાજ્ય કરનારા રાજ્યકર્તાઓ છે એમ માનતા. તેઓની રાજ્ય

૧. ડૉ. નાગજીભાઈ ભટ્ટી. "સ્મૃતિચિહ્નો અને કચ્છના ખાંભી પાળીઆનું સર્વેક્ષણ "ઊર્મિ–નવરચના" સળંગ અંક. ૫૪૫, ઓ. ૧૯૭૫ પા. ૨૫૨

૨. શ્રી. ખોડીદાસ પરમાર. એજન. પા. ૨૫૨.

૩. વિશેષ માટે જુઓ એજન. પા. ૧ ૨૫૨ થી ૨૫૪

વહીવટ પ્રણાલિ કોઈ ચોક્કસ નહતી, છતાં તેઓની જાતને ગૌબ્રાહ્મણ પ્રતિપાળ માની, પ્રજાને શક્ય તેટલી સુખસમૃદ્ધિ આપવા યત્ન કરતા. તે વીર અડગ પ્રજા છે એટલે ઘણી વખત તેઓ પોતાના વિચારોને જ વળગી રહેતા. અહીંના અન્ય લોકો જેવા કે ગુગળી બ્રાહ્મણો, અબોટી બ્રાહ્મણો, લોહાણા, સથવારા, સોની મહાજન અને હરિજનો સાથે પણ તેમનો ગાઢ સંબંધ હતો. તેથી જ્યારે જ્યારે દ્વારકા ઉપર આપત્તિઓ આવી ત્યારે આ લોકોએ પણ વાઘેરો સાથે ભળી જઈ તેમને સહાય કરતાં કરતાં પ્રાણ આપ્યા છે. જો કે તે પ્રજાજનોને કોઈ કોઈ વખત વિચારફેરને કારણે સંઘર્ષમાં આવવું પડતું. આમ આક્રમણોના મોટા સંઘર્ષો કે સામાન્ય બાબતોમાંથી ઊભા થયેલા નાના સંઘર્ષોમાં હણાતા કે આત્મબલિદાન આપતા વીર પુરુષો દ્વારકામાં અનેક હતા.

આવા વીર પુરુષો અને સ્ત્રીઓની વીરતાને બિરદાવતા કેટલાક પાળીઆ મુખ્યત્વે ગોમતી કિનારે આજે પણ જોવા મળે છે. આ પાળીઆઓ સામાન્ય રીતે રાજ્યકર્તાઓ, શ્રેષ્ઠીઓ કે તેમના વંશજો તૈયાર કરાવી મૂકાવતા અને તેનું પૂજન અર્ચન કરી યોગ્ય સન્માન થાય તે જોતા. આવા પાળીઆ પ્રસંગ જ્યાં બન્યો હોય ત્યાં જ મૂકવું ઈષ્ટ ગણાતું પરંતુ તે માટે કોઈ દુરાગ્રહ ન રાખી પવિત્ર તીર્થસ્થળ ગોમતી તટે પણ મૂકાયા છે. દ્વારકામાં પ્રવેશ કરવા માટે ગોમતી કાંઠો જ મહત્ત્વનો માર્ગ હતો. અને ગોમતી નદીએ લોકમાનસમાં પણ મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરેલું હતું, એટલે સ્વાભાવિક રીતે ત્યાં જ પાળીઆઓ જોવા મળે છે.

આજે ગોમતીકાંઠે જે પાળીઆઓ ઊભા છે તેમાંથી ઘણા જીર્ણાવસ્થામાં છે. તેમની નીચે હકીકત દર્શાવતા લેખો લગભગ ઘસાઈ ગયા છે અને પૂરું વાંચી પણ શકાતું નથી, છતાં પણ તેમાંથી સંઘર્ષકાળનો તૂટક તૂટક ઈતિહાસ અભિપ્રેત થાય છે.

ગોમતી સમુદ્રસંગમ સ્થળેથી દ્વારકાધીશના મંદિર તરફ આવતાં સૌ પ્રથમ પાંડવોની દહેરીઓ તરીકે ઓળખાતા અને હાલ બહેનોને સ્નાન માટે કપડાં બદલવાની જગા તરીકે વપરાતી પાંચ દહેરીઓનું ઝૂમખું ધરાવતી લાંબી ધર્મશાળાની જગા મહત્ત્વની છે. આ પાંચ પાંડવો એ પાંચ વીર ગુગળી ભાઈઓ હતા, જેઓએ મુસ્લિમ આક્રમણ સમયે પ્રાણ આપ્યા હતા. આજે તેમાં માત્ર ત્રણ પાળીઆ જોવા મળે છે તેમાં એક તો સ્ત્રીનો છે. આ ત્રણે પાળીઆ રૂઢ થયેલી આકૃતિઓ ધરાવે છે. આ પાળીઆની ઊંચાઈ આશરે ચાર ફૂટ છે. જેમાં સૌ પ્રથમ ઉચ્ચ ભાગે સૂર્ય અને ચંદ્રની આકૃતિઓ દોરેલી છે.

આ બધા જ પાળીઆ અહીંના તેના રૂઢિગત રિવાજ પ્રમાણે પૂર્વાભિમુખ છે. આ પાંચ વીર પાંડવોએ કયા કાળે પ્રાણ ન્યોછાવર કર્યા તેની ચોક્કસતા તેમાંથી મળતી નથી, પણ જનસમાજમાં પ્રચલિત હકીકત પ્રમાણે મહમદબેગડાના સમયમાં થયેલા આક્રમણ સમયે તેઓએ આ ધર્મસ્થાનને તૂટતું અટકાવવા પ્રયત્ન કરેલો. ઐતિહાસિક ઉલ્લેખ પ્રમાણે મહમદ બેગડાએ મંદિરના શિખરનો ભાગ તોડેલો પણ અહીંના લોકોના સામનાને કારણે તે કામયાબ નીવડયો ન હતો. આ પાંચ વીરો તે સમયે બહાદૂરીથી લડયા અને શહીદ થયા.

આ પાંચ વીર ભાઈઓમાંના એક ભાઈની પત્ની પણ પોતાના વીર પતિ પાછળ સતી થઈ તેનો પાળીઓ આજે ઊભો છે. સતીના આ પાળીઆમાં તેના રૂઢ રિવાજ પ્રમાણે હાથ છે અને હાથનાં આભુષણો જ તે બ્રાહ્મણ સ્ત્રી હોવાનું સૂચવે છે. આ પાવરિયામાં સૌ પ્રથમમાં જે ભાંગ્યો તૂટયો લેખ છે તેમાં વિઠ્ઠલદાસ અને સં. ૧૮૫૭ વંચાય છે. આ તથા બીજો બન્ને ઘોડેશ્વાર છે. હાથમાં ભાલો અને તલવાર છે. બીજાની નીચે કાંઈ વાંચી શકાતું નથી.

આ પાંડવ ગુફા દહેરીની બહારની બાજુએ અન્ય પાળીઆઓમાં નવીન ભાત પાડતો એક પાળીઓ છે. આમાં જે આકૃતિ છે તે સાવ સાદી છે. કોઈ સાધુ પુરુષે પોતાનું બલિદાન આપ્યાનું આકૃતિ ઉપરથી સમજાય છે. આજે તેની પૂજા અર્ચા

અહીંના અબોટી બ્રાહ્મણ કુટુંબની વ્યક્તિઓ કરે છે એટલે તે વીર અબોટી બ્રાહ્મણ હશે એમ ચોક્કસ લાગે છે. પણ નીચે કાંઈ લખાણ વાંચી શકાય તેમ નથી એટલે ચોક્કસ હકીકત જાણી શકાતી નથી.

ત્યાંથી નજીકમાં જ રામેશ્વર મહાદેવની સામે તાજેતરમાં જ બંધાએલી નવીન દહેરીમાં રૂઢ પ્રણાલિકાગત આકૃતિ દર્શાવતો એક પાળીઓ છે. તેને ફરીથી પ્રતિષ્ઠિત કરતાં લખાણવાળો ભાગ ચણી લેવામાં આવ્યો છે, પણ બહારની બાજુએ એક આરસની તકતી ચોંટેલ છે. તેમાં જણાવ્યા પ્રમાણે ઈ. સ. ૧૯૭૨માં સુરાપુરા વિઠ્ઠલદાસ ગોપાલજીના વંશજના ભાઈ ગોરધનદાસ ગોપાલજી પોપટે પોતાના કુટુંબીનો પાળીઓ આમાં પધરાવ્યો છે. આ વીર પુરુષે સ્વપ્નામાં આ કાર્ય કરવાનો આદેશ આપતાં આ થયાનું કહેવાય છે, પણ તેમના કાર્ય વિષે કાંઈ જાણવા મળતું નથી.

તેની પાસે પ્રાચીન સાક્ષીગોપાળ અને હાલ પુરૂષોત્તમ મહારાજના મંદિર તરીકે ઓળખાતા મંદિરમાં એક પ્રાચીન પાળીઓ છે, જે ભગવાન શ્રી સાક્ષીગોપાળની પ્રતિમાની બેઠક નીચે છે. આ પાળીઆ ઉપર હંમેશા કપડું ઢાંકી રાખવામાં આવે છે તેથી તે એકદમ નજરે પડતો નથી. આમાં વિશિષ્ટતા એ છે કે તેમાં ચંદ્ર સૂર્યની આકૃતિઓ નથી. અને તેની બન્ને બાજુએ સુંદર કોતરણીવાળી સીમા બાંધેલી છે. આ વીર પુરુષ ઘોડા ઉપર બેઠેલ હોઈ જીર્ણ હાલતને કારણે તેનો ઉપરનો ભાગ તદ્દન તૂટી ગયેલો છે, માત્ર ઘોડાના શરીરનો નીચેનો ભાગ જ દેખાય છે, પણ તેની નીચેનો લેખ સ્પષ્ટ વંચાય છે જો કે તેનો પણ ઘણો ખરો ભાગ તૂટી ગયેલ છે. તેમાંનું લખાણ નીચે પ્રમાણે છે.

श्री गणेशाय नमः । संवत ६८...वर्तमाने
पोष मासे ...... तिथौ श्री भृगुवासरे...
वोघा शार्दूल......।

છેલ્લું નામ બોઘા શાર્દૂલ આ વીર પુરુષનું હશે. બાકી વર્ષ વ. કાંઈજ વંચાતું નથી, તૂટી ગયેલ છે. સાક્ષી–ગોપાલના મંદિરના બચાવ માટે તેને પ્રાણ ન્યોછાવર કર્યાનું સમજાય છે એમ પૂજારીઓ કહે છે. બાકી ચોક્કસ કાંઈ જાણવા મળતું નથી.

આ મંદિરની પાસેના વાડામાં સંવત ૧૯૬૬નો રૂઢ પ્રણાલિકાગત એક પાળીઓ છે, જે અહીંના જાણીતા વ્યાપારી ઠા. પ્રેમજી દેવરાજ માવાણી કુટુંબનો છે. તેમના વંશજોના કહેવા પ્રમાણે તેઓ પોરબંદરના હતા. આ પાળીઓ ઉપરના બોઘા શાર્દૂલના પાળીયાની પાસેની જ જગ્યામાં સ્વપ્ન ઉપરથી પધરાવ્યો હોઈ આ બન્ને લોહાણા વીર પુરુષો હશે અને તેઓએ દ્વારકાના રક્ષણ માટે પ્રાણ આપ્યા હશે. માવાણી કુટુંબ તરફથી તેની પ્રતિદિન પૂજા ધૂપ વ. થાય છે. આ પાળીઓ પહેલાં અન્યત્ર હતો પણ તેને શોધી કાઢી આ જગ્યાએ પધરાવતાં કુટુંબમાં નડતર થતાં અહીં પધરાવ્યો હોવાનું કહેવાય છે. આજે તેની પૂજાચર્યા વ. કરતાં કુટુંબમાં શાન્તિ છે.

ત્યાંથી થોડેક આગળ જતા પગથિયાં પાસે સુંદર ચૌલુક્યકાલીન શિલ્પ ધરાવતી વિશાળ ૬"×૬"ની ખુલ્લી છત્રી નીચે બે રાજગર બ્રાહ્મણોના પાળિઆ છે. આ બન્ને પાળીઆ રૂઢિગત આકૃતિઓ ધરાવે છે અને લગભગ એક સરખા છે. મથાળે સૂર્ય ચંદ્ર છે અને બન્ને વીર પુરુષો ઊભા છે. તેમનો પહેરવેશ તત્કાલીન રાજપુરૂષોમાં પહેરાતા પોષાકવાળો છે. અહીંના વાઘેરોના કપાળગોર રાજગર બ્રાહ્મણો છે. રાજગર શબ્દ રાજ્યગુરૂ ઉપરથી ઊતરી આવ્યો. આ પાળીઆ નીચે લખાણું છે પણ ઘસારાને કારણે સ્પષ્ટ વાંચી શકાતું નથી પણ સંવત ૧૮૮૯ અને ર.જગર જેઠા એટલા શબ્દો એક પાળીઆમાં સ્પષ્ટ વંચાય છે. આ બન્ને બ્રાહ્મણ વીર બંધુઓ વાઘેર રાજાઓની ખાસ મોભાદાર વ્યક્તિઓ હશે અને વાઘેરોના ગોર જ માત્ર નહી પણ સલાહકાર અને સાથીદાર હશે. જ્યારે વાઘેરો ઉપર મુશ્કેલીઓ આવી, બહારનાં આક્રમણો થયા ત્યારે તેઓએ પોતાના રાજવીઓ સાથે બલિદાન આપી જન્મભૂમિ માટેનું ઋણ અદા કર્યું હશે એમ લાગે છે. રાજગર બ્રાહ્મણ કુટુંબો તરફથી પ્રસંગોપાત આ પાળીઆનાં અર્ચન વ. થાય છે.

જલાંજલિ અર્પણ થાય છે અને તેમની વીરતા ભીરદાવતી વાતો બારોટો પાસે સાંભળવામાં આવે છે તે પ્રમાણે આ બન્ને બંધુઓમાં બલિદાન પછી અહીં વાઘેરોની સત્તા ટકી રહી હતી તેથી વાઘેર સરદારોએ આ સ્મારકો રચી આપ્યાં હતાં.

આ છત્રીની બરાબર સામે અલગ અલગ દહેરીઓમાં ગુગળી બ્રાહ્મણ પાઢ કાશીરામ તથા પાઢ મકનજીના એમ બે પાવરિયા છે. આ બન્ને પણ રૂઢ પ્રણાલિગત આકૃતિઓ વ. ધરાવે છે. મથાળે ચંદ્ર સૂર્ય, ઘોડેશ્વાર, એક હાથમાં ભાલો અને તલવાર છે. તેની નીચેના લેખોમાંથી સંવત ૧૭૮૦ તથા આ બન્ને નામો સિવાય કાંઈ વાંચી શકાતું નથી. ગુગળી જ્ઞાતિના પ્રમુખ શ્રી મીન રાજાના કહેવા પ્રમાણે આ બન્ને ભાઈઓ મુસ્લિમ આક્રમણો સામે પોતાના પ્રાણની આહૂતિ આપ્યાનું તેમના બારોટ કહે છે.

ત્યાંથી આગળ જતાં દેઢ ગોમતી તરીકે ઓળખાતા ગોમતી કિનારાના વિસ્તારમાં પણ કેટલાક પાળીઆ આજે ઊભા છે. તેમાં હરિકુંડની બરાબર પાછળ આધુનિકકાળમાં તૈયાર થયેલી અર્વાચીન દહેરીમાં એક સતીનો પાવરીઓ છે, જે લગભગ ખભા સુધી ઊંચો છે. તેના ઉપર સિંદૂર એટલું બધું ચઢી ગયું છે કે તેનું લખાણ વંચાતું નથી અને અન્ય સ્પષ્ટતા પણ પૂરી થઈ શકતી નથી. પણ દહેરી બહાર લગાડેલી તકતીમાં નોંધ્યા પ્રમાણે આ પાળીઓ સતી શ્રી ઘોરી કાકીનો છે. આ ઘોરીકાકી માટે વીસા શ્રીમાળી સોની જ્ઞાતિનું ગુસાણી કુટુંબ ખૂબ જ ગર્વ ધરાવે છે અને તેમને જે વીરતા દાખવેલી, ચમત્કારીક કાર્યો કરેલાં તે દર્શાવતો અલગ લેખ તૈયાર કરી શકાય તેમ છે.

તેનાથી ઉપરના ભાગે સાદી છત્રીઓમાં બે વાઘેરોના પાળીઆ ઊભા છે. આમાં પણ પરંપરાગત આકૃતિઓ છે. લખાણ વંચાતુ નથી, પણ લોકવાયકા પ્રમાણે સમૈયા માણેકના પુત્ર મૂળુ માણેક બીજો અને તેના સાથીદારના આ પાળીઆ છે. કિંદવન્તી પ્રમાણે આ મૂળુ યુવાનીમાં પોતાનું રાજાપણું ભૂલી પ્રજામાં—ખાસ કરીને સ્ત્રીઓમાં ત્રાસ ફેલાવતો હતો તેથી રાજાએ–તેના પિતાએ ઠપકો આપતાં ચાલી ગયો અને ગોમતી કાંઠે ધીંગાણુ થતાં તે ત્યાં ખપી ગયો. આની પાસે જ લગભગ ત્રણ ચાર ઈંચ ઊંચા નાના નાના હાથ દર્શાવતા નવ સતીઓના પણ પાળીઆ કે હાથ છે. આ નવે સતીઓ કોણ હતી તે જાણવા મળ્યું નથી પણ તેનો મૂળુ સાથેના સંબંધો કે કારણોથી ખપવું પડયું હોય એમ લાગે છે.

આનાથી આગળ જતાં એક નાની છત્રીમાં વિશિષ્ટતા ધરાવતો પાળીઓ છે, તે ખૂબ જ નાનો છે. તેમાં ઘોડા ઉપર બેઠેલી વ્યક્તિ દાઢી ધરાવતી છે, ખૂબ જ મોટું માથું અને ટૂંકું શરીર એ આ આકૃતિની વિશિષ્ટતા છે. બન્ને હાથોમાં પરંપરાગત હથિયારો છે. તેની પાઘડી, પોષાક વગેરે ઉપરથી તે ચારણ અગર ભાટનો પાળીઓ હોવાનું ચોક્કસ લાગે છે. તેની નીચેના લખાણમાં સંવત ૧૯૭૮ સ્પષ્ટ વંચાય છે. આ સિવાય બીજું અવાચ્ય છે.

તેનાથી થોડે દૂર માથોડું ઊંચો સતીનો પાળીઓ છે. આ પાળીઓ એક સમચોરસ છત્રીમાં હોઈ લોકોક્તિ પ્રમાણે તે લાજબાઈનો પાળીઓ છે લાજબાઈ મૂળુમાણેક બીજાની પ્રિયતમા હતી. મૂળુના પિતા સમણિયા માણેકને આ ગમતું ન હતું. આથી આ બન્ને પ્રેમીઓ ગોમતી કાંઠે આવ્યા અને સમણીઆ માણેકને ખબર મળતાં તે પોતાના પુત્રને વારવા ગોમતી કાંઠે આવ્યો. ધીંગાણું થયું અને બન્નેના પ્રાણ લેવાયા. આ જાણી મૂળુની પત્ની પણ તેની પાછળ સતી થઈ તેનો આ પાવરીઓ છે. આ એક કિંવદન્તી હોઈ સાચી હકીકત સંશોધન માગે છે.

આ ઉપરાંત ભગવાન શ્રી. દ્વારકાધીશના મંદિરમાં જવાના છપ્પન પગથિયાં ચઢતાં માર્ગમાં આસરે પંદરથી વીસ પાળીઆ છે. જે શારદાપીઠની કંપાઉન્ડની દિવાલ થતાં થોડે થોડે અંતરે તેમાં ચણી લેવામાં આવ્યા છે. આનાથી તે સચવાય છે, પણ જ્યારે તે છૂટા હતા ત્યારે તેની નીચેના લેખો. વ. સ્પષ્ટ વાંચી શકાતા હતા. આ બધા જ પરંપરાગત



[અનુ. પૃ. ૪૯૫

# સતીત્વ અને શૂરત્વનો જ્વલંત સ્રોત

અમરદાસજી ખારાવાળા

ઓ હો હો હો ! ગુજરાતમાં તો નાખી નજર કરૂં છું ત્યાં સોયની અણી જેટલી ખાલી જગ્યા બલિદાન વિહોણી નથી લાગતી. કર્ણને કુંવારી ભોમકામાં બાળવા કૃષ્ણ ભગવાન આમ જ રખડેલા ને! પછી સોયની અણી જેટલી જમીન ભાળતાં એ સોય ઉપર હાથ ટેકવી પોતાની હથેળીમાં કર્ણનું દહન કર્યું.

એની આગળ અને એની પાછળ બલિદાનની ધારાઓ વહેતી જ આવી છે. બ્રાહ્મણથી માંડીને ભંગી સુધી. રાજાથી માંડીને રાંક સુધી. કોઈ ફૂલધારે ઊતર્યા, કોઈ જલતી ચિતાએ ચડયા, કોઇએ ત્રાગાં કરીને આત્મસમર્પણ કર્યું. છ સાત માસથી તો કથા–વારતા કરવા જાઉં ને ગામેગામ ખાંભી–પાળિયા ખોળું. આ બધા નાના ને મોટા, ચગા ને ખાંભા, ખાંભી ને પાળિયા, ઘડેલા ને અણઘડ બધા એક જ બલિદાનના ભાવનાસુત્રે પરોવાયેલા જ્વલંત માનવ–સંસ્કૃતિના મણકા સમા મને લાગ્યા.

મચ્છુકાંઠાના જૂના વાંકાનેર રાજ્યનું ખોબા જેવડું રાતીદેવડી ગામ. એમાં ઝાલા દરબાર જેઠીજી રહે. એમને એકનાં એક બ્હેન. પ્રાણ કરતાં ય અધિક પ્રિય. સગપણ માટે શોધખોળ કરે. પણ બ્હેન સમોવડ કોઈ મૂરતિયો નજરે ન આવે.

એક દિવસ કચ્છના ગરાસિયાઓ સગાં–સાગવટે ગોહિલવાડ જાય. રાતીદેવડીના પાધરમાંથી નીકળ્યા. જેઠીજી ગામના પાધરમાં મળ્યા. એમણે દરબારૂંને રોકયા. આવા છાશું પીવા ટાણે ગામને પાધરથી ગરાસિયા જાય તો ઝાલાનાં ખોરડાં લાજે. પરાણે ડેલીએ તેડી ગયા ઘોડાને જોગાણ દીધાં. કાવા કસુંબાની ઘડીક ધકબક મચી ત્યાં છાશું (રસોઇ) તૈયાર થઈ ગઈ.

જેઠીજી મહેમાનોને તાણ કરી કરીને જમાડે છે. એવામાં જેઠીજીનાં બ્હેન જરા કામ સબબ બહાર જઈ તરત ઓરડામાં ચાલ્યાં ગયાં. આમ તો હજી દીકરી હતાં. કુંવારાં હતાં. એટલે એનો અછોછ ઓછો, છતાં મહેમાનોની નજર ખેંચાઈ. દીકરીનાં રૂપે મહેમાનોની આંખ્યું ભરી દીધી.

વાત વાતમાં મહેમાનો જેઠીજીને પૂછે છે કે: "આપનાં બ્હેન લાગે છે?"

જેઠીજી કહે: "હા."
"કયાં સગપણ કર્યાં ?"
"હજી સારૂં નરસું હાલે છે."

"રૂડી વાત ભા ! તયેં એમ જ કરોને ! અમારા નાનાભાઈ માટે સારૂં ઠેકાણું ગોતીએ છીએ. હવે આપે શીરામણમાં આ ગોળ ચોખા કર્યા એ એમના સગપણના જ માની લ્યો !"

જેઠીજી કહે: "ધન્ય ઘડી ધન્ય ભાગ્ય. પણ મૂરતિયાને જોયા વગર ગોળ ચોખા કેમ ખવાય? આ તો આંતર ઓરવાં છે. આખી જિંદગીનો સવાલ."

"તો પછી અમે જૂનવાણી રીત પ્રમાણે અપહરણ કરીને ઉઠાવી જઈએ. બીજું શું થાય !" મહેમાનો ઠરડાઇને બોલ્યા.

ત્યારે જેઠીજી કહે: "તો પછી હું આપનું સ્વાગત કરવા ગામ બહાર જ ઊભો છું. એમ માનજો હાલ્યા આવજો જ્યારે ઉમંળકો આવે ત્યારે."

ગોળ ને ચોખા કડવા ઝેર જેવા થઈ પડયા. મહેમાનો રીંસમાં ઊઠીને વહ્યા ગયા.

પંદરેક દિવસે પાધરમાં ભુંગિયો વાગ્યો. જેઠીજીએ જાણ્યું કે દરબારો આવી પહોંચ્યા. પોતાનાં બ્હેનને વેલડામાં બેસારી વાંકાનેર દીમનાં રવાના કરાવીને પોતે હાથ પડયું હથિયાર લઈ પોતાના પરિવાર સાથે જુદ્ધે ચડયા. દેવોને ય જોવાનું મન થાય

એવું જુદ્ધ જામ્યું, કૈંકને પાડીને જેઠીજીનું માથું પડયું. ધડે લડતાં લડતાં કચ્છના દરબારોને પાધર સુધી પાછા વળાવ્યા. તરઘાયો વગાડતો ગામનો ઢોલી પણ ફૂલધારે ઊતર્યો.

રાતીદેવડીના પાધરમાં વણઝારાઓની પોઠ પડેલી. વણઝારા પોઠયું ભરીને બહાર ઊપડી ગયેલા. દંગામાં બાયું ને બાળકો પડેલાં. આ બાયયુંએ જોયું કે એક ભાઈએ એની બહેનને ખાતર અદ્‌ભુત શૂરાતન દાખવ્યું. એક દીકરીની જાત માટે આવાં જુદ્ધ ખેલાણાં. વણઝારણું બોલતી નથી પણ એકબીજાની આંખ્યુંએ વાત કરી લીધી. પણ ચંડિકાઉ થઈને કચ્છી દરબારુંના પાળ ઉપર ઊતરી પડી. હાથ પડયું એ સાધન લઈને ખરેખરાની ઝુઝિયું અને એ અઢારેય વીરાંગનાના કટકે કટકા ઊડયા ત્યાં સુધી પાળને પ્રબળાના હુમલાથી પારોઠનાં ભરાવ્યાં. એક ભાઈ ખાતર, એક બેન ખાતર, એક નારી ખાતર અઢાર નારીઓએ જુધ્ધે ચડીને પ્રાણાર્પણ કરી સતધર્મના બિરદની એક ઊજળી ગાથા રચી દીધી. અને નારીઓનાં જૂથ સામે ધીંગાણે ચડીને પાળના નર ભોંઠામણ અનુભવતા આબરૂનું અપહરણ કરાવી પાછા ફર્યા.

આ શૂરી અઢાર વણઝારણોના પાળિયા રાતીદેવડીના ઓતરાદે પાદર ઊભા છે. ઝાંપામાં દરબાર અને ભંગીનો ચગો અંધારી રાતે ખાખરા ખીલ્યા હોય એવા દેખાય છે. અર્પણ નારીતત્વની આ જ્વલંત કથા વિશ્વના નારીવર્ષને.

## આગમ ઉકેલતી સતી

બાવળામાં પટેલ જ્ઞાતિની માતાનું મંદિર છે. બાઈનો પતિ સીમમાં કામે ગયેલો. બે એક કલાક બાદ બાઈના અંતરમાં પડઘા પડવા માંડયા. પોતાની સાસુને કહે: "બાઈજી! કોકને સીમમાં મોકલો. મારા ધણીને કોઈકે માર્યા હોય એમ મને લાગે છે."

નણંદબા કહે: "ઓહો! આ તો મોટાં સતીજી લાગે છે ને શું?"

બાઇ કહે: "બહેન! મારી મશ્કરી રહેવા દો, હું સાચું કહું છું."

બાઈના અતિ આગ્રહે કુતૂહલને વશ થઈ સીમમાં તપાસ કરાવી ત્યાં તો બાઈને ઊગ્યું તે સાચું નીકળ્યું. સૌનાં મોઢાં ઝંખવાણાં પડી ગયાં. જણને ગાડામાં નાખી ગામમાં લાવવામાં આવ્યો. અંત્યેષ્ટિ ક્રિયાની તૈયારી માંડી. બાઈએ નણંદબાને સાચાં ઠરાવવાં પોતાના પતિની ચિતા માથે ચડી સતી થયાં. આજે એનું મંદિર ઊભું છે. નવરાત્રિમાં ત્યાં મેળો ભરાય છે.

## પ્રાણરક્ષક પાછળ સતી

લીલિયા તાલુકાના ઢાંગલા ગામની ઉગમણે ખારામાં એક સતીનો પાળિયો ઊભો છે. વડીલો પાસેથી સાંભળ્યું છે કે બપોરના કણબીની દીકરી ભાત લઈને જતી હતી. એની આડે આવીને સર્પ ઊભો રહ્યો. દીકરી ઊભી રહી ગઈ. ત્યાં ગુંદરણને કેડેથી એક અજાણ્યો જુવાન નીકળ્યો. એણે આ જોયું ને દોડીને લાકડીથી સર્પને આઘો ફગવ્યો. પણ સર્પ ફરીથી આવીને બાઈ સામે મંડાણો, જુવાને ફરીથી ઉલાળતાં પાછો વેગ ભર્યો આવીને જુવાનને ભાગવા વેળા ન રહેવા દીધી. જુવાનને દંશ દીધો. તાળવું ફાટી ગયું. કણબણ યુવતી પોતાનો પ્રાણ બચાવનાર અજાણ્યા જુવાન પાછળ સતી થઈ.

## ધણીની નામરદાઇથી સતી

કુંડલા તાલુકાનું અમૃતવેલ ગામ. આ ગામ પહેલાં સિપાઈઓના હાથમાં હતું. ગામધણીના નોકરે પાણી ભરી આવતી બાઈની આળવીતરાઈ કરી. બાઈ છંછેડાઈ. ઘરે આવીને પોતાના પતિને વાત કરી કે આ કેમ સહ્યું જાય? તું બેઠાં મારી આબરૂ માથે હાથ નાખે? પણ ધણી પાણીમાં બેસી ગયો. બાઈ કોપાયમાન બની. આવા નમાલા ધણી કરતાં તો બળી મરવું બહેતર છે. અને બાઇ ચેહ ખડકાવી ધણીના જીવતાં સતી થઈ. આજુબાજુના ગામોમાં જાણ થતાં દરબારોએ એ અમૃતવેલને ઉજ્જડ કર્યું. બાઈનો પાળિયો જૂને ટીંબે ઊભો છે.

## સતી થતી બ્રાહ્મણકન્યા

જામનગર જિલ્લાનું બાણુગર ગામ. ત્યાં ઢાંગલા ગામ જેવો જ કિસ્સો બનેલો. પણ ફેર એટલો કે બ્રાહ્મણ-કન્યાનું વેશવાળ એ ગામમાં જ થયેલું. એ બ્રાહ્મણ-કન્યા પણ બાપને ખેતર ભાત દેવા જતાં સર્પ આડો પડયો. બ્રાહ્મણ જુવાને પોતાની ભાવી પત્નીને બચાવવા જતાં પોતાનો પ્રાણ ખોયો ને બાઈ એની પાછળ સતી થઇ.

## પંડની મશાલ પ્રગટાવી

હજી હમણાંનો જ એ પ્રસંગ છે. અમરેલીનું દેવરાજિયા ગામ. ગામના ગોસાઈ મહારાજનાં પત્ની ગુજરી ગયાં. થોડા દિવસ બાદ એમણે બીજું લગ્ન કર્યું. મહારાજ આધેડ ઉમરના. થોડા સમયે ગુજરી ગયા. એમની સમાધિ બનાવાઈ. નવી પરણેલી બાઈ મહારાજની સમાધિમાં સાથે સમાધ લેવા ગઈ. લોકો-એ સમાધ ન લેવા દીધી. પછી ત્રીજે દિવસે લાગ જોઈને બાઈએ આખા શરીરે ગ્યાસતેલ છાંટયું. દિવાસળીથી અંગ પ્રગટાવ્યું, પછી એમને એમ મશાલની જેમ સળગતી સળગતી સમાધે જઇને બેસી ગઇ. પછી લોકોએ એના ઉપર મંદિર બનાવ્યું ને એની પૂજા થાય છે.

## સતીત્વનાં શાંત શૌર્ય

માંડલ (વીરમગામ) માં પંદરની સાલનો એક પાળિયો છે. આ કુંભાર સતીનો કહેવાય છે. લોકોક્તિ એવી છે કે બાઇ બીજવરને પરણેલી. એમની આગલી બાઈને બે દીકરા ને એક દીકરી. પોતાને પણ એક બાળક થયું. ત્યાં પતિ ગુજરી ગયો. પોતાને પતિ પાછળ સતી થવું છે એવી એમણે ઈચ્છા દર્શાવી. ગામના માણસોએ ઢોલ શરણાઈ સાથે જયઅંબેના નાદ સાથે તૈયારીઓ માંડી. બાઈએ તેલબંબોળ છૂટા વાળ મેલ્યા, સિંદૂરની આડય કરી, સતી થવા ચાલી નીકળ્યાં.

છોકરાં રોતા કકળતાં ચાલ્યાં આવે, એમાં આગલી બાઇની દીકરી બાઈને ગળે વળગી પડી ને કહે કે "મા! મારા બાપા તો અમને મેલી વયા ગયા. તું ય અમને રેઢાં મૂકીને, કાં ચાલી? તારે જવું હોય તો અમને મોટાં કરીને અને પરણાવીને પછી જા."

માનું હૈયું હલબલી ઊઠયું. ગામના માણસોને એણે કહ્યું કે "હમણા મારે સતી નથી થવું."

ગામે મશ્કરી માંડી. બાઇનો હુરિયો બોલ્યો.

પોતાના ધણીનો અગ્નિસંસ્કાર કરાવીને બાઈ પાછી વળી. દસ વર્ષ સુધી છોકરાંને મોટાં કરી, મોટી દીકરીને પરણાવીને બાઈએ પોતાના ધણીનાં ચેહમાંથી વીણાવી લીધેલાં હાડકાંની પોટલી બાંધી રાખેલી તે કાઢી, અને ખોળામાં એ પોટલી લઇને બાઈ સતી થઈ. એનો પાળિયો માંડલના પાધરમાં ઊભો છે.

## પાણી માટે પ્રાણત્યાગ

ગારિયાધાર તાલુકાનું ચારોડિયા ગામ: આ ગામના આથમણે પડખે પલેવાળ બ્રાહ્મણે એક વાવ ગળાવી. સોળમા સૈકાની આ વાત છે. વાવ ગળાવી, બંધાવી પણ પાણી ન આવ્યું. એથી વરૂણદેવને રીઝવવા યજ્ઞ આદર્યો. આજુબાજુના ગામના લોકો આ વિશાળ વાવ જોવા અને યજ્ઞમાં ભાગ લેવા આવેલા. કોઇ બટકબોલો બોલી ઊઠયો કે આમ કાંઈ પાણા ખડકયે ને યજ્ઞના ધુમાડા કર્યે પાણી આવે? એમાં તો પ્રાણ આપવા પડે.

આ સાંભળતાં બ્રાહ્મણની કુંવારી દીકરીને સત ચડયાં ને સતી થઈ ગઈ. આજે તો એ વાવમાં પાણી નથી. બુરાઈ ગયેલી પરોપકારી વાવના પત્થરો પણ જેને જોઈએ તે લઈ ગયા છે. એ વાવને કાંઠે એ ત્યાગમૂર્તિ બ્રાહ્મણકન્યાનો પાળિયો હજી સુધી કોઈ નથી લઈ ગયું માટે ઊભો છે.

## ગાય ને ચારણઆઇનો પાળિયો

કોડીનાર તાલુકાના રોણાજ ગામે એક સતી મા અને ગાયનો પાળિયો પૂજાય છે. વર્ષો પહેલાં અહીં એક ચારણ કુટુંબ રહેતું હતું. એમને એક ગાય હતી. ગાય બહુ સારી પણ વિયાણે વરસ દોઢ

વરસ વીતી ગયેલું. એમાં ચારણ્ય દેવા બેઠી ને ગાય ચટક ભટક કર્યા કરે. ચારણ્યથી કહેવાઇ ગયું કે "તને સાવઝ ફાડી ખાય? ઊભી રહે ને!"

બનવાકાળ છે ને બીજે દિવસે ભળકડે ગાયને ચરવા મોકલી ને એને સાચેસાચ સાવઝે ફાડી ખાધી. ચારણ આઈને થયું કે પોતાના મોઢામાંથી શરાપ નીકળી ગયાં, હવે ડાકણ થઈને શ્યે જીવાય? એના આઘાતમાં ચારણઆઈનો દેહ છૂટી ગયો. રોણજમાં આ ગાય ને આઇનો પાળિયો પૂજાય છે.

## ભડવીર ભૂદેવનો ચગો

અમરેલી જિલ્લાના લાલવદર ગામના પાધરમાં એક બ્રાહ્મણનો ચગો છે. આ બ્રાહ્મણની ગાયને દીપડે ફાડી ખાધી. ક્રોધે ભરાયેલ ભૂદેવ એ દીપડા સાથે બાખડયા. દીપડાને ઠાર કર્યો ને પોતે ય મુઆ. લોકોએ એનો ચગો માંડયો છે.

## મીંઢોળ બંધા

શીશાંગમાં જામ રણમલજી પહેલા બાર ગામ લઈને ઊતર્યા. એમની પાંચમી પેઢીએ ગોવિંદજી થયા. તેમના કુંવર અને બીજા આઠ જુવાનો એ નવેયનાં લગ્ન આવેલાં. દસમો એક ખવાસ જુવાન. એ જ દિવસોમાં ખીરસરાના આરબો માકડી ઘોડીઓ લેવા આવ્યા. જુવાનો જીવતાં તે ગામ માથે હાથ નાખીને ઘોડિયું કેમ લઈ જવાય? ધીંગાણું જામ્યું. નવેય મીંઢોળબંધા રણમાં ઝૂઝતા ઝૂઝતા કામ્ય આવ્યા. દક્ષિણ તરફ ગામમાં ગરતાં જ એમનું મંદિર છે. એમાં એ નવના ચગા છે. મંદિરના દરવાજે ખવાસનો ચગો છે.

ગામની ઊગમણે ભાગતા કટકની પાછળ પડેલા ગામેડુમાંથી નદીના સામે કાંઠે એક વાળંદ, એક બાવાજી એક હરિજન અને એક પટેલનો પાળિયો છે. બાવાજીના સ્થાને શંકરનું લિંગ છે.

## ગવતરીની વહારે

શીશાંગથી છાપરા તરફ જતાં રસ્તામાં તળાવડી પાસે બે પાળિયા છે, એમાં એક દરબારનો છે અને બીજો ભરવાડનો છે. ગાયુંના ધણને બચાવવા જતાં બન્ને વીરગતિને પામ્યા છે જેનાં નિવેદ દરબારો કરે છે. સાંભળવા મળ્યું છે કે ભરવાડનાં નિવેદ પહેલાં કરીને પછી જ દરબારને નિવેદ ધરાવે છે.

## પતિ પાછળ પત્ની ને બહેન

એ જ ગામની દક્ષિણ તરફ બે ખેતરવા છેટે બુરાઇ ગયેલી એક ઉજડ વાવ છે. જેને કાંઠે ત્રણ પાળિયા છે. આ ઠેકાણે વર્ષો પહેલાં વાનની આગળ વૃક્ષની નીચે જાન ઊતરેલી. પોરો ખાઇ, ભાતાં – પોતાંથી પરવારી વરરાજા પાણી પીવા વાવમાં ઊતર્યા. એમાં પગ લપસવાથી વાવમાં જઈ પડયા. ગળકાં ખાઈને ડૂબી મુઆ. આ. જોઈને નવપરણેતરે પોતાના વરની પાછળ જ વાવ પૂરી. વરની બહેન પોતાના ભાઈ ભાભીને બૂડતાં જોઈ પોતે પણ લૂણ-સોતી વાવમાં ખાબકી અને પ્રાણત્યાગ કર્યો. ત્યાં ત્રણેયના પાળિયા ઊભા છે.

બળધોઇમાં એક ગોસાઈ મહારાજનો ચગો છે. એણે પોતાના બાળારાજાના દરબારગઢને લૂંટાતો દેખી દુશ્મનના હાથમાંથી તલવાર ઝૂંટવી, ધીંગાણું ખેલીને વીરગતિને પામેલા.

## મરદ મેરાઈ

સરધારમાં લોધીકાને મારગે ભાણજી દરજીનો ચગો છે. મેરાઈ ભેંસુંનું ખાડું રાખતા અને અડાભીડ આદમી. એકદીના સમે પંદરેક ભેંસું લઇને પહર ચારવા ગયેલા. હાથણી જેવી ભેંસું ભાળીને આઠ દસ જણાએ વિચાર્યું કે મેરાઈમાં તે કેટલોક માલ હોય? અને ભડકડે ભેંસુ હાંકી જવા મેરાઈ માથે ત્રાટકયા. પણ ભેંસુંએ પોતાના માલિક આડે પોતાનો ગઢ રચી દીધો. આ ગઢની ઓથે રહીને ભાણજી દરજી ધીંગાણું ખેલ્યા. તીરથી જ એણે પાંચને તો ઠાર કર્યા. છેવટ એ મરદ મરાણો એનો પાળિયો આજી નદીના મૂળમાં ઊભો છે.

હમીરજી ગોહેલના કામદારનો દીકરો ગોયો ગોરડિયો. મેરિયાણાના પાદરમાં સોમનાથની પાછળ પડેલાં લશ્કરને રોકતાં વીરગતિને પામેલો. એની યાદમાં

ગાયાવાવ અને પાળિયો હજી ઊભાં છે.

## મોચીની આખી જાન રણમેદાને

ચૂડાના મોચીની જાન પાલીતાણા જતી હતી. રસ્તામાં વાડેલી અને કુંભણની વંકી ધરામાં રૂંઝયું વળી ગઈ, એ વખતે દસ બાર બુકાનીધારીઓએ જાનને પડકારી :

"ક્યાંની જાન છે?"
જવાબ મળ્યો : "ચૂડાની"
"કઈ નાતની છે?"
જાનૈયા કહે: 'રજપૂતની."

આ સાંભળી બુકાનીધારીઓ માર્ગ મૂકીને ચાલતા થયા. ત્યાં કોઈક બોલી ઊઠયું કે: "હજી ચૂડાના મોચી મળ્યા લાગતા નથી!" આ વેણ સાંભળીને લૂટારા પાછા ફરી જાન ઉપર ખાબકયા. પણ ચૂડાના મોચી એટલે રજપૂત કીધા જાય નહિ એવા. રાજપૂતી રંગથી લૂટારા સામે ધીંગાણું ખેલ્યા. પુરુષોએ અને જાનડિયુંએ પણ. આખી જાન અને લૂટારા સૌ કામ આવી ગયા. ઘાયલ થયેલાઓએ વહેલા મોડા પ્રાણ છોડયા. એના સમૂહ–ચગા આજે ય ફૂલદડે રમ્યા હોય એવા લાલઘૂમ દેખાય છે.

## કુંભાર, હરિજન અને તરગાળો

જોડિયાના મેઘપરમાં દોઢસોક વર્ષ પહેલાં ધાડપાડુ ગામ ભાંગવા આવેલા. એમની સામે લડતાં આ ગામના એક કુંભારનું રણખેલતાં માથું પડયું. માથું ચોકમાં પડયું ધડ ઝૂઝતાં ઝૂઝતાં ધાડપાડુઓને વળાવીને પાદરમાં પડયું. ઝાંપામાં તરઘાયો વગાડનાર ભંગી પણ પડયો. કડિયા કુંભારનો ચોકમાં ઓટો અને પાદરમાં પાળિયો છે. ત્યારે ઝાંપામાં ભંગીનો ચગો છે.

બગથળાના પાદરમાં રાજપાઠ રમતો ત્રિકમ તરગાળો ધાડુપાડુઓ સામે ગામના રક્ષણ માટે ઝૂઝતાં ઝૂઝતાં ખપ આવ્યો. એનો પાળિયો આથમણે ઝાંપે ઊભો છે.

અમારા ગામ ખારાના ચોકમાં દેવરાજિયાના દરબારોના ચગા છે. એ દરબારો નાના રાજકોટ ગયેલાં જેમાં દેવાયતભાઈ, સુરગભાઈ અને તેમના ભાણેજ ઉનડભાઈ ખારાના પાદરમાં નીકળ્યા અને તરઘાયો સાંભળ્યો. પૂછતાં જાણવા મળ્યું કે ગારિયાધારના દરબાર તરવારથી તાશીરો બોલાવી રહ્યા છે. ચોકમાં ધીંગાણું થયું છે.

આ સાંભળતાં ત્રણે યે દોટ મેલીને આડેથી યુદ્ધને નોતરી લીધું. એના ચગા રામજી મંદિરના ચોકમાં ઊભા છે. ગામના આથમણા ઝાંપે યુદ્ધ ખેલતાં ગારિયાધારના ગોરની પાઘડી પડી ગયેલી અને ધોતિયું પગમાં ભરાતાં નીકળી ગયેલું. લાંબી ચાળનું અંગરખું અંગ ઉપર રહ્યું. પણ મરદે મેદાન ન છોડયું. ધોતિયું પડી જતાં કોઈ દરબારે મશ્કરી કરી કે: "એ બ્રાહ્મણ! હવે તું તો ઉઘાડો થઈ ગયો. તારે માથે તલવાર કેમ ઉપાડવી. આ સાંભળી મરદ બ્રાહ્મણે જવાબ આપ્યો કે: "ઉઘાડો તો તમારી સામે છું પણ મારા દરબારનો તો ઢાંકગો છું," આમ રણખેલીને રણમેદાનમાં સૂતો. આજે ય એનો પાળિયો ઊભો છે.

બાબરા તાલુકાનું ઇંગોરાળા ગામ છે. ત્યાં એક નવ બ્રાહ્મણોએ ત્રાગાં કરીને પ્રાણ ત્યાગ કર્યાના પાળિયા રામજી મંદિરની ઓસરીમાં જ ઊભા છે.

## વીર વાણીઓ

નગીચાણામાં વાણીઆની જાન આવેલી. એને લૂંટવા આઠદસ જણા પહોંચી ગયા. એક શેઠને શૂરાતન ચડયું. વરની તલવાર લઈને લૂંટારા સામે મેદાને પડયા. વાણીઓ ખરેખર જંગ ખેલ્યો. લૂંટારાઓને ભગાડયા અને પાધરે જતાં માથું પડયું પણ ધડે એક ગાઉ સુધી લૂંટારાઓનો પીછો ન છોડયો. આજે ય એના પાળિયાને જુવારવા એના વંશજો આવે છે.

એવો જ બીજો પ્રસંગ ફીફાદ ગામે બની ગયો છે. ગામની સીમમાં ખાટકીઓ સાથે ધીંગાણું ખેલી, ગાયુંને છૂટી કરાવી, દુશ્મનોને મારીને એ મરદ મર્યો છે. એનો ચગો સીમમાં ઊભો છે.

## શૂરના નૂર અને વીરના પીર

ત્રણસો વરસ પહેલાં કુંડલા તાલુકાના ચોભા ગામમાં વરીઆ કુંભારોનાં ઘર બળુકાં ગણાતાં હતાં. ગરીબ–ગરબાંને ત્યાં આશરો મળ્યા કરતો. એણે એક સીપાહીના દીકરાને મોળા વરસમાં સાચવીને મોટો કરેલો. એ જુવાન થયો ત્યારે કુંભારો ઉપર ઓચિંતાથી આફત ઊતરી પડી. આઠ દસ જણા કુંભારોનાં ઘર લૂંટવા આવ્યા. આશ્રય દાતાઓનાં ઘર લૂંટાતાં ભળી આ સીપાહીના દીકરા નૂરાથી ન દેખાણું.

નૂરાએ ધાડપાડુની તલવાર આંચકી લીધી. ઘર લૂંટાતું બચાવ્યું. પણ ધાડપાડુ સાથે લડતાં નૂરાનું માથું ગામને દખણા પડખે પડયું અને ધડ હીપાવડલીને સીમાડે પડયું. તેની બેય ઠેકાણે કબર છે. સાથોસાથ રામજી મંદિરો પણ બનાવ્યાં છે ને એ કબરોની હિંદુ સંતો સેવા કરે છે. નૂરાપીરના પરચા બોલે છે.

## ભરવાડ ભેગી બોકડાની બહાદુરી

વાંકાનેર તાલુકાનું તીથવા ગામ. અઢીસો વર્ષ પહેલાંની એક નમતી સાંજે સીમમાં ભરવાડ બકરાં ચરાવી રહેલ. એમાં આઠદસ જણા બકરાં ઉઠાવી જવા આવ્યા. એકલપંડે ભરવાડે ભડવીરાઈ બતાવી. સામે પગલે ચોરટાઓને મારતાં મારતાં મોતને વર્યો. આ ભરવાડનો ફાટી ને ધુંવાડે ગયેલો એક અજાજૂડ બોકડો હતો. ધણી ઉપર આફત ઊતરતાં આ બોકડાએ પણ રણજંગ ખેલ્યો. બોકડાની ઝીંક ચોરટા ન ઝાલી શક્યા. પણ વેતરાઈ ગયો ત્યાં સુધી બોકડાએ શીંગડિયું ભરાવી ભરાવીને સોથ બોલાવ્યો. એ ભરવાડ ને બોકડાના પાળિયા સીમમાં ઊભા છે. બન્નેને નિવેદ ધરાય છે. કુળની વહુઆરૂ બન્ને સૂરાપૂરાની લાજું કાઢે છે.

વાંકાનેર તાલુકાના મહીકા ગામના રક્ષણ માટે બે ભંગી જુવાનો વીરગતિને પામ્યા છે. એમાંથી એકનો ચગો ઝાંપામાં અને બીજાનો દુશ્મનની પાછળ પડતાં પાદરથી થોડેક દૂર છે,

## હનુમાનને ચડેલા પાળિયા

મજાદરથી મહુવા જતાં દાતરડી ગામ આવે છે. આ ગામની રક્ષા એક બાજુ શેખદો પીર કરે ને બીજી બાજુ હનુમાન. આ દાતરડી ભાંગવા જોગીદાસે છ વાર કટક ઊતાર્યાં ને છએ વાર કાળા લાખણોતરીઆએ કાઠીઓનાં માથાં વાઢી હનુમાનને ચડાવ્યાં. સાતમી વાર જોગીદાસ ખુમાણે કાળા લાખણોતરીઆનું માથું હનુમાનને ચડાવ્યું. એ બધાના અડાભીડ પાળિયા ગામને પાધર ઊભા છે.

હજી નાખી નજર પડતી નથી, આવા અગણિત પાળિયામાંથી કોને સંભારૂં ને કોને ન સંભારૂં ? આ પાળિયા પાસેથી પાઠ ભણવાને બદલે એનાં ચાંદુડિયાં પાડતા ને વિકૃતરૂપે રજૂ કરાતા મનોરંજનના ખેલોમાંથી લેસન લેવાયા કરશે તો સમાજ કયા સ્વરૂપને પામશે. ?

---

પૃ. ૪૮૯થી ચાલુ]

આકૃતિ, હથિયારો ધરાવે છે અને તે બધા જ ગુગળી બ્રાહ્મણોના છે. મંદિરના રક્ષણ માટે પ્રાણ આપનાર વીર બ્રાહ્મણોની યાદમાં તે રચાયા છે. જો કે તેમાંના બે અબોટી બ્રાહ્મણોના પણ છે. ભક્ત બોડાણા ભગવાનની મૂર્તિ ડાકોર લઈ ગયા તે પ્રસંગને અનુલક્ષીને બલિદાન અપાયેલા માત્ર બે પાળીઆ બાદ કરતાં બાકીના મંદિરના રક્ષણ માટે જ પ્રાણાર્પણ કરેલ વીરોના છે. મંદિરમાં ભગવાનની પ્રતિમા ન જોતાં બે બ્રાહ્મણો શૂન્ય હૃદયી બની, ત્યાં જ મૃત્યુ પામ્યા તેમની યાદમાં તે રચાયા છે.

આમ અત્રે દ્વારકાના ગોમતીકાંઠાના પાળીઆઓનો સંક્ષિપ્ત પરિચય જ માત્ર કરાવ્યો છે. દરેક પાળીઓ, તેનો વિગતપૂર્ણ ઈતિહાસ સંશોધન માગે છે અને જો તે મેળવવામાં આવે તો દ્વારકાના ચઢતી પડતીના દિવસોનો ઈતિહાસ જાણવા મળે તેમ છે. હજુ દ્વારકાના અન્ય અને ઓખામંડળના બીજા ગામોના પાળીઆઓનો પરિચય હવે પછી રજૂ કરવા ઈરાદો છે.

# સતી ઓઝાબાઈ દેવલદે

લે. ખોડાભાઇ વીસાભાઈ પ્રજાપતિ (માંડલ)

[આ વાત શ્રી નાથાલાલ મંડલી મારફત શ્રી ખોડાભાઈએ લખી મોકલી છે. એમની ઉંમર ૮૫ વર્ષની છે. સતી દેવલદે શ્રી નાથાલાલ મંડલી અને શ્રી ખોડાભાઈના કુળમાં જે થઈ ગયેલ છે. –સં.]

માંડલ ગામથી દક્ષિણ બાજુમાં એક માઈલ છેટે એક તળાવડું વેંકળાના દક્ષિણ છેડે આવેલું છે. કહે છે કે આ ઠેકાણે માંડવ્ય ઋષિનો આશ્રમ હતો. શ્રી રામ સીતા અને લક્ષ્મણ અહીં આવેલ. તળાવની ઉત્તર બાજુ પાળની અંદર શંકરનું દેવાલય છે. ત્યાં કુંડ છે. આ કુંડ ૫૦ ફૂટ ઓરસ ચોરસ છે. શ્રાવણ માસમાં સીમાડાના ગામડાના માણસો આ કુંડે સ્નાન કરવા આવે છે. આ તળાવની આથમણી બાજુની પાળની લગભગ ૬૦ ફૂટના છેટે સતી દેવલદેનો પાળિયો છે.

અમારા વડવાઓને આગળના વખતમાં માંડલના વ્યાસ (ત્રગાળા) ભાઈઓ સાથે મિત્રાચારી હતી. એમનો વહીવંચા અને ભવાઈ રમવાનો ગરાસ કાઠિયાવાડમાં રાજકોટ સુધી હતો. ૪૦૦ ગામોમાં તેઓ ભવાઈ કરતા અને વહી પણ વાંચતા. આ ગરાસ એમને કડવા કણબીની ઉપજનો હતો. તેમનાં ૫૦ ઘરનો આ રોજગાર ધંધો હતો. તે ઉપરાંત અહિંના માંડલિક રાજાએ તેમને ખેતરો પણ આપેલાં. માંડણના ઈશાન ખૂણામાં તેમની હજાર વિઘા જમીન આવેલી. રાજાઓ પાસે આ તરગાળા રમતા અને રાજાઓને રીઝવતા ને બદલામાં પસાયતાં ખાતા.

આ તરગાળા ભવાઈ રમવા બહાર જતા ત્યારે મિત્રાચારીની રીતે અમારા વડવા પણ સાથે જતા. અને ભવાઈમાં ઊતરતા. પછી તો પરસ્પર એવી લાગણી થઈ ગઈ કે રમતમાં પણ એક બીજા વગર એકબીજાને ચેન પડે નહિ.

એક વખત આ તરગાળા અને અમારા વડવા રાજકોટ તરફના પંથકમાં રમવા ગયેલા. રોજની જેમ ગામના ચોરામાં ઊતરેલા. ગામમાંથી સીધું આવે એટલે રસોઈ પાણી પણ ત્યાં કરીને આનંદ કરે. વર્ષોથી આ વ્યવહાર ચાલતો.

રાતે રમત શરૂ થઈ. એમાં અમારા વડવા દેવદાસ પણ ઊતરેલા. રમતની જમાવટ થઇ ગઈ. એમાં અમારા વડવા દેવદાસનાં રૂપ ને રમત જોઈને ભવાઇ જોવા આવેલ એક કણબીની દીકરી દેવલનું દિલ હરાઇ ગયું. રમત પૂરી થઈ. ઘેર ગઈ પણ ચિત્ત શેમાં ય ચોટે નહિ. કામમાં મન વળગે નહિ. અસ્વસ્થ બની ઊઠી. પણ દિલ ઠાલવે કયાં જઈને ? પછી રહી ન શકી ત્યારે એની ભાભીને કહે :

"ભાભી ! આજેરાતે ભવાયા રમ્યા એમાં એક ભવાયો તો શું રમ્યો છે ? શું રમ્યો છે ? બસ વાત કરો નહિ એવું રમ્યો. પણ ભારે હુશિયાર."

એની ભાભી કહે : "હોય, રમે, એમનો ધંધો છે, સારૂં રમીને રીઝવે નહિ તો એમનું પોષણ કયાંથી થાય? રમતમાં ચતુરાઈ બતાવે એ તો એમનું કામ છે."

ભાભીએ કહી દીધું, પણ દેવલના દિલમાં વાત સમાતી ન હોતી. હરીફરીને એની ભાભીને કહ્યા કરે કે "પણ એક ભવાયો તો ભારે ચતુર. શું એણે રમત દેખાડી છે?"

આમ એકવાર, બેવાર ને ત્રણવાર જ્યારે ભાભીને કહ્યું ત્યારે ભાભીના મોઢામાંથી કંટાળતાં વેણ નીકળી ગયું કે :

"તો પછી માંડો એનું ઘર! મારો જીવ શું કરવા ખાધા કરો છે.? બીજી વાત નથી સૂઝતી!'

દેવલને તો ભાવતું'તું ને વૈદે બતાવ્યું. ભાભીનાં વેણ આરપાર ઊતરી ગયાં. દોડવું'તું ને ઢાળ

મળ્યો. દેવલે તો તાંબાનું બેડું ઘરમાંથી ઊપાડ્યું. હેલ ભરી ને આવી ગામના ચોગે, બધા તરગાળા વચ્ચે દેવદાસ વાતે વળગેલો એને હાક મારી કે: મારું બેડું ઊતરાવો!"

"અરે બાઈ! શી વાત! શી વિગત! આમ ચાલતે રસ્તે બેડું ઊતરાવાય?"

દેવલદે કહે: "હા, નહિતર ના. બેડું ઊતરાવ્યે પાર છે."

સૌએ બાઈને ખૂબ સમજાવી કે આ તો અનરથ થાય. અમને કોઈ રમાડે નહિ. સૌને બીક લાગે કે ભવાઈ જોઈને છોકરાં છળી જાય."

પણ દેવલદે એકની બે ન થઈ. દેવદાસે બેડું ઊતરાવવું પડ્યું. અને બાઈ ચોરા ઉપર ચડી ગઈ. તરગાળા કહે હવે આ ચોરા ઉપર રાત ન રહેવાય. ગામમાં રમત મંડાય નહિ. હવે ઉચાળા ભરો. વહેલું આવે માંડલ. તરગાળા સૌ સૌને ઘેર ગયા. દેવદાસ ને દેવલ પોતાને ઘેર ગયા.

દેવદાસ કહે: "જો! હું તરગાળો નથી. હું તો કુંભાર છું."

દેવલ કહે: "કાલ સુધી હું કણબણ હતી. આજથી તમને પરણીને હું કુંભારણ થઈશ."

વિધિસર લગન કરવાની તૈયારી માંડી ત્યારે દેવલદે કહે: "જુઓ! તમારે મારું એક વચન પાળવું પડશે."

દેવદાસ કહે: "શું?"

દેવલદે કહે: "હવેથી તમારે કોઈ દિવસ ભવાઈમાં ઊતરવું નહિ, વેશ કાઢવો નહિ."

દેવદાસ કબુલ થયા. રાતે વેદવિધિ પ્રમાણે લગન લીધાં. ઘર સંસાર મંડાયો. વખતને જતાં વાર લાગતી નથી. ઘરે ઘોડિયું બંધાણું. દીકરાનું નામ પાડ્યું વાઘજી, આમ દીકરાને રમાડવામાં અને માટી કામમાં આનંદથી દિવસો પસાર થાય છે.

એક સમે ગામના દરબારે તરગાળાને રમત આપીને કહ્યું કે સારી રીતે નહિ રીઝવો તો જમીન ઝૂંટવી લેશું. સારી રીતે રમશો તો પસાયતાં (ખેતરો) રહેશે નહિ તો પસાયતાં પાછાં દેવાં પડશે. તરગાળાઓએ દિલ દઈને રમત માંડી. એમાં કાંઈ મણા મેલે? પણ પાંચ પાંચ રમતો આપી છતાં રાજા રીઝતા નથી. તરગાળાને થયું કે દેવદાસ વગર રમત નહિ જામે. એટલે દેવદાસને બોલાવો.

તરગાળા દેવદાસને મળ્યા. કહે કે: "તમે નહિ આવો તો અમારાં છોકરાંનું રાબછાશનું સાધન ટળી જશે. ખેતરો ઝૂંટવાઈ જશે."

દેવદાસ ખાનગીમાં કહે આજ રાતે મને બોલાવજો. રમતમાં ઊતરીને તમારાં પસાયતાં જવા નહિ દઉં." હું નીંભાડા પાસે સૂતો હોઈશ.

ઘેર કાળો નીંભાડો પકવેલ હતો. દેવદાસ નીંભાડા પાસે સૂતા છે. રાતે બારનું ટાણું થયું ત્યારે તરગાળા એમને બોલાવી ગયા. દેવદાસે રમતમાં ઊતરી ને ખગ વાળી દીધો. રાજા ખુશ ખુશ થઈ ગયા: "જાઓ પસાયતાં તમને મુબારક, ખાઓ પીઓ ને આનંદ કરો." તરગાળાની જીવાઈ બચી ને દેવદાસનો મિત્ર ધર્મ રહ્યો.

દેવદાસ ઘેર આવીને સૂઈ ગયા. વહેલી સવારે દેવલદે દળવા માટે ઊઠયાં. યાદ આવ્યું કે નીંભાડો તપાસી આવું. નીંભાડે આવીને જુએ તો દેવદાસ સૂતા છે. મોઢે હરતાલ ચોપડેલ છે. આંખમાં આંજણ આંજેલ છે. કપાળે ચાંદલો કરેલ છે. ચંદરમાના અજવાળામાં મોઢું ચળકયા કરે છે. દેવલદે સમજી ગઈ કે "રાતે ભવાઈ રમીને આવેલ છે."

ઊંઘમાંથી ઉઠાડીને પૂછ્યું કે;" રાતે ભવાઇ રમીને આવ્યા છો ને?"

ના પાડવાના તો દેવદાસના સંજોગો ન ન હતા. વાત કેરી કે: "મિત્રધર્મ બજાવ્યા વગર છૂટકો ન હતો. તરગાળાના છોકરાના મોઢામાંથી રોટલો ઝૂંટવાઈ જાય તેમ હતો. હવે તમને ઠીક

લાગે તે સાચું.''

દેવલદે કહે: "બધી વાત સાચી, હું તો તમને સતને આધારે વરેલી, તમે વચન આપેલું ને તેનો ભંગ કર્યો, પણ વચનભંગ થયા એટલે તમારું મૃત્યુ છ મહિનામાં આવે. જો છ મહિના વીતી જાય અને મૃત્યુ ન આવે તો જાણજો કે તમે મોતે મુઆ છો. અને છ મહિનાની અંદર કાળ આવે તો જાણજો કે વચનનો ભંગ કર્યો એ માટે મોત થયું છે."

દેવદાસને ઘણો પસ્તાવો થયો. પણ બનવાકાળ બની ગયું. હવે એમાં કાંઈ સુધારવાનું શકય જ ન હતું. ત્રણ મહિને દેવદાસને મોતનું તેડું આવ્યું ને દેહ છોડી દીધો.

દેવદાસને સ્મશાને લઈ જવાની તૈયારી થઈ. અહીં દેવલદેએ સ્નાન વગેરે વિધિથી પરવારી, ગંગા-જળ પી, હતા તેવા તમામ શણગારો સજી દેવદાસની પાલખી સાથે ચાલી નીકળ્યાં. લોકોએ 'જય અંબે'ના નાદ ગજાવ્યા. ચેહ ખડકાણી. દેવલદે દેવદાસનું શબ ખોળામાં લઈને ચેહ ઉપર ચડી ગયાં. હાથમાં તુલસીની માળા ફેરવ્યે જાય છે. લોકો કહે છે કે: "અમને કાંઈક લાભ આપતા જાઓ માતાજી! કાંઈક આશીર્વાદ આપો."

ત્યારે દેવલદેએ એક રૂપાનાણું આપીને કહ્યું કે: "માણસ માંદો હોય એના હાથમાં આ રૂપાનાણું પકડાવજો. ભવિષ્ય હશે તો રોગ મટી જશે. આયુષ્ય વધારવાની શક્તિ મારામાં નથી પણ રોગીનો રોગ જશે. મારા દીકરા વાઘજીને સાચવજો. એની પેઢી ચાલુ રહેશે. રૂપાનાણું સાચવજો. ત્યાં તો ચિતા ચારે કોર લાગી ગઈ. ભડભડ અગ્નિમાં હાથમાંથી માળા પડી ગઈ. પછી રૂપિયો કોની પાસે રાખવો એની તકરાર થઈ, ગોરને આપવાનું નક્કી થયું. ક્રમે ક્રમે રૂપિયાનો નાશ થયો. હવે એટલું રહ્યું છે કે લગન થાય ત્યારે છેડાછેડી અહીં છૂટે છે.

દેવલદેના પાળિયામાં નીચે મુજબ લેખ કોતરેલ છે.

॥ શ્રી કૃશ્ન હરજી સત્ય છે સંવત ॥
॥ ૧૭૧૦ વરષે અસાડ વદી ૧૩ ભો ॥
॥ મે : ઓઝા જગા સુત દેવદાસ ॥
॥ ગતી થયા છે. ગ્રહ ભાર્યા બાઈ દે ॥
॥ વલદે સહ ગમન કર્યા

આ પાળિયો ચાર ફૂટ ઊંચો ને ૧॥ ફૂટ પહોળો છે.

ભાવાર્થ :– શ્રી કૃષ્ણ હરજી સત્ય છે સંવત ૧૭૧૦ વર્ષે અસાડ વદી ૧૩ ભોમે (મંગળવારે) ઓઝા (કુંભાર) જગાભાઈનાં પુત્ર દેવદાસ ગત થયા (મરણ પામ્યા) ગ્રહભાર્યા (તેમનાં ધર્મપત્ની) દેવલદે એ સહગમન કર્યા (સાથે સ્વર્ગવાસ કર્યો એટલે કે સતી થયાં)

---

## જવાંમર્દ જનક્ષત્રિય

હળવદમાં પ્રથમથી જ જનક્ષત્રિય (મોચીઓ) જોરકા. હળવદને પાધર કૈંક શૂરાઓ અને સતીઓની જોડાજોડ જનક્ષત્રિય શૂરા અને સતીઓની ખાંભીઓ સંખ્યામાં પણ ઓછી નહિ ઊતરે એ એની ગવાહી છે. એમાં એક વસરામ રાઠોડ થયા. સગા સાગવટે બાપ દીકરો હળવદથી દહીંસર જવા નીકળ્યા. રસ્તામાં ભૂલા પડીને ટંકારાની કાંટયમાં નીકળ્યા. ત્યાં કકળતા માણસોની ચીસો સાંભળી. કાંટય આડે જોયું તો આઠ દસ લૂટારા વણઝારાને મારી મારીને માલ લૂંટે. વસરામ રાઠોડ અને એના દીકરા કરસને આડેથી ધીંગાણું નોતર્યું. બાપ દીકરો બન્ને હથિયારધારી હતા. લૂંટારા સાથે બાટાઝૂટ બોલી ગઈ. એમાં બન્ને જણાએ થઈને સાત લૂટારાને માર્યા. વસરામનું માથું પડયું. કરસન ઘાયલ થયો. બચ્યા એટલા લૂટારા ભાગી છૂટયા. આજે એ વસરામની ખાંભી ટંકારાના મેઘપરની સીમમાં છે. બીજી ખાંભી હળવદ સ્ટેશનથી થોડા અંતરે છે. એના ઉપર સંવત ૧૮૮૪ ના ફાગણ-સુદ ત્રીજની નોંધ છે.

# બારહઠ ગોપાળદાસનો પાળિયો

સંપાદક—બારહઠ કેસરદાનજી (રાજકવિ બગસરા)

સંવત ૧૬૪૭ ના શ્રાવણ વદ ૮ રવિવારે ધ્રોળ પાસેના ભૂચર મોરીના યુદ્ધમાં નવાનગરના જામસતાજી, લોમાખુમાણ (ખેરડી) અને જૂનાગના દોલતખાન ઘોરીની સેના અને શહેનશાહ અકબરના મુગલ લશ્કર વચ્ચે ખૂનખાર યુદ્ધ થયું હતું. અમદાવાદના સુલતાન મુઝફ્ફર ત્રીજાને નવાનગરના જામ—સતાજી અને બીજા રાજવીઓએ આશ્રય આપતાં મોગલ સેનાના સેનાપતિ અઝીઝકોકો, નવરંગખાન વગેરે 'શાહીચોર'ને પકડવા કાઠિયાવાડમાં દોડાદોડી કરતા હતા કુંવર અજાજી અતિ પરાક્રમ બતાવી વીરગતિ પામ્યા હતા. વજીર જસા લાડક, નાગડા—વજીર અને બીજા ઘણા વીરો મહાપરાક્રમ બતાવી મરાયા હતા. મુગલ સેનાના વીરોએ પણ 'શહાદતનું શરબત પીધું હતું'

રાજસ્થાનના પ્રખ્યાત ઈતિહાસકાર 'નેણસી' એ લખ્યું છે કે જામસતાજીના ભત્રીજા—ભાણેજ, જમાઈ થઈ ૬૭ વીરો કામ આવ્યા અને ૧૮૦૦ સૈનિકો માર્યા ગયા હતા. આઝમખાનના ૭૦૦ સિપાઈઓ યુદ્ધમાં ખપી ગયા હતા. મુગલ લશ્કરની જીત થઈ હતી, પણ કુમાર અજાજીએ જે પરાક્રમ બતાવ્યું તેની પ્રશંસા મુગલ ઇતિહાસકાર અબુલ ફૈઝલ જેવાએ પણ કરવી પડી છે. શ્રાવણ મહિનો હોઇ ત્રણ દિવસ સુધી સખત વરસાદની 'હેલી' થઈ હતી તેથી મુગલ લશ્કરનું તોપખાનું નકામું થઈ ગયું હતું. તલવારની લડાઈમાં રાજપૂતોને જીતવું અશક્ય હતું.

આ લડાઈમાં ભક્ત કવિ ચારણ ઈસરદાસજીના સૌથી નાના પુત્ર ગોપાળદાસ પણ વીરગતિ પામ્યા હતા. વિભા વિલાસ ગ્રન્થના રચયિતા શ્રી વજા મહેડુએ ગોપાળદાસ યુદ્ધમાં ખૂબ ઘા વાગવાથી મેદાનમાં પડયા હતા અને તેમનો ઘોડો બારહઠજીને સચાણા— લઈ ગયો હતો તેમ લખ્યું છે! પરંતુ ભૂચર મોરીના મેદાનમાં કુંવર અજાજી અને રાણી સતી થયાં તેના પાળિયા અને દેવળ છે. આ દેવળ પાસે જમણી બાજુ જે પાળિયા આવેલા છે તેમાં બારહઠ ગોપાળદાસનો પાળિયો છે તે એક જ વંચાય તેવી સ્થિતિમાં રહયો છે! સૌરાષ્ટ્ર યુનિ. ના ઈતિહાસ વિભાગના અધ્યક્ષ ડૉ. રમેશભાઈ પરીખે તેમના ભૂચર મોરીના યુદ્ધના લેખમાં (પથિક જુલાઇ—ઓગષ્ટ ૧૯૭૪) ઈન્સક્રીપ્શન ઓફ કાઠિયાવાડ (શ્રી. ડી. બી. ડિસ્કલકર) ના પાળિયા (નં ૧૦૫) ને અજાજીના પાળિયા તરીકે નોંધ કરી છે તે તેમની સમજફેરથી થયું છે.

સૌરાષ્ટ્ર યુનિ. ના ઉપકુલપતિ સદ્‌ગત ડોલરરાય માંકડ સાહેબે તેમના સંશોધન પ્રવાસ વખતે આ પાળિયાનું ફરી વાચન કરેલ. તે અંગે બગસરાના પ્રવાસ વખતે દ. શ્રી. મહેરામવાળા અને મારી સાથે (લેખક) ચર્ચા કરી હતી. ત્યાર બાદ તે પાળિયાની વાચના નીચે મુજબ જણાઈ હતી.

૧ संवत १६४७
२ वरषे सरा
3 वण वद ८
४ रव वारठ
५ श्री गोपाः
६ ना पाळी गो
७ हेडीअ कुं
८ अर श्री अज
९ सथ मराण
१० पान श्री आज
११ मपन नी टो
१२ द मराणा ग
१३ जधर१ मेपा
१४ पालीअ टाक

ઉપર મુજબના પાળિયાના લખાણુથી જાણી શકાય છે કે સંવત ૧૬૪૭ના શ્રાવણ વદી ૮ રવિવારે બારહઠ ગોપાલદાસ યુદ્ધમાં કુંવર અજાજી સાથે મરાયા હતા. ગેડીના કુંવર (વાઘેલા?) પણ મરાયા હતા. ખાન શ્રી આઝમખાન સાથેના યુદ્ધમાં આ યોદ્ધાઓ વીરગતિ પામ્યા હતા તેમ ગજધર (કડિયા) મેપાએ પાળિયો કંડારીને લખાણ કોતર્યું છે.

ઈસરદાસજીને પાંચ પુત્રો હતા (૧) જાગોજી (૨) ચોંડાજી. (૩) કહાનદાસ (૪) જસોજી અને (૫) ગોપાળદાસ. બારહઠ ગોપાળદાસના વંશજો નવાનગર પાસેના હાપા ગામ વગેરે ગામનો ભોગવટો કરતા હતા. આ ગરાસ તેઓને બારહઠ ગોપાળદાસે જે મહા પરાક્રમ બતાવી યુદ્ધમાં વીરગતિ પામ્યા હતા તેથી નવાનગર રાજ્ય તરફથી અપાયેલ છે. આ રીતે જામરાવળના રાજકવિ ભક્ત ઇસરદાસજીના પુત્રનો પાળિયો ઇસરદાસજીના સમય વગેરે ચર્ચામાં ખૂબ ઉપયોગી થયેલ છે. ઈસરદાસજીનો જન્મ સમય વિ.સં. ૧૫૧૫ હોય તેને બદલે વિ.સં. ૧૫૪૫-૫૦ હોવાનું આ ઉપરથી વધારે સંભવિત જણાય છે. ગોપાળદાસ-યુદ્ધ વખતે ૩૦-૩૫ વર્ષના હોય તો ગોપાળદાસના જન્મ વખતે ઈસરદાસજીની ઉંમર ૫૦-૬૦ વર્ષની હોવાનું વધારે સંભવિત જણાય છે. સંવત ૧૬૨૨-માં ઈસરદાસજીનું મૃત્યુ થયું હતું તે હકીકત છે.

'વિભાવિલાસ'માં કુંવર અજાજીના પરાક્રમને નીચે મુજબ બિરદાવેલ છે.

### છપ્પય

शकर अप्पिय शिश पीसपल दिये पिसाचर ।
हाडस जंवक होमः नसह कस दिये निसाचर ॥
काकनि दिये करेज बुक बीरह वट दीनो ।
अपे ग्री घनीय अंत्र । चरम वैताल चपीनो ॥
दत रगत सार जोगन दीयो अछट दीवस आवीयो ।
तन त्याग चैय कर कट त्रयत अजमाल भुप सुरपुर गयो ॥
असो जूंघ अंजमाल ताल देखन सुर आये ।
घघक स्नेनोंन वहधार मार तरवार मचाये ॥
रुंड मुंड रन रमत सूरधन भ्रमत सुखंडिय ।
वीर जोग वहिं ताल चरित नृत करतस चडिय ॥
हर सिरह काज आये हरख खाग लाग शिर खंडियो ।
बहकास बीन चुन चुन विवघ करइस सीस तुररो कियो ॥

નવાંનગરને યુદ્ધમાં જે જશ મળ્યો તે કુંવર અજાજી, જસા લાડકયા નાગડા વજીરૂ અને બારહઠ ગોપાળદાસ જેવા યોદ્ધાઓના અતુલ પરાક્રમથી જ થયું. લોમો ખુમાણ વગેરે પણ ખૂબ અનુભવી શૂરા યોદ્ધાઓ હતા, પણ એક યા બીજા કારણે તેઓ યુદ્ધ મેદાન છોડી ગયા તેથી તેમના માટે તો ફક્ત અપજશ રહ્યો ' સુલતાન મુઝફરને મરતાં ન આવડયું અને છેલ્લે આપઘાત કરી મરણ પામ્યો હતો. જાણીતા ઈતિહાસકાર શ્રી શંભુપ્રસાદ દેશાઈ લખે છે કે ભલા-ભલાની છાતી ભીંસી નાખે તેવી શાહી સેના સામે અજાજી વીરગતિ પામી અમર થઈ ગયા છે. મહારાણા પ્રતાપના સૈન્યે હલદીઘાટી (ખમનોર)માં મહાયુદ્ધ કરેલ ત્યારે ચારણ કવિ માલા સાંદુ 'રંભરથ' ચડયો હતો. તે રીતે ગોપાળદાસ "રંભરથ" ચડી સ્વર્ગે સીધાવ્યા હતા.

---


સંદર્ભ સૂચિ.

(૧) મુહતા નૈણસીની ખ્યાત-સંપાદક બદરી પ્રસાદ સાકરિયા

(૨) સૌરાષ્ટ્રનો ઈતિસાસ-શંભુપ્રસાદ હ. દેશાઈ

(૩) વિભા વિલાસ-સંપાદક વજા મહેડુ

(૪) અકબરનામા ભાગ ૩ જો-અબુલ્ફઝલ (અંગ્રેજી ભાષાંતર)

(૫) ભૂચર મોરીનું યુદ્ધ-લેખક ડૉ. રમેશભાઈ પરીખ ('પથિક' જુન-ઓગષ્ટ ૧૯૭૪)


*

અજમલિયો અલંગે, લાયો લાખાસર ધણી;
દંતૂશળ પગ દે, અંબાડી અણીએ હણી.
નાગડા જે ભીમ કધડા, તારો ધડ એવડ ધડે;
જોયો જેસાણા, તને કાબુલીએ ઊભો કરી.

ડાયો જેસો ને નાગડો, મહેરામણ દુલ ભાણ;
અજમલ ભેળા આવટે, પાંચેય જોધ પ્રમાણ.
હુતી તે અળગી કરી, ખેલ સમાય ખળા;
કંઠ કેહરી તણા, ત્રોડી સાકરી શત્રસાલઉત.

# બારોટના ચોપડામાં પાળિયાની નોંધ

બારોટ શંભુદાન સામજીભાઈ

ખાંભી અને પાળિયાનું સર્વેક્ષણ અને સંશોધન કરનારાઓ માટે તો તેમણે જેટલો પ્રદેશ નક્કી કર્યો હોય તેટલા પ્રદેશના એકેએક પાળિયાનો સર્વાંગી અભ્યાસ કરવો જ રહે છે. પણ કાળના વહેવા સાથે કેટલાક પાળિયા ઊપડી ગયા છે, નષ્ટ થઈ ગયા છે. અથવા તો કેટલાક પાળિયાની વાચના ઘસાઈ ભૂસાઈ કે ખવાઇ ગઈ હોય છે. કેટલીક ટોચાઈ પણ ગઈ હોય છે. ત્યારે આવી વાચના કેટલાક બારોટોના ચોપડાઓમાં અકબંધ જળવાઈ રહી હોય છે. એટલે જે પાળિયા ઊપડી ગયા હોય કે જેની વાચના ઊકલે તેવી ન હોય અથવા કોતરેલી ન હોય તેને માટે અને જે વાચના ઊકલે એવી હોય તેને સરખાવી જોવા માટે બારોટોના ચોપડા એ સર્વોત્તમ સાધન છે. સરખામણી પછી પણ ચકાસણી તો કરવી જ રહે છે. છતાં પાળિયાનું ઐતિહાસિક તત્ત્વ બારોટોના ચોપડાઓમાં જળવાઈ રહ્યું છે એમ શ્રી. શંભુદાનજીના ચોપડામાં ૧૭, ૧૮ અને ૧૯ એમ ત્રણ ત્રણ સૈકાની નોંધાયેલી અને જળવાઈ રહેલી નોંધ ઉપરથી કહી શકાય.

અભ્યાસીઓ માટે દિવસોના પરિશ્રમથી પણ જે પ્રાપ્ય ન થાય તે આ ચોપડાઓમાં સહજ પ્રાપ્ય છે. એકસામટી આટલી વાચના વાંચવા જ ક્યાંથી મળે ? એમાં ઘણા નવા શબ્દ–પ્રયોગો, ઘણી નવી વાતો, ઘણી રૂઢિયો અંગે ઘણું નવું જાણવાનું મળે છે. અહીં તો એમાંથી વાચનાનાં થોડાં પાનાં જ આપી શકાયાં છે. પણ અભિલેખોના અભ્યાસીઓ માટે આ એક નવી દિશા ઊઘડે છે. **– સંપાદક**

## કચ્છ–કોકલીયા

સંવત ૧૭૭૨ના વરખે ફાગણ વદ ૧૧ ને ગરૂવારના શાહ મેઘણ નરશીઆણીની ભારજા સોના : પોતરા ખીમા વાસે સતી થઈ છે. વાસે કાનઈએ દાદીવાસે દેરી ચર્ણાવીને ભરયો કીવો છે. ધાન કરશી સાડા ત્રણ, ગોળ મણ પાંત્રીસ, ગરત મણ (૭૦) સીત્તેર, ખેઠાં નાત પોતાની જમાડી પરયા ગતિને ભેંશ તથા પાઘડી તથા ગાય તયા ધાન કળશી અડધો દાન દીધું છે.

સંવત ૧૭૭૪ વરખે વૈશાખ પ્રવર્ત મહારાજશ્રી ગોડજી વિજયશરા ગામ શ્રી કોકલીઆ વૈશાખ માસે શુકલ પક્ષે તિથિ ૧૩ ઓશવાળ ગોશર ગોત્રે શાહ ઉગમદેવ શવાણી રામચરણ પામ્યા છે. બાઈ જેતઈએ સાગવન લીધો છે.

સંવત ૧૭૯૪ કોકલીઆ માંહે શ્રીપાંચ ઓશવાળ હરભમ વાશે દેવઈ સતિ થઈ છે. નુજે ગોશર ઉપર દેરી ચણાવી ભરયો કીધો છે.

સંવત ૧૮૦૫ના વરખે જેઠ વદ ૩ના જાડેજા મોડ શ્રી પાંચ હજરજી વાસે માતા શ્રી કુંવરબાઈ સતી થયા છે. (કોકલીઆ)

સંવત ૧૮૪૨ વરખે પોષ વદ ૩ને શનીવાર રાજગોર પ્રેમજી ઉપરે માતા સતી થઈ છે, તેની દેરી સંવત ૧૮૫૪ના કારતક શુદ ૧૦ની કરી છે. (કોકલીઆ)

સંવત ૧૮૫૦ના વરખે શ્રી માગ પછે શાહ મેર શવરાજ શરધન થયા (કોકલીઆ)

સંવત ૧૮૧૫ ભાદરવા શુદ ૧ દને મોડ શ્રી આમરજી વાસે માતુશ્રી ગાંગબાઈ માતાએ શાગવન લીધો છે. (કોકલીઆ)

સંવત ૧૮૩૬ શ્રાવણ માસે કૃષ્ણે પક્ષે ૨ બૂધે મોડજી વિશાજી આણી શરવીર થયા છે જાડેજા

તેજમાલજીને કામ આવ્યા છે. (કોકલીઆ)

સંવત ૧૮૩૬ના વરખે આસો શુદ ૬ની સરખોડી છે. સોઢા તેજાજી પંચાણજીની છે. (કોકલીઆ)

સંવત ૧૮૩૬ વરખે આષો શુદ ૬ની સર ખોડી છે સોઢા આશાજી લાખીયારજીઆણી (કોકલીઆ)

## કચ્છ–નારણપુર

સંવત ૧૮૩૩ વરખે કારતક વદ ૫ ને શુક્રવાર શાહ પતરામલ સુત ઊગમ ઉપર માતાજીએ શાગવન લીધો છે. (નારાણપૂર)

સંવત ૧૮૨૬ વરખે ફાગણ વદ ૫ શાહ દેશર વાઘાણી વાસે માકબાઇએ સાગવન લીધો છે. (નારાણપૂર)

સંવત ૧૮૮૨ના જાડેજા શ્રી દાજી રૂપસંગજી રામચરણ પામ્યા તેનો પાળિયો નારાણપૂરમાં પૂર્વ દિશામાં છે.

સંવત ૧૮૫૮માં ભાટિયા ઠક્કર ભીમજી મૂલજીએ નારાણપૂરના તળાવનો આરો (પાળ) અને પગથીયા બંધાવીઆ છે.

## કચ્છ–રાયધણઝર

સંવત ૧૮૦૭ના વરખે અષાડ વદ ૯ શા મેઘા તાલાણી હરિ ચરણ પામ્યા છે વાસે બાઈ મેઘઈએ સાગવન લીધો છે. (રાયધણઝર)

સંવત ૧૭૨૬ના વૈશાખ શુદ ૩ સોમવાશરે રાવશ્રી શ્રી જાડેજા રાશંધજી વજેરાજજી ગડાગરા ગોત્ર સાસંગ સાગરે શ્રી નારાયણ સરોવરે સદેહે સાગવન લઈ રામચરણ પામ્યા છે. સત વાતમાં સાગવન લીધો છે. (રાયધણઝર)

સંવત ૧૭૪૨ના શ્રાવણ વદ ૫ આદ ગાંધી વંશ ગડા શાહ પદમશી હરિચરણ પામ્યા છે. વાંસે બાઈ હેમા પતિવાસે સાગવન લીધો છે. શાહ પોનરાજ શાહ તેજપાર, શાહ કાના, શાહ હરશી, ડાયણ કીધો છે. રાવશ્રી રાયધણજીની વારમાં ગજધર શાહ મેઘ તસ્ય પુત્ર ગોપાલજી દહેરી સંપૂર્ણ કીધી છે. સવંત ૧૭૪૭ શ્રાવણ વદ ૯ શાહ કાના શાહ દહેરી કીધી છે. આશા મેઘનાથ (રાયધણઝર)

(આ ગામ નાથ બાવાઓને આપેલ જેથી આશા મેઘનાથ લખેલ છે. સમજવા પૂરતું)

સંવત ૧૮૫૯ના ભાદરવા વદ ૧૨ને ૨ વે ઉ.ના સુમરા સવા રાણાણીએ સુથરીની તકરારમાં ઘોડા શીખે ૨૧ વરસની ઉંમરે કામ આવ્યો છે. (કચ્છ અબડાશા)

શાયરા ગામથી દખણાદા સુથરીના મારગે પાવરીઓ છે. (કચ્છ–શાયરા)

## કચ્છ–મંજલરેલડીયા

સંવત ૧૭૯૪ના વરસે આસુ સુદ ૧૪ને સોમે દીકરો પધા, વાસે પિતા પત્નીએ શાગવન લીધો છે. નુખે "ડાધા દશાઓશવાડ મંજલરેલડીઆ ગામથી ઉગમણા મોરી (ટેકરી) માથે પારીઓ છે.

સંવત ૧૭૮૪ના વરસે આસો શુદ ૮ ને આડતાર (રવિવાર) સવારના શા કેલણ સુત શા મેગની કેલણાણી વાસે બાહી દેવહી કેલણ સાગવન લીધો છે. શ્રી જીઆજી કુવર શ્રી ૫ નોગાજીની વારે (સંવત ૧૯૯૬ની શાલમા આવંરહો (કંપાઉડ) મા સતિના કુળ (કુટુંબી) ભાઈ નથુ નરશીએ બંધાવ્યો છે. ખરચ કોરી ૪૦૦ આશરે થયો છે, હસ્તે શા નેણશી આણંદ મંજલ.

સંવત ૧૮૭૪ના વરસે સાકે ૧૭૨૦ના કારતક વદ ૮ શા. જેઠા તસ સુત દેશર શરગ દવાર પોચ્યો છે. તરા ભારજા બાહી હાંશબાઈ સતિ થહી છે. (કચ્છ મંજલરેલડીઆ)

## કચ્છ–કોટડી

સંવત ૧૮૯૮ના વરસે જેઠ શુદ ૮ ને ઝરેઉના નારાણજી રાજગોર રવજી કલ્યાણાણી રામચરણ પામ્યા છે. તે વાસે બાઇ નાથીબાઈએ સાગવન લીધો

છે. ગામ શ્રી મહાદેવપુરી (કોટડી કચ્છ.)

સંવત ૧૮૮૪ના ભાદરવા વદ ૧૩ વાર ભોમે રાજગોર સોજપાલ રણુશી આણ્ણી શ્રી રણુછોડજી શુરધન થયા છે. (કોટડી મહાદેવપુરી)

સંવત ૧૮૦૧ના શ્રાવણુ શુદ સાતમે શાહ કરમણુ વાસે માતા ધનબાઈ સતી થયા છે. (કોટડી મહાદેવપુરી-કચ્છ.)

સંવત ૧૮૩૭ વરસે પોષ વદ ૮ શુકરેના શાહા દેશળ ધારશી વાસે ભારજા કુંવરબાઇએ સાગવન લીધો છે. (કચ્છ–કોટડી મહાદેવપુરી)

સંવત ૧૮૧૧ વરસે જેઠ શુદ ૪ શુક્રવારે ભાઈ લખમણુ પાચાણી વાસે સુભારજા પદમાબાઈએ શાગવન લીધો છે. (કચ્છ–કોટડી મહાદેવપુરી)

સંવત ૧૮૨૩ના વરસે ફાગણુ વદ ૧૨ દિને શ્રી કોટડી મધે માલે મુળા સુળા ભેગા લાડુબાઈ શાગવન લીધો છે. વાંસે શાહ દેશર તેની છતરડી સંવત ૧૯૩૪ના માગશર શુદમાં કીધી છે. (કચ્છ કોટડી-મહાદેવપુરી)

સંવત ૧૮૩૩ના શાકે ૧૬૯૮ પ્રવર્તમાન બાઈ કમઈ દીકરા કેડે સાગવન લીધો છે. વૈશાખ વદ ૩ની સર (પાળીયો) ખોડી છે. શાહ નાગપાલ દેધરાણીએ પાળીયો ચણાવ્યો છે. (કચ્છ કોટડી-મહાદેવપુરી)

સંવત ૧૭૭૦ના વરસે (ઉત્તમ માસે) અષાડ માસે કૃષ્ણ પક્ષે ૭ સોમવારે બાઇ ળુધી દીકરા સાથે સાગવન લીધો છે. શાહ પુનરાજ સાથે પાળીયો છે. (કચ્છ કોટડી મધે)

## કચ્છ–ભોજાય

સંવત ૧૭૭૨ વરષે મહા વદ ૧૩ દિને મણુશીની ભારજા બાઈ જીવી ભત્રીજા કરમશી ઉપર સતિ થઈ છે. સંવત ૧૮૦૧ના મહા વદ ૯ ને બુધનો પાળીયો ખોડયો છે. (કચ્છ–ભોજાય)

સંવત ૧૭૨૩ના વરસે પોષ વદ ૦)) (અમાસ) સોમવારે બાઈ હીરાંદે સાતધારા સાથે સાગવન લીધો છે. તેનો પાળીયો કચ્છ–ભોજાયમાં છે.

સંવત ૧૬૮૮ વરખે શ્રાવણુ વદ ૫ ને દને માતા કામલ પોત્રા ઉમળશી સાથે સતી થઈ છે. (કચ્છ–ભોજાય)

સંવત ૧૭૫૯ વરખે અષાઢ શુદ ૩ બાઈ ગોમતી ગામ બીંસરામાં દીકરો સ્વર્ગી થયો તે ઉપર સત લીધો છે. તેનો પાળીયો ભોજાય ગામમાં છે.

સંવત ૧૬૦૦ વરખે ચૈત્ર સુદ ૭ શાહ જાગા મણુશી પોત્રા સાથે બાઈ હાંસઈ સાગવન લીધો છે. ભોજાય ગામમાં

સંવત ૧૭૯૦ વરખે વૈશાખ સુદ ગાલા ગોત્રનો શાહ મેરગ સાથે નામલબાઈ એ સાગવન લીધો છે. ભોજાય ગામમાં

સંવત ૧૮૧૬ વરખે ચૈત્ર વદ ૯ બુધે શાહ ખેતશી રણુશુર થયો છે. કચ્છ ભોજાય.

સંવત ૧૭૫૬ વરખે અષાઢ વદ ૨ દને બાઈ પોતીએ સાગવાન લીધો છે. કચ્છ–ભોજાય.

સંવત ૧૭૪૯ વરખે વૈશાખ વદ ૧૧ દને લખીયાજી રામશરણુ થયા તે સાથે માતા નાઈ પોત્રા સાથે સાગવન લીધો છે કચ્છ–ભોજાય.

સંવત ૧૭૦૧ વરખે પોષ સુદ ૪ દને મોજે ભોજાય મધે બ્રાહ્મણુ કારાશુરી પુરસા (શુરેપુરો) થયા રાવશ્રી ભોજરાજજીની વાર મધે (કચ્છ–ભોજાય)

## કચ્છ–ગોધરા

સંવત ૧૭૧૦ વરખે પોષ સુદ ૧૧ સોમેતુ કચ્છદેશ રાવશ્રી ખેંગારની વારમાં ભાણુશાલી (ભાનુશાળી) સાખે કટારમલ પુંજા લખીયાણી સતો થયો છે. તેનો પાળીયો ભણુશારી ખીમાણુંદે મંડાવ્યો છે.

સંવત ૧૭૪૭ જેઠ વદ ૧૪ કચ્છ દેશે રાવશ્રી રાયધણુજી વિજયરાજે મહેસરી (વાણીયા) લખમીદાસ સુત મહીયો હરીચરણુ પામ્યા છે. તે સાથે ભારેઆ

હરબાઈ નામે સહગમન કીધો તે ઉપરે ભાઈ માંડણે દેરી કરાવી ગજધર લધુજી વીરરીતે કચ્છ—ગોધરો.

સંવત ૧૭૪૭ વરખે જેઠ વદ ૧૪ દીને મહેશરી લખમીદાસસુત મહીયા હરીચરણ પામ્યા છે. તે સાથે ભોજાય ઉમા સતી થઈ છે. કચ્છ-ગોધરો.

શ્રી ગણેશાયનમાઃ સંવત ૧૭૫૫ આશો સુદ ૨ દને લખમીદાસ સુત જેસા વાંસે દાહીબાઈ સાગવન લીધો છે કચ્છ—ગોધરો

સંવત ૧૭૬૦ વરખે જેઠ સુદ ૫ દને કટારમલ પોત્રા ઉપરે બાઈ ઓખા પોત્રા ઉપરે સતી થઈ છે. રાવશ્રી પ્રાગજીની વારમાં તે ઉપરે દીકરે મેઘ ભકારાએ પાળીયો ખોડાવ્યો છે. સલાટ ભવાન રાજા (ગામ ગોધરો)

ઉપરના પાળીયા ગામ ગોધ્રાના પશ્ચિમે છે.

સંવત ૧૭૩૦ ના વરખે ભાદરવા વદ ૪ દને કચ્છદેશ ગોધરાગામે "રાયધણજી વિજયરાજ તે" ભણુસાલી જ્ઞાતિમાં કટારમલ ગોત્રે ભણશાલી હમીર સુત માલા હરીચરણ પામ્યા તત ભારીયા જોઈસર ગોત્રે ભણુસાલી શેઠ રણમલ પુત્રી બાઈ સભાઈ પતી સહગમન કીયો છે. (ગામ—ગોધરો) વાંસે સવંત ૧૭-૪૭ વરખે વૈશાખ સુદ ૩ ગુરૂવાર ભણુસાળી પારપ્યાએ દહેરી કરાવી છે- ગજધર લધુજી કનકક્ષતા.

સંવત ૧૭૬૯ વરખે જેઠ શુદ ૭ દને કચ્છદેશ ગોધરા ગામે રાવશ્રી પ્રાગજીથી વારમાં દીકરા ઉપર સતી થઈ ગોત્રગજરી નાગાજળ મનજીઆણીની દીકરી ખેતબાઈ દીકરા ઉપર સતી થઈ છે. સંવત ૧૭૭૯ ના દીકરે સવશી દહેરી કરી પાળ કીધી છે. દસ્તક દેશર મોરાર. કચ્છ ગામ ગોધો (ગોધરા)

## સૌરાષ્ટ્ર

સંવત ૧૭૨૬ ના વરખે ફાગણ વદ ૧૦ ને શોમવાર દને જાડેજા હોથીજી મહેરામણજી શાથે બાહી ઊરૂવાઃ વાએ સાગવન લીધો છે શ્રી.શ્રી શ્રી. રોઘેલ.

સંવત ૧૭૬૨ ના વરખે માગસર સુદ ૧૧ ને ગુરૂવારના જાડેજા તમાચીજીસુત જાડેજા અદેશંગજી. ખજુડા ગામ ભેલાતા ગાયુનીવારે શંગ્રામે હરીસરણ થયા છે એનો પારીઓ બેશાડયો છે (સૌરાષ્ટ્ર કંડોરડા-તાલુકે ગામ રોઘેલ)

સંવત ૧૭૭૦ ના વરષે શ્રાવણ સુદ ૪ દને જાડેજા કાકોભાસુત આમરજી ગામ રોઘેલ ભેલાતા (લુટાતાં) રણસંગ્રામ કામ આવઆ (રોઘેલ)

સંવત ૧૭૭૦ ના વરષે માગસર વદ ૪ દીને ગોહિલ આમરજી ગામ રોઘેલ ભેલાતા કામ આવેઆ છે (રોઘેલ)

સંવત ૧૭૮૯ ના વરષે ફાગણ વદ ૫ ને વાર ભ્રેસપત પ્રાગજીસુત અપેસંગભા આમરજી પાધરીઆ ભેલાતાં ભાલે મરાણા છે. (કડોરડાતાલે પાધરીયા)

સવંત ૧૭૯૨ ના વરષે અસાડ વદ ૪ રવેઉ-ના રાજગર મનજી પાછડ રાજબાઈ સતિ થયા પાધરીઆ

સંવત ૧૮૬૨ ના વરષે ભાદરવા વદ ૯ ને વાર ભ્રેસપતના રાઠોડ જેસંગજી કામ આવ્યા છે ગામ સનાડા ભેલાતાં – (પાધરીઆ ગામથી અતરાદા પટેલની વાડીમા પારીઆ છે)

સંવત ૧૮૨૪ ના વરષે કારતક વદ ૭ દને રવારી લુણો મરાણો છે કાઠીનાધાડા મધે મામલે મરાણો – આમરણ પાસે પડાણા ગામે તળાવની પારે પારીઓ છે (ત્યાના માણુશોના કંઠે આ પ્રમાણે દોહો છે

પડધરીએ પાડા વઢે : વઢે કાકુને જામ
પડાણે વઢે લુંણીઓઃ જેણેનવખખંડ રાખ્યાનામ

સંવત ૧૮૨૮ ના વરષે કારતકસુદ ૧૧ ને ગરેઉના જાડેજા કાનારાય ધણજી ગામ ભેલાતા કામ આવેઆ

સંવત ૧૮૨૮ ના વરષે કારતક સુદ ૧૧ ને ગરેઉના જાડેજાકાના મોડજીનો પારીઓ છે. ગામ ભેલાતા કામઆવેઆ -(આ બને પારીઆ ગામથી

અતરાદા પટેલની વાડીમાં છે.)

શ્રી ગણેશાયનમાઃ સવંત ૧૮૩૦ ના વરખે કારતક સુદ ૧૦ ના ભારાણી ભાણજી (ના-ઓણજી) સવાજીના સુત તે સંગ્રામે કામ આવેઆ વાસેભાઈ પ્રાગજી તથા તમાચીજીએ ગામ સેઢાખાઈની નદીના આથમણા કાંઠે પારી ખોડેઆ છે) સેઢાખાઇ મધે કામ આવેઆ અત્ર સાંખ સુરજની — (ભાણવડ તાબેશેઢાખાઈ)

સંવત ૧૮૪૬ ના વરખે માગશરવદ ૧ કાના-જાડેજા મેરૂજી ગાયની વારે મરાણા છે, — પારીઓ-શાતુદડ છે

સવંત ૧૮૫૩ ના વરષે મહાસુદ ૧ ના કાનાજાડેજા મેરૂજી ગાયની વારે મરાણા છે ગા જુનાગઢજાતા વારી છે પારીઓ શાતુદડ છે

સવંત ૧૮૭૩ ના વરખે મહાવદ ૧૪ વાર શુકરેના જડેજા રાઉગોવીંદજી જખરાજી આણીના પારીઓ છે જામખંભાલીયા તાબેવડતરા

સંવત ૧૮૭૩ ના વરખે મહાવદ ૧૪ ને વાર શુકરેના જાડેજા રાઉ જખરાજીપનાની આણીના પારીઓ છે વડતરા

સંવત ૧૮૭૩ ના વરખે મહાવદ ૧૪ ને વાર શુકરે ના જાડેજા રાઉ અભેરાજજી વાઘજી આણીના પાવરીઓ બેસાડયો છે. વાઘેરથી મામલો કીધો.

(એક પારીઆમાં વાઘેરથી મામલો વંચાય છે પણ ત્રણે પારીઆ એટલે એકતો બાપ દીકરો તથા ત્રીજો કુટુમ્બી છે તે એકજ દીવશે કામ આવેઆ છે તો ત્રણે વાઘેરના સામે કામ આવ્યા હશે એમ લાગે છે)
વડતરા

સંવત ૧૬૮૧ વરખે ફાગણ વદ ૮ ને ભોમે. કરગીઆ પરવત જગાણી કરગીઆ હસથલ જાતાવાકડી મારગે કામ આવેઆ છે ગઢકા

સંવત ૧૬૫૮ વરખે સા. માસે પ્રર્વતમાનેઃ રવિ ઉતરાયણે ગ્રીષમ માસે જેઠ માસે વિદ ૬ રવૈઃ નધરા લાગરા ગ્રાના ધીલવાડી ગઢકા

સંવત ૧૬૯૬ વરખે ફાગણવદ'' નાહાલાજી જેહાજી ગઢકાગામે દેહાંત પામેઆ છે. તેનો પારીઓ ઉભો કીધો છે ગઢકા ઉગમણા પાધરે

સંવત ૧૭૨૫ ના વરખે ચૈત્ર સુદ ૧૧ ને શુક્રવાર દને દેપલીઆ સવદાસ વેજાણંદનો દીવારો શરગીથીઓ છે તા. નગડીઆ પાસે કાઠીસો મામલોથીઓ ગઢકા પાવરીઓ છે.

સંવત ૧૭૫૮ નાવરખેવૈસાખ વદ ૦)) ગરવારે લુહાર જાના સતિથાહી છે લુહાર ચ્રાથાડમીરાણી મલા સતિ થઈ છે સાખ શ્રી સુરજ દેવાત નામા છે ગઢકા પૂર્વ પાધરે

સંવત ૧૭૬૮ ના વરખે આસુ સુદ ૧૪ ને ગુરૂવાર પારસીઆત દેપલીઆ કામ આવેઆ છે ગાયની વારે મરાણા છે મોતેમીઆણાનાપાર પાછે ચડયા પાવરીઓ ગઢકા

સંવત ૧૭૦૪ વરખે માગસર સુદ ૫ડવે જાડેજા શ્રી. ખીમકરણજી ત્રપોરના ગાય લીધી તેની વાસે વાઢેલથી મામલો થયો દેવાત પામેઆ છે ગઢકા પારીઓ છે.

આ બધા પાવરીઆ એકહારમા ગઢકા (ડુંગરાણી ખંભાલીયા) તાલુકે જાડેજા કવરજીબાપુની વિશાલ છતેડી પાશે છે. નાગરા-લાગરા-આ સાખો ઓખાના વાઘેરમા અત્યારે પણ છે.

સંવત ૧૭૦૪ વરખે માગસરવદ ૪ વાર શુક્ર સોઢા. અવજીકામ આવેઆનો પાવરીઓ બેશાડયો છે
(વીશોત્રી કવર)

સંવત ૧૭૮૮ ના વરખે ફાગણ સુદ ૧૨ રવિવાર પેથારાજજીપંચાણજીઆણી હરીસરણ પામેઆ છે જેનો પારીઓ ઉભો છે. વીશોત્રી

સંવત ૧૭૬૨ ના વરખે અસાડ સુદ ૩ ને શુક્રવાર ચાવર ખીમકરણજી પેથારાજજી હરીસરણ પામેઆ છે ગાની વારે. પારીઓ વીશોત્રીમા છે.

સંવત ૧૭૭૮ના ફાગણ સુદ ૧૨ ને દાડે કવર જોધાજી પંચાણજીઆંણી હરીસરણ પામેઆ છે ગાયની-વારે વીશોત્રી

સંવત ૧૭૦૮ વરષે ચૈત્ર સુદ ૨ જાડેજાજસાજી રામસરણ પામેઆ છે વીસોયી પારીઓ છે.

શ્રી ગણેસાય નમા : શ્રી સારદાય નમા : ષરીશ્રી ૫ મુલચંદજેના સુતમોનજી તેના સુતહંસરાજ તેજસી સંવત ૧૯૪૦ના માગસર વદ ૧૪નું નવાપારીઆ ઉપર દેરી કરી વાસ્તુ કર્યું વીસોત્રીના ગોદરે પૂર્વમા (જુના-પારીઆના અક્ષરો ઉકલતા નથી)

સંવત ૧૭૨૨ વરષે ૨ વૈસાખવદ ૧૧ વાલાચ હમીરજી રામસરણ પામેઆ છે જેનો પારીઓ ત્રધરી દેવરીઆના પાધરે છે.

સંવત ૧૭૨૨ના વરષે કારતક સુદ ૩ દને વાલાચ ગજણજી રામચરણ પામેઆ દેવરીઆ પારીઓ છે

સંવત ૧૬૦૨ વરષે અસાઢ વદ ૧૧ નુ પાલહી સતિથહી છે પારીઓ દેવરીઆ છે.

સંવત ૧૭૬૫ના વરષે વૈસાષ વદ ૨ ને ગરેજ કવર માલજી રામસંગ સરગીથીઆ જાન લુટાતા ચાપાનુ ગામ

સંવત ૧૭૬૫ વરષે વૈસાષ વદ ૨ ને ગરેજ કવર રામસંગ રામસરણ થયો જાન મખનની લુટાતા (આ બને બાપ દીકરાના પારીઆ છે કબર બાડેબાની સામી છે.

શ્રી ગણેસાયનમા: સંવત ૧૬૪૨ વરષે શ્રાવણ વદ ૧૪ વાર કવર

શા રણમલનીજાનલુટાતાકમ આવે છે ચાપનુ ગામ ચાપાનાગામ

શ. દપણાપારીઆ છે (તાલુકાજામનગર)

સંવત ૧૯૩૪ હમીરજી તથા હાલાજી દાજીઆણીનો પાવરીઓ નોધાજીએ ષોડીઓ પડાણા

સંવત ૧૭ વરષે માગસર સુદ ૨ સામાજી-નો પાવરીઓ ચાપાનુંગામ

સંવત ૧૮૪૮ અડતાલ વરષે ચૈત્ર સુદ ૨ દને ગામ રાશંગપર મહાસતિ પાચકી સાગવન લીધો છે દીકરાં લષમણ ઉપરે સાગવન લીધો છે શાલાડણ પાવરીઓ માઢેઓ ગામ ધ્રુણીયા (સેવક)

શ્રી ગણેસાય નમા: હરણીઆ કેવરાણી રાઠોડ રાશંગપરવાલા ધીરણજી હરણીઆં સાથે જેસંગ ૧૮૪૮ અડતાડ વરષે ચૈત્ર સુદ ૨ દને રામચરણ પામેઆ છે - રાશંગપર

સંવત ૧૬૯૨ બાણુઆં વરષે અસાડ વીજ ભારમલ ઉપર દેમહીસતિ થહી છે—શેવકધ્રુણીઆપારીઓછે

સંવત ૧૮૮૭ વરષે ફાગણવદ ૮ ભોમેજાડેજા હાલાશ્રી હરધોરડ દેવાતણ પામેઆ છે જેનો પારીઓ ગઢકા છે

સંવત ૧૮૮૭ વરષે ફાગણવદ ૮ ભોમવાર જાડેજા હાલા શ્રી. રાએવજી દેવાતણ પામેઆ પારીઓ ગઢકા છે

સંવત ૧૭૯૬ ના માગસરા સુદ ૯ દને મોડ વીમીજી નો દીકરો મેરામણજી નો પારીઓ છે ગામમોડા

સંવત ૧૭૯૭ વરષે માગશર શુદ ૧૪ દને પાવરીઓ માઢેઓ છે ગામમોડા

સંવત ૧૯૯૬ વરષે શ્રાવણ વદ ૮ ગુરવાર મોડ નાથાજી સુતજસોજી ધા આવેઆ છે કુમાર અજાજી સાથે ભુચરમોરીમા કામ આવેઆ તેનો પારીઓ મોડા મા શ્રાવણ વદ ૯ ને શુક્રવારનો પાવરીઓ ઉભો કીધો છે

સંવત ૧૭૨૯ નરષે વૈસાષ સુદ ૨ દને ભટ શિવજી સુતભટ મહાદેવ હરીચરણ પામેઆ છે વાસેવાહી હાસડી સાગવન લીધો છે સુભમભવત્ કલયાણ મોડા ગામે પારીઓ છે (જાજનગર પાશે)

૭૦।। શ્રી ગણેશાય નમા ૭૦।।૦ સંવત ૧૮૩૦ વરષે જેઠવદ ૯ ને સોમે હાપાકલાની હરી

ચેરણુ પાયેઆ છે તેનો પારીઓ અસાડ સુદ ૫ ને ગુરુ વારે બેઠેઓ છે ટોડા થી અતરાદુ વડલા નીચે

સંવત ૧૭૦૫ વરખે કારતક સુદ ૧ જેહાધાકા જી કામ આવેઆ પારીઓ ઝાખર છે

સવંત ૧૭૮૫ વરખે. ફાગણસુદ ૧૦ ને શવેઉ જેહા ખેંગારજી કામ આવેઆ ઝાંખર પારીઓ છે

સંવત ૧૭૨૫ વરખે પોસ સુદ ૧૧ને સાષેતા. રાજાણી સરગીથેઓ ઝાંખર

સંવત ૧૭૮૫ ના વરખે ભાદરવા વદ ૩ રવે હિમહાડે જીડા રાધાજી સુત આમરજીએ જીહાન જોતા ઘાણ ત્થા પ્રજહા આમરતા કામ આવેઆ છે. પારીઓ ઝાષર છે (ગામ લુટાતા)

દેસ કચ્છ રાજ્ય ભુજનગરના મરહુમ મહારાજાધિરાજ મીરજા મહારોઓશ્રીના સુંદર છત્તોરડીઓમાં આરસના પારીઆ છે. હમીર સાગરની પસ્ચીમ ત્થા પથરના છે તે અક્ષરેઅક્ષર નીચે પ્રમાણે છે.

શ્રી ગણેશાય નમઃ વીક્રમાર્ક સમ્યાત સંવત ૧૮૮૩ના શાકે ૧૭૪૮ના પ્રસવેદાકરણ દક્ષિણાયન શરદ રતુ. કારતિક માસે સુકલ પક્ષે રવિવાશરે રાવશ્રી ભારમલજી દેવ થયા.

સ્વસતશ્રી સંવત ૧૮૩૫ શાકે ૧૭૦૪ પ્રવર્તમાને ગર્વ. ઉતરાયણે ગતે શ્રી સૂર્ય વૈશાષ માસે, કષ્ણુપક્ષે ૧૧ વુંવવાશરે કચ્છ દેશ ભુજનગર મધ્યે મહારાવશ્રી ૭ રાયધણજી વિજયરાજે મહારાવશ્રી ગોડજી સંવત ૧૮૨૫ શ્રાવણુ સુદી ૧૧ સોમેના દેવલોક થયા. તે કેડે ભાટીઆણી વાહી મલુકવાહી માતા નામ સતિ થયા છે તેની દેરી ધણીભાવેજુ કીધી છે. ગજધર મેલો ત્થા કુભાર મેપે સંમપુરણ દેરી કીધી છે. કચ્છ ભુજ હમીરાસર તલાવની પસ્ચીમે છત્રેડી છે.

સંવત ૧૮૯૨ના વરષે સાકે ૧૭૫૭ ઉતરાયણે ફાગણ સુદ ૬ને વુધવાશરે દેદાશ્રી બેગારજી સુત ઉતવજી તતસુત મોહડજીં સુત ભોજરાજ દેવલોક થયા વાસે વાઘેલી રુંપાલીવા સતિ થયા સંવત ૧૮૯૩ના માઘ સુદ ૧૩ના ગજધરકુભાર જીવા પરવતાણીએ છત્રેડી ચુણાવી કચ્છ ભુજ તલાવમાં

સંવત ૧૭૪૬ના વરષે ફાગણ વદ ૧૦ ને સોમે સોઢા રાયધણજી જેહાજીઆણી ભીડ ગામે સંગ્રામ કરતા રામચરણ પામેઆ છે. વાસે લાલચાએ પેઢાસી દેરી કરી છે કચ્છ ભુજ તલાવ (પેઢાસી મોટા ઉપર દેરી કરી છે.)

સંવત ૧૬૫૫ના વરષે પોષ શુદ ૭ ને શુભ દીને ભાટ સાખે હંગોરીઆ શ્રી ડાડા ભીમજી

ગામ ભુજપુરમા શાત કટારી શરીરમાં પેરીને શુરાપુરા થયા છે. ગામ શ્રી ભુજપુરની પૂર્વ દિશામાં ડાડા જેસલપીરની જગ્યામા દેરી છે.

સંવત ૧૭૮૭ વરષે સાકે ગીરા નામે સંવત્સરે રવ દક્ષિણાયણે વર્ષા રૃતુમાસોત્તમ શ્રાવણ માસે સુકલ પક્ષે ૯ ને ગુરૂવારે વીસાષા નક્ષત્રે શુકયોગે કૈત્લવકરાણે મહારાજાધિરાજા મીરઝા મહારાઓ શ્રી દેશલજીં સર્વગી થયા સંવત ૧૯૧૮ના અસાડ સુદ ૧૧ના પ્રાગમલજીએ પ્રતિષ્ટા કરી કચ્છ ભુજ તલાવની પારે.

સંવત ૧૯૩૨ના વરષે શાકે ૧૭૯૭ શર્દા દીન સવત્સરે દક્ષિયને હેમતરૃતુ પોષ સુદ ૫ ને શનિ વાર શતભીષા નક્ષત્રે શિદ્ધ યોગે બવકરણે મહારાજા ધિરાજ મિરઝા મહારાઓ શ્રી પ્રાગજી વાહાદુર સર્વગવાસ કીધો સંવત ૧૯૩૬ ના કારતક વદ ૧૨ ને વુધવારે પ્રતિષ્ટા કરી કચ્છ ભુજ તલાવમા

સ્વસત શ્રી મહા પ્રવર્તમાસે સંવત ૧૭૬૫ ના સાકે ૧૬૩૦ ભાદ્રપદ માસે સુકલપક્ષે વદ ૮ સોમવાશરે જાડેજા શ્રી સાહેવજી ગોપાલજી આણી રણ સંગ્રામે કામ આવેઆ વાસેં સંવત ૧૭૮૨ ના વૈસાખ સુદ ૫ ને શોમવારે પારીઓ કીધો કચ્છવાવઠ ની દક્ષીણે

સંવત ૧૭૬૫ ના ભાદરવા સુદ ૮ ને સોમવાસ રે શરવૈયા આસોજી રાઘવજી આણી સાહેવજી સાથે કામ આવેઆ છે કચ્છ બાએઠ

સંવત ૧૭૬૫ ના ભાદરવા સુદ ૮ ને શોમવા-શરે હાલા તેજમાલજી કામ આવેઆ છે—કચ્છ વાંભેઠ

સવંત ૧૭૮૨ વરષે વૈશાષ સુદ ને સોમવાર ભણુશારી. હરભમ ની શર માઢહી છે વાઅઠ

સંવત ૧૭૭૫ વરષે શ્રી શ્રાવણુ સુદ ૧૫ જોસી પેરાજ આશાણી. શુરાતણુ કટાર ડોકમા મારી શરગી થયા કચ્છ વાભેઠ

સંવત ૧૭૮૪ ના વરષે અસાડ શુદ ૧૧ વાર શુકરેમાતા સતી થહી છે કચ્છ વાભેઠ

સંવત ૧૭૬૩ ના વરષે જેઠ સુદ ૧૩ વાર સોમવારને દાડે બાપુ શરેગ્યો ( શલગ્યો ત્રાગુ કીધુ ) વાસે હરષુ વાહીએ સાગવન લીધો છે સાથે સંવત ૧૭૮૦ વરષે અષાડ સુદ ૧૩ ને દાડે દેઅરુ ચણુાવ્યુ છે

કચ્છ વાઅઠ

સંવત ૧૭૯૯ વરષે માગશર સુદ ૯ ને વાર અડતાર ના અટણુદાન મંગા વાસે વાહી અણુસા સાગવન લીધો છે કચ્છવાઅઠ

સંવત ૧૮૦૩ જોષી વલુ સુત પુંજા રામશરણુ પામ્યા છે. તે કેડે માતા ગોમતીએ દીકરા કેડે સાગવન લીધો ગામ શ્રી બાળા મધે માગશર શુદ ૧૦ ને સોમવાર કચ્છ બાળા તેની વાંસે સંવત ૧૮૧૫ વરષે વૈશ.ખ શુદ ૨ ને ભોમે ગામ રામાણીયા મધે શાહ મોમાયા શુત કરમશુ દેરી કીધી છે.

૪૦।।। શ્રી સવંત ૧૮૨૨ વરખે શ્રાવણુ શુદ ૫ ઓશવાળ બાહી જોમઇ સતી થયા છે ભત્રીજા કાના ભાવુક તેના ફલીયા મધે સંવત ૧૮૩૦ ના માગસર શુદ ૧૩ ને રાવ શ્રી પ્રાગમલજીની વારમાં સતી થઇ કચ્છ બારઈ દેરી ચણુાવી

શ્રી ગણેશાયનમાઃ સંવત ૧૭૩૨ વરખે ચૈત્ર માસે કૃષ્ણ પક્ષે ૧૪ દને મહારાવ શ્રી રાયધણુજી વિજયરાજ્યે ગામ શ્રી બારોઇ મધે સોની પરજીયા દેવયા વંશે સોની પદમશી ભીમા સુતો નીંઘલા તસા સુત સોની માંડણુ તસાસુત સોની પદમશી ગામ શ્રી બારોહી સ ધી ધારાભે તે હરી ચરણ પામેઆ તે સાથે લજ્જબંધવ હરઘોળ હરભમ સોની પદમશી સુત તેજમાલે બાંધવ પદમશી ઉપરે દેરી કીધી છે સોની પદમશી સાથે ભાઇ-હરઘોળે સાગવન લીધો છે સંવત ૧૭૩૨ અને દેરી કીધી સંવત ૧૭૩૩ પોષ વદ ૫ કચ્છ બારોઇ થી અતરાદી બાજુ તળાવ પાસે

સંવત ૧૭૫૮ વરખે માઘ માસે શુકલપક્ષે રાવશ્રી પ્રગમલજીની વારમા સોની માડણુ સુત સોની હરઘોળ ભૂત થયા તેના પાળીયો હરભમે બારઇ કીધો-છે.

સંવત ૧૭૨૮ ના માગશર શુદ ૧૨ વોપ્રે ગોરજી અર વિજય ગાએની વારે સરગેગીઆ છે કચ્છ મોટા રતડીયા

સંવત ૧૭૨૭ વરષે અસાડ સુદ ૨ રવએ (ઓ) નાદની રવેડીઆને ચોકી ચારણુબાહી. (ધ) ણુ સતી થઇ છે) ચારણુ—વાલા ભોજા-ભેર સતો થયા. મોટા રતડીયા તળાવની પાસે —કચ્છ

સંવત ૧૭૧૪ વરષે અસાઢ સુદ ૨ ચારણુ દેવાણીને પોરા માલહીને) ગાગા સતિ થહી છે ચારણુ તેના પારીઓ ચારણુનકાઅબા (અબા) એ પોડાવ્યો છે મોટારતડી આ તલાવની પારે કચ્છ

સવંત ૧૭૪૮ વરસે મહાસુદ ૧૧ ને સોમે ચારણુ પાલણુ ની શર મઢાવી છે ચારણુ પેતાએ મોટારતડીયા તલાવપારે કચ્છ

સંવત ૧૭૪૮ વરસે અસાઢ સુદ ૨ પારીઓ છે ચારણુ વાહી વાંધી. દીકરા કેડે સતિ થહી છે. મોટા રતડીઆ

સંવત ૧૭૯૦ ના વવષે અસા ચારણુ વાહી અહરબાહીએ ધારણુા કીધો છે વાસે ) વાહી-સભાહીએ પારીઓ પોડાવેઓ છે રતડીઆ

સંવત ૧૭૪૩ ના વરષે અસાઢ સુદ ૩ વાટી ધુનવાહી ચારણુનો પારીઓ છે મોટારતડીઆ

સંવત ૧૮૨૦ ભાદરવા સુદ ૫ ને ભોમેનું

પડેઆર (આ) સુમરાજી માલાજી આણી રેહાના ઠાકોર શાથે કામ આવેઆ છે મોટારતડીઆ

સંવત ૧૮૬૫ ના અસાડ સુદ ૨ દને જાડેજા શ્રી જેમલજી દરબાર તે કામ આવે છે- મોટારતડીયા

આ પારીઆ છત્રેડી કચ્છ દેશ ગામ શ્રી શેરડીથી દક્ષિણે

સંવત ૧૬૬૯ ની શાલેશા. રતનશી સુરગાણી ગામ શ્રી શેરડી મધે નોખે દેઢીઆને રાઓશ્રી -નીવારે સુરો થયો છે તેનો પારીઓ ના જીર્ણોદ્ધાર સંવત ૧૯૧૬ ના આસુ વદ ૧૪ ને શોમવારનું કીધો છે ગામ શેરડી કચ્છ

સંવત ૧૮૦૭ ના વરશે જેઠ સુદ ૨ ને સોમે ઠા.કોરજી વજપારાણી રણુ સુરો થયો છે હંશરાજ ગોકાણી એદેરી ચણાવી છે રાઆ શ્રી દેશલજીની વાર મા શેરડી

સંવસ ૧૮૨૦ વરખે માધ સુદ ૧૧ નેશુક્રવાર રા એમલ કુરાએ પ્રરણા અનશન-અણુશારો કચ્છી ભાશામાકીઓ છે) કીધુ હતું તે રામશરણુથે ઓ છે શેરડી

સંવત ૧૮૫૩ ના કારતક સુદ ૯ ને ભોમ-વારે મહા સતિ થઈ છે ગોત્ર લોડાઇયા( દશાવાણીયા) પોતાના ધણી વાશેકચ્છનરાડીઆ (અબડાશા) તલાવ-ની પારે પારીઓ છે

સંવત ૧૭૨૦ ના ઠા.મુરજીચરણદાશ પામેઆ વાસે સુબારજ્ઞા હીરબાઇ સતિ થયા છે) કચ્છકોઠડા રેહાવાલા

સંવત ૧૭૭૬ ના ભાદરવા સુદ ૬ ને ગુરૂવાર ના દને શાવલા ગોત્રે શા. પાલણની પુત્રી વાઈ દેમતે. શા. ગણપતવાસે સાગરન લીધો રાઓ શ્રી દેશલજીની વારમાં નવાઈ (હદ) શાભરાઈ મધે શાભરાઇ

સંવત ૧૭૩૫ વરષે ચૈત્ર વદ ૧૧ દને અવડા શ્રી. મેરામણજી વીરાજી. સુત ભાણજી મોડીકર મેવજી સોત સુરાજીસું મામલો મચેઓ. (થયો) આધોહી રાહપે (મારગે) ઠા.જેઆજી તથા રવાજી સાથે ના મામલામાં કામ આવેઆ સાથે સમેજા આધમ કામ આવેઆ વાસેદેરી સુતાર. તેજા સુત રમધેકરી વાગડ-લાકડીઆ

સંવત ૧૭૭૩ ના વરષે. પોસ સુદ ૧૧ દને લોહાણીઆ ભારમલ સુત ખાખણ વાસે કાઠે ચડી, પીંગલ. વીરાની દીકરી. વા શ્રી પરમ વા. દીકરા વાસે કાઠચડી. ભીમાસર ગામે પારીયો લાકડીયા માં છે

સંવત ૧૭૪૬ વરષે ફાગણવદ ૫ દને કુઅર શ્રી લાપાજીના કટકે મારેઓ અવડા કોજાણીને તેનો પારીઓ લખ્યો. દેરાજે. લાકડીઆ વાગડ લાકડીઆ

સંવત ૧૮૧૪ ના વરષે ફાલ્ગુન વદી ૮ ને ભોમવાસરે સાકે ૧૬૮૦ પ્રવર્ત માન્ય ઉત્તરાયણુન સૂર્ય જાડેજા શ્રી હાલાજી સુત હરભમજી દેવ થયા છે તે કેળે બાહી શ્રી સૂરજકુંવરબા સતી થયા છે. (સાભરાઈ)

સંવત ૧૮૧૫ વરષે ફાલ્ગુન વદ ૮ ને ભોમ-વાસરે સાકે ૧૬૮૦ પ્રવર્ત માન્ય ઉત્તરાયન ગતે શ્રી સૂર્ય ઝાલા અરજણ સંગજીના પુત્રી બા શ્રી સૂરજ-કુંવરબા તે જાડેજા શ્રી હરભમજી ઠેકે સતી થયા (સાભરાઈ)

(આબંને સતી- શૂરાના પાળિયા આરસપાણના સુંદર રીતે કંડારેલા છે. ઉપર નકશીદાર છતેડી છે. સાભરાઈથી દક્ષિણ બાજુ. રાઓ શ્રી લખપતજીની વારમાં) કચ્છ શાભરાઈ

સંવત ૧૮૩૬ શ્રાવણ સુદ ૨ રવિવારનું ખવાશ ભાણુનો પાવલીયો બેસાડીયો છે (સાભરાઈ)

સંવત ૧૮૫૫ વરષે ફાલ્ગુન વદ ૧૪ ને ગુરૂ-વાસરે સાકે ૧૭૧૯ પ્રવર્તમાને સાભરાઈનગરે શ્રી સૂર્ય જાડેજા શ્રી શ્રી સાત હરભમજી સુત તે જમાલજી દેવ થયા છે તે કેડેબા શ્રી વદનકુંવરબા સતી થયા છે શ્રી રસભા કલ્યાણ તેદીક શુભ ભવતુ (સાભરાઈ)

# આપણી સંસ્કૃતિનાં અણપ્રીછયાં પ્રતીકો

મૂળુભાઈ પાલિયા

ખાંભી ખોડી ખડખડે અને ખણખણ ઝરે ઇંગાર
પાણા કરે પડકાર ઈ હુવો અમાણા દેશનો

આપણા દેશમાં આજથી ૪૦ કે ૫૦ વર્ષ ઉપર મોટેરાં પોતાનાં બાળકો પાસે "દાદાજીની વાતો" જેમ વાર્તા કરતાં તેમાં કહેતાં કે ફલાણે ઠેકાણે લડાઈ થઈ હતી અને ફલાણે ઠેકાણે ધીંગાણું થયું હતું. એટલે એ જગ્યાએ અસુર સવાર એકલદોકલ નીકળવું તો ધ્યાન રાખવું, મૂંઝાવું નહિ. એ ઠેકાણે રાળકોળ વેળાએ પડ જાગે છે અને મારો મારો દીઓ દીઓ એવા હાકલા અદૃશ્યમાંથી થાય છે અને ખાસ કરી નવા દિવસોમાં એટલે કે દિવાળીના દિવસ આવતાં પહેલાં જેને આપણા દેશમાં નવા દિવસો કહે છે જેમાં પણ ખાસ કાળી ચરતદશીની રાત્રે કે રોળકોળવેળાએ (રૂંજયું વિત્યા વખતે એટલે દીવે વાટયું ચડે તે ટાણે પડ જાગે છે અને હાકલા હોકારાને હાકોટા થાય છે. આને ભૂતાવળ જાગી પણ કહેવાય છે. અને ઘણા ઘણા જૂવાનજોધ માણસો આવી જગ્યાએથી ભડકીને ભરખાઈ ગયા, એવી પણ વાતો થતી. પણ કહે છે કે છપના (દુકાળ) પછી બધી ભૂતાવળું ભાગી ગઈ છે અને હવે આવા કોઇ વહેમ શક જણાતા પણ નથી.

## કહે છે કે રણ જાગે છે

હજી કોઈ કોઈ ગામે સીમ વગડાના વાસી ભોળા ગોવાળીઆ (રબારી–ભરવાડો) વાતો કરે છે કે ભૂચર મોરીનું પડ જાગે છે અને લડાઈના હોકાટા પડકારા થતા હોય એવું ધુંધળું વાતાવરણ રોળકોળ વેળાએ સર્જાય છે. આવી બીજા પણ ઘણાં ક્ષેત્રોની વાત આપણા દેશના દરેક ભાગમાં પ્રચલિત છે. ઉપરાંત શૂરાપૂરાઓને રણક્ષેત્રે તેમનો જીવ જાગી જવાથી ગતિ મળી નથી અને શૂરવીરતાની ઉચ્ચતમ કોટિએ જેમાં શિર પડતાં પણ ધડ લડતાં અને ગાઉના ગાઉ ઝઝૂમે એમ જ આ રણ ક્ષેત્રોમાં એવા આત્માઓ સુક્ષ્મ દેહે આવી રણ જગાવે છે એવી વાતો થતી.

ખરી વાત તો આવા સ્થળે કોઇ જ્ઞાની કે વિજ્ઞાની તો આવી રોળકોળ વેળાએ હોય જ કયાંથી ? હોય માત્ર ભોળૂડા ભરવાડ રબારી કે–વેડવાંના દંગા. એટલે એવાં માણસો વાતો કરે એ કોણ માને અને એનો તાગ પણ કયાંથી લેવાય ? બાકી તો જે હોય તે ખરૂં પણ આજેય આવી જગ્યાઓ ઉપર કોઇ જાણીતો માણસ રાતવાસો કરતો નથી.

આવી જગ્યાઓમાં પ્રસિદ્ધ જગ્યાઓ મારા જાણવા પ્રમાણે ભૂચર મોરીનું રણાંગણ (ધ્રોળનાપાદરે) ભૂતવડ (માંગડાવાળાની ખાંભી પાસે) બૅરડામાં ભાણવડને પાદર, માંગડો ડુંગર, પાંચાળમાં ગઢવાળા ગામનો ઉજ્જડ ગઢ, અને આવી તો અનેક જગ્યાઓ જ્યાં ત્યાં હશે. જે તે તે પ્રદેશના માણસો વર્ણવી શકે.

## અણનમ સાથાંની ૧૨ ખાંભીઉં

હા એક જગ્યા ઝાલાવાડની કોરમાં પાંચાળની કંકુવર્ણી ભોમમાં આંબરડી (રાબાનું) ત્યાં વીશળકી બારી એટલે વીશળ રાબો અને તેના ૧૧ ભેરૂ થઈ ૧૨ જણાએ બાદશાહી ફોજ સામે લડાઈ નોતરેલ. જેમાં લડાઈ થઈ ત્યારે ૧૧ હાજર હતા અને બારમો દીકરીને વળાવવા ગયેલ તે નામે તેજરવ સાખે સોયો જેણે ધીંગાણું વીત્યા પછી આવી ચડતાં અગિયારની સળગતી ચિતા પર ચડી હાથમાં માળા ગ્રહી પોતાના પરમ મિત્રો અને સગાઓની ચેહમાં પોતાનો જીવતા દેહને બાળ્યો જેના દુહો પણ મશહૂર છે કે:-

તેજરેવ તન લીંન હાડાં માથે હોમીઉં;
સોયો મરણ સટે વીશળસું વાચા બંધલ. અર્થ કે :

તેજરવ સોયા (શાખ) એ

પોતાનું તન લઇ સળગતાં મિત્રોનાં હાડ પર હોમ્યું,
કારણ કે – સોયા ચારણે

ચારણ–વીશળ ચખા સાથે મરવાનું કાંડું બાંધેલ હતું

આ પરમ બાર મિત્રો જ્યાં મરાણા અને દેન પડયા ત્યાં ૧૨ ખાંભીઓ અને ડેરી છે જેને 'ચારણવીશળકી બારી' કહે છે. આ ઠેકાણે ગામની કોઇ કોમની વ'વારૂ લાજ કાઢયા વિના હાલે તો ગાંડી થઇ જાય છે એવી વાત પ્રચલિત છે. ઉપરાંત આ ઠેકાણે કોઇ મારતે ઘોડે (દોડાવતો ઘોડાપર) નીકળે તો એની જાનને જોખો થાય છે અને અહિં પણ રોળકે ળ વેળાએ રણ જાગે છે. અને શૂરાઓના હાકલા પડકારા મારો મારો દીઓ દીઓ એવા સંભળાય છે. આવા રણ જાગવાના પ્રસંગો પરથી આ એક દુહો અમર દુહો બન્યો છે જે બોલે છે કે:

ખાંભી ખોડી ખડખડે–
અને ખણખણ ઝરે ઇંગાર;
પાણા કરે પડકાર–
ઈ દુવો અમાણા દેશનો.

આવા આપણા દેશમાં ધર્મના ધીંગાણે કામ આવેલ માણસો રાજા હોય કે રંક પણ તેની સ્મૃતિમાં ખોડેલ ખાંભીઓ જેને પશ્ચિમ દેશના લોકો Memorial Coums કહે છે તે ખાંભીઓ પૂજાય છે. આપણા દેશમાં શ્રી કૃષ્ણના વખતની ખાંભીઓ મોજુદ છે જેને હજારો વર્ષ થયાં.

## ભાલકાની કૃષ્ણની ખાંભી

વેરાવળ બંદરના પાદરમાં ભાલકા તીર્થ શું બતાવે છે? અહિં બીજું કાંઇ નથી, શ્રી કૃષ્ણની ખાંભી જ છે. એની અમર યાદ અહિં હજારો વર્ષથી પડી છે. એ જે પીપળા હેઠે શ્રી કૃષ્ણની ખાંભી છે જે પાછળથી શ્રી કૃષ્ણની મૂર્તિ રૂપે રાખી છે. મારા વડવાની ખાંભી ખોડવા પુરતી જ મારામાં ત્રેવડ હોય છે અને વધુ ત્રેવડ થાય તો એ જગ્યાએ એની પ્રતિમા પણ પધરાવું. તે એ પણ ખાંભીનું સંસ્કૃત સ્વરૂપ છે.

## હમીરજી અને વેગડાની ખાંભી

આગળ ચાલતાં દેહોત્સર્ગનો પીપળો અને ત્રીવેણીનો ઘાટ એ પણ શ્રી કૃષ્ણની યાદમાં ખાંભી સ્થાન નહિ તો બીજું શું હોઇ શકે? આ રીતે જોશું તો MeMorial Colums કે કીર્તિસ્તંભનું સ્થાન એ જ પાળીઆ અને ખાંભીનું સ્થાન છે. અને તે આજે ઉપર જણાવ્યા પ્રમાણે ઓછામાં ઓછું શ્રી કૃષ્ણ ભગવાનના યુગથી પ્રચલિત પ્રથા રૂપે છે અને રહેશે. અહિં જ શ્રી સોમનાથ મહાદેવના પ્રવેશ દ્વારમાં હમીરજી ગોહેલની ખાંભી અને માથે ડેરી છે. વેગડા ભીલની પણ ખાંભી છે. એ પણ સેંકડો વર્ષના ઇતિહાસ અને અમર ગાથા રજૂ કરે છે. અહિંથી આગળ પૂર્વ તરફના પ્રદેશમાં આવી ઘણી ખાંભીઓ અને પાળીઆ પૂછેલા–પ્રીછેલા રહી ગયા હશે.

## માંગડાવાળાની ખાંભી

ગિરમાં જતાં માંગડો ડુંગર જ્યાં કુંવારા કામ આવેલ કુંવર માંગડાવાળાનો ડુંગર અને ડુંગર પર ખાંભી પુજાય છે. આ ખાંભી ફક્ત તેની રાજધાનીને કારણે અહિં ખોડી છે જેને સ્મૃતિ માટેની ખાંભી કહી શકાય. કારણ કે માંગડોવાળો મરાણો છે ધુમલીની હદમાં, જ્યાં અહરા બાયલ નામના કાઠીની બરછીથી વીંધાઈ ધરાશાયી થયો છે ત્યાં તેની તથા તેનો વડીઓ અહરા બાયલ પણ ત્યાં જ મરાણાની આમ બન્નેની ખાંભીઓ આ જગ્યાએ જ છે. જે ભાણવડના ગરાસદાર જીયા ભગવાનજીની વાડીના પડામાં છે.

આ ઠેકાણથી માંગડાને ઝોળીમાં નાખી ભાણવડ ગામને પાદર ઉગમણે દરવાજે વડના ઝાડ હેઠે ખસેડેલ જે જગ્યાએ તેની દહન ક્રિયા થઇ અને ત્યાં જ તેની પાછળ વાણીઆની દીકરી પ્રેમિકા પદમા સતી થઈ. આ બન્ને અહિં ભૂતવડ નીચે આજે ૭૦૦ થી ૮૦૦ વર્ષ થયાં પૂજાય છે. અને જ્યાં તમામ વર્ણની

ભાણુવડની જન્મેલ દીકરીના ૧લા પુત્રની વાળની પ્રથમ લટ ઉતારવાની (બાળ મોવાળાં ઉતરાવવાની) અને આળોટાવવાની માનતાઓ ચડે છે. અહિં પદમાને ખોળે પારણું ઘડાવીને મૂકશું "જો અમને પુત્ર થશે તો" એવી માનતાઓ થાય છે અને નાનાં રમકડા ઘોડીઆં ધરવામાં આવે છે

## રાખાઇશ બાબરીઆની ખાંભી

અહિંથી દોઢેક ગાઉ દૂર ભાણુ જેઠવાની સેનાના પતિ રાખાઈશ બાબરીઆની ખાંભી મેવાસા કાલાવડના ધોરી માર્ગના જમણા કાંઠે વોંકળો ચડતાં આયર રાણા નંદાણીઆની વાડીના વડ હેઠે છે. જ્યાં હાથ પગ ભાંગેલા હોય તો સાજા થવાની માનતારૂપે માણુસો લાકડાના હાથના પંજા અને પગના પંજા ઘડાવીને મૂકી જાય છે.

## સોનકંસારીની ખાંભી

અહિં જ બરડા ડુંગર ઉપર ઘૂમલી શહેર પર આથમણા સૂરજથી ઘૂમલી શહેર પડછાયામાં ઢંકાઇ જાય એ ડુંગર નામે સોનકંસારીનો ડુંગર અને કંસારીના નેસ (રબારીઓ રહે છે) તે ડુંગર પર સતી સોન સતી થયાં છે તેની ખાંભી અને ડેરી ૭૦૦–૮૦૦ વર્ષનાં ચોમાસાં માથેથી વહી ગયાં છે તેવી સ્થિતિમાં પણુ અણીશુદ્ધ ઊભી છે.

## આઇ વીજબાઇની ખાંભી

અહિંથી પશ્ચિમ તરફ વેણુ ડુંગર પછી મોરાદીઓ અને તે પછી કાનમેરો એટલા ડુંગર જામશાહીના હતા – એ ડુંગરાઓને છેડે હડીઓ અને માલેક ડુંગર આવે, તે પછી બરડો આથમણો પૂરો થાય ત્યાં વીંજરાણા ગામ આગળ ઘણી ઐતિહાસિક ખાંભીઓ છે, જેમાં આઈ (માતાના) ચારણ્ય વીજબાઈની ખાંભી છે. આ ખાંભીઓ લાખાફૂલાણીના વખતમાં ચારણ ઘોડાજી અહિં તેના કબીલા તથા નેસડાં લઈ આવ્યો તે વખતની લડાયક ખાંભીઓ છે.

## મૂળુ માણેક ને જોધો માણેક

એથી આગળ જતાં વરસોડા ગામે મૂળુ માણેક –જોધો માણેક અને તેની સાથે ૩ બહારવટીઆ (મૂળતો સ્વતંત્રતાના ૧૮૫૭ના બળવાના સેનાની હતા.) એવા જોધાઓની પાંચ ખાંભીઓ અંગ્રેજોની ફોજ સામે આખડી મરાણાની છે. આ ઠેકાણે આ પાંચ બહારવટીઆ પૈકી એક ચારણુ નાગશી હતો તે કૂરંગાનો વતની હતો અને વાઘેરો સાથે બહારવટે હતો, જે વખતે ધીંગાણું શરૂ થયું તે વખતે મોટું દળ કટક ઘેરો ઘાલી શરણે થવા અને હથિયાર છોડી દેવા પડકાર કરતું હતું. જોધો માણેક અને મૂળુ માણેક શરણે થવાની વિમાસણુમાં પડયા અને નાગશી બારોટ (ચારણ)ની સલાહ લીધી એટલે શૂરાતન ભર્યો નીતિનો રખેવાળ ચારણુ ખેદ પામી બોલ્યો કે– "ન છડીઆં તલવાર બેલી મરણું હેકડી વાર" –એ ભાઇઓ! ઓખાના રાજાઓ! મરવાનું તો માણુસને માથે એક જ વાર છે તો તરવાર કેમ છોડીએ ? શક્તિ છૂટી ગઇ તો મુલકમાં મશ્કરી થશે માટે પડકારા કરી સામી છાતીએ ગોળીએ વીંધાઈ જવું છે એ જ હક્ક છે. અને પાંચે મિત્રોના કટકા ઊડી ગયા– જેની ખાંભીઓ વરસોડા ગામને નાકે જ અડીખમ ઊભી છે.

## વાઘેરોની ખાંભીઉં

પહેલું ધીંગાણું અંગ્રેજોની ગીસ્ત સામે ઓખાના વાઘેરોને માછરડાના ડુંગરે થયું. જેમાં ૧૯ બહારવટીઆ તેમાં મોવડી દેવો માણેક– જે જોધા માણેક ટીલાતનો નાનો ભાઈ, મૂળુ અને તેથી નાનો દેવો એમ એ દેવા માણેકે ફોજને માછરડે રોકી ધીંગાણું ચાલુ રાખ્યું. જોધો અને મૂળુ તથા નાગશી ચારણુ અને અને બીજા બે વાઘેર એ પાંચ જણા માછરડે અંધારાં ઊતરતાં દખણાદી ધારેથી ઊતરી બરડામાં જતા રહ્યા અને અંગ્રેજી ગીસ્તે સવારથી પગેરૂં લીધું તે વરસોડા જતાં એક મકાનને ઘેરો ઘાલી પાંચને પડકાર્યા– અહિં બીજું ધીંગાણું થતાં આ પાંચે–વીરગતિને પામ્યા.

## ફોજી ને હેબર્ટ લેટુઇશની ખાંભી

અહિં માછરડામાં જે ધીંગાણું જામ્યું તે સને ૧૮૫૯ના ડીસેમ્બરની તા. ૨૯મી રાતની આળેચના ડુંગરોમાં પોલીટીકલ એજન્ટ અને બીજા સેનાધ્યક્ષ

ગોરા હરબર્ટ અને લેટુઈશને ક્રીસ્ટમસના કેમ્પ પર શિકારની છાવણીએ ખબર પડતાં ઓખાના વાઘેર બહારવટીઆઓનો પીછો લઈ બાતમીના આધારે ઘેરો ઘાલ્યો. માછરડે ધીંગાણું જામ્યું.

"માછરડે શકર્યું -મળી પરનાળે રગતપીવા" આ ધીંગાણામાં ગોરા અંગ્રેજ અધિકારીઓ હર્બટ અને લેટુઈશ તથા ૨૪ બીજા હિંદી ફોજી માણસો જેમાં ડફેદાર–રસાલદાર–તથા નાયક અને સીપાઇઓ મળી કુલ ૨૬નું કબ્રસ્તાન ડુંગર નીચે માછરડા ગામના ઝાંપામાં છે. આ કબ્રસ્તાનમા દરેકની કબર પર મેમોરીયલ યાદી ખાંભી રૂપે લખાએલ છે. મરનારનો દરજ્જો તથા નામ દર્શાવેલ છે અને કબ્રસ્તાન ફરતી દીવાલ અને તે પર જાળી કરી લીધેલ છે. અંદર નાનો એવો બગીચો છે. હરીજન પૂજારી છે. તેને આ જમીન ગરાસમાં યાવત્ ચંદ્ર દિવાકરો મળી છે. તેની ફરજ સવાર સાંજ કબરો પર ખાંભીઓ પર ફૂલ ચડાવવાં અને સાંજે ધૂપ કરવાની છે. ડુંગર ઉપર ધીગાણામાં કામ આવેલની કીર્તિ ગાથા લખી છે જેમાં સામા પક્ષનો પણ ખૂબ ગૌરવ ભર્યો લેખ છે. Death may find but find us free Captives we shall never be" આમ હામ બીડીને બહારવટીઆ અંગ્રેજી અડીખમ ફોજ સામે આખડયા.

અહિં ગાઓના ગાઉ પરથી દેખાતો ૩૦–૩૫ ફૂટ ઊંચો પત્થરનો મેમોરીઅલ સ્તંભ ઊભો કર્યો છે અને તેના પર મોટા આરસ પત્થર પર આ બધી વીરકથા કવિતારૂપે અને ગદ્યમાં પણ લખી છે.

## નાથો મોઢવાડીઓ ને મેરાક

અહિં જ્યારે બરડા પ્રદેશ તરફ વાતનું વલણ ચાલ્યું છે, ત્યારે નાથા મોઢવાડીઆની ખાંભી યાદ આવે છે આ નાથો મોઢવાડીઓ ઘરધણી મેર બચ્ચો. પોતાની ફૂઇની ભેંશુ સારૂ જામશાહીની જોરાવર સત્તા સામે બહારવટીઓ બન્યો અને પોતાની નેકટેક જાળવવા ભાણવડ તાબાના ગામ હાથલા અને પોરબંદરના સોઢાણા ગામના સીમાડે મારગને કાંઠે હાથલાથી સોઢાણા જતાં મારગના કાંઠે જામની ગીસ્ત સામે એકલે હાથે લડી સામી છાતીએ મરાણો, તેની ખાંભી આજે ત્યાં મારગને ડાબે પડખે જ ઊભી છે. ખાંભી સીધી સાદી છે પણ મર્દ નાથાનો ઈતિહાસ વટેમાર્ગુ માતરને વરણવે છે અને નમન કરાવે છે. કેટલાય વટ્ટદાર અને મર્દ મેરોને રાણાના રાજમાં તોપને મોઢે બાંધી માર્યાનો ઈતિહાસ રાણાના જૂના રાજમહેલના આંગણામાં ઊભેલ ખંભીઓ વર્ણવે છે. આ મર્દોએ તોપે દેતી વખતે અરજ કરેલી કે અમને બાંધીને તોપે શા સારૂ મારો છો ? અમે ધગેલ તોપોને મોઢે બાથ ભરી અમારાં કલેવર અર્પણ કરશું. અમને અમારી નીતિને મારગે મરવામાં મરણ મીઠું લાગે છે. વાહરે વાહ મરદ રંગ છે તમને।

## મોખડાજીની ખાંભી

હવે આપણે પ્રભાસથી હાલવાનું ફરી શરૂ કરીએ. માગડા ડુંગરથી અને માંગડાવાળાના ડેરી અને ખાંભીથી આગળ હાલતાં મોખડાજી વીર મહારાજાની ખાંભી જોઈએ. જેણે મુસ્લિમ સલ્તનતના જુલ્મો સામે ચાંચીઆગીરી કરીને પણ પડકાર ફેંક્યો અને છેવટે નીતિ અને ધર્મની રક્ષામાં પોતાના પ્રાણનું સમર્પણ કર્યું. એ વીરનું શિર ઘોઘા પડયું અને એ મહા શૂરવીરનું ધડ ખદડપર સુધી લડયાનો ઇતિહાસ અને ગીતો છંદો આપણા ઈતિહાસમાં મોજુદ છે. એ સિવાય આ પ્રદેશમાં મોખડાજીના જ વંશજો હનુભા અને ફતેસિંહ (લીંબડા દરબારો)નાં શૂરાતન અને ખમીરની ખાંભીઓ જ્યાં હોય ત્યાં કેમ ન પૂજીએ ? ગામની ગાયુંની વારે ચડી એ વીરગતિને પામ્યા. ધર્મને ધીંગાણે કામ આવ્યા. ગોહિલોનાં ગામોમાં આવો ઘણો ઈતિહાસ ગામોગામને ગોંદરે પુકાર કરતો હશે પણ એ પુકાર સાંભળવા જ્યાં એના પોતાના પરિવારના માણસો રજૂઆતો ન કરે તો અમારા જેવા અજાણ્યા તો કેટલુંક ગોતે ?

## એભલવાળાની ખાંભી ?

તે પછી વલભીપુર આવતાં પોલીસ થાણું જે નવું ઊભું થયું છે તેના મેદાનમાં આથમણે છેડે એક ઓટા ઉપર ખાંભી છે, એ ખાંભી પર સીંદોર

અને ધજા છે, પણ ખાંભી એભલવાળાની કહેવાય છે. તો આ ખાંભી પર વળાના રાજવંશીઓ અગર કોઈ જૂના જાણુવી પાસેથી ખાંભી પરનો ઈતિહાસ અને ઓળખ મેળવવાની જરૂર રહે છે. કોઈ આ હકીકતોના જાણકાર હોય તેને આ ખાંભી પર પ્રકાશ પાડવા વિ. છે. આ વલભીપુરથી ઉત્તરમાં ગામને પાદર પચ્છેગામના મારગ પર આઈ આવડનું મોટી પત્થરની સિંદોરીઆ ખાંભી જેવું ગોળાકારનું થાનક અને થાનક માથે ડેરી છે. જબ્બર થડો છે. અને પાસે મોટું ત્રિશૂળ ખોડેલ છે.

## સાત બહેનોનું મંદિર

આઈ આવડનો ઈતિહાસ વલભીપુરથી શરૂ થાય છે આઈ આવડનો ઘડુલો ઘીનો ભર્યો જ રહેતો અને ગમે તેટલું ઘી કાઢી જોએ તોય ઘી પૂરું ન થતું અને એની સાવજ્ય (ગીત) છે કે "આવડનો ઘડલો સવા લાખનો આયું ઉતરીઉં છે વળાને દરબાર જોને– આવડનો ઘડલો સવા લાખનો" એવી સાવજ્ય અમારા નેસમાં આઈનો મેડો બેસે ત્યારે ગવાતી એ મારા બહુ નાનપણની ઝાંખી યાદ છે. હવે અમારી કોમમાં પણ કોઈ સાવજ્યું ગાઈ જાણતાં નથી અને ઈતિહાસ પણ લુપ્ત થયો છે.

અહિથી આગળ ચારેક ગાઉ પર પાડલીઓ નદી ઊતરી રોહીશાળા ગામે જવાય છે. ત્યાં આવડ–ખોડીયાર ગેલ્ય વિ. સાત બેનોનું મંદિર છે અને અહિં આ સાતે બહેનો સમાઈ ગઇ છે એમ દંતકથા કહે છે. વાત એવી થાય છે કે આઇ આવડના ઘીના જોખમાં વાણીએ દગો કર્યો અને વલભીના રાજાએ આઈનો ભેંશોના ખાડુનો પાડો લઇ લીધો અને ગઢમાં પૂરી દીધો. એટલે આઈ આવડ અને સાતે બેનું વલભીપુરને શ્રાપ દઈ પોતાનો નેસ જે વલભીપુરના પાદરમાં આઈ આવડનો થડો ઉપર વર્ણવ્યો ત્યાંથી ઉપાડી ચાલતાં થયાં અને પાડલીઓ નદીએ પહોંચ્યાં ત્યાં આઇનો પાડો આવી પહોંચ્યો. એ પાડાનું પગેરૂં રાજના ચુંવાળીઆ કોળી (પગીએ)એ લીધું અને પાડો પકડાવ્યો પણ પાડો આઈના ખાડુમાંથી વળ્યો નહિ અને રાજાને શ્રાપ દીધો અને રોહીશાળા એટલે જ્યાં રોશે ભરાએલ (રોશાળા) આઈએ પડાવ નાખી નેશ નાખ્યો ત્યાં પાડા માટે પગી રાજના માણસો લઇ આવેલ. આઇએ પગીને શ્રાપ દેતાં એ પગી ત્યાં રામચરણ પામતાં આઈના મંદિર સામે એ ચુંવાળિયા પગીની ખાંભી છે. ઉપરાંત આઈના શ્રાપથી રોહીશાળામાં ચુંવાળિયા રહી શકતા નથી. અને મંદીર સામે કોઈથી બાવડાં ચડાવીને ચલાતું નથી તેમજ મોઢે બોકાનું બાંધી ચલાતું નથી એવી ત્યાં આજ સુધી પ્રણાલિકા છે.

## રાણકદેવીની ખાંભી

આગળ ચાલતા ઝાલાવાડ પ્રદેશ આવે. ત્યાંના પ્રદેશમાં વઢવાણ શહેર એ જમાના જૂનું જૂનાગઢની હારનું શહેર છે. જ્યાં રાણકદેવી સતી થયાં છે. રાણકદેવી જ્યાં સતી થયાં છે ત્યાં દેવીની ખાંભી વઢવાણના ભોગાવાના કાંઠે કિલાની અંદર એક ભવ્ય દેવળમાં પધરાવેલ છે. અને અઢારે આલમ સતી રાણકદેવીની માનતાએ આવે છે. આ તો એક ઈતિહાસ પ્રસિદ્ધ જગજાહેર ખાંભીની પૂજા. એનો વધારે ઈતિહાસ વર્ણવવો તે અસ્થાને ગણાય. આ પણ સતીના પાળીઆની કહાની છે. સોરઠી ધરતીની રાણી પોતાના શિયળ વ્રતમાં મોટા માનધાતાનાં શરણે પણ નમતી નથી અને એ પોતાનું જીવન વહાલું કરતી નથી, પોતાનાં વ્હાલાં બાળકો પોતાની નજર સામે વધેરી નાખવામાં સીતમગાર સત્તાધિશ કાંઈ બાકી રાખતો નથી પણ છતાં :

સિંહ મૂછ–ભોરીંગ મણિ તેમ શિયળ સતી નાર.
જીવ પડે–નપર કર ચડે–તેમ ક્ષત્રિ તલવાર.

यथा नदीनां वहवोम्वुवेगाः समुद्रमेवाभिमुखा द्रवंति
तथा तवामि नरलोकवीरा विशंति नाशाय समृद्रवेगा

જેમ નદીઓ વેગપૂર્વક સમુદ્રને મળવા જાય છે તેમ હે પ્રભુ આ નરલોકના વીરો નાશના માર્ગે અતિ વેગથી જઈ રહ્યા છે. એ જેમ ગીતામાં વર્ણવ્યું ભગવાને તેમ અત્યારે આપણી જૂની ગૌરવ–ગાથાઓ

ઝપાટાબંધ લુપ્ત પ્રાયઃ થતી જાય છે આજે પુરાતત્ત્વવિદોમાંથી આપણે ત્યાં ક્યાં ક્યાં કેટલી અને કોની ખાંભીઓ છે કયા સમયની છે અને શા માટે છે તે શોધવાની કોઈ કોઈને ધગશ છે પણ પ્રજામાં એ લાગણી ઓછી છે.

## રા અને રાણા

થાન પુરાણની વાતમાં ઘણા ઈતિહાસ હશે એ તો ડૉ. રાણા જેવા હોંશીલા ધગશવાળા અને ધન ખર્ચીને પણ કામ લઈ શકે એવા કોઈ શક્તિશાળી આવાં કામ માથે લે તો જરૂર થાય. થાનમાં જેઠવાઓના જૂના પાળીઆ કહેવાય છે, બાબરીઆઓના જૂના પાળીઆ હોવાનું સાંભળ્યું છે, તો એ પાળીઆઓનું સંશોધન થાય તો પણ આપણા ઈતિહાસ પર ઘણો પ્રકાશ પડે. કહેવાય છે કે કાઠીઆવાડમાં એક કાળે બે જ રાજ્ય હતાં. એક રા અને બીજા રાણો. અને એનાં રાજ્યો દાહોદ સુધી સાથે સીમાડે ચાલ્યાં આવતાં. વધુ વાત તો કોઈ ઈતિહાસવિદો કહી શકે અને અમારા જેવા વધુ લખે તો ગપા ગણાય. ભલે આધારદંતકથાઓનો હોય પણ કહેવત છે કે :

ગણા પે'લાં રાજઓ–થાન બાબરીઆ હુઆ.

## જામનગરમાં જેઠવાઓની ખાંભીઉં

આજે જામનગરમાં રાણાનું રાજ્ય નથી પણ જામનગરના નાગેશ્વરના મંદિર પાસે જેઠવાઓની ઘણી ખાંભીઓ હતી જે આજે અહિં પણ શહેરનું પરું વસવાથી ખોદાઈને વીંખાઈ ગઈ છે, છતાં ઘણી ખાંભીઓ જેઠવાઓની મોજુદ છે અને રાણાના રાજ્યના અવશેષ તરીકે નાગેશ્વર મહાદેવના મંદિર પાછળ જૂનું વિશાળ મંદિર જેઠવાઓની કુળદેવી વીસોત માતાનું હાલ મોજુદ છે. જેનાં આરતી નગારાં હજુ થાય છે અને રાણીના રાજ્યની સાખ પૂરે છે.

## રા વીકાની ખાંભી ?

હવે આપણે થાનથી ચોટીલા તરફ જઈએ ત્યાં સૂરજ દેવળ નવું મૂકતાં નાવા ગામની સીમમાં એકધાર ઉપર વીકા ડેરી (છતરડી) આવે છે. તે માંહેના પાળીઓ તથા છતરડીની કોતરેલ થાંભલીઉં બધું લૂણો ખાઈ ગયેલ હાલતમાં ઈતિહાસની કોઈ કડી લેખિત આપી શકે તેમ નથી, પણ ફક્ત દંતકથાએ અનુમાન થાય કે આ ડેરી વીકા–રાયજાદા કે સરવૈયા વીકા રા' માંડળિકના કાકા જે બહારવટે હતા તેની હશે.

## ચોટીલામાં પરમારોની ખાંભીઉં

ચોટીલાના ગઢના દરવાજે પરમારોની ખાંભીઓ હતી પણ આજે તે ખાંભીઓ ભોંમાં દટાઈ ગઈ છે, ફક્ત ખાંભીઓનાં માથાં દેખાય છે. દરબાર વીક્રમભાઈની ડેલીને દરવાજે આ ખાંભીઓ સંવત ૧૪ની સાલનો ઈતિહાસ આલેખતી હતી પણ એની જાળવણી કોણ કરે?

આ ચોટીલા ગામને આથમણે પાદર એસ. ટી ના બસ ડીપોથી આથમણી સીમ અડોઅડ આવેલી છે તે સીમનું નામ છે વાશિયાંગ કોબા. (ભૂરી ગેરૂડી જમીનને કોબા કહે છે) આ જમીન ખેતરોની પાટી ચોટીલાના દરબારનું માથું ઉતારી જનાર-જૂનાગઢના મુસલમાન સરદારનું બદલામાં માથું જૂનાગઢથી ઉતારી લાવનાર ચારણ વીશળ રાબા (અણુનમ માથાં આંબરડી)ના દીકરા વાશિયાંગને ચોટીલા તાલુકાની વિધવા કાઠિયાણી રાણીએ વાશિયાંગની વીરતામાં અર્પણ કરેલ ગરાસની પાટી હતી. આજે ત્યાં વાશિઆંગના વંશનો કોઈ ઉપભોગ કરતો નથી. આ વાશિઆંગ રાબો (શાખ) ચારણ પ્રાગજી તાબે આંબરડીનો હતો, છતાં ચોટીલાના ધણીના માથાનો બદલો લેવા જૂનાગઢ જીવના જોખમે કેમ ગયો અને જૂનાગઢના મુસલમાન સરદારનું માથું વાઢી કાઠિયાણી રાણીને પગે કેમ ધર્યું એની ગૌરવ ગાથા ધરતીના પડતીના કાળમાં દટાઈ ગઈ છે. કારણ કે આ વાત કાઠી કોમને મેણાજનક કરે તેવી બનેલ.

## વાશીઆંગ કોબા

આઈથી બોલાઈ ગયેલ કે "ચોટીલામાંથી કોઈ કાઠીનો દીકરો દરબારનું માથું ઉતારનારનું માથું

લાવવા શક્તિશાળી નહિ હોય તો મારે દુશ્મનનું ઘર માંડવું પડશે પણ બદલો નહિ મૂકું." આ વાતની જાણ વાશિઆંગ રાબાને થઈ. કાઠી ચારણનો મામા ભાણેજનો જુગજૂનો નાતો. એ નાતે કાઠી કોમનો જો કો'ક દુશ્મન માથું ઉતારી ન લાવે તો આઈ માથે ક્રોધમાં કાઢેલ વેણનું મેણું બેસારે અને કાં ઝેર લેવું પડે એટલે વાશીઆંગે મુસલમાન સરદારનું માથું લાવી આઈના પગમાં મૂકી કહ્યું કે: "મારી મા! હવે આવાં અણઘટતાં વેણ ઉચારતાં પહેલાં તમે પ્રાણ તજી દેજો." એટલે આઈએ વાશિઆંગને ચોટીલાથી આથમણી સીમ વીરતાના બદલામાં આપી અને પોતે સદાને માટે કાશીક્ષેત્રે પ્રયાણ કરી ગયાં.

## ચારણ કરણા ગોલની ખાંભી

આ વાશીઆંગ કોબાના પ્રથમમાં જ ખેતરમાં ચારણ કરણા ગોલની સમાધિની ડેરી અને ખાંભી છે. આ ખાંભી આશરે ૧૫૦-૧૭૫ વરસ જૂની છે. આ ચારણની ભેંસો ચોટીલાના ટીલાત દરબાર દેવાયત ખાચરના માણસો (કાઠીઓ) ચોરી લાવેલ અને દરબારે ચારણને ભેંસો પાછી ન દીધી એટલે કરણા ગોલ ચારણે ડગલો શીવડાવી તેલમાં ઝબોળી તે અંગ પર પહેરી ડગલામાં આગ મૂકી હાથમાં માળા લીધી. માળા ફરતી જાય, રામનામ લેતો જાય ને ડગલો જ્વાળાઓ કાઢતો કરણાને બાળતો જાય. એમ કરણે ચોટીલાને પ્રદક્ષિણા દીધી અને વાશીઆંગ કોબે તેના હાથ પગ આગમાં ખડી જતાં બેસી ગયો. આ વખતે ઘણા કાઠી દરબારો કરગરવા માંડયા કે અમારો દોષ નથી, દેવાતને દોષે અમને ગોઝારા ન કરજો." ત્યારે કરણે કહેલ કે: જાઓ ઝાઝું નથી કહેતો પણ

ચોટીલે ચારણ બળ્યો, એની ખાચરને લાગે ખોટ;
પણ સૌનાં સવાયાં વસે અને દેવાયત સરદોષ.

ઉપરાંત કહેલ કે સૌ ચારણોને કહેજો કે ચોટીલે વાસ ન વસે અને આવું છોગાળું ત્રાગું કોઇ ન કરે. આ તો કરણો નથી બળ્યો પણ કરણાનું સાચ બળ્યું છે. ત્યારથી ચોટીલા ચારણોએ છોડી દીધું. આજ સુધી ત્યાં કોઈ ચારણ વસવાટ કરતો નથી અને દેવાયત ખાચરનો વંશ રહ્યો નથી.

## દરબારો સાથે કાના ઢોલીની ખાંભી

સુદામડે આથમણે પાદર સુદામડા ઉપર મિયાણાઓનું ધાડું આવ્યું અને દરબારે પડકાર કર્યો કે આજ સુદામડા માટે સૌ લડી લેજો અને ગામ ગરાસમાં સૌના સરખા ભાગ છે. તે દી થી સુદામડાના હરિજન, ભંગી, બ્રાહ્મણ, કંદોઈ, કંસારા, તેલી, તંબોલી, કુંભાર. કાઠી, બધા ગરાસદાર બની ગયા. અને એ ધીંગાણામાં ગામની રક્ષામાં કાનીઓ ઢોલી મોખરે મરાણો. એ ઢોલ તરધાયો અને ધીંગાણાના ઢોલ વગાડનાર રબેસર કાનીઆની ખાંભી દરબારોની ખાંભીઓની હારે પૂજાય છે.

## નાગાજણ નેચડાની ખાંભી

સુદામડાથી પાળીઆદ થઈ સરવા ગામે જતાં આઈ નાગબાઈના પૌત્ર પ્રસિદ્ધ ચારણ નાગાજણની ખાંભી અને ડેરી છે. આ ડેરી પાળીઆદથી સરવા જતાં ધોરી રોડના જમણા હાથ ઉપર આજે પણ ઊભી છે. નાગાજણને કોઈ કહે છે કે સર્પદંશ થએલ અને કોઈ કહે છે કે પેટમાં વાઢય (દુઃખાવો) ઊપડેલ તે પીડામાં નાગાજણ નેચડા (શાખ) નું અહિં મૃત્યુ થયું છે. ખાંભીના અક્ષરો જો બોલતા હોય તે ખરું.

## ભડલી રા કાનની ખાંભી

અહિંથી દક્ષિણે ભડલી ગામને આથમણે પાદર ઘેલા નદીને કાંઠે ભાડલી ગામની ભાગોળે જ એક જૂની જાજરમાન ડેરી છે એમાં રા' કાન ભડલીના ભૂતપૂર્વ રાજાની ખાંભી અપૂજ ઊભી છે. હવે તો ડેરી પણ ભગ્નાવસ્થામાં હશે કે કેમ તે પ્રભુ જાણે. સન ૧૯૫૨ સુધી નજર જોએલ હકીકત છે.

ભડલીથી આથમણું જસદણથી બે ગાઉ એથી પણ આથમણું આટકોટ (આઠકોટ) જ્યાં રા લાખા ફુલાણીએ પોતાની કાઠિયાવાડની હકુમતની રાજધાની થાપેલ ત્યાં આટકોટને આથમણે પડખે ખારચીઆને દરવાજેથી નીકળતાં જ ડાબા

હાથ ઉપર 'લાખા ધડી' નામની જગ્યા આવેલી છે. (રા-લાખાનું ધડ જ્યાં પડયું તે ધરતી લાખા ધડી કહેવાય છે) અહિં હાલ કણબી કાળા ભાદાની વાડીના ગઢની રાંગને અડીને છે. ગઢની રાંગ પડખે અને વાડીને શેઢે જ લાખા ફૂલાણી તથા તેના ભાણેજ રાખાઈશની ખાંભીઓ સિંદોર ભ્રેંકુંડ ઊભી છે. અર્ધી ખાંભીઓ ભોંયમાં દટાઈ ગઈ છે અને એના પડખે દખણાદી અડીને ત્રણ ઢોલી ભંગીની ખાંભીઉ છે. આ લાખા ફૂલાણીની ધડની ખાંભી કહેવાય છે.

## લાખા ફૂલાણી ને રાખાઇશ સોલંકી

લાખા ફૂલાણીને અંબાજીની પૂજાનું નીમ હતું અને લડાઈ પહેલાં અંબાજીની પૂજા કરવા ગયેલ એ પૂજામાંથી ઊઠતાં જ મૂળરાજ સોલંકીએ એનું માથું ઉતારી લીધું જ્યાં લાખાના શિરની ખાંભી છે અને અહિંથી એક માઈલ સુધી જ્યાં ધડની ખાંભી છે. તેનું ધડ લડતું લડતું પડયાનો ઈતિહાસ છે. શિર-ખાંભીએ મારી આટકોટની જમાદારી તથા ફોજદારીને વખતે જામશાહી સત્તા હતી અને અમારા તરફથી એટલે જામસાહેબ તરફથી કાળી ચૌદશની સવારમાં દરબાર–કાઠી રાણા ખાચર અને ઘોડેસ્વાર પોલીસને રા લાખાનની ખાંભીને સિંદોર શ્રીફળ અને ધૂપદીપ ચડાવવા તથા કાઠી દરબાર રાણાભાઇ ખાચર વૃદ્ધ હતા તે આટકોટ ભાગદાર હતા અને જીવ્યા ત્યાં સુધી રાણા ખાચર કસુંબા પાવા તથા ખાંભીને જામસાહેબ તરફથી ચોખા જુવારવા મોકલવામાં આવતા. સાથે જામ સા.ના તરફથી ઘોડેસ્વાર મોકલાતો. આ ખાંભીની એ જ વિધિ આજે પ્રજા તરફથી કાળી ચૌદશે થાય છે. જેની વિસ્તૃત હકીકત શ્રી કાનજીભાઈ બારોટે આ અગાઉના ઓગસ્ટ માસના અંકમાં આપેલ છે તે ખૂબ રસપ્રદ છે અને વિગત ભરપુર અમારી જોએલ જાણેલ હકીકત છે.

## આઇ સીમોઇની ખાંભી

આગળ ચાલતાં આ પ્રદેશમાં પાંચાળને છેડે સરધાર શહેર આવે છે. આ સરધારના દખણાદા પડખે ગઢની રાંગને અડીને બાકરશા પીરની કબર છે અને એથી દખણાદી આઈ જીવણી ઉર્ફે સિંહમોઈ માતાજીની ઊંચા ઓટા ઉપર ડેરી છે. જેને જાળીનો ઉગમણા બારનો દરવાજો છે. ડેરી માથે લાલ ધજા લેરૂં લીએ છે. આ આઈ જીવણી ઉપર કુદૃષ્ટિ કરતાં બાકર શેખ જે ગોરી રાજ્યમાં સરધારનો સુબો હતો તેને ચારણ્ય આઈ જીવણીએ સિંહણનું રૂપ ધરી માર્યો છે. અને આ જે ડેરી છે ત્યાં આઇ જીવણી જીવતાં સમાઇ ગયાં છે. આ આઈ જીવણીના બાપ ધાના શાખે નૈયાનો નેસ–સરધારથી ઉગમણો ચાર ગાઉ ઉપર આધીઆના તળાવથી પણ ઉગમણી સીમોઈની ધાર કહેવાય છે ત્યાં હતો. આજે ત્યાં ઊપડી ગયેલ કે ઉજ્જડ થઈ ગયેલ નેસનો ગોઢ દેખાય છે અને એ નેસના પડખે જ ડુંગર છે તેની ધકમાં આઈ સીમોઈનું થાનક છે. આ જગ્યાને સીમોઇની ધાર કહેવામાં આવે છે.

અહિંથી આઈ જીવણીને તેનાં માબાપે સાથે લઈ જવા–સરધાર આવવા ના પાડેલ. બધા નેસના ચારણો સરધાર ઘી વેચવા અને હટાણું કરવા ગયેલ અને આઈ જીવણી બધાંની મોર સરધારમાં જોવામાં આવી. સૌ વિનંતી કરવા લાગ્યાં કે–તારૂં રૂપ જોઈ તને અને અમને સૌને જોખમ થાશે. એટલે આઈ જીવણી કહે઼ ઇ જોખમનો અંત લાવવા જ મારે આવવું પડયું છે. એમ કહી આઈ હાલી બાકર શેખના દરબારગઢે અને બાકરને સિંહણનું રૂપધરી સંહાર્યો છે. જેના દુહા ઘણા છે અને ખૂબ પ્રસિદ્ધ છે.

સરધારે સીંચણ બની અને બાકર લેવા બાઇ;
અહરતેં માર્યો આઇ, આજ જગવજીતો જીવણી.
ધાગડને મોટે ઘડે, તવીએ ભારી તોલ.
અમર રાખ્યો બોલ મા, જગવ જીતો જીવણી.

હે ધાના નૈયાની આઈ જીવણી ! તેં મોટા ઘડાથી તારા વચનનો તોલ જાળવ્યો અને તારો બોલ જગત જાણે એમ અમર રાખ્યો. આઈ જીવણીએ તેના કુટુંબને જવાબ આપેલ કે તમારા જોખમનો કાયમને માટે અંત લાવવા મારે સરધાર આવવું પડયું છે. અને ખરેખર કામાંધ અને મદાંધ બાકરશાને

મારીને આઈ પોતે ધરતીમાં સમાઇ ગયાં અને પ્રજાના દુઃખનો પાર આવ્યો. આ આઈની ડેરી સરધારના ગઢની દક્ષિણે રાંગ બાજુ જતાં હાઈવે રોડના કાંઠા ઉપર જ જગજાહેર મશહૂર છે. અને ગઢની રાંગનાં મુખમાં જ બાકરશાની કબર છે. આ બન્ને દૃષ્યો વટેમાર્ગુ રોડ પરથી જતાં જોઈ શકે છે.

બાઇ તાલ્યો બોકડો થાનક દેતો ઠેક
ઇ સરધારવાળો શેખ તે જોંપે લીધો જીવણી.

હે આઇ જીવણી બાકરશારૂપી બોકડો તારા થાનકે ઠેકડો મારતાં તેં ઝડપી લીધો. સિંહણ રૂપ ધારણ કરી ઝડપ્યો.

પલંગથી લીં પ્રાછટયો, એનાં ભીતર હુડ ભૂક્કા;
ઇ બાકરના બુકા, તું જમવા લાગી જીવણી

આવા ઘણા દુહા–ગીત આઇ જીવણીનાં પ્રસિદ્ધ છે.

આઇ તેં આરોગીઆજીં મીઠાવીણ મૂળા,
ઇં શેકયા વિણ સૂળા તું જમવા લાગી જીવણી.

વિગેરે.

આંજે આ આઈની ડેરીમાં ખાંભી અને બાકરશાની કબર એ પણ એક ખાંભી જ ઇતિહાસે નોંધાઈને સમયની વાતો ઉચ્ચારે છે.

## ગંભીરશાહની કબર

આ જ સરધારમાં સરધારી ધાર જે તળાવના કાંઠે કાંઠે રીબડા તરફથી આવી સરધારના ઉગમણા છેડે થઈ જાય છે તે ધાર પર સરધારમાં રાજકોટનો જૂનો દરબારગઢ છે. એ દરબારગઢની પાછળ સરધારી-ધાર ઉપર ગંભીરશા પીર પૂજાય છે. આ ગંભીરશા ઠાકોર મેરામણજીના વખતમાં એક ઓલીયો ફકીર થઇ ગયો. એ ગંભીરશાનો અંત લાવવાનો ઠાકોર સાહેબને કોઈક શંકા જતાં મનોરથ થયો અને ગંભીરશાથી જાણવા મળ્યું કે 'ત્રણ ધાર ભેળી થાય તે દી ગંભીરશા મરે.' એટલે જ્યારે ગંભીરશા પેસાબ કરવા બેસે છે ત્યારે તેને ઠાકોર સાહેબ તરફથી ઝાટકે દઇ શીરચ્છેદ કરવામાં આવ્યો. આ ઠેકાણે–પેસાબની ધાર–તરવારની-ધાર-અને સરધારીધાર (ડુંગરી) આ ત્રણ ધાર ભેગી થતાં ગંભીરશાનું માથું ધરતી પર પડ્યું. એટલે ઠાકોર સા. બોલ્યા કેઃ "માર્યો ગંભીરો અને ગઇ બલ્લા." ત્યારે ગંભીરશાનું માથું પડેલ તે બોલ્યું કે "ગયો ગંભીરો ને રહી બલ્લા." "જા રાજકોટની ગાદી કોઇ સુખે નહિ ભોગવે અને ગાંડા થશે." આ ઉપરથી કહે છે કે–ત્યારથી રાજકોટના જે રાજાઓ, કેક મગજના થઈ જાય છે તે આનું કારણ ગણાય છે. આ ગંભીરશાની શહાદતની કબર એ મુસ્લિમ મજહબ મુજબની ખાંભી કેમ ન ગણાયે? અને આજે એ ગંભીરશા પીર તરીકે માનતાઓ લીએ છે અને પૂજાય છે.

## નાગ–નાગમદે

આ સરધારના દરબારગઢની પાછળની ગઢની ઉગમણી રાંગ નીચે અને સરધારના ઉગમણા દરવાજેથી બહાર જતાં ડાબા હાથ ઉપર એક જબ્બર વડલો છે અને હેઠે વાવ્ય છે ત્યાં શંકરનું શિવાલય છે. આજથી ૪૦ વર્ષ પહેલાં તે વાવથી ઉગમણું વાછરા ડાડાનું થાનક છે જેનો ભૂવો તુંબેલ ચારણ છે. એ વૃદ્ધ ૭૦ વર્ષના જેકૂ ચારણે મને કહેલ કે આ સામે દેખાય એ વડલાને વાવ નાગમદેના નેસનાં એંધાણ છે અને શેમળીઉં ગામ અહિંથી બે અઢી ગાઉ ઉપર બેટીના કાંઠે બોખર (ભૂપગઢ)નો માળ ઊતરતાં ઊગમણું આવેલ હતું. જ્યાં એક ખીજડો અને હનુમાનનું થાનક છે અને 'ગામનો ગોઢ (ખંઢેરોનો ઢગલો) છે ત્યાં શેમળીઆ પીરનું થાનક છે. એટલે ત્યાં નાગવાળો રહેતો અને આ વડલે ને વાવ્યે નાગમદેના મોહમાં આવતો એ જ આ વડલો ને વાવ છે.

શેમળીઉં ગામની સાખ પૂરતો દુહો :

શેમળીઉં ને સરધાર દોય તડોવડ જાણીએં;
એકે મમીંલા માનવી, અને બીજે બવળી બજાર.

(સરધારની બવળી બજાર છે)

વડલા હેઠેં વાવ્ય હાલે ન હીલોળા કરે
નાગમદે નાનીબાળ – ભેડાની પાણી ભરે–

એ દુહો આ સ્થળનો છે. આમ એ જૂના જમાનાથી ચાલી આવતી પરંપરાના ચારણ વાછરાના ભૂવાએ વાત કરેલ. આ વાછરાના થાનક આસપાસ પણ બે ચાર પાળીઆ હતા તે કોના હશે એ કાંઈ માહિતી નથી પણ આ સ્થળ પુરાણું છે એ હકીકત છે. (ઉપરની બધી હકીકતોનાં સ્થળ સમય નક્કી કરવા શ્રી જયમલ્લભાઈને વિનંતી)

## લોમા ખુમાણની ખાંભી

આગળ હાલતાં વીરપુર મૂકીને કાળાવડ પંથકમાં ખરેડી ગામે આવીએ. ત્યાં લોમા ખુમાણની ગામ ખરેડીને ઉગમણે ઝાંપે ડેરી છે. ખાંભી ઉપર બહુ મોટી દેવળ જેવી એલાંની બાંધેલ ડેરી છે. એ લોમો ખુમાણ પણ જામ અજાજીની હારે લડાઇમાં આવેલ પણ એણે ખૂટામણ કરી પહેલી હરોળમાં ગભરામણ ઊભી કરી નાસભાગ કરી એથી બાદશાહી ફોજફાવી અને અજો જામ કામ આવ્યો. અજો જામ ફેરા ફરતા હતા–બે ફેરા બાકી હતા ત્યાં તેના પિતા સતો જામ યુદ્ધભૂમિમાંથી પાછા આવ્યા. અને પાછા આવવાનું કારણ આંખ્યું ખેફાટ દુખવા આવેલ અને ઉઘડતી નોતી, આ બ્હાનું છે એમ માની અજાજીએ બે ફેરા પડતા મૂકી ૫૦૦ ઘોડેસ્વારો સાથે ઊંડ નદી ઊતરી ધ્રોળની સીમમાં આજમ કોકા (સુબો બાદશાહનો)નો મુકાબલો કર્યો અને કામ આવ્યા. તેની સાથે મહાભડ શૂરવીરો મુખ્ય હતા જેનો દુહો ભૂચર મોરીમાં કોતરેલ પડયો છે.

## ભૂચરના ભડવીરોની ખાંભી

જેસો વેજોને નાગડો, મેરામણ દલભાણ;<br>
અજાભેળા આવીઆ – પાંચે જોધ પ્રમાણ.

જેસોજી નાગડોજી અને વેજોજી મહાન જોરાવર વજીર શાખના રજપુત હતા. મેરામણજી ડુંગરાણી જાડેજા જે બારાડીનાં ( ગામનો જાગીર ભોગવટો કરે તે તથા ભાણજીદલ-જાડેજા લાલપર પાસે ગોવાણાના. આજે ભૂચરમોરીના રણમેદાનમાં કુંવર અજાજીની ખાંભી ઉપર ડેરૂં છે સાથે ઉપરના પાંચેના પાળીઆ બહારના ભાગે છે અને જે સુબાને અજાજીના ભાલે ભરાવી માર્યો તે આજમ કોકાનો મોટો મુકરબો છે. આ સ્થાન જેવું યુદ્ધભૂમિનું ભવ્ય અને રક્ષિત સ્થાન બીજે કયાંય નથી.

## મોરબીના અલીઆજીની ખાંભી

પડધરીમાં મુખ્ય દરવાજા પછી જામનગરના રોડ પર બીજી ગઢની ખડકી આવે છે ત્યાં જામની ફોજે મોરબી પાસેથી પડધરી પડાવતાં થએલ લડાઈમાં ઠાકોર અલીઓજી કામ આવ્યો તેની અને તેના જોધાઓની ખાંભીઓ સૈકા જૂની છે અને ત્યાં એક સુંદર શિવાલય છે.

## આપા ભાલાળાની ખાંભી

જાંબુડા ગામ ચારણોનું ત્યાં અણનમ માથાં વીશળ રાબાનો ભાણેજ નામે આપો ભાલાળો રહેતો. જેણે જામસાહેબે આઈકામઈનું ખોખું (મૃતદેહ) અગન કાટ પર ન ચડાવવા અને પોતાના પ્રાણની રક્ષા કરવા વડલા ઉપર આઈના મૃત દેહનું ખોખું ચડાવી માથે પહેરા રાખેલ, એ આઈના ખોખાને દેન દેવા પોતાના મામા વીશળ રાબાને આંબરડીથી નોતરી ભેળો હાલી આઈના દેહને અગનદાટ કરાવેલ. તે વખતે આઈને તો જોરાવર ચારણો જઈ અગ્નિદાહ દઇ આવ્યા પણ ત્યાં થએલ ધીંગાણામાં આપો–ભાલાળો ધવરાણો અને કામ આવ્યો જેને જાંબુડા લાવી રાબા વીશળ તથા સાથીદારોએ દેન પાડયો. એની ખાંભી અને તે પર ડેરી જાંબુડાના દખાંણાદે પાદર છે. અને બાજુમાં આઈ કામઈની વાવ તથા હીંગળાજનો ઓરડો છે જ્યાં આઈકામઈનો નેસ થોડો વખત રહેલ. આ અવશેષોમાં હીંગળાજનો ભાંગલો તૂટલો ઓરડો અને માંહે મૂર્તિ છે ત્યાં વાવ હમણાં સુધી હતી પણ હાલ બુરાઈ ગઈ છે અને આપા ભાલાળાની ડેરી તથા ખાંભી મોજુદ છે. ખાંભીના અક્ષરોને લૂણો ખાઈ ગયો છે. ઉગમણે બાર ડેરી છે. જાંબુડાની નદીના કાંઠે જાની કુળની બે પૂજ્ય સતીઓની ખાંભીઓ છે, જેને ચૂંદડી નાળીએરની માનતાઓ ચડે છે. એમના લગનની જાન લુંટાતાં વરરાજા

મારાં ગયા તેનાં શબ ખોળામાં લઈ સતીઓ થયેલ બ્રાહ્મણી દેવીઓ છે. જે ખાંભીઓ માથે ડેરી છે અને હાલ દેવીઓ પૂજાય છે.

## નવાનગરનું પૂંછડે રાજ

સરધાર છોડી જાંબુડા ઘડીક રોકાઈ આપણે જામનગર આવ્યા. આ નગરની ખીલી ખોડવા જૂનાગઢ મહા પંડિત શ્રીપાદ ભટ્ટને આમંત્રણ જામ રાવળે આપેલ હતું. કહેવાય છે કે આજે જ્યાં દરબાર ગઢ છે ત્યાં દરબાર ભરીને ખીલી ખોડાઈ. વાત રૂદ્રમાળ ને ધાધ પંડિત જેવી જ કહેવાય છે. શ્રીપાદ ભટ્ટે ખીલી ખોડીને કહ્યું કે શેષનાગની ફેણ્ય માથે ખીલી ખોડી છે. તારૂં રાજ અવિચળ રહેશે. દરબારને વિશ્વાસ ન બેઠો હાંસી જેવું થયું. ખાત્રી કરાવવા શ્રીપાદ ભટ્ટને કહેવામાં આવ્યું.

ક્રોધાવેશમાં પંડિતે ખીલી ખેંચતાં લોહીની શેડય ફૂટી. દરબાર અવાક થઈ ગયો. ફરી વિનંતી કરવામાં આવી ત્યારે શ્રીપાદ ભટ્ટ કહે તને વિશ્વાસ ન બેઠો. હવે તો શેષનાગ હજારૂં ગાઉ આઘા નીકળી ગયા. ફરી ખીલી ઠબકારી. શેષનાગની પૂછડીએ લાગી. શ્રીપાદ ભટ્ટ કહે તારૂં રાજ્ય પૂછડીએ રહેશે. ત્યારથી ટીલાતને બદલે ફટાયા જ રાજ કરતા આવે છે. આ ખીલી (થાંભલી) આજે નગરના ગઢમાં ઉગમણી ઓશરીએ પૂજાય છે. હાલ ત્યાં ડિસ્ટ્રીકટ સર્વે ઓફિસ આવેલી છે.

## આઈ કામઈની ખાંભી

જામ રાવળના જીવનનો કરૂણ અંત આઈ કામઈના શ્રાપથી આવ્યો. કથા જાણીતી છે. આઈ તો વ'વારૂ હતાં. એમને ત્યાં ઊંચીજાતની ઘોડીઉં હતી. એમાં 'સમળાઈ' જાતની ઘોડી જોવા જામ રાવલ આવ્યા. આઈ ઘરે એકલાં. ઘોડી જામ રાવલને ગમી ગઈ. માગણી કરી. આઈ કહે ઘરે કોઈ નથી અને હું વ'વારુ માણસ, મારાથી ન અપાય. ત્યારે ઘોડીઉં પરાણે છોડી લીધી. આઈ પાછળ ગયાં. કહે છે કે કોઈના ચડાવ્યા જામ રાવળે આઈ કામઈને ભાલી કલ્યાં. આઈનો રોષ ભભૂકી ઊઠયો. થાનેલા કાપી લોહી છાંટયું. જામ રાવલ ભાગ્યો. આઈ પાછળ પડયાં. અને એક પછી એક એમ આઠ અંગ કાપ્યાં. જામ રાવળ પગમાં પડયો. આઈએ સરાપ્યો કે મારો દેહ અગ્નિ-દાહ પામશે તે ભેળો તારા અંગમાં અગ્નિ વ્યાપશે.

આઈનો દેહ પડયો, પણ જામ રાવળે એમના નિર્જીવ દેહને બંધાવીને એક વડ ઉપર ચડાવી દીધો. નીચે પહેરા મૂકયા. થાતાં થાતાં થાતાં બે મહિના થઈ ગયા. વીસળ રાણાના ભાણેજ આપા ભાલાળાએ વીસળ રાણાને કહેવરાવ્યું કે એક ચારણ આઈનો દેહ અગનકાટ ન ચડવા દેવાય તો ચારણોના જીવતરમાં ધૂળ પડી કહેવાય. આ સાંભળી વીશળ રાણો પચીસેક ચારણો સાથે દ્વારકાની જાત્રાએ નીકળ્યો. વડ પાસે આવી બધું સમજી લીધું. દ્વારકાથી પાછા ફરતાં ગાડામાં ઘીના કુડલા, ચંદનનાં લાકડાં વગેરે અંતિમ ક્રિયાનો બધો સામાન ભર્યો. અધરાતે વડ નીચે આવી ઉતારા કર્યા. પછી એક માણસ વડ ઉપર ચડી ગયો. નીચે ગાડું સળગાવ્યું. જામના સીપાઈઓ ચોંકયા પણ શું થાય છે તે સમજ્યા ત્યાં ઉપરથી આઈના દેહને ગાડામાં પાડયો. સૈનિકો દોડયા. ચારણો સાથે ઝપા-ઝપી થઇ ત્યાં આઈનો દેહ સળગવા માંડયો ને ત્યાં જામ રાવળના દેહમાં અગ્નિ વ્યાપ્યો. ચારણો છટકી ગયા. કાંઈક મરાણા, આપા ભાલાળાને ઘાયલ સ્થિતિમાં જાંબુડા લાવેલ ત્યાં એનો દેહ છૂટી ગયો. એની ખાંભી આજે ઓટા ઉપર ઊભી છે. ત્યાંથી એક નાડાવા ઓતરાદી આઈ કામઈની વાવનો ખાડો અને એક નાજ્યનો ટોડલો ઊભો છે.

આ આઈ કામઈની એક ખાંભી અને માથે મંદિર બાળંભા પાસે સામપરની કાંટયમાં છે. બીજી ખાંભી જામનગરના ઉગમણે પાદર નાથજીની જગ્યાએ આશાપુરાની ખડકી સામે ડેરીમાં છે. ત્રીજી ખાંભી ખંભાળીઆથી આથમણા પીપળીઆ ગામના પાદર-માં છે. અહીં આઈ રહેતાં હતાં. અને અંહીથી જામ-રાવળે ઘોડીઉં છોડયાની વાત પ્રચલિત છે. એ વખતે જામ રાવળની રાજધાની ખંભાળીઆ હોવાનું કહેવાય

છે. અહીં ટીલાત મેડી છે. આઈની ખાંભી ઉપર હાલના જમાનામાં મંદિર બાંધવામાં આવેલ છે.

## ચારણોનાં રક્તસ્નાન

આઈ કામઈની આ મંદિરથી ઓતરાદે ગરાંભડી નામનો ઉજડ ટીંબો પડયો છે. આ ગામ ચારણોથી વસેલું ને ખૂબ સમૃદ્ધ હતું, પણ જામ રણજીતના સમયમાં ચારણોના દરેક ગામના ગરાસ ઉપર સલામીની રકમો ભરવા હુકમ થયો. આથી ચારણો વિફર્યા. કે જામ સાહેબના રાજ્યના સીમાડા વધારવા અમારા ૧૩૦૦ તુંબેલનાં માથાં લડાઈઓમાં લેવાણાં છે, અને જામરાવળની મોર આવી અમે આ મુલક ઘરે કર્યો છે. જામસાહેબને હાલારમાં લાવનાર અમે ચારણો છીએ. જે દી લાવ્યા તેદી લડાઈમાં મળતા મુલકમાંથી ૧૩મો ભાગ તુંબેલોનો રહેશે એવા કરાર થયા છે. પણ જામસાહેબ માન્યા નહિ અને તુંબેલો પણ સમજ્યા નહિ અને જામસા-ના હુકમ સામે ચારણોએ બંડ પોકાર્યું તથા પ્રજાને રંજાડવી શરૂ કરી. જામસાહેબે ૩૦૦ બલોચ મકરાણી શીરોહીના સ્વરૂપસિંહજી પાસેથી મંગાવ્યા અને સાતુદડના રૂપસિંગજી જાડેજા (કાના) તથા છેલભાઈ દવેની સરદારી નીચે ચારણોને ધમરોળી નાખ્યા. ચારણોનાં ૧૧ મુડદાં બેહ ગામને ગોંદરે બલોચોની બંધુકોથી ઢાળ્યાં. કેટલાંય ગામ મારપીટ અને અનેક પ્રકારના અહર બલોચોના ત્રાસથી ઉજડ કર્યાં. ચારણોનાં ઘરબાર લૂટાણાં અને વેરવિખેર કર્યા. એ વખતના ભાગી છૂટેલ ચારણો હજુ જામજોધપર, પોરબંદર, ભાણવડ વિગેરે ગામો તરફ વસી ગયા છે અને એની જમીનો ખાલસા થઈ રાજ્યની જમીનમાં ભેળવી દેવામાં આવી છે.

## હરદાસ વાચાની ખાંભી

આ ગરાંભડી ગામની શીમમાં એક મોટી ખાંભી ચારણ હરદાસ વાચા (શાખ) ઊર્ફે હડીઆની છે. આ હરદાસ ઊર્ફે હડીઆ વાચાએ જામ રાવલની ફોજોમાં ખૂબ મદદ કરેલ. એક વખત જામરાવલને અમદાવાદ બાદશાહ કે બાદશાહી સુબાનું તેડું થએલ. આ વાતને વરસ ૪૦૦ થયાં. (અહીં અમદાવાદમાં તે વખતે સુલતાન ' હતો કે સુબો તે વાત મુરબ્બી જયમલ્લભાઈએ નક્કી કરવાની છે)

સુબાની કે સુલતાનની કચેરીમાં જામરાવળને પોતાના એક માણસ સાથે નિઃશસ્ત્ર આવવાનું હતું આ વખતે જામરાવળે બે જોધાનાં માથાં પકડી ભટકાવીને ફોડી નાખે એવા જવાંમર્દને સાથે લેવા વિચાર કરતાં પોતાનો માનીતો ચારણ હરદાસ વાચો ધ્યાનમાં આવ્યો. એને વાત કરીકે આપણે નિઃશસ્ત્ર શાહી કચેરીએ હાજર થવાનું ફરમાન છે એટલે મારે તારા સિવાય બીજો નજરમાં સમાતો નથી. આ વખતે હરદાસે ભેળો હાલવા હામ ભીડી. અને જામરાવળની સાથે ગયો.

શાહી મુલાકાત પૂરી કરી પાછા વળતાં જામરાવળે કહ્યું કે: "માતાજી આશાપુરાની મહેરથી આપણે હેમખેમ ઉતારે આવ્યા. પણ કદાચ દગો થયો હોત તો હડીઆ! આપણે શું કરત?" હરદાસ કહે. "જામસા. તુંમ જાણજે કે દાવૈયા (દુશ્મન) લીધા વિના આપણે ખપી જાત. આ જોઈ લે"! કહી પોતાના પાસાબંધી કેડીઆની બન્ને કાંડાની બાંયુંમાંથી બે નાગી (ઉઘાડી) કટારીઓ આંખ્ય અંજાઇ જાય એવી ભડકા જેવી ભાળી. જામ રાવલના હરખનો પાર ન રહ્યો. "રંગરે હડીઆ! તેં તો અખ્યાત કરી. ભલે તને ભેળો લીધો. તારા ભેળા મરત તો પણ ભાયડાને મોતે."

એ પછી જામ રાવલને ખટક ઊપડી કે મારૂં મોત ચારણના છોરૂના હાથે છે એવા જોશ છે તો રખે આ હડીઓ કો'કદી સામો મંડાય. બીજો ચારણ તો માએ જણ્યો આવો હઠીલો અને મરણીઓ મારી નજરમાં નથી. એ પછી જામ સા'ની આંખ્યુંમાં હરદાસ ઉપરનું હેત કપટ સ્વરૂપે રમવા કર્યું. દગાબાજ રાજવટમાં પોતાનું અને પ્યારૂં કોઈ ન હોય. એમ થતાં થતાં હરદાસને પતાવવાનો મોકો જામ રાવળે દ્વારકા જતાં લીધો. હરદાસને કહેણ મોકલેલ કે દ્વારકા જતાં મારગમાં પહેલી શીરામણી ગરાંભડી હરદાસને ત્યાં હશે. હરદાસ શૂરવીરને છાજે તેમ ભોળો હતો.

ખૂબ રાજી થયો અને જામ સા. એ આવતાં મારગ ભૂલવશ્રી આંદરી. હરદાસ વાટ જોતો રહ્યો અને મોડું થયું. જામ સા પોતાના કટક સાથે મારગ ભૂલ્યા છે એવું ગરાંભડીના કોઠા ઉપરથી દેખાણું. પોતે ઉપલાણુ ઘોડીએ આડો ફર્યો. જામ સાહેબે મોકો જોઈ એના ઉપર બંધુકોનો તાસીરો કરાવી નાખ્યો અને પરોણાગત કરવાની કોડ ભરી હામમાં હરદાસ પરલોક ગામી થયો. એ હરદાસની ખાંભી આજે ગરાંભડીને ગોંદરે ઊભી રાજાની દોસ્તીનો સાર બતાવી રહી છે. હરદાસ ગયો પણ એની વીરતાની ગાથા આજે આખી બારાડીના ચારણોને હૈયે અને હોઠે રમે છે.

## ખીમરા ને લોડણની ખાંભી

જામનગરના રાવલ (હાલાર) ગામે કલ્યાણજીભાઈ વસંતના જીનના કમ્પાઉન્ડમાં આથમણા છેડે ખીમરા અને લોડણની ડેરી અને ખાંભીઓ છે. ત્યાં આજે માનતાઓ આવે છે અને ભાદરવી અમાસે મેળો ભરાય છે.

## વરજુ અને જાનલની ખાંભી

કચ્છમાં વાગડમાં રવેચી માતાના થાનકેથી રણના સામા કાંઠે ગઢડા ગામ છે. આ ગઢડા એકકાળે સીંધલ પરમારોનું નાનું એવું રાજ્ય હતું. આ સીંધલ રાજપૂતોને ચારણો સાથે તકરાર થતાં ચારણ માર્યો ગયો. એ ચારણની બે બેનો નામ વરજુ અને જાનલ ભાઈના શબને ખોળામાં લઈ સતી થઈ. સીંધલોને શ્રાપ દીધો કે ગઢડો ઉજડ થશે ને પરમારોનો વંશ જશે. આ બન્ને બહેનો તથા ભાઈની ખાંભીઉં ગઢડાથી જનાણ જતાં મારગે બાવળની કાંટયમાં, ડુંગરાની પડધારમાં અને તળાવડીને કાંઠે આવેલી છે. ત્યાં કોઈ આસ્તિકે પાકો થરો ઓટા ઉપર બેસાડયો છે. એની માનતાયું ચાલે છે. આ આઈયુંનાં સૌથી મોટાં બહેન કચ્છમાં નખત્રાણા તાલુકાના મોરઝર ગામે આઈવાનું સરતાણીઆ મારૂમાં સાસરે હતાં. એ આઈવાનું મોરઝરમાં સતી થયાં છે. તેની છતરડી મોરઝરની પાદર ઉતરાદી ડુંગરની ધાર ઉપર આવેલી છે.

## આઈ ભરાડીની ખાંભી

જામનગરથી દખણાદું ખડખંભાળીઆ અને ત્યાંથી પૂર્વમાં ગામ રામપર છે. આ ગામે હાંડલીઆ ડુંગર માથે ભરાડીમાનું થાનક છે. ખાંભી ઉપર ડેરી છે. આ આઈની ભેંસું સંધીઉંના ખેતર–વીડમાં ભેલાણ કરેલ. સંધીઓ કૂહાડીઓ લઈ આઇને ઝૂંપડે આવી ન બોલવાનું બોલ્યાં. એક સંધીએ આઈના થાનેલા ઉપર તરવારનો ઘા કરતાં થાનેલા તૂટયા. આઇ કોપાયમાન થયાં. પોતાનું નાનું બાળક ઘોડીઆમાં સૂતેલ. આઈનો આત્મા કકળી ઊઠયો ને બોલ્યાં કે "જા ફકીરા, તારી સાત પેઢી સુધી તારે ઘેર મૂંગાં જનમ લીએ ને આઠમી પેઢીએ તારો વંશ જાય તો જાણજે કે મારો શ્રાપ સાચો નિવડયો છે. આટલું બોલતાં બોલતાં આઇને સત ચડયું ને તે ચિતા ખડકાવી સળગી મૂઆં. સાત પેઢી મૂંગા જન્મીને આ સંધીની ઓલાદ આઠમી પેઢીએ ઉખડી ગઇ.

## જામંગ ચારણોની શહાદત

ચોટીલા તાબે આણંદપુરમાં જામંગ શાખના ચારણો રહેતા. કોઈ ચોત્રીસા જેવો ભયંકર દુકાળ પડયો. એક જ ભેંશ પદારથી ભૂરી ચારણને આંગણે રહેલ. વનોવન ભટકી પાંચ પાંચ ગાઉના પંથ કરી પાંદડાં થોર અને ઝાડની છાલ્યું અને તાડીના ગાભા કાઢી ખવરાવી ચારણે ભેંશ જીવતી રાખેલ. અધમણક દૂધ કરે. બાપ દીકરાને ન દીએ એવી ભેંશ જરૂર પડે તો આંગળીનાં ટેરવા કરડાવીને પણ સંતાષી રાખે એવી ભૂરી. રાજા માગે તો પણ જવાબ મળે કે 'તારૂં નગર અને મોળી ભગર, બાપ! ભગરનાં માગાં ન હોય, દીકરીઉનાં માગાં હોય. વવારૂનાં માગાં નો'ય.' આવી ભગર અને કાઠીઓ મલક એટલે આ ચારણ જેમ બોર દેખાડે પણ બોરડી ન દેખાડે એમ અસુર અવાર કોક અજાણ્યો કાઠી આવી ચડે તો ઝોકની બાર વાળુ કરાવે પણ આંગણુ ન દેખાડે.

એવામાં કો'ક કાઠી આપા ભેંશ સારૂ અંધારામાં ઊતર્યા. વાડય ફાડીને ભેંશને કાઢી ગયા. ચારણોએ ધા નાખી. લાંઘણું કરી. પણ આપા અવેરા હોય

મનાવ્યા માન્યા નહિ. એટલે ચારણોએ અબુંદપુર આવી કાકીઓના નામની પોક મૂકી ઝૂંપ ખડક્યું. એટલે પોતાનાં ઝૂંપડાં પાડી અંદરની ઘરવખરી સર-સામાન કાટવરણ થાંભલી ખીંતી વાડય કાંટા બધું ખડકી એ કુળનાં નવ ચારણોએ 'જય અંબે' 'જય જોગમાયા' 'ૐ નમઃ શિવાય શંકરાય' એવા બોકારો સાથે એ ઝૂંપ સળગાવી ઝૂંપ પર બેસી આપઘાત કર્યાં.

ત્યારથી આ અબુંદપુરમાં કોઈ ચારણ રહેતો નથી અને રહે તો ફળે નહિ. સુખી ન થાય.

## જસંગ રામદાસની ખાંભી

ચારણોમાં પીઠી ભર્યાં પરણવા જતા ચારણ જસંગ આપા રામદાસની માનતાઓ પણ ચાલે છે. એણે પરણવા જતાં મારગમાં ચારણો નેતપરના ગઢેરના પાદર ધીંગાણું કરવા બેઠેલ તેની વ્હારે બેસી જઈ ધાન ધીંગાણું પૂરી થયે પોતાની જાન પાછી કાઠિયાવાડ તરફ વાળી મૂકી અને વરરાજાએ તેઓએ ડગલો પહેરી વાગું કર્યું.

વાગું કરનાર આપા રામદાસ રાણીગપર(ભાટીઆ)ના હતા તેની ઘોડીની ખાંભી અને આપા રામદાસની ખાંભી ઉપર વડ આજે રાણીગપરને પાદર છે. કોઈ કહે છે કે તે મીઠી (કરીયાણી) મીઠી જાયે થઈ ગયા.

# લાખા ફુલાણીની સમાધિ

ફુલાણી રાજનાં પૂજન કચ્છમાં થતાં નથી એટલાં કાઠિયાવાડમાં થાય છે. ફુલાણી જેવા અનેક વીરને જન્મ આપીને કચ્છની ધરતી ધન્ય બની છે. એ રાજા તો હતો પણ મહામાનવ હતો.

ખેતીના વિકાસ માટે એનો નિયમ હતો દર-રોજ નવા કૂવાના પાણી વડે દાતણ કરવાનો. કેવી અનેરી યોજના!

કહેવાય છે કે એની પાસે અખૂટ અજના જેવો સુવર્ણ પુરસો હતો. તેમાંથી દરરોજ સવા પ્રહરદિન ચડતાં લગી એ સોનાનું દાન દેતો. સવારના સમયને 'રા લાખેજો પોર' એમ કહેવાય છે. એ વખતે ખોટું ન બોલાય, એવી માન્યતા છે.

એની માતા સોનલ અપ્સરા કહેવાય છે.

એની ધર્મભગિની ડાહી રૂમણીની દેરી પણ આટકોટમાં છે.

ફુલાણીને દેશવટો મળ્યો અને કચ્છમાં દુકાળ પડવા લાગ્યા. એનાં પગલાં પડતાં જ બારે મેઘ તૂટી પડ્યા એટલે લાખો મેઘનો અવતાર કહેવાય છે.

દિવાળીના પડવાને દિવસે એના પાળીઆને રબારણો દૂધે નવરાવે છે. સોનલને રબારીઓએ ઉછેરી મોટી કરી હતી માટે—

ભાદરવા સુદ ચોથના દિવસે એ મરાણો—એની યાદમાં કચ્છી પ્રજા ભાદરવાની ચોથનો ચન્દ્ર જોતી નથી.

આ પણ એક અદ્ભુત વાત છે. હવે તો જૂની વાતો બધી જ ભુલાઈ ગઈ છે. આ વાત આજે ભાગ્યે જ કોઈ જાણતું હશે. મારવાડ સુધી એની કીર્તિ ગવાય છે. મારવાડમાં એ લખરાજ કહેવાતો એમ ટોડ રાજસ્થાન કહે છે.

## લાખા ફુલાણીની સમાધિ પર

ભાદર ! તારા કાંઠડિયા પર, રસનો સાગર સૂતો,
રસનો સાગર સૂતો, કચ્છનો સ્નેહ–સુધાકર સૂતો–ભાદર૦
લખેણો લાખો ફુલાણી, કચ્છનો નરવર સૂતો,
નવે કૂવે નિત દાતણ કરતો, રસિયો રસધર સૂતો–ભાદર૦
વર દેનારો, વિષ પીનારો, ભોળો શંકર સૂતો,
સુવર્ણ–પુરસો સંઘરનારો, તજનારો નર સૂતો–ભાદર૦
સુવર્ણનાં દાનો દેનારો, દેવ દિલાવર સૂતો,
અપ્સર ઉદરે અવતરનારો, કચ્છનો કેસર સૂતો–ભાદર૦
ધાબ–સખી ડાહીરૂમણીનો, ધર્મ–ધરોહર સૂતો,
સૂર્ય સમાને ચડનારો, ભડવીર મહાભટ સૂતો–ભાદર૦
રખુરેલો રબારીનો વાલો, જગ-ઉદ્ધારક સૂતો,
મારવાડ ગુજરાત ગવાતો, ગુણ રત્નાકર સૂતો–ભાદર૦
મેઘ તણો અવતાર મનાતો, દેવ દીવાકર સૂતો,
સોરઠ ખાખ તણે સીમાડે, અમર મુસાફર સૂતો–ભાદર૦
ખળખળ દૂધે ખરે નહાતો, રસિયો રસભર સૂતો,
કચ્છ–કેસરો કોટ એક તું, આટકોટ પર સૂતો–ભાદર૦
સિંધુડો–સરણાઈ સુણતો, કચ્છ–કલાધર સૂતો,
ભાદર ! તારા કાંઠડિયા પર, રસનો સાગર સૂતો–ભાદર૦

– દુલેરાય કારાણી

# મૃત્યુ–સ્મારકોનો ક્રમિક વિકાસ

હરસુરભાઇ એન. ગઢવી

મૃત્યુનાં સ્મારકો અંગે વિચારતાં દષ્ટિએ ચડે છે સોમનાથને સમુદ્ર તટે સવા ત્રણહજાર વર્ષ પૂર્વેનું યાદવાસ્થળીનું દૃશ્ય–શ્રી કૃષ્ણનું અંતીમ વિશ્રામસ્થાન દેહોત્સર્ગ. જોવા બેસીએ તો મહાભારતનો બિભીષણ કાળ એનાથી થોડોક જ પૂર્વે માત્ર ૩૬ વર્ષના ગાળે જ રહ્યો. ભીષ્મનો દેહત્યાગ, કર્ણના મૃતદેહનું દહન. એ એના આછા પાતળા સગડ સાંપડે છે. તેજવું કરીને નિહાળીએ તો ગિરનારની તળેટીમાં આવેલી મુચકુન્દની ગુફા નજરે ચડે છે. મુચકુન્દના નહિ પણ કાળયવનના સ્મારક સ્વરૂપે.

એનાથી યે થોડે આઘે કળાય છે આગ્રાથી ચુમાલીસ માઇલ દૂર આવેલું વટેશ્વર નામક ઐતિહાસિક સ્થળ. શ્રીકૃષ્ણના દાદા શૂરસેનની એ રાજધાની હતી. અહીં વહેતી યમુના નદીને કિનારે 'કંસ કિનારા' નામે એક સ્થળ છે. કહે છે કે કંસને મારીને એનુ શબ યમુનામાં કૃષ્ણે નાખેલું એ આ સ્થળે અટકી ગયેલું.

આમ મરણોત્તર સ્મારકોની પ્રથા મહાભારત યુદ્ધના કાળ પૂર્વે પણ પ્રચલિત હતી. એટલે કે તામ્રયુગ પહેલાં પાષાણયુગમાં પણ એ પ્રચલિત હશે જ.

માનવીને મૃત્યુનું ભાન થયું ત્યારથી એને નિવારવા એ તરત તત્પર થઇ ગયો હશે એણે અગ્નિની શોધ કરી. શસ્ત્રાસ્ત્રો શોધ્યાં. ઉપચાર પદ્ધતિમાં આગળ વધ્યો. મૃત્યુના ભયને નિવારવા જ દેવો અને દાનવોએ સમુદ્રમંથન કરી અમૃત શોધી કાઢયું. સૂરોએ એ હાથ કરી લીધું તો અસૂરોએ મૃત્યુસંજીવની વિદ્યા મેળવવા પ્રયત્ન કર્યો. અમરત્વ માટે જ અન્ય ધર્મમાં આબે હયાતની વાત મળે છે.

આ બધા ઉધામા પછી જન્મ મરણ એ પ્રાકૃતિક ક્રિયા જ છે, એવા સત્યની પ્રતીતિ થતાં એણે દીર્ઘજીવન પ્રાપ્ત કરવાની કોશીશ ચાલુ કરી જે હજી સુધી ચાલે છે ને હવે તો અમર શા માટે ન બનાય એની પણ શોધ થઈ રહી છે. જો મરવાનું નિશ્ચિત છે તો પછી એનું સ્મરણ રહે એવા વિચારમાંથી મૃત્યુનાં સ્મારક તરફ માનવી વળ્યો હશે. જેમાંથી મૃત વિગેનાં ઔષધો દ્વારા શબોને રાખી મૂકવાની શોધ થઈ. કદાપિ આ પુરુષો ને સ્ત્રીઓ એમાંથી ઊઠીને એક દિવસ બેઠાં થશે એવી એની પાછળ માન્યતા રહેલી. એ પીરામિડો, કબરો અને ચગા કે ચૈત્યો એના જ અનુસંધાને વિકસ્યા હશે. જે મહાન સ્થાપત્યો સુધી માનવીને દોરી ગયેલ છે.

નાના મોટા માટીનાં ઢેફાં ને પથરા મૂકવાથી એની શરૂઆત થઇ હશે. પથરાની દેરડી પ્રથમ બનાવતા હશે. એવા શિખર જેવા ઢગલા પછી એકાદ મજબુત અણઘડ પત્થર ખોડાતો થયો હશે. એ પછી સારો પત્થર મૂકવાની સાથે એમાં સંકેતો મૂકવાનું શરૂ થયું હશે. આવા સંકેતોમાં સર્પ, વૃક્ષ, સૂર્ય, ચંદ્ર, પશુ, પક્ષી, વેલ વગેરે કંડારાતાં કે આલેખાતાં હશે. લિપિની શોધ થતાં ટૂંકી વિગત એમાં આલેખવાની અને પછી કોતરવાની શરૂઆત થઈ હશે.

પછી એની આસપાસ ટોળે વળવાનું, ઉત્સવ જેવું કરવાનું અને વિધિઓ ઊભી થતી જાય તેમ પૂજા કરવાનું અને પછી ધૂપ, દીપ નૈવેદ્ય ધરવાનું શરૂ થયું હશે. સંભવ છે કે મૂર્તિપૂજા પહેલાં આવી ચગા, ઓટા કે ખાંભીની પૂજા શરૂ થઈ હશે. સિંદૂર ક્યારે શોધાયો તે સંશોધન માગી લે છે. કારણ કે એની શોધ ઘણી મોડી થઈ હોવી જોઈએ. એટલે કે સિંદૂર ચોપડવાની પ્રથા પાછળથી શરૂ થઈ હોવી જોઈએ.

ક્રમિક વિકાસ દ્વારા આ ખાંભી ને પાળિયાની

પ્રથા વર્તમાન સ્વરૂપ સુધી પહોંચી હશે. હવે તો ક્રમિક લોપ પણ થઈ રહ્યો છે. આ પ્રથાનું રૂપાંતર થવા માંડયું છે. પશ્ચિમી પ્રથાના અનુકરણે આપણે ત્યાં પણ સૈનિકોનું એક જ સ્થળે સામૂહિક–સ્મારક કરવામાં આવે છે. સારા વિવિધકોણી ઓટા ઉપર એક સ્તંભ રચવામાં આવે છે, ને એના ઉપર શહીદોનાં નામ તારીખ અને ટૂંક વિગત લખવામાં આવે છે. સિંદૂર ચોપડવાનો પ્રશ્ન ત્યાં રહેતો નથી.

આવાં મૃત્યુનાં સ્મારકો મરનારનાં સગાંઓની રૂચિ અનુસાર પણ રચાતાં હશે. શ્રીમંતો, રાજાઓ, સુલતાનો લાખો રૂપિયાના ખર્ચે દેરી, છત્તરી, રોજા હજીરા અને મકબરા બનાવતા હશે. તાજમહાલ એ મૃત્યુનું સ્મારક જ છે. એ જ રીતે અકબરથી માંડી ને ઔરંગઝેબ સુધીનાં મૃત્યુસ્મારકો આજે પ્રવાસીઓનાં આકર્ષણ ધામ બન્યાં છે. ઔરંગઝેબનું તો અદના આદમીથી પણ સાદું સ્મારક છે.

હિંદુ રાજવીઓ આવાં સ્મારકો તરીકે શિવલિંગો, મંદિરો, જળાશયો–વાવ–કૂવા, નગરીઓ, શિલાલેખો, તામ્રપત્રો, સ્તંભો વગેરેનો ઉપયોગ કરતા. આમ નામને અમર કરવા માટેના પ્રયાસો થતા જ રહ્યા છે.

નામ રહંતા ઠક્કરો, નાણાં નવ રહંત;
કીર્તિ કેરાં કોટડાં, પાડયા નવ પડંત.

આવું સાહિત્ય અમર નામના માટે અમરકીર્તિ માટે જ સરજાયા કરતું. એક કાળ એવો ગયો કે મૃત્યુ પછી નામ અમર રહે એ માટે જીવતાં જીવન માણસ અનેક કાર્યો કરતો. દાન ધરમ, ભેટ સોગાદ, શિલ્પ–સ્થાપત્ય, સાહિત્ય સર્જન વગેરે પાછળ પ્રતિષ્ઠાની અમરનામની બળવાન પ્રેરણા કામ કરતી. એટલું જ નહિ પણ એની ગંજાવર સ્પર્ધા ચાલ્યા કરતી. યુદ્ધોમાં અને વીરત્વમાં પણ આ સ્પર્ધા કામ કરતી. બિરદાવળી એ કારણે રચાયા જ કરતી. તે એટલે સુધી કે વીરગતિને પામ્યા બાદ એનાં પરાક્રમનાં કાલ્પનિક વર્ણનોની ગાથાઓ રચાઈ ગઈ છે. બન્ને પક્ષોના કવિઓની પણ આ ગાથાઓ રચવામાં હરિફાઇ જામતી. આથી ઘણા નાના પ્રસંગો ઘણા મહાન બની જતા અને નાનકડું પરાક્રમ પાંડવોના પરાક્રમ સાથે જ વર્ણવાતું, કયારેક એનાથી આગળ નીકળી જતું ને દેવો તો આ બધાં યુદ્ધો જોવા હાજર જ હોય. અને યુધ્ધે ચડતો પ્રત્યેક વીર અપ્સરાને વરવાની વાટ જોતો હોય.

આમ રાજા બાદશાહો ને શ્રીમંતોનાં મૃત્યુ સ્મારકો પ્રદર્શનની વસ્તુઓ બની ગયેલ છે. જ્યારે સામાન્ય માનવી પાસે મૃત્યુ સ્મારક માટે એટલી દોલત કયાંથી હોય? એટલે જેવી જેની સંપદ્ એવા એણે થોડા પાણાના ચગાથી, ઢગલાથી, અણઘડ પાણાના ખાંભાથી અને આગળ જતાં સ્થિતિ થોડી સારી હોય તો ખાંભી–પાળિયા કંડારાવાને એને ખોડવામાં પોતાનો સંતોષ લીધો. પછી તો ખાંભી પાળિયાને કંડારનારા ગજધર, સલાટો, સોમપુરા કે કડિયાનો એક વર્ગ જ ઊભો થઈ ગયો.

ખાંભી અને પાળિયા શબ્દની, એની સામાજિકતાની અને વૈવિધ્યની ચર્ચા ઊર્મિ નવરચના'માં આવ્યા જ કરે છે. આ અંકમાં પણ એની અનેક વિદ્વાનોને હાથે ચર્ચા થઇ હશે. પણ આદિવાસીઓના એક વિભાગના ખાંભા અને ખતરીના રીતરિવાજ અંગે અહીં આપણે થોડી વિગતો જોઇએ.

આદિવાસીમાં કોઈ પરાક્રમ કરીને મર્યો હોય તેની પાછળ પત્થરની કે લાકડાની ચપટી એટલે કે એમાં કોતરણી કરીને મૂકાય છે. નિશ્ચિત તારીખે કંડારાય, નિશ્ચિત તારીખે રોપાય ને નિશ્ચિત રૂપે એની પૂજા ધૂપ દીપ ને નૈવેદ્ય ધરાય છે.

એમાં પૂણ્યકાર્ય કે પરોપકારનું કોઈ બંધન નથી. એમાં માત્ર વીર મૃત્યુ થયું હોવું જોઇએ. એવી જ રીતે સર્પદંશથી, ઝાડ ઉપરથી પડી જવાથી, અજાણતાં ઝેરી પદાર્થ ખાઈ જવાથી થયેલ મૃત્યુને અકુદરતી ગણે છે. આપઘાત અને સુવાવડ દરમિયાન થયેલાં મૃત્યુનો સમાવેશ આ વર્ગમાં થાય છે. તેઓની માન્યતા મુજબ આવી રીતે મરનારનો આયુષ્યકાળ અગાઉથી જ નક્કી થયેલો હોય છે.

હવે આવી રીતે મરનારનો જીવ મૃત્યુથી વિલીન થતો નથી પણ ઘરના રોજીંદા વ્યવહારમાં લલચાઇને ઘરમાં આંટા મારતો હોય છે એમ મનાય છે. પછી ઘરનાં માણસોમાંથી ગમે તેના શરીરમાં પ્રવેશીને પોતાને ગમતો વ્યવહાર કરવાની કોશીશ કરતો હોય છે. તે આત્માથી બચવા માટે લાકડાંના ફળાં જેને 'ખતરીઓ' પણ કહે છે તે ઊભો કરીને તેમાં આત્માને વસવાની વિનંતી કરવામાં આવે છે. એને ખાવાનું ધરે છે વહુઆરૂઓ લાજ કાઢે છે. પુરુષો પગરખાં હાથમાં લે છે. કુટુંબના સારા માઠા પ્રસંગોની જાણ આ ખતરીઆને કરવામાં આવે છે. આ 'ખતરી' ટકે ત્યાં સુધી તેનું અસ્તિત્વ મનાય છે.

જ્યારે આનાથી ભિન્ન માન્યતા અમુક પછાત અને કાંટિયા વરણની કોમોમાં હોવાનું જણાય છે. જેમાં કોઇ જુવાન વહુઆરૂ કમોતે મરે, વાવ કૂવે કે દરિયામાં ડૂબી જાય, સર્પદંશ કે સુવાવડથી મૃત્યુ થાય તો તેનો જીવ ઘરમાં અને છોકરાંમાં લાગેલો હોવાથી એ જીવ ઘરની આસપાસ ભમ્યા કરે છે. કુટુંબની અન્ય વહુઆરૂને રંજાડે છે એવું મનાય છે. એટલે ભૂવા પાસે દાણા જોવરાવી તેની ઈચ્છા વિષે પૂછવામાં આવે છે. પછી એને ઘરના મુખ્ય બાર-સાખના ગોખલામાં કે ગોખલો કરીને તેમાં લાલ મધરાશીનું કપડું રાખે છે. તેના ઉપર નાળિયેર મૂકીને એ નાળિયેરને ચૂંદડી ઓઢાડે છે. એને 'શિકો-તરૂં બેસાડયું' કહેવાય છે. પછી એનો પતિ મરે ત્યારે એને પણ નનામી જોડે બાંધી ને બાળી મૂકવામાં આવે છે.

વાળાક પ્રદેશમાં કોળીઓમાં ઉપર મુજબ વહુઆરૂ કમોતે મરી હોય તો શિકોતરૂં ઘરમાં નહિ પણ ગામ બહાર ખાંભીરૂપે બેસાડે છે. તેમાં સતીની ખાંભી જેવાં પ્રતીક હોય છે. પણ જમણો હાથ કાટ-ખૂણે વળેલો નહિ પરંતુ ખાંભીની વચ્ચોવચ્ચ ઉઘાડી હથેળીવાળો એક અથવા બે પંજાઓ કંડારેલા હોય છે. જે ઉપરથી શિકોતરાંની ખાંભી ઓળખી શકાય છે. વાળાકના સરતાનપુર, ગઢુલા અને કતપર વગેરે ગામોમાં આવી ઘણી ખાંભીઓ છે.

ખાંભી અને પાળિયામાં શૂરા, સતીઆ અને સતીઓનાં પ્રતિકો દ્વારા પ્રેમ શૌર્ય ને ભક્તિની ઉજ્જ-વળ ગાથાઓ જળવાઈ રહી છે, ભૂતકાળની ગૌરવ-વંતી સ્મૃતિરૂપે અને ભવિષ્ય માટે ઉત્તમ આદર્શરૂપ તે પ્રતિકો છે. આ બધું લુપ્ત થઈ જાય તે પહેલાં કોઈને કોઈ સ્વરૂપે એને ચિરંજીવી સ્વરૂપ આપવા તત્કાળ ઉપાયો કામે લગાડવા જોઈએ.

## કૃત્રિમ પાળિયા

આગળના જમાનામાં વણઝારા તથા સોદાગરો પોઠય અને ગાડાં ગડેરાં સાથે હરતા ફરતા રહેતા. વેપાર વણજમાંથી મળતાં નાણાં સાચવવાં અને હેર-વવાં ફેરવવાં મુશ્કેલ બનતાં. તેથી પડાવની આસ-પાસ કોઇને ન ખબર પડે તેમ દાટતા. કારણ કે નાણું રોકડમાં ધાતુઓનું રહેતું. આ નાણાંને દાટીને તેના ઉપર અથવા તેનાથી થોડા અંતરે પથ્થરની ખાંભી ખોડવામાં આવતી. એને સિંદૂર ચોપડીને સ્મારકનું રૂપ આપવામાં આવતું. તેને પાળિયો માનીને આગળના વખતમાં લોકો ધર્મદૃષ્ટિએ તેની છેડછાડ ન કરતા. ડરતા પણ ખરા. એની નોંધ ચોપડે રહેતી તેમ કહેવાય છે. આવું ધન ઉદા મહેતાને, કુમારપાળને, વસ્તુપાળ-તેજપાળને અને બીજા કેંકને મળ્યાની અનુશ્રુતિઓ ચાલે છે.

ચોર, લૂટારા, ધાડપાડુ વગેરેની લૂંટ-ધાડની મિલકત આવી રીતે દટાતી હોવાનું કહેવાય છે. જે જરૂર પડયે ખોદી કઢાતી. અને કયારેક કોઈ ઉઠાવી પણ જતું હોય અગર નાવારસી પણ રહી જતી હશે. 'ઊ. નવ.'ના ઓગસ્ટ અંક પૃ. ૨૪૩-૨૪૪ ઉપર આવા ખાંભાનો એક લેખ છે. તેમાં જણાવેલ છે તે 'તીરવા' અને 'ઢોલવા' ધન હોવાની વાત ઘણે સ્થળે સાંભળવા મળે છે. 'માથું વાઢે તે માલ કાઢે' વાળી વાત પણ ઘણી પ્રચલિત છે.

'ઊ.નવ.'માં આવી બેએક વાત નોંધાઈ છે. જેમાંના એક અનામી પાળિયા ઉપર 'ચાંગ નદી ને ચોમલ ગામ, ત્યાં છે પાંડવોનું ધામ, ત્યાં છે પારસ પીપળો, એકપાન સોનાનું, એક પાન રૂપાનું.' આવું

લખાણુ હોવાનું લેખક જણાવે છે.

'ઊ.નવ.' ૧૯૭૧ના જૂન અંકમાં 'પરિકમ્મા' વિભાગમાં પૃ. ૨૧૨ ઉપર સચાણા અંગેની વાતમાં જણાવ્યું છે કે: સચાણામાં આવેલા પ્રાચીન સૂર્ય-કુંડમાં એક શિલાલેખ હતો. કુંડ ભગ્ન થઈ જવાથી ઈસરદાસજીએ વાવરૂપે બંધાવેલો અને શિલાલેખનાં લખાણને લોકભાષામાં દોઢિયા દોહામાં કોતરાવીને વાવમાં ચોડેલો;

સચાણા ભરાણા વચ્ચે ધનનો નહિ પાર,
સો કુંવારી આભરણ, સો ગયંદા ભાર;
ખોદે ખોડી બાકરી, લિયે આંધળો ગોવાળ.

ભેસાણ ગામની આથમણી સીમમાં ત્રણેક માઈલ દૂર એક પ્રાચીન ટીંબો આવેલો છે. મારા દાદા સ્વ. જલાભાઈના કથનાનુસાર ત્યાં પૂરા કદની હિંગળાજ માતાજીની કાળા પત્થરની પ્રતિમા આવેલી હતી. તેની નીચે વિપુલ ધન દાટયું હોવાની કિંવદંતિ પ્રચલિત હતી. એ ધન કોઈક કાઢી ગયું ને મૂર્તિને આડી નાખી દીધેલ જે દટાઈ ગયેલ. વોંકળા કાંઠાની સપાટ જમીન હાલપણ 'હિંગળાજવાળી તળી' તરીકે ઓળખાય છે.

પોણોસોક વર્ષ પહેલાં દેવાયત નામનો કાઠી આ વિસ્તારમાં લૂંટફાટ કરતો. એકવાર એક ટપાલી સાથે ત્રાટકયો. ટપાલી સાથે બંધૂકધારી પોલીસ. ટપાલીઓ તો ભાગ્યો. પણ પોલીસની બંધૂક ખાલી. પછી લાકડીની જેમ બંધૂકે બંધૂકે દેવાયતને પાડી દીધો ત્યાં સુધી માર્યો. ટપાલીની ફરિયાદથી પોલીસો આવી ગયા. આપાનો કેસ હાલ્યો ને ૧૪ વરસની સજા થઈ. સજામાંથી છૂટીને આવતાં વૃદ્ધ થઈ ગયેલા પણ કોસ લઈને સીમમાં ભમ્યા કરતા. લોટા જોટા કરીને જે ધન દાટતા એ ઠેકાણું ગોત્યા કરતા, પણ પણ મૂઆ સુધી મળેલું નહિ. આ રીતે અનેક ઠેકાણે ધન દાટયાંની, અને પત્થર, ઝાડ કે પાળિયા જેવી નિશાની રખાતી હોવાની વાતો થાય છે ને ધન દાટયા પછી ન મળતું હોવાની અને કેટલાક મર્યા પછી ભૂત થઈને ધન આસપાસ ભમતા હોવાની તો કેટલાક રાફડામાં ધન હોવાની અને મરી ગયેલ વ્યક્તિ સર્પરૂપે એની સંભાળ રાખતા હોવાની સેંકડો વાતો સંભળાય છે. અને કેટલાકને નાગદેવ સ્વપ્નામાં આવીને તૃષ્ટમાન થયાની વાતો પણ સેંકડો વરસથી ચાલ્યા કરે છે. આને પરિણામે કૈંક પાળિયા ખોદાઈ ગયા છે ને હજુયે ખોદી કઢાતા હશે. ધનની લાલસા પાળિયાની પાયમાલી કરતા રહ્યા છે.

## સ્મારકોનો શાપિત પુકાર

શાપ દ્વારા માનવીનું પાષાણરૂપે પરિવર્તન થયાની વાતો અતિ પૌરાણિક છે. સતી અહલ્યાનું ગૌતમૠષિના શાપથી શલ્યારૂપે પરિવર્તન થઇ ગયેલું ને રામના પવિત્ર સ્પર્શથી શલ્યાની અહલ્યા થયાની કથા જાણીતી છે. આના ઉપરથી તુલસીદાસજીએ ગંગાપાર કરતા રામની નાવના નાવિકની નાવ નારી બની જવાની બીતીની રમ્ય કલ્પના કરી છે.

વાલીનો વધ કરવા પૂર્વે જ તાડવૃક્ષ છેદવા રામને સુગ્રીવે કહેલું તે પણ શાપરૂપે થયેલાં વૃક્ષો જ હતાં. યમલાર્જુનને બાલકૃષ્ણે મુક્ત કર્યાની વાત જાણીતી છે. અપ્સરાઓ અને દેવો વારંવાર શાપ આપીને પૃથ્વી ઉપર અવતરતા હોવાની વાતો જાણીતી છે. રાક્ષસોની ઉત્પતિ શાપને પણ કારણે થઈ હોવાનું કહેવાય છે.

શાપ બે પ્રકારના જણાય છે. એક સ્થાયીરૂપના અને બીજા અસ્થાયીરૂપના. શ્રી નાગજીભાઈ ભટ્ટિએ 'ઊર્મિ' ઓગેસ્ટ'૭૫ના અંકમાં સુજાનસેન રાજા તેના સાથીઓ સહિત ઋષિઓના શાપને લીધે પાષાણરૂપ બની ગયેલા. જાબાલિમુનિએ જણાવેલ રહસ્ય મુજબ રાજાની રાણીએ શિવની આરાધના કરવાથી બાર વર્ષના અંતે એ સહુ પુનઃ માનવદેહને પ્રાપ્ત થયેલા. એમના વંશજો માહેશ્વરી તરીકે ઓળખાયા. એટલે બાર વર્ષ પર્યંત એ સૌ ૧૪૦ જણા પત્થરરૂપે રહેલા.

સિદ્ધયોગી ધુંધળીનાથના શાપથી એકલું ઢાંક નહિ પણ પાટણ શબ્દ જોડેલા બાર નગરોના માનવ —પશુ—પંખી પત્થરરૂપે થઈ ગયેલા કહેવાય છે. પટ્ટણ સો દટ્ટણ કહેવાથી.

હવે આવી રીતે મરનારનો જીવ મૃત્યુથી વિલીન થતો નથી પણ ઘરના રોજીંદા વ્યવહારમાં લલચાઇને ઘરમાં આંટા મારતો હોય છે એમ મનાય છે. પછી ઘરનાં માણસોમાંથી ગમે તેના શરીરમાં પ્રવેશીને પોતાને ગમતો વ્યવહાર કરવાની કોશીશ કરતો હોય છે. તે આત્માથી બચવા માટે લાકડાંના ફળાં જેને 'ખતરીઓ' પણ કહે છે તે ઊભો કરીને તેમાં આત્માને વસવાની વિનંતી કરવામાં આવે છે. એને ખાવાનું ધરે છે વહુઆરૂઓ લાજ કાઢે છે. પુરુષો પગરખાં હાથમાં લે છે. કુટુંબના સારા માઠા પ્રસંગોની જાણ આ ખતરીઆને કરવામાં આવે છે. આ 'ખતરી' ટકે ત્યાં સુધી તેનું અસ્તિત્વ મનાય છે.

જ્યારે આનાથી ભિન્ન માન્યતા અમુક પછાત અને કાંટિયા વરણની કોમોમાં હોવાનું જણાય છે. જેમાં કોઇ જુવાન વહુઆરૂ કમોતે મરે, વાવ કૂવે કે દરિયામાં ડૂબી જાય, સર્પદંશ કે સુવાવડથી મૃત્યુ થાય તો તેનો જીવ ઘરમાં અને છોકરાંમાં લાગેલો હોવાથી એ જીવ ઘરની આસપાસ ભમ્યા કરે છે. કુટુંબની અન્ય વહુઆરૂને રંજાડે છે એવું મનાય છે. એટલે ભૂવા પાસે દાણા જોવરાવી તેની ઈચ્છા વિષે પૂછવામાં આવે છે. પછી એને ઘરના મુખ્ય બારસાખના ગોખલામાં કે ગોખલો કરીને તેમાં લાલ મધરાશીનું કપડું રાખે છે. તેના ઉપર નાળિયેર મૂકીને એ નાળિયેરને ચૂંદડી ઓઢાડે છે. એને 'શિકોતરૂ બેસાડયું" કહેવાય છે. પછી એનો પતિ મરે ત્યારે એને પણ નનામી જોડે બાંધી ને બાળી મૂકવામાં આવે છે.

વાળાક પ્રદેશમાં કોળીઓમાં ઉપર મુજબ વહુઆરૂ કમોતે મરી હોય તો શિકોતરૂં ઘરમાં નહિ પણ ગામ બહાર ખાંભીરૂપે બેસાડે છે. તેમાં સતીની ખાંભી જેવાં પ્રતીક હોય છે. પણ જમણો હાથ કાટખૂણે વળેલો નહિ પરંતુ ખાંભીની વચ્ચોવચ્ચ ઉઘાડી હથેળીવાળો એક અથવા બે પંજાઓ કંડારેલા હોય છે. જે ઉપરથી શિકોતરાંની ખાંભી ઓળખી શકાય છે. વાળાકના સરતાનપુર, ગઢુલા અને કતપર વગેરે ગામોમાં આવી ઘણી ખાંભીઓ છે.

ખાંભી અને પાળિયામાં શૂરા, સતીઆ અને સતીઓનાં પ્રતિકો દ્વારા પ્રેમ શૌર્ય ને ભક્તિની ઉજ્જવળ ગાથાઓ જળવાઈ રહી છે, ભૂતકાળની ગૌરવવંતી સ્મૃતિરૂપે અને ભવિષ્ય માટે ઉત્તમ આદર્શરૂપ તે પ્રતિકો છે. આ બધું લુપ્ત થઈ જાય તે પહેલાં કોઈને કોઈ સ્વરૂપે એને ચિરંજીવી સ્વરૂપ આપવા તત્કાળ ઉપાયો કામે લગાડવા જોઈએ.

## કૃત્રિમ પાળિયા

આગળના જમાનામાં વણઝારા તથા સોદાગરો પોઠય અને ગાડાં ગડેરાં સાથે હરતા ફરતા રહેતા. વેપાર વણજમાંથી મળતાં નાણાં સાચવવાં અને હેરવવાં ફેરવવાં મુશ્કેલ બનતાં. તેથી પડાવની આસપાસ કોઇને ન ખબર પડે તેમ દાટતા. કારણ કે નાણું રોકડમાં ધાતુઓનું રહેતું. આ નાણાંને દાટીને તેના ઉપર અથવા તેનાથી થોડા અંતરે પત્થરની ખાંભી ખોડવામાં આવતી. એને સિંદૂર ચોપડીને સ્મારકનું રૂપ આપવામાં આવતું. તેને પાળિયો માનીને આગળના વખતમાં લોકો ધર્મદૃષ્ટિએ તેની છેડછાડ ન કરતા. ડરતા પણ ખરા. એની નોંધ ચોપડે રહેતી તેમ કહેવાય છે. આવું ધન ઉદા મહેતાને, કુમારપાળને, વસ્તુપાળ–તેજપાળને અને બીજા કેંકને મળ્યાની અનુશ્રુતિઓ ચાલે છે.

ચોર, લૂટારા, ધાડપાડુ વગેરેની લૂંટ–ધાડની મિલકત આવી રીતે દટાતી હોવાનું કહેવાય છે. જે જરૂર પડયે ખોદી કઢાતી. અને કયારેક કોઈ ઉઠાવી પણ જતું હોય અગર નાવારસી પણ રહી જતી હશે. 'ઊ. નવ.'ના ઓગસ્ટ અંક પૃ. ૨૪૩–૨૪૪ ઉપર આવા ખાંભાનો એક લેખ છે. તેમાં જણાવેલ છે તે 'તીરવા' અને 'ઢાલવા' ધન હોવાની વાત ઘણે સ્થળે સાંભળવા મળે છે. 'માથું વાઢે તે માલ કાઢે' વાળી વાત પણ ઘણી પ્રચલિત છે.

'ઊ.નવ.'માં આવી બેએક વાત નોંધાઈ છે. જેમાંના એક અનામી પાળિયા ઉપર 'ચાંગ નદી ને ચોમલ ગામ, ત્યાં છે પાંડવોનું ધામ, ત્યાં છે પારસ પીપળો, એકપાન સોનાનું, એક પાન રૂપાનું.' આવું

લખાણુ હોવાનું લેખક જણાવે છે.

'ઊ.નવ.' ૧૯૭૧ના જૂન અંકમાં 'પરિક્રમ્મા' વિભાગમાં પૃ. ૨૧૨ ઉપર સચાણા અંગેની વાતમાં જણાવ્યું છે કે: સચાણામાં આવેલા પ્રાચીન સૂર્ય-કુંડમાં એક શિલાલેખ હતો. કુંડ ભગ્ન થઈ જવાથી ઈસરદાસજીએ વાવરૂપે બંધાવેલો અને શિલાલેખનાં લખાણને લોકભાષામાં દોઢિયા દોહામાં કોતરાવીને વાવમાં ચોડેલો;

સચાણા ભરાણા વચ્ચે ધનનો નહિ પાર,
સો કુંવારી આભરણ, સો ગયંદા ભાર;
ખોદે ખોડી બાકરી, લિયે આંધળો ગોવાળ.

ભેસાણ ગામની આથમણી સીમમાં ત્રણેક માઈલ દૂર એક પ્રાચીન ટીંબો આવેલો છે. મારા દાદા સ્વ. જલાભાઈના કથનાનુસાર ત્યાં પૂરા કદની હિંગળાજ માતાજીની કાળા પત્થરની પ્રતિમા આવેલી હતી. તેની નીચે વિપુલ ધન દાટયું હોવાની કિંવદંતિ પ્રચલિત હતી. એ ધન કોઈક કાઢી ગયું ને મૂર્તિને આડી નાખી દીધેલ જે દટાઈ ગયેલ. વોંકળા કાંઠાની સપાટ જમીન હાલપણ 'હિંગળાજવાળી તળી' તરીકે ઓળખાય છે.

પોણોસોક વર્ષ પહેલાં દેવાયત નામનો કાઠી આ વિસ્તારમાં લૂંટફાટ કરતો. એકવાર એક ટપાલી સાથે ત્રાટકયો. ટપાલી સાથે બંધૂકધારી પોલીસ. ટપાલીઓ તો ભાગ્યો. પણ પોલીસની બંધૂક ખાલી. પછી લાકડીની જેમ બંધૂકે બંધૂકે દેવાયતને પાડી દીધો ત્યાં સુધી માર્યો. ટપાલીની ફરિયાદથી પોલીસો આવી ગયા. આપાનો કેસ હાલ્યો ને ૧૪ વરસની સજા થઈ. સજામાંથી છૂટીને આવતાં વૃદ્ધ થઈ ગયેલા પણ કોસ લઈને સીમમાં ભમ્યા કરતા. લોટા જોટા કરીને જે ધન દાટતા એ ઠેકાણું ગોત્યા કરતા, પણ પણ મૂઆ સુધી મળેલું નહિ. આ રીતે અનેક ઠેકાણે ધન દાટયાંની, અને પત્થર, ઝાડ કે પાળિયા જેવી નિશાની રખાતી હોવાની વાતો થાય છે ને ધન દાટયા પછી ન મળતું હોવાની અને કેટલાક મર્યા પછી ભૂત થઈને ધન આસપાસ ભમતા હોવાની તો કેટલાક રાફડામાં ધન હોવાની અને મરી ગયેલ વ્યક્તિ સર્પરૂપે એની સંભાળ રાખતા હોવાની સેંકડો વાતો સંભળાય છે. અને કેટલાકને નાગદેવ સ્વપ્નામાં આવીને તૂષ્ટમાન થયાની વાતો પણ સેંકડો વરસથી ચાલ્યા કરે છે. આને પરિણામે કૈંક પાળિયા ખોદાઈ ગયા છે ને હજુયે ખોદી કઢાતા હશે. ધનની લાલસા પાળિયાની પાયમાલી કરતા રહ્યા છે.

## સ્મારકોનો શાપિત પુકાર

શાપ દ્વારા માનવીનું પાષાણરૂપે પરિવર્તન થયાની વાતો અતિ પૌરાણિક છે. સતી અહલ્યાનું ગૌતમઋષિના શાપથી શલ્યારૂપે પરિવર્તન થઇ ગયેલું ને રામના પવિત્ર સ્પર્શથી શલ્યાની અહલ્યા થયાની કથા જાણીતી છે. આના ઉપરથી તુલસીદાસજીએ ગંગાપાર કરતા રામની નાવના નાવિકની નાવ નારી બની જવાની ભીતીની રમ્ય કલ્પના કરી છે.

વાલીનો વધ કરવા પૂર્વે જ તાડવૃક્ષ છેદવા રામને સુગ્રીવે કહેલું તે પણ શાપરૂપે થયેલાં વૃક્ષો જ હતાં. યમલાર્જુનને બાલકૃષ્ણે મુક્ત કર્યાની વાત જાણીતી છે. અપ્સરાઓ અને દેવો વારંવાર શાપ આપીને પૃથ્વી ઉપર અવતરતા હોવાની વાતો જાણીતી છે. રાક્ષસોની ઉત્પતિ શાપને પણ કારણે થઈ હોવાનું કહેવાય છે.

શાપ બે પ્રકારના જણાય છે. એક સ્થાયીરૂપના અને બીજા અસ્થાયીરૂપના. શ્રી નાગજીભાઈ ભટ્ટિએ 'ઊર્મિ' ઓગેસ્ટ'૭૫ના અંકમાં સુજાનસેન રાજા તેના સાથીઓ સહિત ઋષિઓના શાપને લીધે પાષાણરૂપ બની ગયેલા. જાબાલિમુનિએ જણાવેલ રહસ્ય મુજબ રાજાની રાણીએ શિવની આરાધના કરવાથી બાર વર્ષના અંતે એ સહુ પુનઃ માનવદેહને પ્રાપ્ત થયેલા. એમના વંશજો માહેશ્વરી તરીકે ઓળખાયા. એટલે બાર વર્ષ પર્યંત એ સૌ ૧૪૦ જણા પત્થરરૂપે રહેલા.

સિદ્ધયોગી ધુંધળીનાથના શાપથી એકલું ઢાંક નહિ પણ પાટણ શબ્દ જોડેલા બાર નગરોના માનવ —પશુ–પંખી પત્થરરૂપે થઈ ગયેલા કહેવાય છે. પટ્ટણ સો દટ્ટણ કહેવાથી.

આવી જ વાત ભાવનગરના રૂવા ગામે આવેલા રૂવાપરીના સ્થાન વિષે પણ કહેવાય છે. ત્યાં પણ પાષાણ પ્રતિમારૂપે તેનું સ્મારક રહેલું છે. આમ શાપ દ્વારા સ્મારકો રચાઈ જતાં જે આજે પણ ઠેરઠેર બતાવવામાં આવે છે.

તળાજાથી બે એક ગાઉ આવેલ ટીબીણાની ગોડી નદી ગોડિયાના સ્મારકરૂપ જ ગણાય છે. ઘણાં બધાં વૃક્ષો ગોડિયા લઈ જતા અને કોઈકે ઉતરાવ્યાનાં વૃક્ષો અસંખ્ય સ્થળે બતાવવામાં આવે છે. તાડ વૃક્ષો અને ઘઉંના ઢગલામાંથી બની ગયેલા ટીંબા બતાવવામાં આવે છે.

હાટીના માળિયા નજીક આવેલ વીસણવેલ ગામે મેંગળ નદીને કાંઠે ધનવંતરી નામનો એક વડ છે. આ વડનાં અર્ધા પાન સફેદ જેવાં ને અર્ધા લીલાં હોવાને કારણે એવી માન્યતા ચાલી છે કે ધન્વંતરીએ પોતાના દેહના ટૂકડા કરી શિષ્યોને આરોગી જવાનો આદેશ આપેલો. જેથી બાકી રહી ગયેલી વિદ્યા સૌને પ્રાપ્ત થઈ જાય. પણ ટૂકડા રાંધતા હતા ત્યાં હાંડલી તણાઈ ગઈ પણ એની વરાળ વડના જેટલા ભાગને અડી ગઈ તેટલાં સફેદ થઈ ગયાં. નીચે ધન્વંતરીનું સ્થાનક છે.

આ વીસણવેલ ગામે ભવાયાની એક ટોળી રમવા આવેલી. શું બન્યું તે જાણવા નથી મળ્યું પણ એ બધાય પત્થર બની ગયાનું લોકો દેખાડે છે. એની સંખ્યા ૧૩ની છે. પણ લોકકથામાં તો રાજકુમારો અગર તો એના મિત્રો કે રાજાઓ શાપ પામીને પત્થર થઈ ગયાની સેંકડો વાતો છે. આજેય જ્યાં ત્યાં એ નોંધી બતાવવામાં આવે છે. એ જ રીતે પશુઓ પણ પત્થર બની ગયાનું ઘણે સ્થળે બતાવવામાં આવે છે. જેમ પુરાણોમાં તેમ લોકજીવનમાં તો આ બધાં સ્મારકરૂપ બની ગયાં હોય છે. અને એ બધાં જ શાપિત મૃત્યુનાં સ્મારકો બની રહ્યાં છે.

## પાળિયા વિનાશ

" ખાંભી–પાળિયાની ઈતિહાસની આ નક્કર સામગ્રીને લુપ્ત થતાં પહેલાં જાળવી લેવી જોઈએ કારણ કે આ સ્મારકો ગામની ભાગોળે કે અંતરિયાસ સીમ વગડે ખુલ્લામાં આવેલ છે. ઋતુની સતત અસરો એના ઉપર થર્યા કરતી હોય છે. દિનપ્રતિદિન આ ખાંભી ને પાળિયા જીર્ણ થતા જાય છે. કેટલા ભાંગેલા ને કેટલાક પડી ગયેલા હોય છે.

આ પાળિયાનો નાશ થતો જોઈને સામાન્ય માણસોને ભાગ્યે જ લાગી આવે છે. એથી ઉલટુ લોકો એનો દૂરૂપયોગ કરતાં અટકે તો પણ ઘણુ કહેવાય. કારણ કે ખાંભી–પાળિયાની એમને મન એ આડા આવતા પત્થરથી વિશેષ ઉપયોગિતા પોતાના કૂવાના પાવડામાં; થાળામાં, અવાડાના ખાડામાં રસ્તાના ખાડા પૂરવા કે ઓસરીની કોર કે બાર સાખમાં ધરબવાથી વિશેષ શું હોઈ શકે? સીમમ બે દકામમાં નડતરરૂપ લાગે તો ખોદીને ગોથલાવી નાખે ખાડા ખબડામાં ફેંકી દેવાય કે ગાડે ઘાલીને ઘરવાડીએ લઈ જવાય. આ પ્રકારે એનો વિનાશ ચાલુ રહે તો આવતાં ૨૫–૫૦ વરસમાં પાળિયો એવે નામશેષ થઈ જશે કે ગામડાના શિક્ષકને પણ ગામડાંના બાળકોને પાળિયા માટે સમજ આપવા શહેરના મ્યુઝિયમમાં લઈ જવાં પડશે. પછી કોઈની વંડી દિવાલ, કે કૂવા ઉખેડી નહિ શકાય.

એટલે આ બાબતમાં રસ ધરાવતા ગામે ગામના માણસો પોતાના ગામના પાળિયાની પૂરતી વિગતો નોંધી લે તો પણ એ નોંધરૂપે અવશ્ય જળવાશે. આવી આછી પાતળી શરૂઆત મેં કરી દીધી છે

## પાળિયાની વિગતો મોકલો

શ્રી. જયમલ્લભાઈ પરમાર સાથે આ વિષે વિચારતાં ખાંભી–પાળિયા વગેરે મૃત્યુ સ્મારકોની એક સૂચિ બનાવવાનું નક્કી થયું છે. દિવસે દિવસે થઈ રહેલ આ વિનાશમાંથી ખાંભી–પાળિયાને અક્ષરદેહે ઉગારી લેવાનું વિચાર્યું છે. આ સ્મારકો ત્યાગ, પ્રેમ, શૌર્ય ન્યાય, નીતિ, બલિદાન ધર્મ કર્મ અને સામાજિક રીતરિવાજ તથા રહનસહન અને ભાષાશાસ્ત્ર સુધીના

સાહિત્ય પૂરું પાડે છે. કથાઓ તો પાળિયે પાળિયે પડેલી છે.

શરૂઆત કરી દીધી છે. થોડો સંગ્રહ કર્યો છે. એને આગળ વધારવાની જવાબદારી રસ ધરાવતા ભાઈ બહેનો ઉપર છે. ભાવિ પ્રજા માટે આ સૂચિ સંદર્ભ ગ્રંથ સમી–સર્વસંગ્રહ સમી બની રહેશે. શ્રી. જયમલ્લભાઈ કહે છે તેમ આપણું કામ કેડા ચીંધતા જવાનું છે. આપણાથી ભલે શરૂઆત થાય, આપણી હૈયાતીમાં પૂરું ન થાય તેને ભવિષ્યના અભ્યાસીઓ પૂરું કરશે. માટે કોઈ જાતના ભેદભાવ રહિત સર્વ પ્રકારના ખાંભી–પાળિયાની માહિતી નોંધતા જઈને અહીં ભેસાણ મારા નામે મોકલવા વિનંતી. સરનામું આ પ્રમાણે કરવું : શ્રી હરસુર એન. ગઢવી : મુ. ભેસાણ. (જિ. જૂનાગઢ)

*

પૃ. ૫૩૧થી ચાલુ]

અને ભાદો ભચકાવે છે. ભાદાના વારસદારો પચીસ ગાઉથી કાળી ચતરદશીના દિવસે જવારવા આવે છે.

પાળિયાના વર્ગ આ રીતે થઈ શકે :

૧. જૂના વખતમાં ગામ ઉપર લૂટારાનાં ધાડાં આવતાં આને પાળ કહેવામાં આવતાં. પાળને હઠાવતાં અને ગામને બચાવતાં અગર કોઈપણનું રક્ષણ કરતાં શહીદ થયેલાનું સ્મારક ઊભું કરે એનું નામ પાળિયો.

૨. રૂઢિગત રીતે જે અમુક ગરાસદાર જેવા વર્ગમાં જે સ્મારક ઊભું કરે છે એનું નામ ખાંભી.

૩. ભાદાની જેમ કમોતે મરે છતાં વારસોના કારણે ભૂવા ધૂણીને પાળિયો ઊભો કરે એનું નામ સગો કે સૂરોપૂરો.

૪. પહેલાના રાજાઓ અને ગવર્નરો અત્યારના નેતા વર્ગ અને પૈસાદારોના જે પાળિયા ઊભા થાય છે એ બાવલાં.

# કેવદ્રામાં કૂતરીની ખાંભી

જયંતિ મકવાણા

નોળી નદીને કાંઠે આવેલું કેવદ્રા પુરાતન ગામ છે. આજુબાજુના માણસો રાધાય માતાની માનતાએ કેવદ્રા આવે છે. રાધાય માના થાનકમાં અંદર સતીનું ફળું છે તથા બહાર આંગણામાં કૂતરીની ખાંભી છે. દોઢસો બસો વર્ષ પહેલાં થઈ ગયેલાં રાધાય મા મોચી હતાં. લીલે પાંદડે જીવતાં આ મોચી ડોશીનો સાચો સંગાથ પાળેલી કૂતરી હતી. એક બીજાની હૂંફે જીવતાં આ બેય સુખી જીવની ગામ બહાર રહેતા વાઘરી લોકોને ઈર્ષા આવી. વરસ નબળું હતું, ડોશીએ દાણો દાણો કરીને ઢગ અવાજ ભેળું કર્યું હતું. એક રાતે લાગ શોધી વાઘરીઓ ડોશીના ઘરમાં પડયા પણ કૂતરી જાગી ગઈ, ડોશીએ હોહા કર્યો, વાઘરી નિષ્ફળ ગયા. બે ત્રણ વખત આવા પ્રયત્ન થયા પણ કૂતરીને કારણે સફળતા મળતી નથી.

માઠું વરસ એટલે આજુબાજુના માણસો કેવદ્રામાં આશરો લેવા આવતા હતા. ગામના ઝાંપાંમાં મોચી ડોશીની પિલૂડી નીચે સૌને શીતળ પાણી મળે છે, કોઈ નિરાશ્રિત પિલૂડી નીચે રાત રહી જાય તો રાધાય મા બટકું રોટલો પણ આપે છે. ડોશીની મામુલી સેવા ગરીબ નિરાધાર વર્ગમાં મૂલ્યવાન બની રહી. દુઃખના દિવસ લંબાતા ચાલ્યા. વાઘરીઓએ કૂતરીનું કાસળ કાઢી નાખવા યુકિત રચી, ઝેર દીધેલું સસલાનું માંસ કૂતરીને નાખ્યું પણ રાધામાના રોટલા સિવાય કૂતરી બીજું ખાતી નથી. એક મધરાતે પાંચ સાત વાઘરીઓ કૂતરી ઉપર તૂટી પડયા, કૂતરીનો જાન બચાવવા રાધામા આડા પડયા, બધું અનાજ આપી દેવાનું કબૂલ કર્યું પણ વાઘરીઓને વિશ્વાસ નથી, તેણે તો બેય જીવને ભેળા ગૂડી નાખ્યા. સવારે ગામ આખામાં હાહાકાર મચી ગયો. નિરાધાર નરનારીએ આંસુ સાર્યાં અને રાધામા તથા કૂતરીની યાદમાં વણલખ્યા પાળા ઊભા કર્યા. આજ રાધાય માતા તરીકે મોચીડોશી અને આંગણામાં કૂતરીની ખાંભી આમ જનતામાં ભકિતભાવથી પૂજાય છે.

# પાળિયા અને તેના પ્રકાર

નાજાભાઈ નથુભાઈ વાળા

પાળિયાની પૂજા એ ખરી રીતે તો વિભુતિ પૂજા છે. પણ પછીથી એ અમુક અંશે મોટે ભાગે રૂઢિ રિવાજમાં સરી પડયું છે. પાળિયા ખાંભી, સુરાપુરા, ડેરું, સગા, બાવલા એ બધા નામથી ઓળખાય છે.

પાળિયા મૂળ તો દેશરક્ષા, ગામરક્ષા કે લોકરક્ષા માટે જેણે પોતાનું બલિદાન આપ્યું હોય એવા વીર વિભુતિઓનાં જ સ્મારક લોકોએ લોક લાગણીથી ઊભાં કરેલાં હોય છે. એ જ પૂજનિક પાળિયા કે ખાંભીઓ છે. આવા પ્રસંગો મોગલાઈના અસ્ત પછી પેશવા, ગાયકવાડ વગેરેનાં ઘોડાં ફરતાં એ સો બસો વરસમાં વધારે બન્યા હોય એમ લાગે છે.

સૌરાષ્ટ્રના ઈતિહાસમાં સૌથી વધારે ખૂના-મરકી મરાઠાંઓએ કરી છે. આ બાબત વિશેષ જાણવા ઈચ્છનાર ભાઈએ દેહઝાડાનો ઈતિહાસ અગર અંગ્રેજી રાજવ્યવસ્થાનો વોકર ઠરાવ વાંચવા જેવું છે. વીર પુરુષોના પાળિયા ઠેરઠેર પૂજાય છે. પછીથી આવે છે રૂઢિગત પાળિયા.

આનું પણ ઘણું જ મહત્ત્વ હતું. જસદણ દરબાર ચેલાખાચરના વડવાઓના પાળિયા (ખાંભી)-નાં નાક અને ઘોડાનાં પૂછડાં ચેલાખાચરનો જ આશ્રિત પણ પછીથી દરબારે કાઢી મૂકયો એ ટાઢાણુા કાઠીએ કાપ્યાં. ટાઢાણાને ભીમોરાના દરબાર નાજા ખાચરે આશરો આપ્યો. એ જ કારણે ભીમોરાંની લડાઈ અને કતલ થઈ આ ઉપરથી રૂઢિગત પાળિયાનું મહત્ત્વ કેવું હતું તે સમજી શકાશે.

આવા રૂઢિગત પાળિયા કે ખાંભીઓ છેલ્લા દોઢસો બસો વરસમાં પુષ્કળ ઊભા થયા. જે ગામ કાઠી દરબારનું હોય અગર ગરાસ વતન હોય ત્યાં ખાંભીઓ હોય. ગરાસદારી ગામે દેખાદેખી આવી પુષ્કળ રૂઢિગત ખાંભીઓ ઊભી થયેલી છે. છેલ્લાં ૨૫ થી ૩૦ વરસથી આ રિવાજ બંધ જેવો છે. તેમજ સ્વરાજ આવ્યા પછી ગામડાંઓમાં ગરાસ-દારી વર્ચસ્વ ઓછું થયા પછી આવી ખાંભીઓનો ઉપયોગ ગામનાં રામજી મંદિર કે શિવાલયનાં ઓટાની કોર પગથિયાં અને છેલ્લે ખેડૂતોની વાડીઓનાં પાવઠાં ને થાળામાં આ ખાંભીઓનો પુષ્કળ ઉપયોગ થઈ ગયો છે; અને થાય છે.

પણ જેણે પોતાનું બલિદાન સમાજને ખાતર આપ્યું હોય તેના સ્મારક તરીકે ઊભા કરેલા પાળિયા તો સલામત જ છે. આવી ખાંભીઓને તો શ્રદ્ધાળુ લોકો માનતાઓ પણ માને છે. જેમ લોકપ્રિય માણસોના પાળિયા છે તેમ સમાજમાં અપ્રિય કે તિરસ્કૃત માણસના પણ પાળિયા છે. આવો એક પાળિયો જૂનાગઢનાં અપ્રિય રાજા રા'માંડલિકની ખાંભી સાત, આઠ, ફૂટ ઊંચી એવી બગસરાના પાદરમાં સાતલી નદીના પટ્ટમાં ઊભી છે.

લોડણ ખીમરા જેવાં પ્રેમપ્રસંગની પણ પણ ખાંભી સાંભળી છે. એટલે ખાંભી પાળિયાનો અર્થ તો સ્મારક જ છે. ભાવ જુદા.

કાઠી ગરાસદારોમાં ખાંભી પાળિયા ઊભા કરવાનો રિવાજ ઘણા જૂના વખતથી ચાલ્યો આવતો હોવાના પુરાવા કચ્છમાં પણ મોજુદ છે. કાઠીઓ કાઠિયાવાડમાં વસ્યા પહેલા કચ્છમાં વસતા ત્યાં પણ પાળિયા કે ખાંભી ઊભી કરતા હોવાના પુરાવા અત્યારે મોજુદ છે. અમારા ભગુભાઈ શેખવા જે લાકડિયા સ્ટેટ (કચ્છ) માં કામદાર હતા એમણે કચ્છમાં કાઠીઓના પાળિયા ઘણી જગ્યાએ હોવાની વાત કરેલી. તેમજ કચ્છના ચારણો અહીં આવે છે.

તેઓ પણ કચ્છનાં ઘણા ગામે કાઠીઓની ખાંભીઓ હોવાની વાત કરે છે.

કચ્છ મુંદ્રા તાલુકાના છસરા ગામે કાઠીઓની ૭ સાત ખાંભીઓ છે. ઘોરી સુમરાસરમાં કાઠીઓની ખાંભીઓ છે. ભદ્રેશ્વર 'પાવડીમાં સારી સ્થિતિમાં બે ખાંભીઓ છે. આ બધી ખાંભીઓ નામઠામ વાળી છે.

કાઠીઓમાં ખાંભી જુવારવાનું એટલે કે નિવેદ ધરવાનું કારતક સુદ-૧ એટલે બેસતા વર્ષને દિવસે સવારે હોય છે. ત્યારે ઘરનો આગેવાન કે નાનો મોટો જુવાન નાહી ધોઈ પવિત્ર થઈ ખાંભી પાસે જાય છે. ખાંભીને ચોખા પાણીથી નવરાવી ખૂબ સાફ કરે છે. પછીથી ઘીમાં નાખેલ સિંદૂરથી ખાંભીને સારી રીતે રંગવામાં આવે છે, સાથે હજામ અગર કોઈ માણસ ચોખ્ખા પાણીનું વાસણ અને નૈવેદ્યનો થાળ લઈ જાય છે. નૈવેદ્યમાં દૂધપાક કે ખીર ધરવાનાં હોય છે. શ્રીફળ, ધૂપ, દીપથી વિધિસર પૂજા કરી પછી કસુંબો અગર કોઈ અફીણ ખાંભીનાં મુખમાં મૂકાય છે. અને દૂધપાક કે ખીરનું નૈવેદ્ય જવારી પગે પડે છે. પછીથી સોપારી મુખવાસ તરીકે મુખમાં મૂકી આદરથી વિધિસર પૂજા કરી ઘેર આવે છે.

કોઈ કારણવશાત ઘરનાં બાયો બહેનો ખાંભી નજીક નીકળે તો રીતસર લાજ કાઢી ખાંભીનો મલાજો કરે છે. મોટે ભાગે રૂઢિગત પાળિયા ગરાસદારોના જ ઊભા કરવામાં આવતા.

સ્વરાજ આવ્યા પછી આ ખાંભી માંડવાનો રિવાજ બંધ થઈ ગયો છે. તે પહેલાં જે ગામમાં ગરાસદારો હતા ત્યાં મરણ પછી મરનારની વરસી અને ખાંભીની ક્રિયા સાથે જ કરવામાં આવતી. એ ગામના જૂના ગરાસદાર તરીકેનો લેખિત પુરાવો ખાંભીને માનવામાં આવતો. એ કોર્ટ પણ માન્ય રાખતી એવા દાખલા છે.

કાઠી દરબારની ખાંભી ઘોડાં ઉપર ઢાલ, તલવાર, ભાલા, બરછી, ભેટમાં છરા, જમૈયા વગેરે હથિયાર ધરાવે છે. ઘણી ખાંભીઓમાં ઘોડું પકડી ઊભેલો ચાકર પણ કોતરેલો હોય છે. જ્યારે રબારી ભરવાડની ખાંભી ઊંટ ઉપર હોય છે.

દેશ કે ગામનું રક્ષણ કરતાં માણસ મરાય એ રીતે બલિદાનનો બદલો વાળી મરનાર પ્રત્યે સમાજ લાગણી બતાવે છે. અત્યારના સુધરેલ સમાજમાં જીવતા કે મુએલાનાં બાવલાં એ પણ એક સ્મારક પાળિયા જ છે. પછી જેવી માણસની જિંદગીભરની કારકિર્દી, એવો સત્કાર પાળિયાને સમાજ તરફથી મળે છે.

અમેરેલીનો જ દાખલો આપું. શ્રી સયાજીરાવ મહારાજનું બાવલું રાજમહેલમાં છે. હજુ લોકો ખૂબ જ આદરમાનની નજરે જુએ છે. જ્યારે એના જ વારસ પ્રતાપસિંહરાવનું એના જ રાજકાળમાં અમરેલી સુધરાઈએ સ્ટેશનનાં ચોગાનમાં બેસાર્યું હતું. ફક્ત ત્રણ જ માસમાં લોકોએ બાવલાનાં નાક, કાન ટોચી નાખ્યા. હાર પહેરાવ્યા (જોડાનાં) એટલે સુધરાઈને બાવલું વખારમાં નાખવું પડયું.

સમાજ અરીસો છે. રાજકોટમાં શ્રી લાખાજીરાજના બાવલાંને આદરમાનથી પગે લાગતાં માણસો આ જમાનામાં પણ નજરે જોવાય છે. કનિષ્ટ પાળિયા કે સગા ફક્ત વહેમના કારણે જ પૂજાય છે એનો દાખલો આપું.

લગભગ એંશી વરસ ઉપર અમારા ગામના એક પટેલ નવું ઘર કરી આવ્યા. દસબાર વરસનો છોકરો આંગળિયાત આવ્યો. મોટો થયો, પટેલ સાથે વાંધો પડયો. નામ ભાદો વેકરિયો. ભાદાને પટેલ સાથે વેર બંધાયું. ભાદો પટેલને નુકસાન કરવા લાગ્યો. પટેલની ગંજી સળગાવતાં ભાદો પકડાયો. પોલીસે મારકૂટ કરી, સરકારી ઓરડીમાં પૂરી દીધો. ચોરણીની નાડી કાઢી ગળાફાંસો ખાઈ ભાદો મરી ગયો. આ ભાદો સૂરોપૂરો થયો. ભાદાના કુટુંબીઓએ પાદરમાં ભાદાનો સગો માંડયો. આ સગો પૂજાય છે. દર કાળીચૌદશે ભાદાના વારસદારો ભાદાને સિંદૂર ચઢાવી ગોળ, ચોખા અને ઘીનું નૈવેદ્ય ધરે છે

[ અનુ. પૃ. ૫૨૯

# કાઠીઓમાં ખાંભીઓનો રિવાજ

નાનાભાઈ રાણીંગભાઈ બારોટ

કાઠી–ગરાસિયાઓમાં ખાંભી માંડવાનો રિવાજ ઘણો જ પુરાણો જણાય છે. એનો જૂનો અવશેષ થાનના સૂરજ દેવળ પાસે મૂળચંડ વાળાની ખાંભી સ્વ. શ્રી. ડોલરરાય માંકડે શોધી છે. કાઠિયાવાડનું કોઈ પણ ગામ ખાંભી વિનાનું નહિ હોય. આબરૂદાર કાઠી–ગરાસિયાઓની ખાંભીઓ હજુ પણ મંડાય છે.

મૃત્યુ પછી છમાસિક કે વાર્ષિક શ્રાદ્ધ સરાવ્યા પછી અથવા ઋષિ પંચમીનો દિવસ ખાંભી માટે નિર્ધારિત કરવામાં આવે છે. આ વિધિની પૂર્વ તૈયારીમાં મુહૂર્ત જોવરાવી કંકોત્રીઓ લખાય છે. સગાં–સંબંધી–કુટુંબીઓને પ્રસંગ ઉપર નોતરાય છે. સદ્‌ગતના વારસદારને ત્યાં સહુ એકઠા થાય છે.

પથ્થરની લંબચોરસ શિલા ઉપર ઢાલ–તલવાર સહિત ઘોડેસ્વાર અને સૂર્ય–ચંદ્રની આકૃતિઓ દોરેલી હોય છે. આ ખાંભીને શુધ્ધ જળથી સ્નાન કરાવી, લીલાં વસ્ત્રોથી લપેટી, માથે રેટો (પાઘડી) બાંધી, ખાંભીને પછેડીનો ભેટ વીંટી શણગારેલા ગાડામાં પધરાવે છે. એની આગળ ઢોલ–શરણાઈ વાગતાં જાય. ગાડાની પાછળ પુરુષવર્ગ ચાલે. સાથે માગણિયાત લોકો–ઢાઢી કે યાચક યજમાન તથા એના પૂર્વજોના ગુણગાન ગાતા ચાલે. એની પાછળ બાઈઓ ધોળ–મંગળ ગાતી ચાલે.

આમ વાજતે ગાજતે ખાંભી માંડવાના સ્થળ ઉપર પહોંચ્યા પછી બ્રાહ્મણના હાથે વિધિ સહિત ખાંભી પધરાવે, જ્યાં એમના વડવાઓની ખાંભીઓ હોય. એ પછી સગાં–વહાલાં, કુટુંબીઓ ખાંભી ઉપર લીલા, પીળા, ગુલાબી રંગના રેશમી ટૂકડાઓ ઓઢાડે તેમ જ આવેલા બ્રાહ્મણ–સાધુઓને ભદ્રાસણ (દક્ષિણા) આપવામાં આવે. ઘરધણીએ જે વસ્ત્રો ચડાવ્યાં હોય તે તથા કસુંબો કાઢવાનાં સાધનો ખરલ, વાટકું, પ્યાલીઓ, કસુંબો ગાળવાની ગરણી વગેરે માગણિયાતને આપે. પહેલાના વખતમાં શણગારેલ ઘોડું પણ ઢાઢી લોકોને આપતા. આ રિવાજ હવે સાવ ઘટી ગયો છે. ખાંભી માંડવાનો રિવાજ પણ હવે તો ઘસાતો જાય છે. પરંતુ આ પ્રથાની પાછળ પિત્રુ–પૂજાની ભાવના હોય છે. આ પ્રસંગે જાગરિયો (ડાકલિયો) આરંણિયું (દેવોની બિરદાવલી) ગાતો શૂરાપુરાની ડાક વગાડે છે, ત્યારે ખાંભી સ્થાપિત થયેલી મનાય છે. આ ડાકલિયાને પણ વસ્ત્રો અને રોકડ દાન દેવાય છે. ખાંભીઓ બેસતા વરસને દિવસે જુહારવામાં આવે છે.

આ પ્રસંગે આવેલાઓને મિષ્ટાન્ન પીરસાય છે. અને આમ મરનારનો શોક સંપૂર્ણ નાબુદ થાય છે.

નીચે જણાવેલ દૃષ્ટાંતરૂપ ખાંભીઓ ચલાળા પાસેના ધાનાણી ઈંગોરાળાના ગરાસિયાઓની છે. સતી માતાની ખાંભીની આગળ ભગતની જગ્યાની અંદર છે. આ ખાંભીઓની પાછળ સોએક જેટલી જૂની ખાંભીઓ જોવામાં આવે છે.

(૧) આરસની ખાંભીનો લેખ: "જેતમાલની બા રાણીબાઈએ માંડી છે. વાળા હરસૂર કાના તથા જેતમાલ હરસૂર ઈંગોરાળાના તાલુકદાર જેતમાલ, સંવત ૧૯૫૨ના ચૈત્ર વદ આઠમના રોજ દેવગતિ પામ્યા છે. તેની વરસી સંવત ૧૯૫૩ના હાલારી ભાદરવા સુદ પાંચમને દિને.'

(૨) બીજી ખાંભી રાજુલાના પથ્થરની દરબાર વાળા લખમણ રામ તથા હમીર લખમણ, સંવત ૨૦૧૪ ચૈત્ર વદ નોમને શનિવાર.

(૩) ત્રીજી દરબાર શ્રી વિક્રમ રાણા તથા ચાંપરાજ લખમણ, સંવત ૨૦૧૪ ચૈત્ર વદ નોમને શનિવાર.

(૪) વાળા વીરા લાખમણ અને વાળા ખોડા વીરા સંવત ૨૦૧૬ ભાદરવા સુદ પાંચમને શનિવાર તા. ૨૭–૮–૧૯૬૦.

આ ખાંભીઓ લગભગ રાજુલા–પથ્થરની હોય છે. બારોટના ચોપડાની માહિતી પ્રમાણે આ ગામમાં લગભગ બારેક પેઢીથી એટલે કે લગભગ ત્રણસો વર્ષથી કાઠીઓનો વસવાટ જણાય છે.

## પરિવારને કહે પાળિયો

કહેવાતા ભૂતકાળના, રીત ધરમને લાજ;
આપે સમજણ આજ, પાદર ઊભી પાળિયો,

આવો સૌ ઉતરા–અધિકારી, એક મજાની વાત કહું
ભીતરમાં ભંડાર ભર્યા છે, પુરાણા પ્રખ્યાત બહુ;
વડવાનો આ ધવલ વારસો, કોઈ ન વેડો કસ્તરમાં
પરિવારને કહે પાળિયો, પોત્ય કરીને પાધરમાં.

કંઈ પાળા કંઈ ઘોડેસ્વારો, કંઈક કબંધો, શીશ નર્યા
કંઈ નરનારી પરોપકારી, કંઈ વ્રતધારી સુયશવર્યા
એ ઘણખરને અહિં ઉપસાવ્યા, કોરી કોરી પત્થરમાં
પરિવારને કહે પાળિયો, પોત્ય કરીને પાધરમાં.

નાત અમારી જુઓ નીરખી, માનવતાની નહિ મણા
જતિ સતીને શૂરવીર સંતો, દાની ભકતો પ્રેમી ઘણા
ખૂટલ નરની કયાંય ખાંભીઓ, ભાળી ન જોઇએ ભૂતળમાં
પરિવારને કહે પાળિયો, પોત્ય કરીને પાધરમાં.

અણધારેલી અણચીંતેલી, આફત માથે આવી પડે
સાયર દુખના છલી વળે કે ઘોર કડાકે વીજ પડે
નરમાંથી નાદાર થઈને, પાછાં પગલાં તું ભરમાં
પરિવારને કહે પાળિયો, પોત્ય કરીને પાધરમાં.

ઓ ન પડે તો કાંઈ નહિ, પણ અપયશ કહીએ વ્હોરીશમાં
આવે ભૂખ્યો કોઈ અતિથિ, સૂમ થઈ મન ચોરીશમાં
અરધામાંથી અરધો દેજે, કદી અનાદર તું કરમાં
પરિવારને કહે પાળિયો, પોત્ય કરીને પાધરમાં.

બોલ બોલજે જોઈ વિચારી, કોલ દઈને ના ફરજે
રણ ચડીઓ તો ત્યાં જ રહીને વીર ગતિને તું વરજે
અપયશના ફીટકાર ઝીલવા, કાયર થઈને કરગરમાં
પરિવારને કહે પાળિયો, પોત્ય કરીને પાધરમાં.

શ્વાન ઘરોઘર ભટકી ખાતો, સિંહ ન માગી ખાવાનો
ભૂખ દુઃખમાં રહે મદોન્મત્ત, કદી ન મુખથી કહેવાનો
ડગ્યા ડર્યા નહિ તેથી સૌ નૈવેદ્ય જુવારે ઘરઘરમાં
પરિવારને કહે પાળિયો, પોત્ય કરીને પાધરમાં.

ન્યાય ધરમ કે નીતિ ચૂકયા, તો જીવન શું કરવાનું !
મોઘાં સોંતા મરી જવામાં, તમે કહો શું ડરવાનું !
જીવીને જે મરી પણ જાણ્યાં, એનાં પૂજન અવસરમાં
પરિવારને કહે પાળિયો, પોત્ય કરીને પાધરમાં

પિંગળશીભાઇ ગઢવી

*

## દોહા–સોરઠા

પરહિત કાજે પ્રાણ, દીધા લવ ડગિયા વિહીણ;
(એથી) હજી લગ હિંદવાણ, પૂજે એવા પાળિયા.

હજી પણ હોંકારા કરે, હોમાઇ ગયેલાં હાડ;
(તેથી) સહુજન રાખી ચાડ, પૂજે એના પાળિયા.

છોરૂ અસ્તરી સાથ તેં છોડયો તૃણવત ગણી;
હર હર કહીને હાથ પોંખ્યા ધીંગાણે પાળિયા.

સુરભી કજ વારે ચડયો, વૈકુંઠ કીધો વાસ;
(એવો) ઉજળિયો ઈતિહાસ, પ્રગટ તિહારો પાળિયા.

સ્વારથથી છેટા રહ્યો, પરમારથથી પ્રીત;
(એવી) રાખી જાણી રીત, પૂજ્ય એવા પાળિયા.

ઉજળીઓ આચાર, નરસાંનો નેડો નહિ;
(તથી) શ્રીફળ લઈ સંસાર, પગમાં વધેરે પાળિયા.

ગામે ગણકાર્યો નહિ, જીવતો–મૂઓ જરાય;
એની ખાંભી નો ખોડાય, પૂજા કરેવા પાળિયા.

સાદ નોધારા સાંભળી, વેગે ગ્યો વારે,
(તેથી) જગત જુવારે, પરસાદ મીઠો પાળિયા.

સતી ભકતાં દાની શૂરાં, અણનમ સારપ ઓઠ;
(એવા) માનવના મૃતલોક પૂજાય આજે પાળિયા.

પાસે જઈને પૂછશો, ખમતા રાખી ખાસ;
(તો) આપે છે ઈતિહાસ, પૂર્વજ કેરો પાળિયા.

કહેવાતા ભૂતકાળના, રીતિ નીતિ રિવાજ;
(એની) આપે સમજણ આજ, પાદર ઊભી પાળિયા.

વટ ખાતર વસુધા પરે, સૂતા તાણી સોડ;
કામનીઆરા કોડ (તેં) પડતા મૂકયા પાળિયા.

પિંગળશીભાઇ ગઢવી

## ઓધ જી ખાંભી (કચ્છી સંગર)

અય પાધર જા પારીઆ, ગંજે જા શણગાર !
ઉભો ઔયેં આરે મથે, સુત્રી સરોવર પાર,
કિતરા તોજે નન મથા, પાણી થે આ પસાર !
જુગેં જુગેં જા તો મથા, ચકર ફર્યા ચોધાર,
સુણાય હે સરદાર !
જુનિયું જુનિયું ગાલિયું. – ૧

જુનિયું જુનિયું ગાલિયું, જુનાં જુનાં ઈતિહાસ,
કેં જો કીરત–થંભ તું ? કેં જો નામ– નિવાસ ?
મીંઢળ બંધ્ધા કેર વ્યા ? લટિયર લાલ લિબાસ ?
કોડીલા કિન કોડ સેં, ખિલંધે થે આ ખલાસ !
વોરે કરે વિનાશ,
રાણા કેર રમી વેઆ ? – ૨

રાણા કેર રમી વેઆ ? છડે હીયેં જી હામ,
કેર લડે વ્યા લાકડા, છડે કરે ધન ધામ ?
વલે વતન લા જેં કે આ, તન મન હિતે તમામ,
કીરત ગુરેં ન કામના, ન ગુરેં નામ–નિખામ,
પ્રેમ સંધો પેગામ,
પરગટ જેં જે પ્રાણ મેં. – ૩

પરગટ જેં જે પ્રાણ મેં, પાગલ પૂર વહન,
રણ ભૂમી જે રંગ જા, ચિત્ત મેં જોશ ચડન,
ઝલમલ જીવન જોતડિયું, મોત ડિસી મલકન,
મુડસ ઉતે મેધાન મેં, મુડેઆ કીં ન મુડન,
જુગ જુગ ઊ જ જિયન.
મોર મરણનું જે મોઆ. – ૪

મોર મોઆ જે મરણનું, અમર ઉની જા નૂર,
અમર ઉની જે નામ જા, જગ મેં જશ મશહૂર,
ધીંગે જેં જે ધામ કે, ભરીં સલામું શૂર,
પધરા તો વટ પારીઆ ! પરમ પ્રેમ જા પૂર,
ઈન ધરણી જી ધૂડ,
આણે રખ જે અખ મથે. – ૫

આણે રખજે અખ મથે, સિર તેં સંજ સવાર,
તપસી ! તો જે તપ કે, વંદન વારંવાર,
સૂરેં ને સતીએં સંધો, સાંખી તૂં સરદાર !
કારાણી ચેં કાળ સેં, ઝુંઝેં તો ઝૂંઝાર !
ઈતરો પણ અવતાર,
ધન તોજો ધરણી મથે. – ૬

## ઓધની ખાંભી (ગુજરાતી)

ઓ પાદરના પાળીઆ, ગામ તણા શણગાર,
ઊભો છો આરા પરે, સૂતી સરવર પાળ,
તારા પરથી કેટલાં, પાણી થયાં પસાર ?
તારા પરથી જુગોના, ચકર ફર્યા ચોધાર,
સુણાવ ઓ સરદાર,
જૂની જૂની વાતડી. – ૧

જૂની જૂની વાતડી ને જૂના ઇતિહાસ,
કોનો કીર્તિ–થંભ તું ? કોનો નામ-નિવાસ.
મીંઢળ બંધા કોણ ગયા ? લટિયર લાલ લિબાસ,
કોડીલા શા કોડ થી, હસતાં થયા ખલાસ ?
વહોરી કરી વિનાશ,
રાણા કોણ રમી ગયા ? – ૨

રાણા કોણ રમી ગયા, તજી હૈયાની હામ ?
વરરાજા વહી ગયા, છોડીને ધન ધામ,
વતન કાજ જેણે કર્યાં, તન મન અહીં તમામ,
કીરત ચહે ન કામના, ચહે ન નામ-નિખામ
પ્રેમ તણો પેગામ
પરગટ જેના પ્રાણમાં. – ૩

પરગટ જેના પ્રાણમાં, પાગલ પૂર વહે,
રણભૂમિના રંગના, ચિતમાં જોશ પડે,
ઝલમલ જીવન જ્યોતિયું. મોત જોઈ મલકે,
મર્દ તહીં મેદાનમાં, હટેઆ કે ન હટે,
જુગ જુગ એ જીવે,
મરણથી જ વહેલા મરે.

મરણ થકી વહેલા મરે, અમર એમનાં નૂર,
અમર એમના નામના, જગમાં જશ મશહુર,
ધીંગા જેના ધામને, ભરે સલામો શૂર,
તારી પાસે પાધરા, પરમ પ્રેમનાં પૂર,
આ ધરણીની ધૂડ,
આણી આંખે રાખીએ.

આણી આંખે રાખીએ, શિર પર સાંજ સવાર
તપસી ! તારા તપને, વંદન વારંવાર,
શૂરા ને સતીઓ તણો, સાક્ષી તું સરદાર.
કારાણી કહે કાળથી, તું ઝૂંઝે ઝૂંઝાર !
એટલો પણ અવતાર
ધન તારો ધરણી પરે.

– દુલેરાય કારાણી

# લોકજીવનના આરાધ્ય દેવો

જયમલ્લ પરમાર

આવો, આવો, આવો: આપ સૌ જપિયાં, તપિયાં, શૂરાં, સાધવાં અને સતિયાં આજ તો સૌ અમારે આંગણે ગત્યગંગા રેલાવો. આવો જમૈયો અમારે આંગણે જામે, ભવોભવ જેની ઝંખના રહે એવા લોકજીવનના આરાધ્યદેવોનો જમેલો મિલનોત્સવ મેળવવાનો અવસર મળે એ તો અમારા મહાભાગ્ય કહેવાય. એકાદ હજાર વરસના શૂરસાધકોનો આ મહામેળો એકવાર આ લોકસાહિત્યની ધરતી ઉપર મેળવવાની અમારી ઝંખના હતી.



૧–મોચી સતીઓનાં સમાધિ મંદિરો : હળવદ :



૨–સતીની સંપૂર્ણ આકૃતિ: કૂછડી–કાંટેલા(બરડો)

સતધરમની ખાતર જુદ્ધો ખેલીને જીવી ગયેલા આપ સૌનો મેળાવો કાં તો સાધકોના સ્થાનકે મળે અને કાં તો જતી, સતી કે શૂરાના ખાંભી– પાળિયે મળે એમ કહો છો ને ?

હા, ગાયકવાડ અને અંગ્રેજોની જોરતલબીથી કંઠપ્રાણ આવી ગયેલા વાઘેરો આખરી ઉઠેલ કરવા માટે પણ જસરાજ માણેકને પાળિયે જ સૌ ભેગા થયેલા અને દ્વારકાનો કિલ્લો તોડવાનો ત્યાં બેસીને નિરધાર કરેલો, અને પછી તો :

કેસર કપડાં માણેકે રંગીયાં ને
સતીયેં કે સીસ નમાયો
જોધો રે માણેક રૂપમેં આયો
મન મૌલાંસે મિલાયો
જોધો રે માણેક રૂપમેં આયો.

હો, ખંડ પોકારતાં પહેલાં વાઘેર કુળની સતીઓના પાળીઆને પગે લાગી લાગીને વાઘેર જોધારો બહારવટે નીકળેલા. સાચી વાત છે. પણ અમે તો આપ સૌના નામનો એક નાનકડો ચગો માંડયો છે. એક નાનકડી ખાંભી માંડીને ઊર્મિનવરચનાને પાને આપ સૌના શૂર અને સતનું આહવાન કરીએ છીએ. આવો, પધારો. અમે આપના આશીર્વચન માગીએ છીએ.



૩—વીરગતિને પામેલા અસ્વારનું પાળિયા—પ્રતિક

નજરે તો નથી નીરખ્યાં આપનાં સત, આપનાં શૂરાતન, આપની સાધના—તપશ્ચર્યા. પણ પરંપરામાં ઊતરતા આપના શીલને, સતધરમનાં સમર્પણને, આપના જોધાર જીવનને અમારા અંતરમાં ઊતારતા આવ્યા છીએ. એકાદ હજાર વરસનો કાળ પાણાના પરિહારને જીર્ણ બનાવી શકયો હશે પણ આપની શકિતનું સ્વરૂપ અમારા દિલમાંથી ડગાવી શકયો નથી.

આપને ભૂંસી નાખનારા ધરતી પરથી ભૂંસાઈ ગયા છે. આપની કીર્તિને ઝાંખપ લગાડનારા ઝંખવાઈ ગયા છે ને આપનું વિશુદ્ધ સ્વરૂપ લોકહૃદયમાં ઝળહળી રહ્યું છે. સંસ્કૃતિને જ્ઞાની કે વિજ્ઞાનીઓ જ્યાં લઈ જવી હોય ત્યાં લઈ જાય પણ માનવજીવનની આધાર—શીલારૂપ આપનાં શીલ, આપના સદાચાર, આપની શકિત અને આપના ભક્તિ—સૌંદર્યને ખૂંચવી લઈને કોઈ સંસ્કૃતિ જીવી શકી નથી, કોઈ સંસ્કૃતિ જીવી શકશે નહિ. પછી આલોકમાં કે ચન્દ્રલોકમાં એને જ્યાં જવું હોય ત્યાં જાય. આપના જીવનધર્મની એ સનાતનતા જ માનવજીવનની પ્રેરણા બનતી આવી છે. આપના શીલની સનાતનતા જ સતના સંદેશરૂપે અમારા માટે આરાધનારૂપ બનેલ છે.



૪—ઝીલાણુંદ પાસેનાં ત્રણ સમાધિ મંદિરો
ઝીંઝુવાડા પાસે (જિ. સુરેન્દ્રનગર)

બાપ લાખા! ૨૧ વાર મૂળરાજ સોલંકીને કચ્છની ભોં ભરાવીને ભગાડયા પછી ૨૨મી વાર મૂળરાજ સાથેના યુદ્ધમાં તું ફૂલધારે ઊતર્યો ને તારી ખાંભી મંડાણી તે પહેલાં તો તારા એક એક દૂહે લાખેણી ખાંભીઓ મંડાતી આવેલી. પ્રાગડ વાસે ને તારો દૂહો હૈયે ચડે :

હાલો હૈડાં જીરાણમેં, શેણાને કરીએં સાદ;
મિટ્ટીસે મિટ્ટી મિલી, તોય હોંકારા દીયે હાડ.

પછી કેમ તને સાદ ન પાડીએ? તું તો અદીઠ ખાંભીઓ અમારા અંતરમાં ખોડતો ગયો છે:

જતે નમી વડ છાંય, ખોડી ખંભ થીયાં;
લંખી કર કર બાંય, ચડે ચૂડા વારીયું.

અરેરે! અમને તો એમ થાય છે કે તને સૌંદર્યનું

સોપાન – ખંભ થવાની ઇચ્છા થઈ તેમ પરબની જગ્યાના શાદુળ ભગતે પોતાની સમાત ઉપર મંડાવ્યો છે એવો અણઘડ પાણો અમે સરજાયા હોત અને તારા જેવા પ્રાતઃસ્મરણીય નર નારએના ઉપરથી પસાર થયાં હોત તો અમારા જીવનની પણ એ ખડબુખડ ખાંભી ધન્ય બની જાત. તારૂં અંતર સૌંદર્ય દૃષ્ટિએ તો ખાંભી જ બની ગયેલું :



૫–લાખો ફુલાણી : આટકોટ પાસે ભાદર ને જાંબુમાલીના સંગમ પાસેઃ ઈ.સ. ૯૭૯ આસપાસ



૬–સતીની વેલ્યનો પાળિયો: ગઢડા (ભાવનગર)

હાથ હિલોળે પગ ઘસે, ગહેકે ગોરિલયાં;
લાખો કચે સું બારજો ઇ લીસી છીપરિયાં.

રમણીય સરિતા કિનારાની રમણીઓના કમળદળ અને પોયણી સમા હાથપગથી ઘસાઈને લીસી બનેલી છીપર ઉપર તારા દેહનું દર્શન કરવાની રસ-ઝંખના તને જાગેલી એ અણદીઠ છીપર તો અમારા કાળજે ખાંભી થઇને કોરાઈ ગઇ છે. પેલા પૂજો પૂજો મૂછાળા પણ મુગ્ધ હૈયાના ઓઢાના આંસુથી ગિરની છીપર વતનપ્રેમથી આળેખાઇ ગયેલી તેમ.

અષાડી બીજ ઝબકી, મોરલા ગહેકયા અને હોથલના પ્રેમે ગિરિનિવાસના ખોળે વનજીવન વિતાવતા ઓઢાનું અંતર પોતાના વતનના પ્રેમથી હલી ઊઠયું પહેલવારૂકા વરસાદનાં ફોરાં પડે તે પહેલાં તો ઓઢાની આંખમાંથી માંડયાં કાળમીંઢ છીપર ઉપર આંસુનાં ફોરાં ટપકવા ટપ ટપ ટપ અને હોથલનું હૈયું વેદનાગ્રસ્ત બની ઊઠયું :

છીપર ભીંજાણી, છંક હુઓ ત્ર્યંબક હુઇ ગ્યા નેણ;
અમથી ઉત્તામ ગોરિયાં કોઇ ચડી તુજ ચિત્ત શેણ?

તારી ભાવ-શિલાની જેમ જ એ અદીઠ છીપર ઉપર એક ઉન્નત પ્રણય અને અતૂટ વતન-પ્રેમના અભિલેખ ઓઢાના આંસુથી કંડારાઈ ગયેલા. દૂહાની આવી ખાંભીઓ તો અમારા અંતરની ધરતી ઉપર ખોડાતી ગઈ છે.



૭–લાખા ગારદીનો ટીંબો : આટકોટ
જાંબુમાલી ને ભાદરના કાંઠે

બાપ લાખા ! કોઇ કહે છે કે તું આટકોટ

નહિ પણ કેરાકોટની ધરતી ઉપર રણશૂર બની ગયેલો. પણ સેંકડો વરસથી તારા ખાંભી–પાળિયાનું જતન કરતી અને તારા ઝાઝરમાન જીવનને યાદ કરી કરી ગૌરવ લેતી આટકોટની ધરતી જ તારી લીસી છીપરનું ચિરંજીવી સંભારણું બની ગયું છે. અને જ્યાં તું હો ત્યાં જ તારા કપુરા મેઘરાળનું સૈન્ય, તારી મિત્ર ને માર્ગદર્શક ડાહી કુમણી ને તારા જોરાવર ભાણેજ રાખાઇશનાં સંભારણાંનું સ્થાપન થયું હોય ને?

બાપ લાખા! પ્રાગડ વાસે ને સવાભાર સોનાનું તારૂં મોજનું દાન, સવા પહોર ચડે ને તારા દેશમાં રોજ એક નવો કૂવો ખોદાવીને પછી જ અન્નનો કણ મુખમાં મૂકવાનાં તારાં વ્રત અને મેઘના અવતાર–સમી તારી પ્રજાવત્સલતા:

ગાયે મકોડા ભ્રખિયા, અસ્તરીએ મેલ્યાં બાળ;
વે'લો વળ લાખા ફૂલના, તારા દેશમાં પડયો દુકાળ

તું હો ત્યાં સદાય સુકાળ જ હોય, બારે મેઘ પ્રસન્ન હોય એવી તારી પ્રજાવત્સલતા ઉપર જ અમે ઓળ-ઘોળ થઈ ગયા છીએ.



૮–લાખા ફુલાણી અને એના ભાણેજ રાખાયત સોલંકીની ખાંભીઓ : આટકોટની સીમમાં ભાદરના કાંઠે

હવે મૂળરાજ સોલંકીના ઓરમાન ભાઈ અને તારી બહેન રાયાંના દીકરા જોધાર ભાણેજ રાખાઇશ સોલંકીની ખાંભીને એના જ વીરત્વ વડે જુહારીને તારી વિદાય લઈએ. જેણે તારા છેલ્લા શ્વાસ ખેંચતા ઘાયલ દેહમાંથી આંખો ઠોલવા આવેલી સમળીને મરતાં મરતાં ય પોતાના આંતરડા અંગમાંથી ઝોંટીને સમળી ઉપર ઘા કરતા એનું•અને•તારૂં બેયનું મૃત્યું અવલૌકક બનાવ્યું :

એ ઉડે ગરજાણ, જેને ગોકીરે ગજબ થિયો;
હૈડા હાલ્ય મૈરાણ, રણ જોવા રાખાશનું

કર ગો કટારી, કર ગો કાંચોડાં લગી;
વગ કોઈના વણસી, રણ ચડતે રાખાશની.

રણ રિયાં મ રોય, રો ને રણ છાંડેગિયાં;
મૂવે જ મંગળ હોય, રણ મચિયાં રાખાશનાં.

રાખાયશની રાખ, દાઝી તોય ડાકર કરે;
ઉપર મેલું હાથ ત્યાં ભણેણે ને ભેળી થઇ.

બે ય•પખાંને ઉજળાં કરનાર જોધારમલની રાખ માથે હાથ મેલતાં જે ભેટી પડે છે અને–એની ખાંભી ન જુવારીએ તો કોની ખાંભી જુવારીએ? અમારે તો ઈ દુહોય ખાંભી બની ગયેલ છે:

પાણાના પરિહાર, જાને દહાડે જાદરા;
સર કીરત સંસાર, દેવાણંદ ડગે નહિ

ભાઇ! ભાઇ! ભાઇ! આવ્યો મારો બાપ ઉગાવાળો આવ્યો? ભલે આવ્યો બાપ! તું યે ભાણેજ! રાખાઈશ રા લાખાનો તો તું રાકવાટનો પણ અભેમન્યુથી જરાય ઓછા ઊતરો એવા નહિ હો! ચત્રાસરના તારા રણથળથી તારી ખાંભી પાસેથી હું તો કૈંકવાર પસાર થયો અને કૈંકવાર પોરો ખાધો પણ તને રામરામ કર્યા સિવાય તારી હારે બે ગોઠડી કરવાય કે'દી રોકાયેલો? માઠું લગાડીશમાં મારા બાપ! અમે તો રહ્યા સંસારી જીવડા. જીવતી ખાંભીઉંની આળપંપાળમાંથી નવરા ન થતા જંજાળી જીવડા.

ચાંચ બંદરની સામે જ આવેલા શિયાળબેટનો સરનશીન અનંત ચાવડો મહારાજાધિરાજોને પકડી પકડીને લાકડાના પીંજરામાં પૂરી રોજ સવારે એમના મોઢે કૂકડા બોલાવે. એમાં હડફેટે ચડી ગયો રા લાખાના ભાઈબંધ આભીરરાજ ગ્રહરીપુનો ઉત્તરાધિકારી વામનથસ્લીનો રા કવાટ (૧લો) તારો વેરી મામો. (કોઈ કહે છે કે ઉગો મામો થાય)

કર. મજરો કવાટ, આખે રાજા અનંત,
તો પાછો મેલું પાટ, તને પરણાવી ગરનારપત.

બાપ ઉગા ! એ ગરનારપત રા કવાટને મુક્તિદાતા તરીકે એક તું જ યાદ આવ્યો. તને છૂપા કહેણ મોકલ્યાં:

સો રાજા બંધે પડયા, કઠ પીંજરે કવાટ;
વાળા જોઉં વાટ, એક તાહરી ઉગલા.
છાતી ઉપર શેરડો, માથા ઉપર વાટ;
જાણજે વાળા ઉગલા, કઠ પાંજરે કવાટ,
તું કહેનો તે પાડય, તાળી જે તળાજા ધણી;
વાળા હવે વગાડય એકે હાથે ઉગલા.



૯—તળાજાનો ઉગાવાળો: નાગેશ્રી પાસે ચિત્રાસર ગ. મે. ઇ. સ. ૧૦૦૦ આસપાસ

રા કવાટ જેવા કૃતઘ્ની મામાનું માઠું ન લગાડયું ઇ અમારા જેવા મુસાફરોનું માઠું ન લગાડજે. તારી ખાંભીના ચોકખા મરોડદાર અક્ષરો અમને ભલે ન ઊકલ્યા પણ એમાંથી કઠ-પીંજરે પડેલા સાતસો સાતસો રાવ રાણાની કૂકડે કૂકની બાંગો અમને આજે ય સંભળાય છે.



૧૦—તળાજા—મહુવા કંઠાળના કોળીઓના પાળિયા: અસવારના અને ઘોડાના મુખવટા ડાબા જમણા બન્ન બાજુ છે.



૧૧-ધનુષધારીની ખાંભી: હાથરોલ—સાબરકાંઠા:

અને બધાંય વેર ભૂલી મામાની સખાતે સમદરનાં તારાં સેન લઈ તું શિયાળ બેટ ઉપર ચડયો. અનંત ચાવડાને રોળ્યો અને મામાને મુકત કરવાની ઉતાવળમાં તેં રા કવાટના લાકડાના પાંજરાને પાટુ મારી તોડી નાખ્યું: તારાં તેજ તારો મામો રાકવાટ ન સહી શકયો ને તારી પાટુને પોતાનું માનભંગ કરનારી કહી જાડાં જૂથ લઈ તારા માથે ચડી આવ્યો ને ઉના પંથકના ચિત્રાસર ગામે ભેટંભેટાં થતાં મામાનો પડકાર વીરત્વથી ઝીલી લઈ તેં કેસરીઆં કર્યાં ને કંસ બનેલ મામાને હાથે છેવટ તું હણાયો. કોણે તને ગીતાનાં પેય પાયાં વાળા ઉગા કે બેય બાજુનો આવો ઊજળો ધર્મ તું બજાવી શકયો ? તારી ખાંભી માથે તો ક્ષત્રિયોની ખાનદાની અને ખૂટલાઈનો ઇતિહાસ કંડારાયેલો છે. ઉગા તો અનેકનાં નામ પડયાં. એવા કઈંક ઊગીને આથમી ગયા પણ અણઆથમ્યા ઊગ્યા તો બે જ, એક તું અને બીજો બોડીંદરનો ઉગો બોદલ.



૧૨-ઉગા બોદલની દેરી : બોડીદર (કોડીનાર) (જિ. અમરેલી) દેરીનો જીર્ણોદ્ધાર થયેલો છે.

આયરનાં ઉજળાં દૂધ, કોડ જીવાયું 'મારા બાપ ! તારી તેગે ને દેગે તો મોરલીધરનાં બેસણાં. એક દી ઉત્તર ને દખણ દેશ સુધી તારી ફોજુંના વાવટા ફરકતા હતા કચ્છ-ગુજરાતના ક્ષત્રપોને તેં પાણી ભરાવેલાં. તારા જ પૂર્વજ એક ઈશ્વરસેનના કચ્છમાંથી મળી આવેલા શિલાલેખે ગુજરાતના ઈતિહાસ ઉપર અજવાળાં પાથર્યાં છે. આમ તો યાદવોનું જ કુળ. થઈ ગ્યા એ રાજા ને રહી ગ્યા એ આયરડાં !

બોડીંદરને ચોરે ચડીને રાજપૂતીને હું કાળના પડકાર સંભળાવી રહ્યો હતો ત્યારે તારી ટચૂકડી છાપરીએ મારૂં મન રોકી લીધું. પૂછતાં ખબર પડી કે તું જ ઉગો બોદલ. દેવાયત બોદલનો દીકરો. જાસલનો ભાઈ અને રા નવઘણને જીવતદાન અપાવવા સોલંકીઓના દરબારમાં હસતા મુખે માથું વધેરાવા દેનારો કિશોર ઉગો. મારા બાપ ! તારી જનેતાને તો લાખોમખ રંગ દેવાય કે પોતાના આશ્રિતને ઉગારી લેવા પોતાના પુત્રને વધેરાવા મોકલ્યો તેતો ઠીક પણ આંખમાંના આંસુ અંતરમાં ઉતારી દઈને તારી આંખો કચડી આયરોની જ નહિ પણ આ ધરતીની જોગમાયા બની ગઇ. ભવોભવ આવી માતાને પેટ અવતાર મળજો.



૧૩-સતીનો હાથ : ઉપર ગોળી રવાયાનું ભાસ્કર્ય : રાજણસર (કચ્છ) સં. ૧૭૯૫.

જૂનાગઢને પાધર એક દી આયર આગેવાનોને

તારી દેરીના જીર્ણોદ્ધાર કરવાની મારાથી વિનંતી થઈ ગયેલી. એનો જવાબ તો કહે છે કે આયરૂની કોઈ એક સભામાં કોઈકથી એવો અપાયો કે 'ઉગા ઓદલનો ઈતિહાસ તો આયરૂને મોટા ભા કરીને મરાવી નાખવાનો ઈતિહાસ છે.' મારા બાપ! એને મોઢે તો કાળ બોલી રહ્યો હતો. તો તો સૌ સૌના દેશ માટે ખપી જનારા વીરો બધાને બલિના બોકડા જ માનવા રહ્યા ને! એના કીર્તિ સ્તંભો થોડા રચાય? સ્વધર્મ ને સ્વત્વરક્ષા માટે જે મરી શકતા નથી એ તો અમસ્થાએ જીવતે મુઆ જેવા જ જાણવા ને! પછી જીવવું શેને માટે?

ચૂડાસમા પણ આભીર યાદવોનો જ એક વેલો હતો. રા નવઘણ એ આભીર ચૂડાસમાનો જ એક કુળદીપક હતો. જનતાને જીવવું હોય તો દેશને જીવાડવો જોઈએ. ઊજળાં દૂધ રાખવાં હોય તો દેશ માટે મરતાં આવડવું જોઈએ એવાં ઊજળાં બલિદાનો ઉપર જ રાષ્ટ્રનાં, રાષ્ટ્રની પ્રજાનાં રખોપાં થાય છે ને એનાં સત – ધરમ જળવાય છે. બીજા કૈંક મરી ગયા છે ને બાપ ઉગા! તું તો જીવી ગયો છો.

બહેન જાસલ માટે સિંધના સૂમરા ઉપર સેન લઈ ચડવાની અને કૈંકના પ્રાણ પથરાયાની પ્રેરણા તારા બલિદાનમાં પડેલી હતી. બહેન જાસલ માટે બલિદાનોની પરંપરા તારા લોહીને ટીપે ટીપે વહી આવી છે. મોરલીધરે આયરનાં દૂધ ઊજળાં જ રાખ્યાં છે. યાદ આવે છે બહેન જાસલે તારા બલિદાનનો કોલ રા નવઘણને પહોંચાડેલો તે :

નહિ મોસાળે માવલો, નહિં માડીજાયોવીર;
સંધમાં રોકી સૂમરે, મને હાલવા નો દે હમીર.
કાબલિયા નજરૂં કરે, મુંગલ ને મિયાં;
અહરાણ ઉર પિયાં, નવઘણ નીકળાયે નહિ.
તું નોતે જે નૂઇ, તે તું હુતે હુઈ;
વીર વમાસી જોય, નવઘણ નવ સોરઠ ધણી.
તું આડો મેં આપિયો, વાહણ માયલો વીર;
સમજ્યે માંય શરીર, નવઘણ નવ સોરઠ ધણી.
માંડવ અમારે માલતો, બંધવા દીધલ બોલ.
હવે કર કાપડની કોર, જાહલને જૂનાના ધણી.



૧૪–ઉગા બોદર શ્રી આહેર જ્ઞાતિ બોદર કુટુંબના સૂરાપૂરા' એવું વંચાય છે. ઇ. સ. ૧૦૨૦ આસપાસ : બોડીદર (કોડીનાર)

મેં તો તારી ખાંભીને પતરાંની જાળીવાળી સાંકડ મોકડ જગ્યામાં નિહાળેલી. તારી જીર્ણોદ્ધાર થયેલી પત્થરથી બાંધેલી દેરીનાં દર્શન કરી કકળતી આંતરડીને ટાઢક વળી મારા બાપ! કોડ જીવાયું તને.



૧૫–સતીઓનાં સમાધિ મંદિર : સતી રાણકદેવીના દે'રાં પાસે : વઢવાણ.

આવાં જપિયાં તપિયાં શૂરાં અને સાધવાંની ભોમકા સાથે જ રાણકદેવડી જેવી સતીઓ અવતરેને ! ફરી પાછા ભાણેજ. પણ ઉગાવાળા ને ઉગાબોદલ જેવા નહિ પણ દેશળ ને વિશળ જેવા. જાણે કે ખાનદાની અને ખૂટલાઈ જોડાજોડ ચાલી આવે છે. એને પરિણામે રાજસ્થાનના લોકસાહિત્યમાં રાણકદેવડીને જૂનાગઢથી ભગાડીને વિશળનું ઘર મંડાવી ખાસડાં ખાતી દેખાડી છે.

સોરઠ જેવી જ્વલંત ખમીરથી તપતી પ્રજાની જોગમાયાને ભૂંડે હાલે ચીતરી બતાવી છે. મા મારી ! ભોગાવો તારા તપે તપ્યો અને ગરવો ગિરનાર પણ તારા જેવી સતી-જતીથી જ તપતો આવે છે.

કુડિયાં કપટિયાં ભલે કહે કે તું ભોગાવાને તીરે ભસ્મીભૂત નથી થઈ અને એ ઉતુંગ મંદિરમાંની ખાંભી તારી નથી. મંદિર છે તારૂં ભોગાવાને તીરે. હા ભગ્નાવસ્થામાં પણ શિખરબંધ મંદિર છે. શંકરની પ્રતિષ્ઠા છે એમાં એય તે એટલું સાચું છે. વળી શાસ્ત્રોક્ત પ્રમાણો પ્રમાણે પણ કેટલીક મેળ મળતો નથી એમ કહેવાય છે.



૧૬-રાણકદેવીનું ભગ્ન મંદિર :વઢવાણ ભોગાવા તીરે

સતીઆંને અને એની પ્રતિષ્ઠા કરનારાં લોકડિયાંને એવાં શાસ્ત્રોનાં બંધન કયે દિવસે નડયાં છે? સિદ્ધરાજે રા ખેંગારને મારી ને તને પરાણે પાટણ લઈ જઈ ઘરમાં બેસાડવા પ્રયત્ન કર્યો. લોકો કહે છે કે આવો અન્યાય-આવો અનરથ નિહળી તારાં દિલ દુભાવવાં માટે ગિરનાર પણ ખડેડવા માંડયો.

ગોઝારા ગિરનાર, વળામણ વેરીને કિયો;
મરતાં રા ખેંગાર, ખરેડી ખાંગો કાં ન થયો?

અને ગિરનારના ટોડા માંડયા તૂટવા ત્યારે લોકદિલની પ્રતિષ્ઠા એમ કહે છે કે તારા સતને આધારે તે ખડતા ટકી રહ્યા :

મ પડ મારા આધાર, ચોસલાં કોણ ચડાવશે,
ગયા ચડાવણહાર, જીવતાં જાતર આવશે.

આજે ય આ શિલાઓ માથેના વિશાળ સિંદૂરિયા પંજામાં લોકદિલ તારાં દર્શન કરી કૃતાર્થ થાય છે. લોકદિલનું તાત્પર્ય એ છે કે સતને આધારે સૃષ્ટિ ટકે છે.



૧૭-રાણકદવીની મંદિરમાંની ખાંભી-પ્રતિમા:ઈ. સ. ૧૧૧૩ આસપાસ ભોગાવા કાંઠે સતી થયેલ : વઢવાણ.

જેની ઉપર તેં થાપા માર્યા તે ગિરનાર જ તારી પ્રથમ ખાંભી બની. તારા એ સતના મહાકાય ખાંભાના ટોડે ટોડે શિખરે શિખરે અનેક

દેવસ્થાનાં બિરાજે છે. ગમે તે દેવની ગિરનારની જાત્રાએ આવે છતાં એની શ્રધ્ધા આદરનું પ્રભવ-સ્થાન તો તું જ રહી છો. એની ટૂકે ટૂકે તારા સતીઆ પડકાર સંભળાય છે કે :

ખાળું પાટણ દેશ, ઉસે પટોળાં નીપજે;
સરવો સોરઠ દેશ જ્યાં લાખેણી મળે લોબડી.
ખાળું પાટણ દેશ જ્યાં પાણી વિણ પોરા મરે;
સરવો સોરઠ દેશ જ્યાં સાવજડાં સેંજળ પીએ.
વારૂ શે'ર વઢવાણ, ભાગોળે ભોગાવો વહે;
ભોગવતો ખેંગાર, ભોગવ ભોગાવા ધણી,

શિવાલય અને સંત, શૂર ને સતીની ખાંભીઓ તો જોડાજોડ ચાલી જ આવે છે. ગુજરાતમાં એવું બધે સ્થળે ન પણ હોય. કેમ કરીને તારી ખાંભી, શાસ્ત્રના મેળ વગરનું શિવાલય વગેરે ભેગાં થઈ ગયાં એની શોધ કરનારા એનો તોડ અચૂક કાઢશે પણ લોકમાન્યતાએ તો પોતાનો તોડ કાઢી જ લીધો છે કે સોરઠીઆણીમાં તું શિરોમણિ છો. ચિતાઓ ઉપર તો ખીજ્ડી ઘણી ચડી ગઈ, એના અંગાર ઠરી ગયા હશે પણ તારી ચિતાના અંગાર પ્રજ્વલિત જ રહ્યા છે ને એને તાપે કૈંક શૂરા ને સાધકો પાકયે જાય છે. તારી ધૂણીના દેવતામાંથી–એની ભસ્મમાંથી અલખના સૂર ઊઠી રહ્યા છે.




૧૮–લોહાણા સતીના હાથનો પાળિયો:
સં.૧૭૩૬– ભૂજ. (કચ્છ)

જોગમાયાની અમરવેલ આ ભૂમિ ઉપર પાંગરતી જ રહી છે. ભાદર કાંઠાના જેતપુરના કાઠોર એભલવાળાને એક મારવાડના ચારણ માગીને હાલ્યા. કહે છે કે મારે તમને પરણાવીને ચાંપરાજ જેવા જોધારમલ પેદા કરવા છે. એભલવાળા કહે ગઢવા ! પેલાં ચાંપરાજવાળાની જનેતાને તો લઈ આવો ! એ ચાંપરાજ ઘોડિયે ઝૂલે ત્યારે મારાથી એની યા માથે પાણીના તરછડા ઉડાડાઇ ગયા. કોરૂં પડખું ફરી ગયું અને એની જનેતા અગ્નિ ચેતાવીને મરણ સન્મુખે પડયાં. વાળાઓની વડાઈ એ અમરવેલનો પરતાપ.

ચાંપો પોઢયો પારણે, એભલ અબળ્ય ક્રે;
મૂઈ મીણલદે, સોલંકણ સામે પગે.




૧૯–એક દંપતિનો પાળિયો : સં. ૧૭૦૯
ભૂજ–(કચ્છ)

બાપ ચાંપરાજવાળા ! જેતપુરનો મોચી દિલ્હીના બાદશાહની બેટીને મંત્રના જોરે રોજ પોતાના ઘરમાં ઉતારતો હતો અને બાદશાહનાં સૈન એની બેટીની વ્હારે ચડયાં અને તારે એવા કારણે રણથળ ખેલવાં પડયાં એવી વાત અમારે ગળે ઉતરતી નથી.' તારાં રણયુદ્ધ તો ભડાઈના અને ઉંચેરા આદ-ધરમના હોઈ શકે. તારૂં ધડ ઠેઠ લાઠીના પાદર સુધી બાદશાહના સૈનને તગડતું રહ્યું એ ધડની ખાંભી કોના ઘરમાં કે ડેલી–ડેલામાં પડી છે એની શોધ ભલે થાય પણ અમને તો તારા પ્રતિજ્ઞાપાલન, તારી ટેક અને તારા વીરત્વમાં વધારે રસ છે કે જેને કારણે

જેતપુરને ટીંબે દાનવીરો, શૂરવીરો અને આપા માણસીઆવાળા જેવા પંડના ડગળાં પાડી પાડી સમળાઓને ખવરાવવાની મોજ લેનારા જોધારમલો પાકતા આવ્યા છે.

ધરતીનાં તપ તપતાં હોય તયેં તો સસલાંય શેર સામાં થાય. બાપ ચાંપરાજવાળા ! તારા ઢોલી જોગડાને ગઢમાથે બાંધી રાખેલો છતાં બંધ તોડીને ઢોલ સોંતો દુશ્મનો સામે પહેલો કૂદીને પ્રાણ કાઢયા:
**આગે છેલ્લી ઊઠતો, પેલી ઊઠયો પાંત;**
**ભૂપાંમાં પડી ભ્રાંત, જમણ અભડાવ્યું જોગડા.**



૨૦–ચાંપરાજવાળાના મસ્તકનો પાળિયો : જેતપુર–કાઠી : ઇ. સ. ૧૧૩૨ આસપાસ

પણ તારા માટે તો મરદાઇની વશેકાઈનું એ પીંછું બની રહ્યું. જેના ઢોલી આવા જબરા હોય એનાં જ સૈન્ય દિલ્હીના બાદશાહત સામે બાખડી શકે. નહિ તો એ અફાટ સેના સામે જેતપુરમાં જુવાનડા કેટલાક ? તારા દુહાતો ખાંભી બનીને કવિઓના દિલમાં ખોડાઈ ગયા છે :

કમળ વિણ ભારત કિયો, દેહ વિણ દીધાં દાન;
વાળા એ વિધાન, ચાંપા કેને ચડાવીએ !

તારા ધડની ખાંભી ખોવાઈ ગઈ છે પણ તું તો અમર બની ગયો છો. એમ તો હરણની પૂજા પુત્રો પાછાં મળતાં શરૂ કરનાર વળાના એભલવાળાની ખાંભી વળામાં હોવાનું કહેવાય છે.

એમ તો સાંઈ નેહડીના ધણીનો ગળત કોઢ દૂર કરવા પોતાના હાથે દીકરાનું માથું ઊતારી દેનાર અને વાલમ બ્રાહ્મણોના સીતમથી કુંવારી રહેલી સોળસો કન્યાઓનાં કન્યાદાન દેનાર એભલવાળાની ખાંભી પણ તળાજાના એભલમંડપથી વધુ સારી કઈ શોધવી એના એક અપરૂપ દુહા સિવાય ! –

**સોરઠો કરે વિચાર, બે વાળામાં કયો વડો?**
**સરનો સોંપણહાર કે વાઢણહાર વખાણીએ?**



૨૧–જોગડો ઢોલી : જેણે ગઢ માથેથી દુશ્મનો સામે પડતું મેલ્યું. ખાંભી કાઠી–જેતપુરના ગઢની રાંગે. ઇ. સ. ૧૧૩૨ આસપાસ.

અભેદને આરે તમારી પંગતે પહોંચેલો જેતપુરનો જોગડો અને મીતિઆળાનો જોગડો એક તો નહિ ને ! 'આગે છેલ્લી ઊઠતો' એવો એકનો એક દુહો બન્ને માટે બોલાય છે, બેયના ગામ ધણી એભલવાળા છે. પણ જેતપુરનો જોગડો ઢોલ સોંતો કૂદયો કહેવાય છે ને મીતિયાળાનો જોગડો ખાંડાથી ખેલ્યો કહેવાય છે :

રાંપીનો રાખણહાર, કબલાં લે વેત્રણ કિયાં;
વીજળ તણો વિચાર, નેં કિં જાણ્યો જોગડા!

તમારી અભેદની પંગતે પહોંચેલા કાના ઝાંપડાને તો એના જીવતાં સુદામડાના શાદુળ ખવડે 'સમે માથે સુદામડાં' કહી સરખો ભગદાર બનાવેલો.

ભડયા બે રખેહર જેતપર, ભોંયરે;
વજાડી ખાગ ને આગ વધકો;
રંગ ચડયો ગામને સામે કસળે રિયા,
એટલો કાનીઆનો મરણ અધકો.

માત્ર જેતપુર, ભોંયરે, મીતિયાળા કે સુદામડા જ નહિ પણ કૈંક ઠેકાણે હરિજનો સામી છાતીએ લડીને ગામની સારૂ ખપ આવ્યાં છે. પણ સમાજના અછૂતપણાએ એમને મૃત્યુ બાદ પણ હલકાં જ રાખ્યાં છે. સામે મોતે મરનાર ઢોલીના પાળિયા આઘેરા મંડાયા છે. બીજાને ગોળ ચોખાનાં નિવેદ ને હરિજનોને કુંગળી રોટલાના જ નિવેદ ધર્યાં છે કેમ જાણે શૂરાઓની પંગતમાં પણ એ અછૂત જ રહ્યા હોય ! કપુરો મેઘવાળ પોતાના ૫૦૦ના કટક સાથે લાખા ફુલાણીની સખાતે આવી વેતરાઈ ગયો છે. છતાં એની ખાંભી આઘેરી જ મંડાઈ છે. એને કસુંબો પાવામાં પણ છૂતાછૂત પ્રવર્તે છે.

કચ્છમાં અબડાજી અણુમંગે જ્યારે ખીલજીના સૈન્ય સામે સુમરીઓને બચાવવા મામલો મચાવ્યો ત્યારે સૌથી પહેલો શૂરવીરાઇ બતાવીને વીરગતિ પામનાર અબડા નામનો મેઘવાળ જ હતો. આમ :

જોતાં રે જોતાં રે અમને જડિયાં રે
સાચાં સાગરનાં મોતી–

*

ગોહિલોના માંડવે માથાનાં લીલુડાં તોરણ બાંધનાર પીર અને હનુમાન એમ બેયના બિરદધારી મોખડાજી ! પધારો પધારો. ખેરગઢથી જૂનાગઢ રાના દરબારમાં સ્થાન જમાવનાર સેજકજીના રાણજી ગોહિલે રાણપુર વસાવ્યું. રાણપુર રોળાયું ને આપે ઉમરાળા કબજે કર્યું. ઘોઘે જઈ પેરંભના બેટમાં થાણું જમાવી પીરમના પાદશાહ બન્યા. દરિયામાં હાક ડાક જમાવી. આપને જેર કરવા મહમદ તઘલખનાં સેન ઊતર્યાં. અતુલ બળ દાખવી આપનું શિર ઘોઘામાં પડયું,



૨૨–પીરમના પાદશાહ મોખડાજીના થાનકમાં મૂકાયેલા પાળિયા : ઘોઘા.

લોકવાયકા છે કે ધડે ખદડપર સુધી બાદશાહના સૈન્યને ખદેડયું. સ્વ. પાતાભાઈએ આપના વીરત્વ ઉપર સમશેરના સપાટા સમું સપાખરૂં ગીત આપ્યું છે. એમાંથી થોડું જ જોઈએ :



૨૩– મોખડાજીના મસ્તકની ખાંભી–દેરીની અંદર : ઇ. સ. ૧૩૪૭ ઘોઘા.

હુમલા વીર બાજે હાક, ડમરૂ શિવ શક્તિ ડાક
દેવા દાણવા જેમ હોય, લાગે મામલે વડલોય
વેઢક વજાડી અણવાર, ત્રીજા પોર લગ તલવાર
ચોરંગ જાડ બાટા ચૂટ, તેગાંઝાળ બંગળ ત્રૂટ
સિંધુ રાગ બાગા સૂર, પળચર અમખચર ભ્રખપુર
ઝૂઝે મોખડો રણજંગ, અશમર ઉડીઓ અતબંગ.
રાજા શિવ પડીઓ રાન, મારૂ ધડ લગ્યો અશમાન
શત વ્રત ભીષપરાં સરખોજ, ફારક કરે આધી ફોજ
શર બિન બાહતો સમશેર, જવના દીધ દંતા જેર
પેર ભનાયકો ઘર પગ્ગ, લડીઓ સાત કોશી લગ્ગ.
લશ્કર સરવ મરતે લાગ, તરકે નાખ ગળિયલ ત્રાગ
ધડ ધરણ ઢળીઓ ધીંગ, સેજકહરો ભડ તરસીંગ
માથો પડગો ઘોઘા માંય, ધડ ગ્યો અદડપર લગ ધાય.
નિરમળ ચાડય પરીઆં નીર, ધનધન સરડ કે રણધીર
તું નરલોક ધન અવતાર, ધન ધન સૂર લોક સુધાર.

*

મોતનાં મીઠાં ગીત ભરજોબનમાં જ સાંભળવાની મરણમોજના રસિયા ગોહિલ વીર હમીરજી ! તેં સોરઠની મરવા પહેલી મરદાનગીનાં પાણી રાખીને હિંદવાણની આબરૂ ન જાળવી હોત તો ભગવાન સોમનાથને પોતાને પણ પોતાના પૂજનારાઓનો ખોખો રહી જાત અને કવિઓ આજ સુધી લાડ કોને લડાવત ?

તારો વેગડા ભીલની પુત્રી સાથેનો એક રાતનો ઘરવાસ, સોમૈયાને શીષ અર્પણ કરવાની પ્રતિજ્ઞા અને મરતાં પહેલાં મરશીઆ સાંભળવાની તારી મોજે આજ છસો છસો વરસથી લોકોને પ્રેરણાનો અખંડ સ્રોત પૂરો પાડયો છે. હજી તારા નામે નાટકો ને કવિતાઓ રચાયે જાય છે. ભલે તારા નામે તારા શીષ અર્પણની સાલ સંવત ન નક્કી થઈ શકી હોય, પણ તારૂં શીષ જેવું સોમનાથને ચડયું એવું કોઈનું નથી ચડયું એ હકીકતનો કોઈ ઇન્કાર કરી શકે તેમ નથી.

અરે ભારત માથે જ્યારે પડોશી રાજ્યોએ પરાણે યુદ્ધ લાદયું ત્યારે ધર્મ અને ધરા માટેના તારા ધર્મયુદ્ધની કથાનું નાટક લઈને જ હું ૩૦–૩૦ દિવસ સુધી સૌરાષ્ટ્રમાં ઘૂમેલો. ભાઈ શ્રી રામજીભાઈ વાણિયાએ લખ્યું ને સૌરાષ્ટ્ર અકાદમીમાં અમે તૈયાર કર્યું. પણ તારા માથે ઓળઘોળ એવા ૫૦–૫૦ ભાઈ બહેનોના કાફલાએ સૌરાષ્ટ્રને ફરીથી ધન્ય ધરણી બનાવી. સ્વ. ત્રિભુવનભાઈનું એ અણમૂલ સંભારણું



૨૪–ઉનાના અંજારમાં અજેપાળનો પેહો: માથે મૂર્તિઓ પડી છે. કચ્છના અંજારમાં પણ અજેપાળ છે ને ગુજરાતમાં પણ એમની પ્રતિમાઓ છે. અજેપાળ વધુ સંશોધન માગે છે.

'ધન્ય હો ધન્ય સૌરાષ્ટ્ર ધરણી' તારા નાટકનું શિર્ષક બન્યું અને લોકોએ અનોધા આદરથી વધાવ્યું

તારા મોતની મોજ, દિલની દિલાવરી અને અજોડ વીરત્વના એ નાટયપ્રયોગે અમને રૂા. ૫૦ હજાર રોકડા ને ૧૧૧ તોલા સોનું અપાવ્યું જે અમે દેશના સ્વાધીનતાના યુદ્ધમાં ધરી દીધું.

સોમનાથ માટેની સમિતિના આમંત્રણ અને મરહુમ જામસાહેબ શ્રી દિગ્વિજયસિંહજીના સૌજન્યથી તારી એ યુદ્ધકથાને અંજલિરૂપે લઈને તને જુવારવા અમે સોમનાથના પટાંગણમાં જ એ નાટક ભજવ્યું અને ધન્ય બન્યા.

ત્યારે મેં તારા વંશજોને હાકલ કરેલી તારી દેરીના જીર્ણોદ્ધાર માટે. હજારોની હાજરીમાં શ્રી જામ સાહેબે ટોણો માર્યો કે હમીરજી ગોહિલ વળી કયારે માથાં દેવા આવેલા ? ત્યારે મેં કહ્યું કે સૌરાષ્ટ્રમાં હજી જામ રાવળ ઊતર્યા ન હતા ત્યારે. ખેર.



૨૫–વેગડા ભીલની દેરી ને ખાંભી : સોમનાથ દરવાજા બહાર : પ્રભાસપાટણ. ઇ. સ. ૧૩૯૮ આસપાસ.

એ પછી તો ગિરમાં વસતા તારા વંશજોના ત્રણેક હજારના સંમેલનમાં સ્વ. આઈ સોનબાઈ, શ્રી રવિશંકર મહારાજ અને કવિશ્રી દુલાભાઈ કાગની સન્મુખે મેં ફરી હાકલ કરેલી કે કોના તમે વંશજ છો ? કોણ તમારા પૂર્વજ હતા ? હમીરજીની જર્જરિત દેરી જોઈને કાં તમને કોઈ ઉકરાંટો ન આવે ? આવો, આપણે સાથે મળીને એ મહામાનવને જુવારવા જઈએ. પણ કોઇ હલ્યું નકર ચલ્યું.

ત્યારબાદ જેટલીવાર સોમનાથ આવ્યો એટલી વાર મારી વ્યથા તારી ખાંભીએ ઠાલવતો જ રહ્યો છું. બીજું તો બધું ઠીક પણ મરહુમ જામસાહેબની પાછળ પાંચ લાખ ખરચીને એક બુલંદ દરવાજો સોમનાથના પટાંગણને શોભાવી રહ્યો છે ત્યારે કોઇ ગોહિલરાજને તારા માથે એમનાં નામને શોભાવે એવી દેરી પણ કાં ન બંધાવી ? તું વેગડા ભીલની કન્યાને પરણ્યો એ ગંગાજળા ગોહિલ કુળને આડું આવતું હતું ? કેસરબાઈની મસ્જિદ ભાવનગરમાં હજી ઝપાટા ખાય છે.

આજ તારી સાલ સંવતના ય સાંધા પડે છે એવાં તવારીખનામા રખાવનાર ગોહિલ કુળની એમાં કેટલીક શોભા ?



૨૬–હમીરજી ગોહિલ : સોમનાથના પટાંગણમાં–પ્રભાસપાટણ. ઇ. સ. ૧૩૯૮ આસપાસ

એકે દોહે ઊજળો બની ગયેલ તારા ભીલ ભાઈબંધ વેગડાના તે શા વખાણ કરું ? ઈ ગઢકોટે રહીને ન લડયો. જેનાં માથા મોટાં હોય એ ગઢબારીએ ગરે કેવી રીતે ? અહરાણને એણે સોમનાથના દરવાજે જ જીવ્યો ત્યાં સુધી જુદ્ધ આપ્યું :

વેગડ વડ ઝૂઝાર, ગઢ બારીએ ગરે નહિ;
શીંગ સમારણ હાર, અંબર લગ અડાડિયાં

ઊજળાં કુળ તે પછી કોનાં કહેવાં ? બાપ હમીરજી :

ચંત ચાલણ ચાય, અંગ જે અણસારો થયો;
કમ તોય કુળ કે'વાય, ભરતો આવે ભીમાઉત.
એકે સર સાચવ્યું, બજડ વાઈ બીજે;
એમાં કયો વખાણવો કે, હાથ તારો હમીરીઆ.
કરમાં સર કરમાળ કરે, ઇ જુવે જુગદીશ;
એમ સોરઠિયાને શીશ, આલ્યું અરઠીલા ધણી.
શંકર તણે શરીર, માથે મલેછાં તણા;
પડિયા હાથ હમીર, ભોંય તાહળા ભીમાઉત.
રડવડિયે રડિયાં, પાટણ પારવતી તણાં;
કાંકણ કમળ પછે, ભોંય તાહળા ભીમાઉત.
તું પડતે પડિયા, હર શશિયર હીમાપતિ;
છ ચૂડા ચડિયા, ભજ તો ભાંજે હીમાપતિ.
વેળ તુંહારી વીર, આવી ને ઉવાંટી નહિ;
હાકમ તણી હમીર, ભેખડ હૂતી ભીમાઉત.
વન કાંટાળાવીર, મારે જીવીને જોવાં રિયાં;
આંબો અળવ હમીર, ભાંગ્યો મોરીને ભીમાઉત.

*

આવો આવો આઈ ! કળજગિયાંને સતના કેડા કંડારી દેખાડી જૂનાણાથી હેમાળા સુધી પૂજનીય બની જનારાં આઈ નાગબાઈ આવો. જોગમાયાની આવી વેલ ઈતિહાસે અદ્વિતીય છે. આવું પ્રતાપી નારીત્વ બીજા કયા પ્રદેશે ભાળ્યું ગુજરાત સિવાય માડી !

આપના થડા તો ઠેર ઠેર પૂજ્ય છે. આપને નામે અનેક ભળતી વાતો થઇ અને ન ભજવાવાં જોઈએ એવાં નાટક ભજવાણાં. તારા નામે આઈ



૨૭–આઇ નાગબાઈની ખાંભી પ્રતિમાઃ મોણિયાઃ પ્રથમ ખૂંટકરણમાં ધર્મપત્ની આઈ મીણબાઇ, પછીની આઇ નાગબાઇની, નાની છે તે નાગબાઇના પૌત્ર નાગાજણની અને ચોથી આઈ નાગબાઈના પુત્ર ખૂંટકરણની. ઇ. સ. ૧૪૭૦ આસપાસ.

ચારણના દીકરાને ભૂંડો લગાડવા રા માંડલિકના ચરિત્રને માથે ય કલંક ચડાવી ને શિવ–સતીનાં દેરાં ભાંગનાર મહમદશાહને હિંદવાણ રૂડો દેખાડયો અને એ બધું તારા સરાપ ને તારી કૃપાને નામે ચડાવ્યું. ત્રાહિમામ્, ત્રાહિમામ્, માડી ! આજ તો તારી નોરતાની રાત્યું ચાલે છે. નવલાખ લોબડિયુંવાળિયુંનું પરબ. તયેં અમારાં અરથના દાસ એવા પૈસાના લાલચુ, આબરૂના રાંક પણ નમાલાં નગરાં માનવિયુંને તું માફ કરજે.

મા ! પારકા રૂપમાં રગદોળાતા તારા ધણી ભૂંથા રેઢને તેં સાચના કેડા ચીંધ્યા. માંડલિકની મત મોડી મોડી ઠેકાણે આવી. પણ જ્યારે તું હેમાળાને મારગે હાલી નીકળી ત્યારે. તારી વેલને માથે એક માત્ર હરિજન દંપતિ સિવાય કોઈ હારે ન હાલ્યું. આજ તારા થાનકમાંય તારા ખોળામાં એ હરિજન દંપતિની



૨૮–જેની ખાંભી આઇ નાગબાઈના ખોળામાં કહેવાય છે તે હરિજન દંપતિની ખાંભીઓ. આઈના થાનકમાં જ છે. મોટી પુરુષની ને નાની સ્ત્રીની. તેઓ સાખે આઠુ હતાં.

ખાંભીઓ જોઈને અમે કૃતાર્થ કૃતાર્થ બની જઈએ છીએ. ગાંધીજીને જે પાંચસો વરસ પછી સૂઝયું તે તને પાંચસો વરસ પહેલાં સૂઝી ગયેલું.

અમર નામના માડી! આઈ જાનબાઈએ પણ અઢારે ય આલમ એક આરે પાણી ભરે તો જ વાવ ખોદાવીને બંધાવવાનું જાહેર કરેલું. પણ આઈયુંના સાચને કેડે ચાલવાને બદલે પૂજાયુંના ઠઠારા, સોનારૂપાના ચમકારા અને પરચાના વાવંટાળમાંથી એ ઊંધમતિયા કયારેય નવરા નથી પડતા. અમારાં અભેમાન પણ તાડ કરી ગિયાં છે માડી! એ અવળમતિ અમને પૈસાનો પરિગ્રહ અને પાછો સેવા અને ધરમને નામે; મૂડીની મોટાઇ, પોતાની જ પ્રતિષ્ઠા અને સેવાના સ્વાંગ ધરાવી આખો ભવ એમ દંભીને ભમાવી ને ભટકાડી મારે છે ને આઈયુંના જેજેકાર બોલાવતા જઈએ છીએ તે વધારામાં. એમ રોખા એક એક માનવીમાં એક એક માંડલિક ભરાઈ બેઠો છે ત્યાં આઈયુંને હેમાળે ગળવા સિવાય બીજો આરો કયાં રહેવા દઈએ છીએ માડી! કેટલાક મહમદશાહને ઊતારવા ને કેટલાંક મંદિરોને ઠેકાણે મસીદું ખડકાવવી? અમે જ અમારી છાતી માથે આવા મંદિર-મસીદના ખડકલા ખડકયે જઈને અમારા મકરબા રચતા જઈએ છીએ પછી મહમદશાહની જરૂર આ જુગમાં નહિ રહે માડી!

✻

આવો મા જોમબાઈ! પરમારૂંની જનેતા! શરણાગતના ધરમની ધારાઓ તેં તારા પુત્રોના લોહી વહેવડાવીને વહાવી, ને પછી એ પુત્રોની ચિતામાં સાથે ચડી જઈ મહાધર્મના મારગ ચીંધ્યા. શિબિ રાજા અને હોલાની ય પૂર્વેથી વહી આવતી સંસ્કૃતિ પરંપરાની વાહક તું સરસ્વતી છો. જગવેરૂપે અમને માર્ગ ભૂલેલાઓને તારાં દૈવત વડે માર્ગ દેખાડી રહી છો મા જોમબાઈ!

નહિ તો આજના યુગે તો અનેકના ભોગ લેવાઈ જાય છતાં બહુજન હિતાય ને બહુજન સુખાયને નામે એ બધું ગળી ખાવાના અધરમના



૨૯ આઇ નાગબાઈનો થડો. જામજોધપુર પાસે પાટણ ગામે.

આચારવાળા અમે તને સ્વીકારીએ શાના? અને પાછા એક તેતરને કારણે?



૩૦–આઈ જોમબાઈ અને પુત્ર મુંજાજી પરમાર: મૂળી: માતાભાવે સતી થયાં. સં. ૧૬૯૨ જેવું ને સકે ૧૫૫૮ જેવું વંચાય છે.



૩૧–જ્યાં મૂળીના પરમારો ને વઢવાણના ચભાડો જેવાં કૈંક રણથળ જામેલાં તે સ્થળ

મુંજા તેતર માહરો, માગે હુજણ સાર;
ગર્વભર્યા ગુજરધણી, આપે નહિ અણવાર.
ધ્રુવ ચળે, મેરૂ ડગે, મગ મરડે ગિરનાર,
મરડે કયમ મૂળી ધણી, પગ પાછા પરમાર!
સવંત ચૌદ ચૂમોતરે, સોઢાનો સંગ્રામ;
રણઘેલે રતનાવતે, નવખંડ રાખ્યું નામ.
વાર શનિશ્ચર શુદ પખે, ટાઢા પુગ્જ ત્રીજ;
રણ બાંધે રતનાવતો, ધારણ મૂંજો ધીર.
પડયા ચભાડહ પાંચસેં, સોઢા વીસું સાત
એક તેતરને કારણે, અલ રાખી અખિયાત.

તારો ઈતિહાસ તો અમને ઠેઠ થરપારકરના રણેમાં સોઢાના આદિસ્થાનમાં લઈ જાય છે. ત્યાંથી પાછા વળતાં કચ્છ ઊતરતાં અંજારે સતી તોળલ અને જેસલપીરને વાયક આપીને સતીઓ, સાધવાં ને શૂરાંના આ જમૈયામાં એ સૌને ઊતાર્યા છે.

*

પાબુ, હડબુ; રામદે, ગોગાદે જેહા;
પાંચુ પીર પધારજો, માંગલિયા મેહા.

એવા પાંચેય હિંદવા પીરના પ્રતિનિધિ સમા જેસલ પીર અને સતી તોળલ! આઇ નાગબાઇએ સકારણ પુર્નલગ્ન કરીને જેમ કળજગમાં સતના કેડા ચીંધી જોગમાયાપદે સ્થપાયાં તેમ સાંસતીઆના સમર્પ્યાં જેસલ જાડેજા સાથે ચાલી નીકળી અને સધીર વાણીઆના કબાલા ખોલી નાખી તમે સતીપદે સ્થપાણાં. કુડિયાં માનવીને આવા મરમ ઊકેલવા બહુ ગોથાં ખાવા પડે સતીમા તોળલ!

તમારા પરચાની પળોજણમાં ભોળુડી પ્રજાને ભરમાવીને કાવડિયાં કમાનારા તમારા સાધક જીવનને શે પામી શકે? મરેલાં તોળલને જેસલપીરે અલખ આરાધી સજીવન કર્યાં કે એવો જ અલખ આરાધીને જેસલ પીરને કબરમાંથી સતી તોળલે બેઠા કર્યા એવા ચમત્કારોમાં ચડાવી દેવાને બદલે પશુ જેવા પામર જીવનમાંથી જેસલ જેવાને પીર બનાવે અને સધીર જેવા લબાડને



૩૨–જેસલ તોરલનું સમાધિ મંદિર–અંજાર (કચ્છ)

તાની દેરી કહેવાય છે. કુંવરબાઈના મામેરાનું સ્થળ તે જ આ. આ માહિતીના આધારે શિલાલેખના ખવાઈ ગયેલા અક્ષરો બેસાડવા પ્રયત્ન કર્યો. કુંવરબાઈ નામ બેસાડયું. સંવત પૂરી ન ઊકલી.

પછી તો વર્ષો સુધી એ જગ્યા મનમાં ઘોળાતી રહી. ઉનાના નાગરો; દામોદરલાલજીની જગ્યા, વડનગર ગામ વગેરેનો પરિચય વધવા માંડયો. થયું કે એક દિવસ ઉનાના આગેવાનોનું

સાધુચરિત બનાવે એ જ મોટો ચમત્કાર નથી?

સવાલ સાધકોનો નથી પણ અમ જેવાં નુગરાં સંસારીઓના છે કે જેને સત્સંગને બદલે કુસંગે ચડી જતાં લગીરે વાર લાગતી નથી. એટલા માટે જતી, સતી અને સાધકશૂરોનો આ મહામેળો ભરી સૌનાં એક સાથે દર્શન કરવાના કોડ જાગેલા. આપના મહામારગના કેડા ભાળીને પણ કમકમા અનુભવનારાં અમે તો આપ સૌના ટેલવા છીએ. આપ સૌના દર્શનથી અમારા મરણના ભે ટળતા થાય એટલું માગી લઈએ છીએ. અમારો કોઈ બીજો તલસાટ નથી, અમારા અંતરમાં આપ સૌ ઉદે થાઓ અને અનુભવ કરાવો એટલું જ અમે માગીએ છીએ.

*

અઢાર વરસ પહેલાં ઉનાથી નાઠેજના માર્ગે નીકળું અને એક શિલાલેખ નજરે ચડે. એક દિવસ તો કુતૂહલથી નજીક જઈને જોયું તો કુંવરબાઈના મામેરાનો લેખ વાંચી ભારે આશ્ચર્ય પામ્યો. આસ-પાસ તપાસ કરી તો ખેતરમાંની એક ભાંગલી તૂટલી ઓરડી પડવાને વાંકે ટકી રહેલી જોઈ. વધુ તપાસમાં જાણવા મળ્યું કે આતો કુંવરબાઈની કે નરસી મહે-



૩૩–કુંવરબાઈના મામેરાનું સ્થળ : ઉનાથી આમોદરાના માર્ગે

ધ્યાન દોરીશ. એ ન બન્યું પણ રાજકોટના વૉટસન મ્યુઝિયમના વૉલ્યુમ ફેરવતાં ૧૯૦૬–૭ના રિપોર્ટ પાના ૩૯માં વલ્લભજી હરિદત્ત આચાર્યની નોંધ જોઈ. એમાં એ જ સ્થળનો ઉલ્લેખ ટાંકેલો જોયો. એ પ્રમાણે પાળિયામાં નાગરી લિપિમાં નીચેના અક્ષરો બેસાડી શકાયા હતા.

"સંવત્ ૧૬૦૩ વરખે સુદી ૫ ને વાર રવિએ કુંવરબાઈની વાહિની પૂરી છે."



૩૪–ભજનોમાં આગમ ભાખનાર દેવાયત પંડિત. શા માટે એમણે હથિયાર સજ્યાં હશે? સં. ૧૮૬૫; ગામ મોડસર જિ. અમદાવાદ

હમણાં ખાંભી–પાળિયાનું કામ ઊપાડયું ને શ્રી કાનજીભાઈ બારોટને એના ફોટો પડાવી લાવવા વિ. કરી. એમની નજરે શિલાલેખ ન પડયો, પણ લોકોએ બનાવેલ દેરીની દીવાલનો શેષ ભાગનો ફોટો પાડતા આવેલા તે અહીં મૂકેલ છે. અન્ય પ્રવૃત્તિમાં આવું તો અઢળક ગુમાવ્યું છે.

આ પાળિયાનો પ્રશ્ન સ. ૧૯૬૦ મેં હાથ ધરેલો. દેરી ને પાળિયા ઉપર રાજકોટ આકાશવાણી ઉપરથી એક વાર્તાલાપ પણ આપેલો. પછી સમાજ ઉત્થાન અને સાંસ્કૃતિક પ્રવૃત્તિને કારણે આ ખાંભી ને પાળિયા ૧૫ વરસ પાછા ઠેલાઇ ગયા પણ મિત્રોય એવા મળી રહ્યા છે કે એનું અનેકગણું સાટું વાળીને આ અંકમાં ખગવાળી દીધો છે.



૩૫–માંગડાવાળો, સતી પદ્મા અને લોડણશીની ખાંભી –માંગડાના ડુંગર ઉપર રામનેળનું કંટાળા (ખાંભા પાસે ગિરમાં)

*

નહિતો બાપ માંગડાવાળા! તારા ભૂતના ભેંકાર સ્વરો અમને ઊંઘમાં ય અજંપો કરાવત. તારી કથા સાચી કે ખોટી? એની ચર્ચાઓ ચાલ્યા જ કરી છે ને કદાચ જગત જીવશે ત્યાં સુધી ચાલશે. કારણ કે માનવીની પરિમિત શકિત અનંત સૃષ્ટિના અતલ તલને ભેદીને સાર પામી શકે તેમ નથી. ત્યાં સુધી બુદ્ધિનું કામ જ બાખડયા કરવાનું છે. કુતૂહલતા, પ્રેતસૃષ્ટિને જાણવાની જિજ્ઞાસા અને અદ્ભુતતાએ ભૂતકથાઓમાંથી જીવતાંઓનો રસ ખૂટવા દીધો નથી.

કયારે થયો તું? ધાંતરવડ એવડું મોટું નગર હતું તો કેટલા સમયમાં નષ્ટ થઈ ગયું? મેં તો ત્યાં કાંકરા ને ઠીકરાં ઊડતાં જ ભાળ્યાં છે. મળી આવે છે કોઈક મુસ્લિમ કાળના દોકડા કે લાંબી મોટી ઇંટો એમાં ના નહિ.

પણ તેં તો અદ્ભુતતામાંય અદ્ભુતતા ખડકી દીધી છે. એક તો ભાણવડ પાસેના ભૂતવડ પાસે તારી ખાંભી, બીજી હીરણની હદમાં ને સરસ્વતીને તીરે, ત્રીજી માંગડા ડુંગર ઉપર કથિત ધાંતરવડની ધરતી ઉપરની વંકી ડુંગરધાર પર.



૩૬–માંગડાવાળાની ખાંભી–સરસ્વતી તીરે.
(ગોરખમઢી–પાટણા–વેરાવળ તાલુકો)

વાસના જીવનની તારી વાત તો કદાચ વિશ્વપ્રેત કથાઓમાં પણ અદ્‌ભુત હશે. પણ આપણા દેશમાં આવી પ્રેતકથાઓની હારમાળા હાલી આવે છે. એમાંય એક તારી અને બીજી રાજસ્થાનના તેજસી તુંવાર અને જગમાલ માલાવતની વાતો તો અખૂટ રસિક-ભયંકર છે. તારો એક જ દુહો જે' દીથી સાંભળ્યો તે દીથી આજ સુધી દિલને થર થાવા દીધું નથી. અને પ્રેમની વાસના તો જીવતાજીવને પણ ભૂત જેવા બનાવીને ભમાવે છે ત્યારે ભૂતનું તો પૂછવું જ શું ?

સૌ રોતો સંસાર,
એને પાંપણીએ પાણી પડે!
પણ ભૂત રુવે ભેંકાર,
એને લોચનીએ લોહીઝરે.

હૈયું ખરેખર વીંધાઇને વરસતું હશે ને !

*

વાસના રહી જતાં મરીને ભૂત જ સરજાતાં હશે? કે દેવરૂપે માનવ સૃષ્ટિમાં રહીને દુઃખ ટાળતાં હશે ?

સોલંકી સોના તણો, કુંડળ ઝળકે કાન;
રમતો દીઠો રાણ, વીર સચાંગો વાછરો.

મહુવાના સોલંકીનો રાજપુત સાચંગનો દીકરો. કતપર પરણવા આવેલો. ગામની ગાયો દુશ્મનોએ વાળી :

પોપટ ને પારેવાં તણી રાણા રમતું મેલ;
ધર ખાંડાનો ખેલ વીર સચંગા વાછરા.

ચોરીના ફેરા અધુરા મૂકી કુંડાસને પાધરથી દુશ્મનોને રોળીને ધણ પાછું વાળ્યું. પણ જેને દૂધે દીવા બળે એવી વેગડ ગાય ચારણ આઈ જહી–જસીની રહી ગઈ!

ધણ આવ્યું ધણેસર, આહુ આવ્યું ખાખરે !
દૂધડીએ દીવા બળે, વેગડ નાંખી વાછરા.

વાછરો પાછો વળ્યો વેગડને લેવા અને ફરી કુંડાસને પાધર દુશ્મનો હારે ભેટંભેટા થઈ વાછરાનું



૩૭–વાછરા સોલંકીનું મસ્તક-મંદિર : કુંડાસ :
ડો. ગૌદાનીનું તળગામ. (મહુવા–ભાવનગર)

મસ્તક કુંડાસમાં પડયું ને ધડ મહુવાની બજાર સુધી દુશ્મનોને તગડતું ગયું.

અને પછી તો પશ્ચિમ ભારતમાં તારી અનેક રૂપી પૂજા થાય છે વીરા વાછરા! હડકાયાની લાર અને સરપનાં ઝેર ઊતારતા તારાં પેઢ હજી ઠામોઠામ છે.

*



૩૮ આઇ વેજીની ખાંભી : ગામ રેશમિયા : ચોટીલા પાસે.

આવો આવો આવો આઈ વેજી! તમારા દુહાનાં વેણે વેણે તો અમને માંગડાવાળાના દુહા કરતાં ય વધારે વેદના પમાડી છે. આઈ! પછી તો ઈ રેશમીઆની ધાર જાણે કે અમારાં અંતર ભેદીને માનવીમાંથી પત્થર બનતા રેશમીઆ ભેડાનાં આક્રંદથી અમને અસ્વસ્થ બનાવી મૂકે છે. એ રેશમીઆની ધાર ઉપર માનવીના નગુણાપણાની ધજા ફરકી રહી છે.

આયરનો અનાથ બાળક, આઇ વેજી! તમારા માવતરે ઉછેરીને મોટો કર્યો. તમારો નેસ તો પછી વતનમાં, કચ્છમાં ઊપડી ગયો. ઉપરા ઉપરી વરસ મોળાં આવ્યાં અને અહીં રેશમીઆ ભેડાને ભગવાને રૂડા દી દેખાડયા. દોમ દોમ સાહ્યબી. ભાઈને ઘરે વરસ વરતવા તમે છોકરડાં ને ખાડુ પાડરૂ હારે ચોટીલા પાસેના આજના રેશમીઆ ગામને પાધરે પહોંચ્યાં. વાટમાં જાતા અસવારને રેશમીઆ ભેડાના સમાચાર પૂછ્યા. એ જ રેશમીઓ ભેડો હતો. પણ દુકાળનું ટાણું અને તમને ઓળખી જતાં એનામાંથી રામ ગયા. કહે કે "ભેડો તો પાછો થિયો!"



૩૯ ભેડાધારનો પદાતિ પાળિયો. અક્ષરો ખવાઇ ગયા છે. રેશમિયા પાસે-ચોટીલા તાલુકો.

આઈ તમે એને અણુસારે ઓળખી ને જ પૂછેલું. પણ આવો ઉત્તર સાંભળતાં તમારાં બારે ય વહાણ બૂડી ગયાં. તમે આક્રંદ માંડયું અને ધરા કંપી ઊઠી. ડુંગરધાર ડોલવા લાગી.

ભલકિયું ભેડા, કણુસિયું કાળજ માંય;<br>
રગું રેશમિયા, વીંધાણી વાગડના ધણી<br>
ઘોડો મૂવો ઘરગિયાં, મેલ્યાં મેહુલિયે;<br>
રખડી રાન થિયાં, રોળ્યાં રેશમીએ.<br>
કેં કઢારા કાઢિયા, છોરૂ બાન પિયાં,<br>
આજ રેશમિયો જાતાં, માથે દાણીગરરિયાં.<br>
ભેડો અમણો ભા, વાંઢયાને વરતાવશે;<br>
વાટે વિસામા, રોળ્યાં તેં રેશમિયા.<br>
ભેડા ભાંગી ડાળ જેને આધારે જીવતાં,<br>
કરમે કોરો કાળ, રખડાવ્યા રેશમિયા.

ટોળાં જાય ટળ્યે, નવરંગી નીરડિયું તણા;
એને ગોંદરે ન ઇ' ગોવાળ, રેઢાં રિયાં રેશમિયા.

રેશમિયો ભેડો સહન ન કરી શકયો ચિત્કાર પાડી ઉડયો. "બસ કરો આઇ! એ હું જ રેશમિયો, મારાથી ભૂલ થઇ ગઇ, હવે માફ કરો."

પણ આઇનાં આક્રંદથી વનરા ઝૂરવા લાગી. રેશમિયાના દિલના દગાએ આઈના જીવતરમાંથી રસ ઉડાડી મેલ્યો.

ભર દરિયે કોઇ વાણ, ભેડાનું ભાંગી ગિયું !
પંડય થિયાં પાખાણ, રસ ગયો રેશમિયા.

દંતકથા કહે છે કે આઈ વેજીના આક્રંદ-ખોલે, એક એક મગશિયે રેશમિયો ભેડો, આઇનાં ઢોરડાં ને છોરડાં ધીરે ધીરે પાષાણરૂપ બનતં ગયા અને પોતે પણ :

ભેડા ભેડાતે, એને વાડયું કરીને વાળીએ;
સાંઠી સુકાતે, રસ ન રે રેશામયા.

અસતને ઉઘાડાં પાડવા, માનવીની નાદારંને સતને ત્રાજવે ચડાવીન આઇએ સત લીધું આજે એનો પાળિયો રેશમિયાને રસ્તે ઊભો છે ને એની મા તવું હાલે છે



૪૦ ભેડાધાર ઉપરના પદાતિ પાળિયા

એ રેશમીઆની ધારને તો આઘેથી નિહાળેલી પણ ૪૦ વરસથી એના ચાસ અંતરમાં પડી ગયેલા. ખાંભી-પાળિયાનું કામ ઊપાડતાં સાયલે ડૉ. કે. જે. પઢિયારને અને ધજાળા શ્રી. કરમશીભાઈ તથા સવશીભાઈ મકવાણાને કેવરાવ્યું કે કોઇ રીતે એના પાળિયાના ફોટા મોકલો.

રેશમિયાની ધાર ઉપર રોમન શૈલીના પાળિયા ઊભા છે એવો ખ્યાલ શ્રી મૂળભાઇના પત્રમાંથી ઊભો થતો હતો. એનાય ફોટા લઇ મોકલવા જણાવ્યું. રેશમીઆનો પાળીઓ તો ન મળ્યો અને રોમનશૈલીના ગણાતા ચાર પાળિયાઓ ઘણે અંશે પદાતિ-પાળા સૈનિકના, કોઈ પાળા વીરના જણાયા. તીરકામઠાંને બદલે રણમાં વેરી ઉપર ઘા વીંઝતા ઢાલ-તલવાર-વાળા જણાય છે. એ પાળીઆ ૯ થી ૧૨ મી સદી સુધીના હોઈ શકે. એ ધારનો પુરાણો ટીંબો કાળજૂનો ઈતિહાસ સંઘરીને પડેલો મળી આવશે. 'લાખા-ઘડી' ને 'લાખા ગારદી'ના ટીંબાની જેમ.



૪૧-આઇ કુંવરની વેલ્યવાળી ખાંભી-ભીમોરા
(તા. સાયલા)

ત્યાંથી ભીમોરાનો ડુંગર બહુ દૂર નથી. સવશીભાઈને સોરઠી શૂરવીરતા અને ઘોડાની ઓલાદના ઓઢણાંના એ ઝમઝમાવતા ઈતિહાસનાં પાત્રોના પાળિયાના ફોટા લઈ મોકલવા જણાવેલું.

જસદણના શેલા ખાચરના ટાઢાણા કાઢીને શરણાગત આપ્યા અંગે ભીમોરાના નાજા ખાચર સાથે વરે બંધાણાં. શેલા ખાચરે ભીમોરાના ગઢ ઉપર બાબારાત્નની ફોજ ઊતારી. આઠ જ માણસો સાથે નાજા ખાચરે યુધ્ધ આદર્યાં. એની અને એની ઘોડયુંની ઓલાદની વાત મેં અશ્વકથા અંકમાં આલેખી છે. આઠમાંના એકએકની કથા અદ્‌ભુત છે:

નાજા જ્યું મરાય નહિ, સાબધ હરમત સોત;
મોડું ને વેલું મોત, સૌને માથે સુરાઉત,



૪૨–ઓઢા ખાચરની દેરી–ચોબારી તા. સાયલા

નાજા ખાચર, ડોકું બહાર કાઢતાં મરાયેલ બારોટ, એના 'બ્રકેહી દ્વારકા' કરનાર રાજસ્થાનના બે રાજપૂત મહેમાનો, શેલણાભામોદરાના બે કાઠી મામો–ભાણેજ કાળુ ખુમાણ અને હમીર જેબલીઓ વગેરેમાંથી કોઈના ફોટા નથી આવી શકયા પણ ગઢવાળાનાં આઈ કુંવર કે જેને નાજા ખાચરે ધરમનાં બહેન માનેલા તે નાજા ખાચર પાછળ બહેનભાવે સતી થયાનો પાળિયાનો ફોટો આવી શકયો છે. જો કે આઇ કુંવરનાં બાળકોનાં બલિદાનની કથા મેળવવી બાકી જ છે. ગઢવાળાની એ શ્રાપિત ભૂમિ ગણાઈ છે. આજ તો આ ભાંગેલ ગઢ નીચે આવેલ પિયાવા ગામમાં શ્રી સવશીભાઈ સર્વોદયનું થાણું નાખીને બેઠા છે.

આ નાજા ખાચરની ચોથી પેઢીએ જેની નાડી ધોઈને પાતાં આડાં ભાંગે એવા શીલવંત ઓઢો ખાચર પાકયા. કાઠીઓમાં મૃત્યુના સ્મારકરૂપ મોતે



૪૩–ચોબારી, ભીમોરા; રેશમિયાને પાંચવડા વગેરે ગામોના કાઠી દરબારોના પાળિયા.

મરનાર પાછળ પણ ખાંભી મંડાતી. ધન્નળા પામે ચોબારીમાં કાઠીઓની આવી ખાંભીઓ છે. એમાં ઓઢા ખાચરની પણ દેરી છે. આ ઓઢા ખાચરના ચોટદાર ને સવળોટા દુહા ચારણ કવિ પાલરવ પાલિયાએ જોડયા છે :

ભીમોરા કાશી ભણાં, ગંગાજીરા નીર;
પાંચાળે ઓઢો પીર, હુવો પરગટ, હામાઉત,
આ કળજગનો ઉતપાત, સારાની નરે સનહ
કાઠી કરાફાત, તારી અણુવતી ઓઢીઆ.
ભલી નજરે ભાળતાં, ભૂલ્યો ભોળાનાથ;
ચૂકયો નહિ સમરાથ, અવિચળ રિયો ઓઢીઆ.
ખટ જતિ ભાંખે ખલક, નવળંગ નાજહેરા;
એમાં ગોરખ ગરઢેરા, તું આડીદર ઓઢીઆ.
મેરી કારણ મુનિએ, મરકટ મોં કિયા;
રાજેન્દ્ર બિરદ રિયાં, અવિચળ તારાં ઓઢીઆ.
પદમણીએ પાવરના ધણી, તું રીઝયો નહિ કળરૂપ;
ભોળવાઇ ગ્યો'તો ભૂપ, એકલશીંગી ઓઢીઆ.
ખેળાને એસારે ખલક, મેં'પત ખોળા માંય,
ખંડપત ખુશી થાય, અણુસારેથી ઓઢીઆ.
તરીઆ અન્ન નીંદર તજણ, જગ ભલ બે ખટજુગ;
ભમરો વિંધણ ભૂપ, તેં ઓળખીઓ ઓઢીઆ.
સુંદરને બાળક સમે, કસટ દયે કરતાર,
એનો લે અવતાર, આવત નાડી ઓઢીઆ.
હે નાડી હમીરરા, વૈદક હોઠ, વદાં,
પીધે પાવરરા, આડાં ભાંગે ઓઢીઆ.



(૪૪) ચાર હાથવાળો પાળિયો. મોટે ભાગે અવગત થયેલના આવા હાથ મૂકાય છે. હળવદ.

આવા લાખોમખ પાળિયામાં જ્યાં નજર નાખીએ ત્યાં અઢારે વરણના જતી, સતી અને શૂર મળી આવે છે. હળવદને પાધર તો સતીઓનાં સમાધિમંદિરોનું એક નાનકડું નગર વસી ગયું છે. બ્રાહ્મણ, વાણિયા, સોની, મોચી, મેરાઈ, લુહાણા, સથવારા અને રાજપૂત સતીઓનાં મંદિરોની હારમાળા હાલી આવે છે.

દેલવાડાને પાદર ધોબીની જાન લૂંટવા આવનારા સામે આખી જાન જ ઝબ્બે થઈ ત્યાં સુધી સામનો કરી વરલાડા સહિત આખી જાન ખતમ થઈ. એ વરલાડડા પાછળ ધોબણ કન્યા સતી થઈ તે આજે કુંવારી માતા તરીકે પૂજાય છે. એની આગળ વીરગતિને પામેલા જાનનાં પાળિયા છે.

વાંકાનેરમાં ગરાસિયાની દીકરીનું અપહરણ કરવા આવેલા કચ્છના જાડેજાના પાળ સામે ૧૮ વણઝારણો હાથ પડ્યું હથિયાર લઈને આખર સુધી લડીને વીરગતિને પામી. હળવદને પાદર સોનીની આખી જાન લૂંટાતાં આખી જાન જીવસટોસટના જંગ ખેલી ગઈ. સોરઠના ચૂડાને રસ્તે મોચીની જાન આખી રાજપૂતી ખમીરથી લડી ને ખમીર ઝળકાવતી ગઈ.



૪૫–કુંવારી માતા : દેલવાડા–ઉના.

ગોહિલવાડના કતપરને પાદર શૂરા કોળીઓ અને સતી કોળણોના પાળિયાની થપ્પીઓ લાગી ગઈ છે. એ પાળિયાને બોલતા કરવાનું જ બાકી છે.



(૪૬) સતીનો પાળિયો : ડાબા હાથનું પ્રતિક ચોસલા ગામે તા. ગઢડા (ભાવનગર)

રાજદરબારોના, ઠકરાતોના, ડેલી દોઢીના આશ્રિતોએ એના સતી–શૂરની બિરદાવલીઓ રચી, સંઘરી અને એમાંથી આજિવિકા ઊભી કરી. અન્ય વરણમાં થયેલા સતી–શૂરની વાતું પાતળી જીભું-વાળાને કંઠે ચડવાનાં કારણ ઓછાં મળ્યાં. ક્યાંક વહીવંચાના ચોપડાઓમાં સંઘરાઈ હશે એટલું જ.

બાકી ખાંભીઓ તો રાજપૂત નામ શરૂ થયું ત્યાર પહેલાથી મંડાતી આવે છે. આમ જુઓ તો એમનો ઘણોખરો વિસ્તાર બ્રાહ્મણ અને ક્ષત્રિઓનો જ છે. એ બે ય વર્ણોએ અન્ય વર્ણની સ્ત્રીઓને પરણીને એનાથી થયેલી પ્રજાને મિલકતના સીધા ભાગીદાર ન બનવા દીધા. જેને વારસો મળ્યો તે ઉચ્ચ ગણાણા. બાકીના નીચા ગણાતા ગયા. આ પ્રકારના અર્થકારણને લઈને એક જ કુળમાં અનેક ભેદભાવ ઊંચનીચના થયા.



૪૭–પટેલનો પાળીઓ : મોડાસા નજીકના સુન્શીવાડા (સાબરકાંઠા)

રાજપૂત યુગમાં આવું વધુ બન્યું. પરિણામે મુસલમાનને ભંગી સુધી એનાથી પેદા થતી પ્રજા પથરાતી ગઈ અને વારસદાર ઠર્યા તે ઊંચા ગણાતા રહ્યા. એટલે ધરતીનું ખમીર તો એના બધા ફરજંદમાં ઓછું વધતું ઊતરતું જ રહ્યું છે. પણ મોટાતણું બધું મોટું ગણાતું રહ્યું છે. એકસરખાં સમર્પણ, એક-સરખાં શૂરાતન અને એકસરખાં સતીત્વ અને સમાન બલિદાન હોવા છતાં દુર્ભાગ્યે આપણા સમાજમાં જે ભેદ છે તે આપણા ખાંભી પાળિયામાં પણ ઊતરતા આવ્યા છે.



૪૮–રાજપૂતનો પાળિયો : સાંપા (તા. દહેગામ-અમદાવાદ)

કાંટિયા વરણની તો તમામ પ્રજા લડાયક જ રહેતી આવી છે. આયર, રબારી, ભરવાડ, ખાંટ, કોળી, જત વગેરે વગેરે. આમ તો એ રાજ કે ગરાસદાર થતા રહી ગયા ને પછી અન્ય વ્યવસાયે વળતા ગયા. બાકી એકના એક. ભરવાડોમાં મહા બળવાન જસરાજ ઝાંઝાવડા–એ દિલ્હીના બાદશાહ સામે બાથ ભીડેલી. ગુજરાતમાં થરાના ગ્વાલીનાથના મંદિર પાસે એની ખાંભી છે.

રબારીઓએ રાણાનાં રાજ રાખ્યાં છે. આયરો તો એક દિવસ દક્ષિણ ભારત સુધી ફોજો દોડાવતા. ખાંટના અને કોળીનાં રાજ ગઈકાલ સુધી હતાં. એટલે આ તમામ કોમોમાં શૂર, સતી અને સંત પાકતા જ આવ્યા છે. બ્રાહ્મણ, વાણિયા,

લુહાણા ને ભણસાળી કોમોના સતીઓના થોકબંધ પાળિયાની વાતો સાંભળતાં દિંગ થઈ જવાય છે.



(૪૯) મહમદશા પીર વરતેજને સીમાડે : વિગત માટે જુઓ પાનું ૪૮૨.

ગામને માથે ગાયો વાળવાની કે ગામ ભાંગવાની આફત ઊતરે ત્યારે કોઈ પણ કોમના બહાદુરો હાથ પડયું હથિયાર લઈને ધાડ પાડનારા કે આવેલું પાળ–કટક સામે ઊતરી પડતા. પાળિયા–ખાંભી જોતાં મોટે ભાગે એ રાજપૂત સિવાયની કોમોના વિશેષ મળી આવે છે. અને આવા વીરોએ 'કોના ઘર લૂંટવા આવ્યા છે ને કોની ગાયું વાળી છે એવા વાળાટાળા કદી કર્યા નથી. એ તો ગામની વહારે જ ધાયા છે. સામાન્ય રીતે ઢોલી તો મરાતા જ આવ્યા છે. પણ આવી ભાવનાને કારણે ગામ વચ્ચે અભેદ ભાવ પ્રવર્તતો. ભાવાત્મક એકતા માટે ભાષણ ન કરવાં પડતાં. પછી હિંદુ હોય અથવા મુસલમાન.

મુસલમાન વીરોની અને પીરોની વાતો લખવી બાકી રહી ગઈ છે. અભેદને આરે જ્યાં હિંદુ ને મુસલમાન બેય જેની ઈબાદત કરતા હોય એવા એક નૂરાપીરની વાત ટૂંકમાં શ્રી. અમરદાસજીના લેખમાં આવી ગઈ છે. મામદપીરની વાત ૪૮૨મે પાને છે.

અહીં તો પ્રાણીઓની વફાદારી, બહાદરી, સેવા અને નિષ્ઠાની પણ બલિહારી છે. ઘોડાં, ગાય, કૂતરાં બોકડા ને ઊંટ વગેરેની ઢગલાબંધ કથાઓ મળે છે. લાખા વણઝારાની વાત અતિ વિખ્યાત છે. એવો એક લાખો વણઝારો. બાબરીઆ પથકના કંઠાળ વિસ્તારમાં



૫૦–કૂતરાનો પાળિયો : રાજમહેલ પાસે પોરબંદર

ધારા બંદરના એક શેઠ પાસે પોતાનો લાખેણો કૂતરો બાન મૂકી નાણાં લઈ જાય છે. કૂતરો શેઠના ઘરની ચોરાયેલી મિલ્કત ખોદી બતાવે છે. શેઠ વણઝારાનું દેણું માફ કરી કૂતરાને બાનમાંથી છોડી મૂકે છે. ગળે ચીઠ્ઠી બાંધીને.



(૫૧) ચિત્રાસરની કૂત્તાદેરી : ચિત્રાસર નાગેશ્રી નજીક ઊના પંથકમાં.

કૂતરો વણઝારાને શોધતો જાય છે.

કૂતરાને ભાગી આવેલો એની ફીટકાર દીધો, કૂતરે પ્રાણત્યાગ કર્યો. વણઝારાને શેઠે બધી વાત કરતાં ભારે આઘાત લાગ્યો. આજે જ્યાં ચિત્રાસર ગામ છે ત્યાં તળાવ બંધાવ્યું વચ્ચે દેરી કરી ને એમાં કૂતરાની ખાંભીની પ્રતિષ્ઠા કરી. આ તળાવ વિશાળ છે. પથ્થરોમાંથી સંગીત નીકળે એવા સૂરીલા છે. ચાર આરા મોટા બાંધ્યા છે. કૂતરાનું નામ ચિત્રો હોય. એના ઉપરથી ચિત્રાસર તળાવ ને ગામનું નામ પડયું એમ કહેવાય છે.



(૫૨) કૂતરા ને ગધેડાનો પાળિયો : ધ્રંગ લોડાઇ ડાડા મેકરણની જગ્યામાં (કચ્છ)

આવી અનેક વાત ગુજરાતમાં ઠેર ઠેર થાય છે ને દરેક સ્થળે એનાં સ્થાન બતાવવામાં આવે છે. આલેચના ડુંગરમાં ખાગેશ્રીના વીડમાં એવી જ એક 'કૂત્તાવાવ' અને 'કૂત્તાદેરી' છે. દેવાણંદ ભેડા નામના ચારણે લાખા વણઝારા જેવા જ કિસ્સાથી કૂતરાને મારી નાખેલ, એના ઉપરથી કૂતરાનું સ્મારક બનાવેલું. આ કૂતરો પૂજનીય બની ગયેલો. એની પ્રતિમા જર્જરિત થઈ જતાં ત્રણેક વરસ પહેલાં જામનગરમાં રૂ. ૪૦૦ના ખર્ચે નવી પ્રતિમા બનાવીને પધરાવેલ એ પ્રતિમા ગિર તરફ લઈ ગયાનું પણ જણાયું છે.

કચ્છના ધ્રંગ-લોડાઈનો ડાડા મેકરણના કૂતરા લાલિયા અને ગધેડા મોતિયાની વાત તો જગજાહેર છે. ડાડામેકરણ કહેતા કે :

લાલિયા મુંજો લખણે જેડો
હુંદો ભાયા જેડો ભા;
ખકાચાં લખા ઘોરે ફગાયાં,
લલિયા તોજી મું છડી સેંથ.



(૫૩) ત્રાગાંનો પાળિયો : રાણકદેવીના સ્થાનક પાસે. વઢવાણ

જેમ શૂરાતન માટે ને સતીત્વ માટે કોઈ કોમે શેખી કરવા જેવી નથી તેમ સ્વત્ત્વરક્ષા માટે, સાચને માટે અગર તો અન્યાય કે જુલમ સામે પોતાના પંડનો—પણ કમકમાં ઉપજે એ રીતે ત્યાગ કરનારાઓમાં બીજી કોમોની સરખામણીમાં બ્રાહ્મણોની ખાંભીઓ વધુ મળી આવે છે.

એક હજાર વર્ષ પૂર્વે શૂર્પારક–સોપારામાં ત્યાંના રાજાએ અન્યાયી કર નાખતાં ૫૦૦ વણિકો અને તેમની સ્ત્રીઓએ અગ્નિપ્રવેશ કરેલો કહેવાય છે. ગુજરાતમાં કુમારપાળના ધાર્મિક જુલમ સામે ૧૦ હજાર બારોટો ને ૧૨૦૦ બારોટણે અગ્નિપ્રવેશ કરેલો કહેવાય છે. આંકડો અતિશયોક્તિભર્યો છે. કારણ કે તે દિવસની પ્રજાસંખ્યાનો પણ આમાં ખ્યાલ નથી રખાયો. બાકી ગામે ગામ બ્રાહ્મણોનાં ત્રાગાં કરેલા પાળિયા મળી આવે છે. સાધુઓ જીવતાં સમાધિ લેતા આવ્યા છે.

ઈતિ કર્તવ્ય પૂરું થતું લાગતાં જળસમાધિ, ભૂમિસમાધિ કે અગ્નિપ્રવેશ એ આપણે ત્યાંનો એક ધર્મસંસ્કાર બની ગયેલો. જીવતાં સમાધ લેવાની હજારો ઘટનાની એમની સમાધો આજેય ગવાહી પૂરી રહી છે. પછી એમ કહેવાતું કે 'ભૂમિમાં સમાઈ ગયાં.'



(૫૪) રાણીની છત્રી : વિજયનગરનું જંગલ : (જિ. સાબરકાંઠા)

આવી ઘટનાઓમાં હિંદુ સતી સાથે એની મુસલમાન શિષ્યા પણ જમીનમાં સમાઈ ગઈ હોવાની એક ઘટના અતિ મશહુર છે. ઘેલા સોમનાથમાં જૂનાગઢના રા'ની પુત્રી મીનળ સાથે અમદાવાદના બાદશાહ કે સુબાની પુત્રીએ પણ સમાત લીધેલી. એવી બીજી ઘટના ઘેડના પાતા ગામે પુરબાઈ નામનાં ચારણ્ય સંત સાથે દિલ્હીના બાદશાહની શાહજાદી નુરબાઈએ પણ સમાત લીધેલી કહેવાય છે. એકની ખાંભી ઘેલા સોમનાથ અને બીજાની ખાંભી પાતા ગામે છે.

હેરતભર્યા પાળિયા તો ગુજરાતમાંથી ડૉ. હરિભાઈ ગૌદાની શોધી લાવ્યા છે. એમના લેખમાં અને આ લેખમાં એમના લીધેલા ફોટાઓમાંથી એની પ્રતીતિ થશે. તેમાંય સાબરકાંઠામાંથી અને પોળોના જંગલમાં વિવિધ પાળિયાની આટલી બધી સમૃદ્ધિ જોતાં જણાય છે કે સાબરકાંઠામાં પ્રજાજીવન એક કાળે ઘણું પાંગર્યું હશે. રાજાઓ અને એની પાછળ સતી થયેલી રાણીઓના ખૂબ સુંદર પાળિયા તેઓ શોધી લાવે છે.

આ પાળિયાઓનો અભ્યાસ લોકજીવન, પુરાતત્ત્વ, ઈતિહાસ અને સંસ્કૃતિથી આગળ વધી પ્રજાજીવનના અંતઃસ્તલ સુધી આપણને લઈ જાય છે. સંસ્કૃત માનવી-



(૫૫) રાજા રામસિંહ ને તેની રાણીનો પાળિયો દસ ફૂટની ઉંચાઈનો. આભાપુર નજીક પોળોના મંદિરના ચોગાનમાં.



(૫૬) રાજા ભાવસિંહ અને તેની પાછળ સતી થયેલ બે રાણીઓનો પાળીઓ. કેન્યાટાનું સૂર્યમંદિર : કાલવણ (જિ. સાબરકાંઠા)

ઓના પાળિયાઓના અભ્યાસથી આદિવાસીઓના મૃત્યુસ્મારકોના અભ્યાસ તરફ આગળ વધતાં આપણે માત્ર સ્મારકથી વિશેષ એની આકૃતિઓ, એનું કંડારણ એના ભાવપ્રતિકો, પૂજા–માન્યતા વગેરે વિચાર કરતા કરી મૂકે છે કે કઈ રીતે આદિમાનવના અંતરમાં આ બધું ઊગતું હશે? તુલના કરતાં આદિવાસીઓનાં મૃત્યુસ્મારકો વધુ પ્રાકૃતિક જણાય છે. માણસ ખરેખર પોતાનામાં પ્રકૃતિને નિહાળવા મથતો હશે કે પ્રકૃતિમાં પોતાનાં પ્રતિબંબ જોવા મથતો હશે? આદિવાસીઓ પ્રકૃતિમાં ગૂઢ રહસ્યો સહજતાથી પામી શકતા હશે?



(૫૭) આદિવાસી રાજા ને તેની પાછળ પ્રાણ આપનાર સેવકનો પાળિયો. ગામ પાનવડઃ (છોટા ઉદેપુર–વડોદરા).

ગુજરાત વિદ્યાપીઠ, (અમદાવાદ) તરફથી ઈબર હાર્ડ ફીશર અને હકુ શાહે દક્ષિણ ગુજરાતના ચોધરી, ગામીત અને વસાવા એ ત્રણ આદિવાસીકોમના મૃત્યુનાં સ્મારકોના જાત–અભ્યાસ કરેલો તેનું 'વેત્રા ને ખાંભા' નામે એક સુંદર પુસ્તક બહાર પડયું છે. એમાં લાકડામાંથી અને પથ્થરમાંથી કોતરેલા વેત્રા ને ખાંભાના ૫૦ વિવિધ પ્રકારો આપ્યા છે તે જોતાં છક થઈ જવાય છે.



(૫૮) આદિવાસીઓનો વાડપાડા ગામનો સૌથી સુંદર ખાંભો (દ. ગુજરાત)

એમાં સંસ્કૃતજનોના પાળિયાની એકધારિતા નથી પણ ચિત્ર વૈવિધ્ય ઘણું છે. આકૃતિઓ સંસ્કૃતજનોની પાળિયા જેવી ને આદિ પ્રકારની પણ રૂપાળાં રેખાંકનવાળી હોય છે. એમાં બ્રહ્મભાગ, વિષ્ણુભાગ ને શિવભાગમાં વહેંચાતા આપણા પાળિયા કરતાં વધુ બીજા બે ભાગ પણ હોય છે. કેટલાક ગોવર્ધન પ્રકારના બે કે ત્રણ બાજુ કોતરેલા પણ હોય છે. એમાં સૂરજ, ચાંદો પશુ, પંખી માનવ અને પ્રકૃતિનાં દશ્યો પણ ઊતારે છે. એનું કલાકામ અને અન્ય વિધિ વિશેષ વિસ્તાર માગી લે છે. મૃત્યુ પહેલાં પણ જીવતાં જગતિયું કરે તેમ સ્મારકો મુકાતાં હોય છે. પણ એને વીરપૂજા સાથે જ સંબંધ

નથી. એના ભૂવાના આદેશ પ્રમાણે એનું લાકડું કે પથ્થર પસંદ કરવાથી માંડીને એની પ્રતિષ્ઠા કરવા સુધીની ક્રિયા થાય છે.



(૫૯) કાળોડ ગામે આદિવાસીઓનું મૃત્યુ-સ્મારક (દ. ગુજરાત)

ખાંભી–પાળિયાના આ અંક દરમિયાન મૂળ અમરેલીના પણ હાલ મદ્રાસનિવાસી અભ્યાસ–રસિક શ્રી દ્વારકાદાસ પરીખે બ્રિટિશ કાઉન્સીલની લાયબ્રેરીમાંથી મેળવીને W. G. ARCHERનું 'Virtical-Man' નામનું પુસ્તક જોવા મોકલ્યું. એમાં પશ્ચિમ બિહારના કૃષ્ણઉત આયરો જે ઘણે ભાગે જંગલવાસી ગોપાલકો છે તેમના પશુઓને રક્ષનારા દેવો અને એમાં વીર બની ગએલા એક વીરકુંવર વગેરેની લાકડાની પ્રતિમાઓની તસ્વીરો ને લોકકથા વગેરે છે. એ સંશોધક ને સંગ્રાહકના કહેવા મુજબ જગતના આદિ માનવોમાંથી જે આકૃતિઓ ઊતરતી આવે છે એ જ પ્રકારનું કૃષ્ણઉત આયરોનું કલાવિધાન છે. આકૃતિઓ મોટી ને મોટે ભાગે ચોરસ ને ગોળ પણ રેખાઓ લયકારીવાળી ને ભૌમિતિક આકારની છે. આપણા આદિવાસીઓની રેખાઓ સાથે અને આપણા કેટલાક પાળીઆ સાથે ઠીક ઠીક સામ્ય ધરાવે છે. પણ આ આખો વિષય જુદો છે.



(૬૦) ભરૂચ શહેર જીતી લઇ વીરગતિ પામનાર જનરલ ડેવીડ વેડરબર્નની કબર ઈ સ. ૧૭૭૨ : સૂરતનું અંગ્રેજોનું કબ્રસ્તાન

અઢળક પાળિયાઓનું એક ચિત્રપટ આંખ સામેથી પસાર થઈ રહ્યું છે. પણ એની તસ્વીરો ને માહિતી હાથમાં નથી. કેટલીક તસ્વીરોની છેકછેલ્લી ઘડી સુધી રાહ જોવા છતાં પહોંચી નથી. અથવા મળી શકી નથી. એમાં જેનું દુઃખ રહી જવા પામ્યું તેવી એક તસ્વીર પોણા બસો વર્ષ પહેલાં કચ્છ–સૌરાષ્ટ્રની ધરતી ઉપર ઊતરનાર જવાંમર્દ અભ્યાસી કર્નલ મેકમર્ડોની હતી. અનેક વિષમતાઓ વચ્ચે ડાંખરા ઠાકોરો ને ભયાનક ડાકુઓ વચ્ચેથી એણે કચ્છ–સૌરાષ્ટ્રની રજ રજ માહિતી મેળવીને અંગ્રેજી સત્તા માટેનાં નિશ્ચિત સ્થાનો નક્કી કર્યાં. પણ એણે ઐતિહાસિક અને ભૌગોલિક સામગ્રી આપી તે તો આજે ય ચમત્કૃતિ ભરી લાગે છે. કચ્છ–સૌરાષ્ટ્રના મારા ઐતિહાસિક અને ભૌગોલિક અભ્યાસમાં એનો સારો એવો હિસ્સો છે. એ રંગીન અને રોમાંચક

સાહસિક અને શેરદિલ આદમી કચ્છ-અંજારમાં કાલેરાથી અવસાન પામેલો. વાતો ઉડાડનારા તો અનેક છે.

કે બધી રીતે આદર્શ બારૂં આ બને તેમ છે. મોટી સ્ટીમરો નાંગરે, રક્ષણ મળે ને સીલ્ટીંગ-કાદવ ન ભરાય. એણે એ બાંધ્યું. તે વખતના મહારાજા તખતસિંહના નામ ઉપરથી બંદરનું નામ પડવાનું હતું. પણ પાંચમા જ્યોર્જના કાકા ભારતના પ્રવાસે આવેલા. સીમ્સ સાહેબે એમને એ બંદરે ઊતાર્યા ને બંદરનું નામ તખ્તનગર પાડવાને બદલે પોર્ટ આલ્બર્ટ વિકટર (પંચમ જ્યોર્જના કાકા) પાડ્યું. સીમ્સ સાહેબની સૂઝ આજેય એટલી સાચી ઠરી રહી છે કે દીવથી માંડીને ભાવનગર સુધીમાં વિકટર જેટલું બધી રીતે સારૂં બંદર એકેય નથી. એનો ફોટો મેળવી શકતાં ઘણો આનંદ અનુભવું છું.



(૬૧) વિકટર બંદર ઊભું કરનાર અંગ્રેજ ઇજનેર સીમ્સ સાહેબની કબર (પોર્ટ વિકટર–ડુંગર ગામ પાસે)

એવી જ બીજી ગંભીર અસર મારા ઉપર રહી ગઈ છે સીમ્સ સાહેબની. જ્યારે જ્યારે કવિશ્રી દુલાભાઇ કાગ પાસે મજાદર જાઉં કે વિકટર થઇને કે ડુંગર થઈને રાજુલા જાઉં ત્યારે દુલાભાઈ એમની માહિતીનો ભંડાર રોમાંચક ચિત્રપટના રેલાની જેમ વહાવતા આવે. એ પંથકના રસ્તાઓ પણ કાગળના રોલ ઊખડતા આવે એવા સમથળ, સપાટ સાફ ને સુચરા જોઈ જોઈને હૈયું હરખવા માંડે, જાણવા મળ્યું કે દુકાળોના વરસમાં ભાવનગર રાજ્યના એક ઈજનેર સીમ્સ સાહેબે આ રસ્તા બંધાવેલ છે. એની એક રોમાંચક ઘટના પીપાવાવના પ્રતાપી સાધુ ગીગારામના જીવન સાથે સંઘર્ષમાં આવેલી અગાઉ 'ઊર્મિ'માં આવી ગયેલી છે.

વધુ રોમાંચક વાત તો એ હતી કે આ વિકટર બંદરની સૂઝ સીમ્સ સાહેબની. એણે જોયું

હજી બીજા બે અંગ્રેજોની કબરના ફોટા રહી ગયા. જેણે મારા જેવાના કિશોર જીવનથી રોમાંચ ખડા કરવામાં બાકી નથી રાખી. તે વાઘેરો સામે લડતાં વીરગતિને પામેલા હર્બર્ટ અને લેટુઇશ. શ્રી મૂળુભાઈએ એમને પોતાના લેખમાં અંજલિ આપી છે.

આ લેખને આટોપતાં પહેલાં ઊર્મિઓના અનેક આવેગોને પાછા ધકેલતો જાઉં છું પણ એક વાતનો ઉલ્લેખ કર્યા વગર એ ઊર્મિઓ નહિ જંપે. તે ખાંભી અને પાળિયાના ગીત છંદ કે દુહા—સોરઠાની. એક માત્ર ખીમરા અને લોડણ સિવાય ખાંભી પાળિયાની પ્રાચીન કવિતા ક્યાંય નજરે પડતી નથી. માત્ર બે જ દુહા છેલ્લે છેલ્લે જોડાયેલા મળી આવે છે. એક તે :

કામણ કરે કમાલ, ખોડી ખાંભી ખળભળે;
પાણો કરે પ્રિતાળ, દુહો અમીણા દેશનો.

બીજો દુહો તો એક મરદાનગીના પ્રસંગનો છે. ગુરગટના ચાર સંધી મલેક રાણો, સધર, જીવણો ને ડોસલ આ ચારેય જણા લીઆરા ડુંગર પાસે ફુલોઈ નદીને કાંઠે ઉ. વાઘેરોની ધાણીફૂટ ગોળી-ઓથી નવરાતના ગરબા જેવા થઈને તરવારોની ત્રમઝૂટ બોલાવી જવાંમર્દીથી મર્યા. એનો દુહો છે :

ચગલા દીઠા ચાર, કાંઠે ફુલોઈને;
લીઆરો લાલ ગુલાલ, તેં રંગ્યો સધર સુલતાનીઆ.

શ્રી. પિંગળશીભાઈ ગઢવી જણાવે છે કે ચારણોની બહાદુરી, બહારવટાં અને ધીંગાણાંની જવાંમર્દીના પાળિયા રહી જાય છે. એમણે નામોલ્લેખ આપ્યા છે કે :

"સૌરાષ્ટ્રમાં તો ઘણા જવાંમર્દ ચારણો અને ચારણ બહારવટીઆની વાતો મળે છે. વિશળ રાબો, નાગબાઈના પુત્ર સોહંધર, ઈસરદાસના પુત્ર ગોપાળ-દાસ, બહારવટે ચડેલા લાખણશી નરેલા, પુનરવ એકલીઓ અને રાયદે બુચડ વગેરે."

શ્રી. પિંગળશીભાઈની વાત સાચી છે. આમાંની ઘણીખરી વાતો 'ઊર્મિ'માં આવી ગઈ છે. પછી જણાવે છે કે : "જામ રાવળ ચારણોની સેના લઈને હાલાર ઉપર ચડી આવેલ એવી લડાયક ગણાતી તુંબેલ કોમમાં કોઈ વીર ન થયા હોય એવું ન બને." વાત સાચી છે. તુંબેલો પણ કહે છે કે :

"ઘોડે વેરી ધસિસું, હિયે તરારે તુંબેલ;
ગાલીએ છંદાં ગેલ, સોંપ્યાં સોરઠિયેં કે."

વાતુંના મોજ–ગલબા તો સોરઠીઆ ચારણોને સોંપ્યા. અમે તુંબેલો તો દુશ્મનોને ઘોડેથી નીરનારા ને તરવારથી ખેલનારા કહેવાંઈ.

આ તુંબેલોના ઉલ્લેખો શ્રી. મૂળુભાઈના લેખમાં આવે છે. એ જવાંમર્દોની અને આઈયુંની ખાંભિયુંની તસ્વીરો મેળવી શકાઈ નથી. ચારણ બહારવટીઆઓમાં પુનરવ એકલીઆની તો ખાંભી પણ હોવાનું સાંભળ્યું છે.

ડુંગર ઉપર વીલડી, તેંજાં સોભાતીલાં ફૂલ;
કોઈ કાણું, કોઈ કોજડો. કોઈ માણેક તુલ.

[ આ લેખમાં નીચે મુજબના મિત્રોએ ફોટા લઈને મોકલ્યા છે. ફોટા નંબર ૧,૪,૧૧,૩૨,૩૪,૩૭,૪૭, ૪૮,૫૨,૫૪,૫૬૫૭ ને ૬૦ ડૉ. હરિભાઈ ગોદાની (અમદાવાદ). નં. ૨ : સ્કેચ શ્રી દેવેન્દ્ર જોશી (પોરબંદર). નં. ૩ : સ્કેચ શ્રી ખોડીદાસ પરમાર (ભાવનગર). નં. ૫,૭,૮,૨૪,૩૩,૩૫ ને ૪૫ શ્રી કાનજીભાઈ બારોટ (ચલાળા) નં. ૬,૨૨,૨૩,૪૬ ને ૪૯ શ્રી મોટાભાઈ ગઢડાવાળા (ભાવનગર). નં. ૯ને ૫૧ શ્રી સુરગભાઈ વરૂ (નાગેશ્રી). નં. ૧૦ શ્રી સુરેશ શેઠ (મહુવા). નં. ૧૨ ને ૧૪ શ્રી ચંદ્રશંકર જાની (ઉના). નં. ૧૩,૧૮ ને ૧૯ (સ્કેચ) શ્રી નાગજીભાઈ ભટ્ટિ (વઢવાણ). નં. ૧૫,૧૬,૧૭ ને ૫૩ શ્રી અર-વિંદ આચાર્ય (વઢવાણ). નં. ૨૦ ને ૨૧ દ. શ્રી પુંજાવાળા (સાણથલી). નં. ૨૭ ને ૨૮ શ્રી કરસન પઢિયાર (કેશોદ). નં. ૩૦,૩૧,૩૯ ને ૪૦ ડૉ. કે. જે. પઢિયાર (સાયલા) નં. ૩૬ શ્રી નરોત્તમ પલાણ (પોરબંદર). નં. ૩૮,૪૧,૪૨, ને ૪૩ શ્રી સવસીભાઈ મકવાણા (ધજાળા) નં. ૪૪ ને ૫૦ (સ્કેચ) શ્રી શ્રી ગરચર (પોરબંદર). નં. ૨૫,૨૬ ને ૨૯ શ્રી મણિભાઈ વોરા (પોરબંદર). નં. ૫૮ ને ૫૯ શ્રી હકુ શાહ ગુજરાત વિદ્યાપીઠ (અમદાવાદ). ને નં. ૬૧ શ્રી કલ્યાણજીભાઈ ને શ્રી રમણિકભાઈ (ડુંગર). ]

## ખાંભી-પાળિયાની વિગતો ને માહિતી પહોંચાડો

ખાંભી અને પાળિયા અંગે ;ભેસાણના શ્રી. હરસુરભાઈ ગઢવી એક સૂચિ તૈયાર કરી રહેલ છે. કયા ગામમાં કેટલા ને કોના કોના પાળિયા છે તે અંગે. એની સાલ સંવત્ મળે તો તે પણ. આ સંબંધે જે કાંઈ વાતો. વિગતો કે માહિતી મળે તે 'ઊર્મિનવરચના'ને અને શ્રી. હરસુરભાઈ ગઢવીને પહોંચાડવા વિનંતી છે. એમાંથી કેટલીક વાતો ને વિગતો 'ઊર્મિનવરચના'માં પ્રગટ કરતા રહેશું. અને શ્રી. હરસુર-ભાઈ જે સૂચિ બનાવે છે તેમાં પણ ઉમેરાતી જશે. પૂરતી માહિતી મળતાં તે પણ ગ્રંથાકારે પ્રગટ થઈ શકશે. શ્રી. હરસુર ભાઇનું સરનામું : શ્રી. હરસુરભાઈ એન. ગઢવી : મુ. ભેસાણ : (જિલ્લો જૂનાગઢ)–

– સંપાદક

# હમીર વરૂની ખાંભી

જાફરાબાદ તાલુકાના ગામ હેમાળની મધ્યમાં રાણીંગભાઈ વરૂની મેડીને ઉત્તરાદે કરે બજારમાં ત્રણ ખાંભી ને એક ચગો છે.

પ્રથમ ખાંભી સં. ૧૮૭૨ની જે વરૂ દાના હમીરની છે. જેમને હેમાળમાં જાગીર મળી ને માણુસા મુકામે કામ આવેલ. એમણે પોતાના બાપુ હમીર હાદાની ખાંભી વિધિપૂર્વક ઉપરોક્ત ઠેકાણે ખોડાવેલી. ત્યારબાદ દાના હમીરનું અવસાન થતાં એમની ખાંભી પણ ત્યાં જ ઊભી કરવામાં આવી.

હમીર વરૂ એ જમાનામાં વરૂ ડાયરાના અડીખમ ગલઢેરા અને ટીંબીના માંધાતા ગણાતા. એમની ખાંભી ઉપર સં. ૧૮૬૫ કારતક વદ ૨ એવું આછુ પાતળું વંચાય છે. ત્રીજી ખાંભી જમીનમાં ઊતરી ગઈ છે, જે કાઢવી મુશ્કેલ છે. એની કોઈ પાસેથી માહિતી મળતી નથી. થોડેક છેટે ચગો છે. જે એક હરિજનનો છે. એમ કહેવાય છે કે એ હરિજન હમીર વરૂનો સેવક હતો. એથી હમીર વરૂના મૃત્યુના આઘાતથી પ્રાણ કાઢી નાખેલા.

**ઓઘડને ઓળ્યે રાખીએ, વાળા ને બાવન વીર;**
**એની હોય ન રાવ હમીર, જૂના લગી જેઠવા.**

કહેવાય છે કે ધારીના કરાફાત અને કરપીણુ ગણાઈ ગયેલા ઓઘડ અને માત્રા જ્યારે કડીથી મલ્હારરાવને બચાવતા બચાવતા ધારી લઈ આવેલા ત્યારે હમીર વરૂએ આ કાકા–ભત્રીજા ઓઘડ–માત્રાની ભેર કરેલી.

માણુસાનાં એક બાઈએ પોતાના ભાઈઓ બંદા શાખાના લુણો અને માણુસીઆ નામના કાઠી જુવાનો સામે ટીંબી જઈ હમીર વરૂ પાસે રાવ કરી કે ભાયું માનતા નથી ને ગરાસ ખાવા દેતા નથી. એ વખતે હમીર વરૂ સો દોઢસો પસાયતા તો ટીંબીમાં જ રાખતા. છતાં કોઈને લીધા વિના પોતે એકલા ગયા.

ગામ ટીંબીની બજારમાં અમરશી મેઘજી શેઠ મળ્યા. એમણે ટકોર કરી કે: "બાપુ! મારી માથે ઘોળું ભાંળું છું." ત્યારે હમીર વરૂ કહે: "હોય કાંઈ? શેઠીઆ, બેન દીકરી તેડવા આવે ને એનું દુઃખ ભાંગવા જતાં આવાં ઓહાણુ ન હોય."

દાન અલગારી

ગયા માણુસે. લૂણાની ખડકીમાં ગરતાં બે ય ભાઈ સંતાઈને ઊભેલ. તરવાર્યુંની તડી પડી ગઈ. હમીર વરૂનું માથું પડી ગયું ને શરીર જનોઈવઢ વેતરાઈ ગયું

આમ હમીર વરૂને દગાથી મારીને બન્ને ભાઈ ધાક ન જીરવી શકયા તે ભાગ્યા, ગયા નાગેશ્રી. ત્યાં દેગણુ બોરીચે બાવડું ઝાલીને બહાર કાઢયા. ત્યાંથી ભાગવા માંડયા તે કોઈ ન સંઘરે. છેવટ તુલસીશ્યામ ગયા. તો મહારાજે કીધું કે: "જ્યાં જાવું હોય ત્યાં જાઓ, તમને કોઈ નહિ સંઘરે." છેવટ તુલસીશ્યામ નજીક અફીણુ ઘોળી ને સોડયું તાણી લીધી. એમના ચગા છે.

એક ચારણને ખબર પડતાં એણે ડેડાણુ ખબર આપી. ડેડાણુથી ફોજ આવી. વરૂ, કોટીલા ને ધાંખડા સૌ સામટા થઈ બંદાઓને સાફ કર્યા ને હેમાળ દાના વરૂને, માણુસા મામૈયા વરૂને અને કાતર હાદા વરૂને ગરાસમાં મળ્યાં. આજે એમની સાતમી પેઢી ચાલે છે.

ડેડાણુના પ્રસિદ્ધ દંતા કોટીલાને સાત દીકરીઓ. એમાંની એક દીકરી હાદા વરૂ વેરે પરણાવેલી. અને એના પુત્ર તે હમીર વરૂ. ડેડાણુના ભાણેજ થાય. સરસઈના બળવાન અને તોફાની નગા ધાધલને એમણે રણુમાં રોળેલો ને 'સરસઈનો ગઢ સોથેસોથા' એવાં ગીત એની માથે રચાયેલ.

દુર્યોધનનો અવતાર ગણાતો ભોજ કોટીલો હમીર વરૂનો સમકાલીન. એમના સીમાડા એક પણુ ભોજ કોટીલા જેવો કાળઝાળ માણુસ પણુ એની તસુ જમીન દબાવી શકેલ નહિ. હમીર વરૂની હાજરી હોય ત્યારે ભોજ કોટીલો ડેડાણુ ઉપર ચડે ત્યારે ભૂંડે મોઢે પાછા ફરવું પડે. ડેડાણુવાળા ખરે વખતે પોતાના ભાણેજ હમીર વરૂને બોલાવી જ લેતા.

હમીર વરૂએ ઘણાં ધીંગાણાં ખેલેલાં. એ જમાનામાં કહેવાતું કે:

**ઘેટાં વળ ઘાલે ઘણાં, શીંગડીએ ય સધીર;**
**હોય ન વડય હમીર, હાથી સામે હાદીઆ.**

અને

# કેશોદ તાલુકાના પાળિયા

પ્રા. નંદલાલ માધવજી જગોદડિયા

પાષાણુ પ્રતિમામાં પાંગરતી પ્રશસ્તિનો અનેરો ઇતિહાસ છે. સ્નેહ ને શૌર્યથી સિંચાયેલા પાળિયામાં ભૂતકાળની ખાનદાની તથા રંગીનતા શ્વાસ લેતી બેઠી છે. કેશોદ તાલુકામાં આ અતીતના શ્વાસ વિશેષ હુંફાળા છે. અહીંના પ્રત્યેક ગામે કંઈ ને કંઇ કથા સંઘરીને અસંખ્ય પાળિયાઓ ઊભા છે, જેમાંથી વૈવિધ્ય ખાતર થોડાકને હોંકારો ભણીએ :

કેશોદ તાલુકાનું ઘેડ પંથકમાં આવેલું બાલાગામ ઈસરદાનજીનો અણસારો સાંચવીને બેઠું છે. રાજસ્થાનથી સોમનાથની યાત્રાએ જતું ઈસરદાનજીનું ગાડું 'ટીલોરી' નદીમાં ખૂંચી ગયું છે. મદદની અપેક્ષાએ બારોટ ગામમાં ગયા. ચોરાના ઓટે બેઠેલા મશ્કરા જુવાનોએ ગામ બહાર રહેતા અશક્ત તથા કંગાલ પણુ વટના કટકા દાદુ તુર્કનું ઘર બતાવ્યું : “બાલાગામમાં પાણીઆરો તો ઇ એક જ છે, તમારું ગાડું ખેંચી દેશે.” બારોટ દાદુ તુર્કને ઘરે આવીને ઊભા રહ્યા! અતિથિનો સત્કાર કરી દાદુએ આગમનનું કારણ જાણ્યું, દાદુ વાતનો મરમ પારખી ગયો. પોતાના જેવી જ કંગાલ બળદની જોડી અને ભેળો અંતિમ વિધિનો સામાન લઈને બારોટનું ગાડું કાઢવા હાલી નીકળ્યો. ઈસરદાનજીએ બે હાડકાંમાં રહેલા ખમીરને પારખી લીધું. દાદુએ અને એના બળદોએ છેલ્લું જોર કરીને બારોટનું ગાડું ટીલોરીમાંથી બહાર કાઢી દીધું પણ કાંઠે કાયમને માટે ત્રણે જીવ સૂઈ ગયા! ઇશ્વર સિવાય કોઈનો દુહો નહિ જોડનાર ઈસરદાનજીએ દાદુ વિશે બે દુહા કહ્યા :

ગરૂડ વડેરાં પરપ્યાં, ને ધ્રુવ તારે તારા-
મેરૂ વડેરાં ડુંગરા ને દાદવે દાતારા.
સતવાદી સૂરજ તણો ને જીનો પોરો પલટાણો,
દેશમાનો' તો દાદવો તે દિ કરણુ કેવાણો.

આજે ય બાલગામ પાસે ટીલોરીને કાંઠે દાદુ તુર્કનો પાળિયો ઊભો છે અને ગામ લોકોએ માથે દેરી કરી છે.

કેશોદ પાસેના સિલોદરમાં ઝાંઝરવાળાનો પાળિયો અને ડેરી વળાવિયાની વફાદારી ગાતાં ઊભાં છે. ઝાંઝરવાળો છત્રાસાનો વતની, પોરબંદરથી આવતી વણિકની જાનનો તે વળાવિયો. જાન માધવપુર જાય. મારગમાં ચિંગરિયાને પાદર ડાકૂઓએ જાનને ઘેરી લીધી. ઝાંઝરવાળો કૂદી પડયો. ડાકૂના અગિયાર જુવાનોનો સોથ વાળી દીધો. ઝાંઝરવાળાનું માથું ઉડાવી ડાકૂઓ સિલોદર તરફ ભાગ્યા. ડાકૂઓ પાછળ ભૂત થઈ ગયેલો ઝાંઝરવાળાનો ઘોડો, ઝાંઝરવાળાનું ધડ લઇને છેક સિલોદર સુધી આવ્યો અને નોળીને કાંઠે ઘોડો તથા ધડ પડયાં! આજે ય ચિગરિયાના પાદરમાં ઝાંઝરવાળાનું માથું તથા સિલોદરમાં ધડ, વફાદારીની પૂજક પ્રજાથી પૂજાઅર્ચના પામે છે.

કેશોદ તાલુકાનું નગીચાણા ગામ નેહની નાજૂક કરુણ કથની લઇને આવે છે. નગીચાણાની રૂપરૂપનો અંબાર ગોરાંદે બામણવાડાના લાખણશીને પરણેલી હતી. કુટુમ્બના ઝઘડાને કારણે ગોરાંદેના સાત ભાઈઓ ગોરાંદેને પાછી પિયર લાવ્યા છે. લાખણશીના દિવસો વેરાન થઇ પડયા. ચોમાસું બેઠું અને એનું યૌવન હિઝરાવા લાગ્યું. ગોરાંદેના મિલન વિના ચાલે તેમ નથી, અંધારામાં લપાતો છૂપાતો લાખણશી નગીચાણા પહોંચ્યો, સસરાનું ઘર ગોતી પછીતે ચડયો, નળિયાં ઊચકાવી– જે ઓરડામાં ગોરાંદે સૂતી છે તેમાં વળીઓ પકડી ટીંગાતો ટીંગાતો ઊતરવા લાગ્યો પણ કુદરતને જુદું જ મંજૂર હશે તે કાળના પંજા જેવી કટાર લાખણશીની કેડેથી છટકી ગોરાંદેની સુંવાળી છાતીમાં ઊતરી ગઇ! મૃત્યુ પામી રહેલી ગોરાંદે સાથે હૈયાંફાટ રૂદન કરી આવ્યો હતો તે જ માર્ગે લાખણશી ભાગી છૂટયો. ગોરાંદેના ભાઈઓ જાગ્યા, બીના જાણી પણ મરતી ગોરાંદે બોલી : 'જે ન મર્યો ધરની માંય તે નહિ મરે ઝાપાં બાર્ય.'

સવારે ગોરાંદેની સ્મશાન યાત્રામાં લાખણશી હાજર રહ્યો અને મર્યો ત્યાં સુધી ગોરાંદેના અસ્થિ માથે આંસુ સારતો રહ્યો. નગીચાણાના પાદરમાં આ ગોરાંદેનો પાળિયો આજે ય ઊભો છે.

*　　*　　*

કેશોદની બાજુમાં રાણીગપરા ગામ પાસે ત્રાંગડશા પીરનો ટેકરો છે, ઉપર ભાઈ અને બહેન સોડ તાણીને સૂતા છે. મુસ્લિમ મઝહબ ખાતર અને બહેનના શિયળ ખાતર ખતમ થઇ ગયેલાંની દાસ્તાન તે મઝારમાં પૂરાયેલી છે. મુસ્લિમભાઈ અને રબારી બહેન ટેકરાની આજુબાજુ માલને ચારવા નીકળે, નાનપણથી જ ભાઇનું ધ્યાન દુનિયાદારીમાં નથી. ઢોર રેઢાં મૂકીને તે તો ચિંતને ચડી જાય છે. ઘણી-વાર દેહભાન પણ રહેતું નથી આવા સમયે બહેન તેના ઢોરનું ને કાયાનું ધ્યાન રાખે છે. અજબનો મેળ છે બેય જીવ વચ્ચે. ઉંમર વધતી ગઈ તેમ તેમ આ નિર્મલ સ્નેહ સંબંધ ઉપર સમાજની ચાર આંખો થવા લાગી. ઓલિયા સ્વભાવના ભાઈની રખેવાળી કરતી જુવાન બહેન ઉપર એક દિવસ વરૂઓ તૂટી પડયા. ત્રાંગડશાએ નમાજ એક બાજુ મૂકી બહેનની રક્ષા કરી પણ નમાજ છોડયાના અપરાધ બદલ પ્રાણત્યાગ કર્યો, સાથે રબારી કન્યા પણ સતી થઈ. આજે ત્રાંગડશાના ટેકરા ઉપર આ ભાઈબહેનની કબરો નજીક નજીક આવેલી છે. દરગા-હના દ્વારને ય, હિન્દુ બહેન અંદર સૂતી હોવાને કારણે 'ગણેશ દ્વાર' એવું નામ આપવામાં આવ્યું છે. ઉરસ ભરાય ત્યારે પહેલો મલીદો રબારીને હાથે ચડે છે.

કેશોદની આજુબાજુ મેર, કાઠી, બંકા, આહિર, મૈયા, રાજપૂત, હાટી, કોળી વગેરે પ્રજાના અનેક પાળિયા સ્નેહ અને શૌર્યની કથની લઇને ખોડાઈ ગયેલા છે. કરેણીના પાદરમાં ગીગો મૈયો, મેગળને કાંઠે 'માળેશ્વર'ની રક્ષા ખાતર ખપી ગયેલા પીઠા હાટી તથા જીવા કારડિયાના પાળિયા, ગામની રક્ષા ખાતર વીરગતને વરેલા હાટીના અનેક પાળિયા માળિયા, ચંદવાણા, રૂદલપુરના પાદરમાં ઊભા છે. સોરઠી સંસ્કૃતિની ધગધગતી સરિતાનાં નીર આ પાળિયાના પાયામાં સિંચાઈ ગયાં છે અને પાળિયો પોકારે છે પ્રજાના અસલ તેજ ને ગૌરવની કીર્તિગાથા. કોઈ એને સાંભળે તો ભલે નહિતર ધૂમકેતુની ઓલી કેશલી ને મોતડી એની ઉપર છાણા થાપે જ રાખે છે!

*

## ખાંભી અને પાળિયા અંગે મળે છે નીચેના માત્ર ખીમરા ને લોડણના દુહા

મારગ કાંઠે મસાણ, ઓળખ્યા નૈ આચર તણાં;
ઊતારી આરસપાણ, તારી ખાંભી કોરાવું ખીમરા.

જાતાં જોયો જુવાન, વળતાં ભાળું પાળિયો;
ઊતરાવું આરસપાણ ખાંતે કંડારૂં ખીમરો.

ઘોડાળા જાવ ધરવાટ, અમે પાળા પળતાં પૂગશું;
રે'વી મારે રાત, તારી ખાંભી માથે ખીમરા.

રાવળિયા સું રાત, વગડાની વેરણ થઇ;
સગા દેને સાદ, ખાંભીમાંથી ખીમરા.

તડકો ને આ ટાઢય, વગડો ય વેઠેલ નહિ;
રે'વી મારે રાત, તારી ખાંભી માથે ખીમરા.

કુંપા કાચ તણા, રાખ્યા રિયા નૈ;
ભાંગી ભૂકા થિયા, તારી ખાંભી માથે ખીમરા.

વિગતે કરૂં વિચાર, પાણો પૂજાય નહિ;
સથરો તેડાવી સલાટ, તારી ખાંભી નખાવું ખીમરા.

અણીઆળાં અમ ઉર, બીં'સું તોય ભાંગે નહિ;
બળ કરતી હું બીઉં, તારી ખાંભી માથે ખીમરા.

સીં'દોર ચડાવે સગાં, દીવો ને નાળિયેર દોય;
પણ લોડણ ચડાવે લોય, તારી ખાંભી માથે ખીમરા.

ખીમરા મોટી ખોડ, માણસને મરવા તણી;
લાગે લાખ કરોડ, ઇ જેવી એકે ય નહિ.



હાર્દિક શુભેચ્છાઓ સહ

# શ્રી કુંકાવાવ તાલુકા વણકર સહકારી મંડળી લિ.

કુંકાવાવ રોડ : સહકાર ભવન

(તાલુકો : કુંકાવાવ) બગસરા (ભાયાણી) (જિ. – અમરેલી)

ફોન–૧૦૮

સ્થાપના– ૧–૩–'૫૪ રજી. નંબર: પી–૩૭૨

સ્થાપનાથી એટલે ૧–૩–'૫૪ થી ૧૯૭૦ સુધી મંડળીએ ઘણા તડકાછાંયા જોયા. ૧૯૭૦થી મંડળીના ઉત્સાહી કાર્યકરો અને કર્મચારીઓના અદમ્ય ઉત્સાહ અને સબળ પુરૂષાર્થથી આજે મંડળી ઉત્પાદન ક્ષેત્રે અમરેલી જિલ્લામાં અને ગુજરાતમાં આગવું સ્થાન ધરાવે છે.

અમારે ત્યાંથી–

હાથવણાટ પછેડી, પનીઆ અને મસ્કતની પ્રખ્યાત લુંગી તેમ જ હેન્ડલુમને લગતી વિવિધ આઇટમ્સ જેવી કે ચાદર, ટુવાલ, શેતરંજી, આસનિયા, ટેરીકોટન તેમ જ ટેરીવુલ પેન્ટપીસ વગેરે વ્યાજબી ભાવે મળશે.

— એક વખત અવશ્ય પધારી ખાતરી કરો —

બાબુભાઇ જેઠાભાઇ ગોહિલ
મંત્રી,

જમનાદાસ નારણભાઇ ભદ્રેસડા
પ્રમુખ,

કુંકાવાવ તાલુકા વણકર સહકારી
મંડળી લિ.
બગસરા

કુંકાવાવ તાલુકા વણકર સહકારી
મંડળી લિ.
બગસરા




# માસિક રૂા. ૫ અને ૧૦ ની
## પંચવર્ષીય સંચયીમુદતી થાપણો (સી.ટી.ડી.) અને આવર્તક થાપણો (રીકરીંગ ડીપોઝીટ્સ) ના

***નાના બચતકારોના હિતાર્થે***

પાસબુક PASS BOOK

**નાની બચતની સુરક્ષિત બચત યોજનામાં નાણાં રોકો**

તા. ૧-૭-'૭૨ થી અમલમાં આવેલી છે.

## સારું વ્યાજ અને અન્ય લાભો ઉપરાંત **વીમા જેવા લાભો પણ મેળવો**

આ યોજના પ્રમાણે એક વ્યક્તિનું ખાતું ધરાવતા રોકાણકાર અથવા સંયુક્તખાતાની બાબતમાં હયાત રોકાણકાર તારીખ ૧લી જુલાઈ ૧૯૭૨ ના રોજ અથવા ત્યારબાદ મૃત્યુ પામે અને ત્યાં સુધીમાં જો તેઓએ બે વર્ષ સુધીના (પણ મુદત પાકે ત્યાં સુધી નહીં તેવા) માસિક હપ્તાઓ દરેક મહિને ભર્યા હશે તો અમુક શરતોને આધીન રહીને તેમને પુરી મુદતે લેવાની થતી રકમ આપવામાં આવશે. આ લાભ તા. ૧-૭-'૭૨ અગાઉ ખોલેલાં આવાં ખાતાંઓને માટે પણ આપવામાં આવશે.

**વધુ વિગત માટે** નાની બચત અથવા રાષ્ટ્રીય બચત યોજનાની કચેરીઓ, જીલ્લા કલેકટરની કચેરી અથવા પોસ્ટ ઓફીસોનો સંપર્ક સાધો.

માહિ.ગુ.મ.૭૭



નોંધણી ક્રમાંક પી. ૩૫૧૬
નોંધણી તા. ૬-૨-૧૯૫૯

ટેલીફોન નાં, ૮૯૫
ઓડીટ વર્ગ વ

# શ્રી. જૂનાગઢ જીલ્લા ઔદ્યોગીક સહકારી મંડળ લી.

પાવર હાઉસ સામે, જૂનાગઢ

હરેક જાતના હેન્ડલુમના કાપડના વપરાશ માટે
અવશ્ય મુલાકાત લ્યો

આપની પસંદગી મળી રહેશે.

| | |
|---|---|
| અધિકૃત શેર ભંડોળ | ૫૦,૦૦૦=૦૦ |
| ભરપાઇ થયેલ | ૧૯૯૮૦=૦૦ |
| શેરભાગીદારી સરકારશ્રીની | ૧૦૦૦૦=૦૦ |
| અનામત ભંડોળ | ૧૮૨૧૯=૮૯ |
| અન્ય ફંડો | ૯૬૦૨=૪૦ |

જેઠાલાલ દીવેશ્વર ભટ્ટ
હીસાબનીશ

વીરસુતભાઇ મહેતા
ઉપ-પ્રમુખ

ભીમજીભાઇ કાનાભાઈ કોઠારી
પ્રમુખ



